

આચાર સંહિતા

આ વેર અને માણસાઈની ભાવના માનવ માનવ વચ્ચે ફેલાય, એવી ભાવનામાં માણસજાત પોતાની શ્રેષ્ઠતા પુરવાર કરે એ માટે જેને આપણે અવતારી પુરુષો કહી શકીએ એવા આ યુગમાં પણ એક ગાંધી થઈ ગયા. એ ગાંધીજીની જન્મતિથિ, ગાંધી-જયંતીની ઉજવણી પાછળ આજે જાણે પ્રાણ દેખાતો નથી.

આવા મોટા માનવી આટલા જલદી જનતાના હૃદયમાંથી હટી જાય એની પાછળનું કારણ શોધવું જોઈએ. રાજકીય અને સત્તાકીય ઝઘડાઓ એક મહા માનવનું આટલું હલકું મૂલ્યાંકન કરી મૂકે એ ખરેખર શોચનીય ગણાય.

જનતાના, સાચા અર્થમાં ભારતની જનતાના એ સાથી હતા, દેશમાંથી ગરીબી મિટાવવાનો લીધેલો એમનો ભેખ તો જાણીતો જ છે. એ જ ગાંધીના અનુયાયીઓ પોતાની જાતને કહેવડાવનારાઓ, વાતવાતમાં ગાંધી નામનું રટણ કરનારાઓ આજે ગાંધી–ચીંધ્યે ચીલે કેટલા ચાલી રહ્યા છે એ તો એમનું દિલ જાણે. બતાવવાના અને ચાવવાના જુદા રાખનારાઓ આ ગાંધીવાદીઓની જમાત આજે ભારે મોટી છે. અને ગાંધી જયંતીની ઉજવણી પણ આવા જ બગભગતો મારફત યોજાય છે એટલે એમાં પ્રાણ, હાર્દ કે ગાંધીચીંધ્યો એકેય રાહ શાનો દેખાય ?

ગાંધીજીઆમ કહી ગયા છે અને બાપુ આમ કહેતા હતા એ વાત આજે કોઈ નેતાઓના ભાષણમાં સહેજે મળી આવે છે. ગાંધીજી જે રીતે જીવતા હતા, જે રીતનું આચરણ કરીને જનતાને આચરવાની શીખ દેતા હતા, એટલી ઉંમરે પણ જે પ્રવૃત્તિપરાયણ રહેતા હતા એ બધું ઈતિહાસરૂપ બની ગયું છે. પ્રદર્શનોમાં એ પ્રવૃત્તિપરાયણ માનવીની બધી રોજિંદી ક્રિયા સચવાઈ રહી છે એટલું જ, આચરણની મહામૂલી દેણગી આપી ચૂકેલ એ મહામાનવની જન્મતિથિ ઉજવતાં પહેલાં આપણે પણ આચારસંહિતાનાં સૂત્રોનો ગોખવાને બદલે અમલ કરીએ ત્યારે જ સાચી જયંતી ઉજવી ગણાય.

☆



'રાજહંસ'

# સમયનાં ક્ષીર-નીર

## સામ્યવાદનું સાર્થક્ય

સામ્યવાદની વિશ્વપરિષદ ભરવાનું નક્કી થયું છે. જે દેશોમાં એને શાસન મળ્યું છે, અને જ્યાં સત્તા ઉપર આવવાની લડત હજી ચાલી રહી છે એ બધા પ્રદેશોના આગેવાન સામ્યવાદીઓ ભેગા થવાના છે. પહેલાંની જેમ આ પરિષદ સંગઠન કેળવવા માટે અથવા બીજી સત્તાઓને ભાંગવા માટે મળે છે એવું નહીં કહી શકાય. એમાં જે ચર્ચા–વિચાર ચાલશે તેમાંથી કૈંક સારું નીપજે એવી આશા આપણે રાખવી જોઈએ.

જગતમાંથી સંસ્થાનવાદ અસ્ત પામતો જાય છે. એકવાર સામ્યવાદે એની સામે પડકાર ફેંક્યો હતો, હવે એને પોતાને જ એનો જવાબ દેવાનો સમય આવ્યો છે. ઘણા દેશો સામ્યવાદની ઝૂંસરીમાંથી મુક્ત થવાને તલસે છે.

રાષ્ટ્રવાદ ઉપર સામ્યવાદે જીત મળવી નથી. સામ્યવાદના સંપર્કથી રાષ્ટ્રવાદનો આંતરરાષ્ટ્રીયવાદ બન્યો નથી, પરંતુ સામ્યવાદની શીશીઓના રંગ બદલાયા છે. એમ રંગભેદ અને જાતિભેદ પણ પોતાના ભાવ ભજવીને રહેશે. એનો સામનો કરી શકે એવું સામ્યવાદનું બળ નથી જણાતું.

બીજા વિશ્વયુદ્ધ પછી ઘણા દેશો સ્વતંત્ર બન્યા છે, ને હજી બનશે પણ ખરા. એમાંથી કેટલાકને યુદ્ધના ભોગ બનવું પડ્યું છે ને કેટલાકને એની ધાક રહે છે. સામ્યવાદે આ દોષનું નિવારણ કરવું જોઈશે. સામ્યવાદનો ભય રહેશે ત્યાં સુધી એના સિદ્ધાંતોનો મેલ ઊતરવાનો નથી. સંભવ છે કે આ પરિષદમાં ચીન ભાગ નહીં લે, અને એમ કરીને યુદ્ધની એક જ કેડી ઉપર રહેલા સામ્યવાદને કોઈ ધોરી માર્ગ લેવાની તક આપશે. પરિષદનું આ તાત્કાલિક ધ્યેય છે.

પરંતુ સામ્યવાદની પ્રગતિ બીજી દિશામાં હવે થવી જોઈએ. શાસનકર્તાઓમાં સાદાઈ આવવી જોઈએ. જેમને લોકોના પ્રતિનિધિ થવું હોય અને એમના હિતના રક્ષક બનવું હોય એમણે પ્રજાના મધ્યમ ધોરણે રહેવું જોઈશે. સામ્યવાદી નેતાનું ખાનગી અને જાહેર જીવન સામ્યવાદનું હોવું જોઈશે.

સામ્યવાદે માનવવૃત્તિઓની અને આકાંક્ષાઓની, શક્તિની અને ધ્યેયની, ઊંચી ભૂમિકા લાવી આપવી જોઈશે. તો જ એ આંતરરાષ્ટ્રીય બળનું સાર્થક્ય છે.

## શાંતિપ્રયાસો કવખતના છે

ચીન–પાકિસ્તાન તરફ ઉદારતા દાખવવાનો આ મોકો નથી. જયપ્રકાશ હવે સર્વોદયના આગેવાન રહ્યા એટલે એમને શાંતિનો વિજય કરી દેખાડવાની હોંશ રહે એ સ્વાભાવિક છે. ચીનમાં શાંતિ સૈનિકો શુભેચ્છા લઈને જવા લાગ્યા ત્યારે એમને શાંતિપૂર્વક પીછેહઠ કરવી પડી હતી, એ બનાવ કૈં બહુ વાસી નથી થયો. સિલોન, મિસર અને બર્માના પ્રયત્નો પછી એ ચીન કોઈને ગાંઠ્યું નથી. ઊલટ, ભારતની સરહદોએ લશ્કરી તૈયારીઓ એણે વધારી દીધી છે. અત્યારે ચીનનો મિજાજ ઉછળ્યો છે, ને કોઈની વાત એ સાંભળે એમ નથી. એકી સાથે એણે સાયગોન સાથેની લડાઈ દ્વારા અમેરિકા જોડે, ભારત જોડે, અને ધમકીઓ આપીને રશિયા જોડે લડાઈના મોરચા માંડ્યા છે. એની ભરતી ચઢી હોય તેવે સમયે જયપ્રકાશનું એ સાંભળશે ?





ને પાકિસ્તાનના બધા દાવ પાછા પડ્યા, ત્યારે હવે એ છૂપી રીતની ભાંગફોડ કરવા લાગ્યું છે. સલામતી સમિતિમાં ભલે એને બ્રિટન–અમેરિકા પંપાળે, પરંતુ એથી એનું કામ આગળ વધતું નથી. ભારતને મળતી લશ્કરી સહાય કે સામગ્રી અટકાવવા એણે ઘણો પોકાર કર્યો, છતાં એ મળતી રહી છે. હિંદુઓની અમાનુષી કનડગતો કરીને ભારતના દિલ ઉપર એણે ઘણા પ્રહાર કર્યા, પણ કોઈ એને મચક આપતું નથી. ત્યારે હવે જયપ્રકાશે બીડું ઝડપ્યું છે. જેણે લાગ જોઈને ચીનની દોસ્તી કરી. એને વળી ભારત માટે શી લાગણી થવાની હતી ? પાકિસ્તાનને હમણાં હૃદય જેવું છે જ નહીં. ઝીણાના અવસાન પછી ત્યાં કોઈ આગેવાન જ નથી. જયપ્રકાશ ભલે ને ઝીણાની મઝર પર ફૂલોની ચાદર પાથરી આવે, મરી ગયેલી આગેવાની કે સૂઝસમજ એમ પાછી આવવાની નથી. ને જયપ્રકાશનો બોલ ત્યાં ઝીલાવાનો નથી.

ચીન સાથે હમણાં સમાધાન થાય તો ભારતની દશા કફોડી બને એમ છે. ઝઘડો પતાવ્યા બદલ ચીન આશા રાખે કે હવે અમારો પક્ષ કરીને રશિયા–અમેરિકા સાથે ઝઘડો, સાયગોન સાથેની લડાઈમાં નૈતિક ટેકો આપો, દલાઈ લામાને કાઢી મૂકો, ને આફ્રિકામાં અમને પૂછ્યા વિના કોઈનો પક્ષ કરશો નહીં. આ બધી જંજાળ વળગે તેના કરતાં હમણાં ચીન સાથેનો અણબનાવ સારો છે. કે નહીં તો અહીંનું લશ્કર તો મજબૂત થતું જાય છે. એક દિવસ નિર્દોષ ને અહિંસક રહેવા છતાં ચીનની એડી તળે કચડાતા તિબેટની કુમકે જવા એ ખપ લાગશે. ભલે ને એ સર્વોદયના શાંતિ સૈનિકો કે એમના આગેવાન જયપ્રકાશ ભારતના લશ્કરની વધતી તાકાત જોઈને અકળાતા રહે. શાંતિ મેળવવાની જયપ્રકાશની રીત કવખતની છે. ઝઘડા આવી પડે ત્યારે એથી કાયર થઈ જવું તે કંઈ પુરુષાર્થ નથી.

### પરધર્મો ભયાવહ

જયપ્રકાશનો બીજો મોરચો પંચાયતોનો છે. એમને એવી આશા પડે છે કે પંચાયતોને વધારે સત્તા અપાવી શકાશે, ને એમાંથી સમાંતર સરકાર સ્થાપવાની શક્યતા ઊભી થશે. ને પછી તો દિલ્હી ક્યાં દૂર છે !

આ સ્વપ્નું પણ નથી, હવાઈ કિલ્લા છે. જયપ્રકાશનું ચાલે તો પંચાયતોને સાવ પછાત રાખે, એમને ભાવનાના દોરે ઝૂલાવ્યા કરે, લોકોની શ્રદ્ધા–ભક્તિનાં પૂર ચઢાવીને પોતે દેશના સુકાની બની જાય, ને પછી તો અહિંસાનો પાટલો મોટો બનાવતાં શી વાર !

સારું છે કે એમની કોઈ યોજના ફળીભૂત થતી નથી. લાગ આવે તો યત્ન કરવા પણ એ બેસી જાય. એમણે પોતે જ કહ્યું છે કે માટીનો છું, ને માટી જેવો રહીશ—ઢીલો ને પોચો. અધ્યાપકને યશ અપાવે એવું ભાષણ ભલે એ કરી જાણે, કોઈ પણ વિચારને વળગી રહીને પાર પાડવા જેવી શક્તિ એમનામાં નથી, સાતત્ય નથી, વ્યૂહ નથી, સંઘબળ નથી, શ્રદ્ધા નથી, ને ધીરજ પણ નથી. પોતાના વર્તુળમાં હોય ત્યારે આ શાંત જણાતા નેતા ઘૂરકતા હોય છે, તોછડાઈ દાખવવામાં તો મોરારજીના જેવા છે. થોડા કાબેલ ખરા, એથી નેહરુની હયાતીમાં પરદેશની 'હજ' કરી આવીને એમણે છાપાંની પ્રતિષ્ઠા મેળવી હતી. પરંતુ ઉછીની ને પારકી ટૉર્ચથી કેટલુંક અજવાળું કરી શકાય છે ?

રાજાજી–વિનોબા–જયપ્રકાશ આ ત્રિપુટીએ મફત સલાહ આપવાનાં કારખાનાં ખોલ્યાં છે, ને એમની દુકાનો ઉપર 'ગ્રાંડ રિડક્શન સેલ'નાં પાટીયાં ઝૂલાવતા રહે છે તો પણ ઘરાકી જામતી નથી. દેશના વિરલ સાધુ-પુરુષો એમના સ્વભાવથી જુદો ધંધો લઈ બેઠા છે એ પણ જેવી તેવી કરુણતા છે !

### ગજા ઉપરાંતની વાત

પ્રજાના જે વેપારમાં નફો થતા હોય ત્યાં સરકારની નજર વહેલી પડે છે. એ વેપારને હાથમાં લેતાં પહેલાં એના વેપારીઓને કલંકિત કરવા એ જાળ બિછાવે છે, બહાનાં શોધે છે, " કારણો આગળ ધરે છે,



મૂંઝવે છે, ખીજવે છે, ઘેરી વળે છે. ને શરૂઆતમાં ઉત્પાદક અંકુશ, પછી ભાવ અંકુશ, પછી અમુક ટકાનો વેપાર અને છેવટે એકહથ્થુ ઈજારાશાહી વેપાર પોતાના હાથમાં કરી લે છે. ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ દેશી રજવાડાં જોડે આવા જ પેચ પાડ્યા હતા.

સરકારને વેપાર ઉદ્યોગ કરવાની ચળ ઊપડી હોય તો જે ખોટના ધંધા છે તેમાં ભલે હાથ નાખે. પણ ના, એને તો જામેલા ધંધાના થડા ઉપર બેસવું છે. બીજાના કરતાં પોતે જો વધારે સવડ માગે કે મેળવે નહીં, પોતાના હાથમાં લીધેલો વેપાર એકહથ્થુ ઈજારાશાહીવાળો કરે નહીં, ખોટમાં પણ ચલાવતા ના રહે, અને અંતે કોઈ દૂરના દિવસે પણ એનાથી પ્રજાને લાભ કરવાનું વચન આપે તો તો જાણીએ કે આ લોકપ્રિય માણસો, શુભનિષ્ઠા, નિઃસ્વાર્થ સેવા, વધારે આવડત, ને નાણાંની છૂટ રાખીને સારાં ફળ આપે ખરા. હમણાં તો એમ જ જણાય છે કે જે વેપાર સરકારના હાથમાં ગયો તેના નફા ડૂલ થયા જ સમજવા. એના ભાવ વધવાના જ, ને લોકોને લાઈનમાં ઊભા રહી તપ કરવાનું નસીબ આવી ચઢવાનું.

અનાજનો જથ્થાબંધ વેપાર, આટાની મિલો, ડાંગરનાં કારખાનાં, બૅન્કો, એ બધું છોડીને સરકાર જો ભેળસેળ વિનાનાં ઘી–તેલ, ચોખ્ખું દૂધ, પોષણ મળે એવા ખોરાકની વીશીઓ, ભેળસેળ વિનાની સસ્તી દવાઓ, સસ્તું છતાં ટકાઉ કાપડ એવું કૈંક ઉપયોગી કામ હાથમાં લઈને કરી દેખાડે તો કેવું સારું. પરંતુ એટલુંય એનું ગજું નથી. પછી વેપારનું શીદ ડહોળે છે?

### કાળું નાણું કોણ રોકી શકે?

હમણાં સિનેમા 'સ્ટાર'ના કેટલાક નમૂનાઓની મિલકતો ઉપર સરકારી દરોડા પડ્યા ત્યારે લોકોને જરા ગલીપચી જેવું લાગ્યું. ફિલ્મી નિર્માતાઓ પાસેથી ઓકાવીને કઢાવેલી તે રકમો ઉપર જે આવકવેરા લાગે તે પણ ચાંઉ કરી જનારા આ લોકપ્રિય ગણાતા ફિલ્મી 'કળાકારો' માટે કોઈને લાગણી નથી થઈ; દિલીપકુમાર, નૌશાદ, નાસીરખાન, મીનાકુમારી જેવાં કેમ બચી ગયાં એની નવાઈ જ રહી ગઈ છે. કૃષ્ણમેનન કૅબિનેટમાં હોય ને આ બધા ઊગરી જાય એવું કદાચ બનત. પણ હમણાં તો એ પણ સાધુસમાજમાં ઉમેદવારી કરે એવા થયા છે, એમ છતાં કેવી રીતે કેટલાક છટકી ગયા હશે એ ખરેખર કોયડો છે.

કાળું નાણું તો દેશમાં ચલણી બની ગયું છે. ઘણી જગ્યાએ એની જ આપ–લે કરવી પડે છે. દુકાન લેવી, ઘરની પાઘડી આપવી, મકાન બંધાવવું, મોટર લેવી, પરદેશી ચીજો વસાવવી, સરકારી લાંચ આપવી, મોટા પગારો ચૂકવવા, એમ ઘણી જગ્યાએ કાળું નાણું જ વપરાય છે. મોટા વકીલો કે દાક્તરો કાળાં નાણાં જ સ્વીકારે છે. એ જોઈને વેપારીઓ શીખે છે કેમ કે એમને તો ડગલે ને પગલે લાઈસન્સ પરમીટની ગરજ રહી.

ના, આ સરકારનું ગજું નથી કે કાળાં નાણાંને એ રોકી શકે. જ્યાં લગી એના વ્યયને માટે ઘણી સવડ મોજુદ છે ત્યાં લગી એ ચલણ ફરતું રહેવાનું છે. લોકોની આવક ઉપર ભારે કરવેરા છે ત્યાં એમાંથી છટકવાની રીત ચાલવાની જ છે.

### રોજની રામાયણના ઈલાજ

નાણાંને કાળાં થતાં રોકવાનો એક ઈલાજ છે. પણ એ કોણ અજમાવે?

આજે નફા ઉપર જે કર લેવાય છે તે એકંદરે આવડત ને લાયકાત ઉપર લેવાય છે. વધારે સાહસ, સારી વ્યવસ્થા, ખરી કરકસર એને લીધે આવક વધે છે, ત્યારે એનો દંડ પણ એમને જ ચૂકવવો પડે છે. આ એક પ્રકારનું અંધેર છે. કરવેરા કમાવાનાં સાધનો ઉપર લેવા જોઈએ. રોજની ૫૦ ગાંસડી કાપડ તૈયાર કરે કે પચાસ હજારથી વધારે મિલકતનો દાવો લડે એ માટેના પરવાના લેનાર પાસેથી મુકરર કર લઈ લીધો કે પત્યું. પછી એમની ચાડી ખાવાની નહીં ને એમને સંતાડવાની જરૂર નહીં. બધા વેપાર





ધંધાના જુદા જુદા કક્ષે અગાઉથી લેવાનો કર નક્કી કર્યો હોય તો, જેવી જેની પહોંચ—એવો પરવાનો રાખે. પછી એમાં જેટલું કમાય કે કેટલું ખૂએ તેમાં બીજાને શું !

કરવેરાનું જેમ આર્થિક પાસું છે, તેમ એનું નૈતિક પાસું પણ છે. એ સાવ ખવાઈ ગયું છે. ને એથી માણસની કુલીનતા એમાં ઘસાઈ ગઈ છે. કમાઈ શકનાર દરેક માણસને અપ્રમાણિક બનાવનારી સૌથી મોટી એબ તે કરવેરાની હાલની પદ્ધતિની છે. પરંતુ એ સત્તા કોઈ સરકાર છોડી શકવાની નથી. વ્યકિતઓને કાબૂમાં લેવાની ચાવી ત્યાં પડેલી છે ને !

ઉદ્યોગ, વેપાર, નોકરી—આવકનાં આ સાધનો ને પગથિયાં છે. જેને ઉપલે પગથીએ જવું હોય તે એનો પરવાનો પહેલેથી મેળવે. તે પછી ઘણી સરળતા થઈ જાય. પછી તો ૭ પૈસાનું પત્તું લખવું છે કે પંદર પૈસાનું કવર જોઈએ છે એવો સરળ વ્યવહાર બની રહે. બેકારોને, અશક્તોને, બાળકોને, માંદાઓને કર ચૂકવવા જ ના પડે, આજે સૌ વપરાશ કરનારાને આડકતરા કર ઝાંસવા પડે છે. નાના બાળકને સુદ્ધાં. સમાજના અને સરકારના વ્યવહારમાં સચ્ચાઈ લાવવાની કોઈને ઇચ્છા જ નથી. નહીં તો એ કામ શું એટલું બધું દુર્ગમ છે ? પરંતુ રોજની રામાયણના ઈલાજ કરવા છોડીને અંતરીક્ષના પ્રવાસો, લશ્કરનું વિસર્જન, યુદ્ધની નાબૂદી, સામ્યવાદનો સામનો, અહિંસાનો સિદ્ધાંત, એવી માયાજાળ પાછળ આપણે તણાતા રહીએ છીએ. ને એથી કોઈનું પેટ પૂરું ભરાતું નથી.

### કોંગ્રેસની છૂપી ચાલ

સામ્યવાદનાં આંદોલનોને સત્કારવા ને વિજયી બનાવવા કોન્ગ્રેસની સરકારોમાં જાણે હરીફાઈ જામી છે. સભા, સરઘસ, હડતાળ, માગણીઓ—એ બધા માટે તક આપવી, એને સફળ કરી આપવાં, એમનો યશ વધારી આપવો, એવી પ્રવૃત્તિઓ ફરી ફરીને ચાલતી રહે એવું ઉત્તેજન પૂરું પાડવું—બસ, એ કામની જવાબદારી કોંગ્રેસની વિરુદ્ધ જે આંદોલનો ચાલે તેમને પૂરતું સંરક્ષણ મળશે એવી જાણે ખાતરી અપાઈ ચૂકી છે. ઉદાર લોકશાહી ખરી ને !

પરંતુ એ વલણ સમાધાનવૃત્તિનું નથી, ને નથી ઢીલી કે ઉદાર નીતિનું. આ તો સામ્યવાદને આવકારવાની છૂપી રીત છે. કટકે કટકે, ચમચે ચમચે, ને છાશવારે લોકોના ગળામાં સામ્યવાદનું રસાયણ ઉતારવામાં આવે છે. ને રાંક પ્રજા હજી એમાં ગાંધી ભાવનાનો રસ માનીને કોઠે ઉતારતી જાય છે !

### મોરારજીને લીધે ગુજરાતની પીછેહઠ

ધારાસભામાં જઈને જ લોકસેવા થઈ શકે—એવો ભ્રમ ભાંગવા કોંગ્રેસના આગેવાનો ઘણીવાર બોલે છે. એક કાળે મોરારજી પણ એવો ઉપદેશ આપતા હતા કે જેમને સેવા કરવી છે એમને માટે બહાર પણ ઘણી તક છે. એ તક લેવા એમણે હામ પણ ભીડી ને સત્તાત્યાગ કર્યો. એ પછી કેટલીક લોકસેવા થઈ તે નક્કી કરવા કોંગ્રેસ તપાસ સમિતિ નીમે તો જ ખબર પડે. હમણાં તો એવું જણાય છે કે સત્તા ઉપરથી જે પાછા આવે તે બેકાર બને છે. એમનાથી જૂની સાહ્યબી છોડાતી નથી ને લોકસેવામાં પાછા પલટાઈ શકાતું નથી.

ગુજરાતની કોંગ્રેસે મોરારજીને ઘણા પંપાળ્યા. સરદારની ગાદીએ બેસી મોરારજીએ ઘણા જણને શિસ્ત શીખવાડી એનું પરિણામ એ આવ્યું કે ગુજરાતીઓ જાહેર જીવનમાં બીજાના ભણી જોતા થઈ ગયા છે. કેન્દ્રમાં ગુજરાતની ઓટ શરૂ થઈ છે, ને પ્રદેશની વિવિધ પ્રવૃત્તિઓ મૂઢ બની છે.

કોંગ્રેસની મહાસમિતિની છેલ્લી બેઠકમાં ત્રિકમલાલે કામરાજ યોજનાનું રહસ્ય ખોલવા પ્રયત્ન કરી જોયો ત્યારે ઘણાને લાગ્યું કે મોરારજી બારણું ખોલવા મથી રહ્યા છે. એમની પોતાની હામહોંશિયારી હોત તો એ જાતે જ હીર બતાવત. પરંતુ એમની પાસે કોઈ કાળે સ્વપ્ન હતું જ નહીં, ને ખટપટનું જોર તો કેટલુંક નભે ! એ તો હવે પાછળની હરોળમાં પહોંચી



ઈશ્વર પેટલીકર

# લગ્નમાં પસંદગી

પસંદગીની લગ્નપ્રથા આજે આપણા સમાજમાં પ્રવર્તે છે. પણ એ પ્રથાના જુદાં જુદાં પાસાં પણ જોવા જેવાં છે. એ પાસાંને દરેક બાજુથી છણતો આ લેખ દરેકને એકસરખો ઉપયોગી અને માહિતી-સભર જણાશે જ. લગ્નપ્રથાની આ વિવિધતા નિરાળી છે......

હાલ સમાજમાં મુખ્યત્વે પસંદગીની લગ્નપ્રથા પ્રવર્તે છે. માબાપ કે વડીલો છોકરા કે છોકરી માટે સામા પાત્રની પસંદગી કરે છે. જ્યાં શિક્ષણનો પ્રચાર છે ત્યાં માબાપની પસંદગી ઉપરાંત પરણનારની સંમતિ આવશ્યક બની છે. જ્યાં શિક્ષણ ઓછું છે ત્યાં માબાપ કર્તાહર્તા છે અને પરણનારને કંઈ પૂછવામાં આવતું નથી. પરણનાર લગ્ન પછી એકબીજાનું મોં જોવા પામે છે. વળી જ્યાં સંમતિ લેવાય છે ત્યાં માબાપનું વલણ એવું રહે છે કે એમની પસંદગીને સંતાનોએ મહોર મારવી જોઈએ —અમે કંઈ એમનું અહિત ઓછું જોનાર છીએ કે એમાં એણે હા-ના કરવાની હોય! અને જ્યાં હા-ના થાય છે ત્યાં સમજાવટ કે ધાકધમકીથી સંતાનને સંમત કરવાના માર્ગ અપનાવાતા જોવા મળતા હોય છે. જો સંતાન સંમત ન થાય તો એણે શિક્ષણ લજવ્યું, માબાપની આમન્યા ન પાળી કે ઘરની ખાનદાની ખોઈ તેવો ધખારો વડીલો તરફથી થતો જોવા મળે છે. વળી માબાપને સંતાનોએ પોતાનું કહ્યું ન માન્યું તેનું સવિશેષ દુઃખ થાય છે. એમને દુઃખ વેઠીને ઉછેર્યાપાછેર્યાં અને એમના ભલા માટે આટલું મથીએ છીએ છતાં એમને અમારી કિંમત નથી! કદર નથી! કપાતર પાક્યાં કે બીજું!

નવજુવાનોને માબાપનું આ વલણ વિચિત્ર લાગે છે અને એમનો હઠાગ્રહ સમજાતો નથી. પરંતુ લગ્નનો ઇતિહાસ જોઈએ તો એમનાં મૂળ ઊંડાં ગયેલાં જોવાં મળે છે. કામેચ્છા અને સંતાનેચ્છાના મૂળ પ્રકૃતિમાં છે, પણ લગ્નસંસ્થા કાયદા દ્વારા સ્થપાયેલી છે. એને ભલે ધર્મનો સંસ્કાર કહેવામાં આવતો હોય પણ એ સંસ્કારનું રક્ષણ કાયદાથી થતું આવ્યું છે. આ કાયદામાં બાળકો ઉપર માબાપના અધિકાર નક્કી થયેલા છે. એ હકનો અતિરેક ત્યાં સુધી થયેલો હતો કે પુરાણા રોમમાં બાળકોને કષ્ટ આપ્યા વિના મારી નાખવાનો માબાપને હક્ક હતો!

એવા હકનો ભોગવટો જંગલી અવશેષ ગણીને લક્ષમાં ન લઈએ, પણ દોઢસો વર્ષ પહેલાં, ૧૯મી સદીની શરૂઆતમાં પશ્ચિમમાં ઔદ્યોગિક યુગનાં મંડાણ શરૂ થયાં અને બાળકોની કારખાનામાં મજૂરો તરીકે ભરતી થવા લાગી ત્યારે માનવતાવાદીઓને લાગ્યું કે સરકારે કાયદો કરી બાળકોના હિત ખાતર કારખાનામાં પ્રવેશબંધી ફરમાવવી જોઈએ. તે વખતે એ સામે એ કારણે વિરોધ ઊઠ્યો હતો કે બાળકો ઉપર માબાપનો અધિકાર છે અને એ અધિકારમાં સરકારે હસ્તક્ષેપ ન કરવો જોઈએ. પરંતુ છેવટ નૈતિક ભાવનાનો સ્વીકાર થઈને બાળકોને કામે ન લગાડવાનો ફેક્ટરી એક્ટ પાસ થયો હતો.

આમ બાળક ઉપર માબાપનો અધિકાર છે તે રૂએ એમના લગ્નનો હક એમની પાસે પરંપરાથી જોવા મળે છે. ગાય અને દીકરી જ્યાં દોરે ત્યાં જાય તે કહેવત જાણીતી છે. આથી પછાત સમાજમાં કન્યાને લગ્નને નાતે વેચવામાં આવતી હતી અને આજે પણ એ ચાલુ છે. આદિકાળમાં યુવક કન્યા પિતાને ઘેર અમુક વર્ષ રહીને તેમની ગુલામી કરી કમાઈ

---

ગયા પણ સાથે ગુજરાતનેય ખેંચતા ગયા.

એક કાળે મોરારજીએ સર્વોદયની છાયા સ્વીકારી હતી. એ માંચડેથી રાજકારણમાં પોતે કયાં હતા. એમની સમક્ષ ફરી એ સ્થિતિ આવી છે. જયપ્રકાશની જેમ એમણે પણ હવે સર્વોદયના મંત્ર જપવા જોઈશે, કેમકે ત્યાં આગેવાનો માટે ઘણી તબલ. છે.







આપતો ત્યારે એને કન્યા પરણાવવામાં આવતી હતી. એ પછીના તબક્કામાં તેની પાસેથી પશુઓના રૂપમાં અમુક મૂલ્ય લેવામાં આવતું અને કન્યા પરણાવાતી. નાણાંનો વ્યવહાર શરૂ થયો ત્યારથી નાણામાં મૂલ્ય ચૂકવાતું રહ્યું છે.

આ સ્થિતિ યુરોપમાં પણ પ્રાચીનકાળે હતી. યુરોપમાં જર્મન પ્રજા આગળ વધેલી ગણાતી પણ તે કન્યા સુદ્ધાં પિતાની પરવાનગી વિના પરણી શકતી ન હતી. પિતાને કન્યાની કિંમત વર ચૂકવતો હતો. ગ્રીસ અને રોમમાં કન્યા વેચાતી અને રોમમાં તો ત્રણ વર્ષની વરની ગેરહાજરીએ પિતાને ફરી વેચવાનો હક મળતો હતો. રોમન કાયદામાં માલિકીની વસ્તુઓમાં સ્ત્રી પણ મિલકત ગણાતી હતી. અને એક વર્ષનો કબજો ભોગવટો હોય તે તેનો માલિક ગણાતો. ન્યુમેક્સિકોના પાપાયો લોક કન્યાને જાહેર લીલામથી વેચે છે! આમ આખા જગત ઉપર માબાપ સંતાન ઉપરના હક તરીકે કન્યા વેચતા અને આજે પણ પછાત પ્રજાઓમાં તેના અવશેષ ચાલુ રહેલા જોવા મળે છે.

મનુસ્મૃતિમાં લગ્નના આઠ પ્રકાર ગણાવ્યા છે, જેમ આખી પ્રજાનું જીવનધોરણ રહેણીકરણી અને સંસ્કાર સરખા હોતાં નથી, તે જ પ્રમાણે તેમની લગ્નપ્રથાઓ પણ સરખી ન હોય તેમ સ્વીકારી શ્રેષ્ઠથી કનિષ્ટ સુધીના એ પ્રકારોને કાયદેસર ગણેલા છે. (૧) વરને પસંદ કરીને અલંકાર પહેરાવેલી કન્યાનું દાન કરવું તેને બ્રહ્મવિવાહ કહેવામાં આવ્યો છે.

(૨) યજ્ઞને અંતે ઋત્વિજને અલંકાર પહેરાવેલી કન્યાનું દાન કરવું તેને દેવવિવાહ કહ્યો છે. પહેલા અને બીજા પ્રકારમાં ભેદ એ છે કે વિદ્વાન બ્રાહ્મણને કન્યાનું દાન કરાય તે દેવવિવાહ. બ્રાહ્મણવિવાહમાં પણ બ્રાહ્મણ સિવાયનો પણ લાયક વર હોઈ શકે. (૩) વર પાસેથી કન્યાના મૂલ્ય તરીકે ગાય, વૃષભ વગેરે પશુ રૂપે દ્રવ્ય લઈને વિવાહ કરાય તે આર્યવિવાહ. (૪) વર પાસેથી કંઈ લેવાનું અને કન્યાને અલંકાર તરીકે કંઈ આપવાનું નહિ તે પ્રજાપત્ય વિવાહ. (૫) વર પાસેથી ધન લઈને કન્યાનો વિવાહ તે આસુર વિવાહ. (૬) વર–કન્યા પરસ્પર પ્રેમને વશ થઈ માબાપની સંમતીથી કે સંમતી વિના છાનાં પરણે તે ગાંધર્વવિવાહ. (૭) માબાપ પાસેથી બળાત્કારે કન્યા ઉપાડી લાવી વિવાહ કરવો તે રાક્ષસ વિવાહ. (૮) અને ઊંઘમાં કે કેફમાં પડેલી અજાગ્રત કન્યાને ઉપાડી લાવી લગ્ન કરવું તે પૈશાચ વિવાહ.

આ પ્રકારો જોઈએ તો ગાંધર્વ વિવાહમાં આજના પ્રેમલગ્નની માફક પરસ્પરની ઇચ્છાથી માબાપની સંમતિ કે અજાણથી પરણવાની વરકન્યાને સંપૂર્ણ સ્વતંત્રતા છે. તો બ્રાહ્મ દેવ અને પ્રજાપત્ય વિવાહમાં લગ્ન સંસ્કારની ભાવના પ્રમાણે માબાપ યોગ્ય વર સાથે કન્યાને પરણાવે તે રીતે છે, તો કન્યાવિક્રય તરીકે આર્ય અને આસુરવિવાહ છે અને છેલ્લે પુરુષ પોતાની ઈચ્છિત કન્યાને બળજબરીથી હરી લાવે તેવા રાક્ષસ અને પૈશાચ વિવાહ પણ કાયદેસર ગણાય છે. આમ કન્યાની સંપૂર્ણ સ્વતંત્રતાથી માંડી તેને ઉઠાવી જવાની સંપૂર્ણ પરાધીનતા સુધીની એની ઉત્તરદક્ષિણ ધ્રુવની સ્થિતિ જોવા મળે છે. એનો અર્થ સ્ત્રીની સ્થિતિ જુદા જુદા સમાજમાં ભિન્ન ભિન્ન કક્ષાની હતી.

ગાંધર્વ વિવાહ કે સ્વયંવર ક્ષત્રિયોમાં જોવા મળતો હતો. વળી શૂરવીર ક્ષત્રિયો બળાત્કારે કન્યાનું હરણ કરે તે માર્ગ પણ પ્રશંસાપાત્ર ગણાતો હતો. અર્જુને સુભદ્રાનું હરણ કરેલું તેમાં સુભદ્રા અને અર્જુન એકબીજાના પ્રેમમાં હતાં તેમ ન કહી શકાય. પરંતુ બળભદ્ર પોતાની બહેનને દુર્યોધન જેવા હસ્તિનાપુરના ચક્રવર્તી રાજાને પરણાવવાની ઇચ્છા ધરાવતા હતા અને કૃષ્ણ લાયકાતની રીતે અર્જુન સાથે પરણાવવા માગતા હતા. છતાં મોટાભાઈ સાથે સીધા ઘર્ષણમાં ઊતરવા માગતા ન હતા. આથી અર્જુન સુભદ્રાનું હરણ કરે તે માર્ગ વધુ સલામત લાગતો હતો. સુભદ્રાનો સ્વયંવર થાય તો પણ એમને સલામતી

લાગતા ન હતો. પસંદગીમાં સુભદ્રા દુર્યોધનના ઐશ્વર્યથી લોભાઈ જાય અને મોટા ભાઈની ઈચ્છા પ્રમાણે પસંદગી ઊતરે તેવું એમાં જોખમ હતું.

આથી સુભદ્રાને અંધારામાં રાખી હરણ કરવું તે અર્જુનને માટે પ્રશંસનીય છે તેમ કૃષ્ણનો મહાભારતના આદિ પર્વમાં ઉલ્લેખ છે.

'હે પુરુષશ્રેષ્ઠ ક્ષત્રિયોને માટે સ્વયંવર વિવાહ શ્રેષ્ઠ ગણાય છે પણ સ્ત્રીઓના સ્વભાવનું ઠેકાણું ન હોવાથી તે વિવાહ શકભરેલો છે, અર્થાત્ અમુક પુરુષને જ કન્યા વરે એવો તેમાં નિશ્ચય રહેતો નથી. માટે શૂરવીર ક્ષત્રિયોને સારુ તો બળાત્કારે કન્યાનું હરણ કરવું એ જ માર્ગ પ્રશંસનીય છે. હે અર્જુન, એટલા માટે તું મારી કલ્યાણી ભગિનીને બળથી હરણ કર, કારણ કે સ્વયંવર કરવામાં એ કોને વરશે તે કોણ જાણી શકે?'

એ અગાઉ ભીષ્મપિતાએ કાશીરાજની ત્રણ કન્યાઓનું હરણ કર્યાનો ઉલ્લેખ પણ આવે છે. આમ બળાત્કારે માબાપ કન્યાની ઈચ્છા વિરુદ્ધ હરણ કરવાનું કામ ક્ષત્રિયો માટે પ્રશંસનીય મનાતું હતું. પરંતુ એ ક્ષત્રિય સમાજ પૂરતી સન્માનીય રીત હતી. બીજા વર્ગના પ્રજાજનમાં તે માન્ય ગણાતી ન હતી. આથી શાન્તનુ રાજા પ્રથમ નજરે મત્સ્યગંધાના પ્રેમમાં પડી ગયા છતાં તે ક્ષત્રિય કન્યા ન હતી એટલે હરણ કરી લાવ્યા ન હતા. અને તેના પિતાની શરત સ્વીકારીને દેવવ્રતે કુંવારા રહેવાની ભીષ્મપ્રતિજ્ઞા લઈ પિતાના લગ્નનો માર્ગ મોકળો કર્યો હતો.

કન્યાહરણ ક્ષત્રિયોમાં પ્રશંસનીય ગણાતું હોય ત્યારે બીજા સમાજમાં તે રિવાજ ન હોય તો પણ એ તરફ વૃત્તિ ખેંચાય તો નવાઈ નહિ. વળી શાન્તનુ અને દેવવ્રત જેવી ઉચ્ચ ભાવનાને વશ થઈ હરણ ન કરનાર અપવાદરૂપ મળે તે સંજોગોમાં અતિ પ્રાચીન કાળથી કન્યાહરણના નિવારણ માટે બાળલગ્નો યોજાતાં રહ્યાં છે કન્યાનું હરણ થાય, પરણેલી સ્ત્રીનું ન થાય તેથી લગ્નથી સ્ત્રીની સલામતી જળવાતી હતી. પરંતુ મુસ્લિમોનું આગમન થતાં યુદ્ધકાળમાં પરિણીત સ્ત્રીઓનાં પણ હરણ થવા લાગ્યાં તેથી સ્ત્રીની સલામતી તરીકે પડદાની પ્રથા દાખલ થઈ. મહમદ સાહેબે કુરાનમાં મુસ્લિમ સ્ત્રીઓને પુરુષની કુદૃષ્ટિથી બચવા માટે એ પ્રથા પ્રબોધી હતી.

હિંદુઓએ અપહરણથી બચવા તે પ્રથા દાખલ કરી અને તેવો ભય ન રહ્યો ત્યારે એ રિવાજ કુટુંબની ખાનદાનીના સદ્‌ગુણમાં પરિવર્તન પામીને કાયમ બન્યો હતો. જે આજે પાછો દૂર થઈ ગયો છે અને મુસ્લિમોનાં એ ગુણ તરીકે ચાલુ રહેલો જોવા મળે છે.

મનુસ્મૃતિના કાળમાં લગ્નોનાં જે ભિન્ન પ્રકારો હતા તે વખત જતાં બાળલગ્નને લીધે ભૂંસાઈ ગયા અને માબાપ રિવાજ પ્રમાણે મુરતિયો જોઈને કન્યા પરણાવી દેતાં આવ્યાં છે તે પ્રકાર ચાલુ રહેલો જોવા મળે છે. સામંતશાહી યુગમાં લગ્ન પાછળનો હેતુ બે પરિવારમાં મિત્રતા અને નિકટતા વધારવાનો પણ જોવા મળે છે. અકબરે રજપુત કન્યાઓ સાથેના લગ્નમાં એ હેતુ રાખ્યો હતો. અને અમુક રજપુત રાજાઓએ તે સ્વીકારીને પોતાની કન્યાઓ પરણાવી હતી.

આમ સામંતશાહી યુગ સુધી વ્યક્તિ કરતાં સમષ્ટિની નજરે હરેક પ્રશ્ન જોવાતો હતો. વ્યક્તિ પોતાની સલામતી એકલે હાથે જાળવી શકતી ન હતી. કોઈ સરકાર સ્થાયી ન હતી. સલામતી માટે અને કૃષિજીવનના ઉદ્યમ માટે સમૂહ અને સંયુક્ત સંગઠિત જીવન અનિવાર્ય હતું. રુચિ પણ સમૂહગત સરખી રહેતી હતી એટલે લગ્નમાં સ્વયં પસંદગીનો પ્રશ્ન ઉપસ્થિત થતો ન હતો. એટલું જ નહિ પણ બાળલગ્નો સુખી નીવડ્યાં હતાં અને સદાચારી લગ્નજીવન લોકોનું વીતતું હતું. આજે પણ સમાજમાં જોવા મળે છે.

જે કુટુંબોમાં પ્રેમલગ્ન કે આંતરજ્ઞાતિય લગ્ન થયાં છે તેમનાં માબાપનાં કે દાદા–દાદીનાં લગ્ન બાળપણમાં એમની સંમતિ વિના જોવા મળે છે. એવાં

માબાપ પોતાનું લગ્ન સરવાળે સંતોષી સુખી અને સફળ થયેલું જુએ છે-એટલે પોતાની રીતે એ સંતાનને પરણાવી સુખી કરવાનો આગ્રહ સેવે છે. વળી એ દીકરા કે દીકરીની બાબતમાં સાવ જૂનવાણી રીતે વિચારે છે તેમ પણ નહિ, જમાના પ્રમાણે એમને ભણાવ્યાં છે, તેમની કક્ષાનું નાતમાંથી સારામાં સારું પાત્ર શોધ્યું છે. પછી એમાં વાંધાવચકા કાઢવાનો શો અર્થ છે? બીજું બધું સારું હોય તો તો એકાદ ઊણપ કે અધૂરપ નિભાવી લેવી જોઈએ. એથી સુખી ન થવાય તેવું કોણે કહ્યું? સંતાન ઉપર માબાપને અધિકાર છે. અને તે એનાં હિતેચ્છુ છે. એ જોરે લગ્નમાં એમની ઇચ્છાએ આધીન થવું જોઈએ તેમ એ ઝનૂન સેવતા હોય છે.

યુવકો લગ્નની આ પરંપરાના પ્રવાહને નીરખશે તો એમને માબાપ અને વડીલોના ઝનૂનનું આશ્ચર્ય નહિ થાય તે જ રીતે માબાપો પણ નવા યુગને સમજવા પ્રયત્ન કરશે તો યુવકોનો રૂપપસંદગીનો આગ્રહ આમન્યા લોપ નહિ લાગે. માનવ ઇતિહાસને જોઈશું તો એક પ્રકારની સંસ્કૃતિના માનવ સમાજમાં લગભગ એક સરખી પદ્ધતિઓ લગ્નક્ષેત્રે જ નહિ પણ બીજા ક્ષેત્રે પણ જોવા મળશે. કન્યાને વેચવાની પુરાણી રીત પૂર્વ અને પશ્ચિમમાં સરખી જોવા મળે છે. પશ્ચિમમાં પણ કૃષિ સંસ્કૃતિ હતી ત્યાં સુધી માબાપ સંતાનોનાં લગ્ન નક્કી કરતાં હતાં. હજુ પણ કૃષિ સમાજ છે ત્યાં માબાપના હાથમાં લગ્નનો દોર છે. એમાં લગ્નો અહીંની માફક પણ સુખી અને સંતોષી જોવા મળે છે.

પરંતુ ઔદ્યોગિક યુગ આવતાં તે પ્રવાહે પલટો લીધો છે. સંયુક્ત કુટુંબને સ્થાને વિભક્ત કુટુંબ આવ્યાં છે. વ્યક્તિવાદને લીધે જુવાનોમાં માબાપથી જુદા રહેવાની શરૂઆત થઈ ગઈ. લગ્ન એ અતૂટ સંબંધ છે, તેમાં સુખી થવું કે દુઃખી તે ઋણાનુબંધ છે તે માન્યતાને લીધે પતિ-પત્ની મનદુઃખને વીસરી એક થવા કોશિશ કરતાં હતાં, તે પુગાણો 'આદર્શ' લોપ થવા પામ્યો છે. અને લગ્નને વ્યક્તિગત પ્રશ્ન માની તેનો સંપૂર્ણ-દોર યુવક-યુવતીએ પોતાના હાથમાં લીધો છે. આપણો દેશ પણ જો ઔદ્યોગિક યુગ તરફ ગતિ કરી રહ્યો હોય તો એ સંસ્કૃતિનાં ધોરણ અહીં પણ આવે અને એક સંસ્કૃતિના માનવસમાજમાં એકસરખી પદ્ધતિ સર્જાતી જાય તેવો ઇતિહાસ જોવા મળે તો નવાઈ પામવું ન જોઈએ.

માબાપોએ નવા ઇતિહાસ તરફ આશાવાદી બની લગ્નમાં સંતાનોની પસંદગીને અગ્રસ્થાન આપવું જોઈએ અને સંતાનોએ પશ્ચિમનાં જોખમમાંથી બોધપાઠ લઈ વડીલોની તટસ્થ સલાહને ગંભીરતાપૂર્વક લક્ષમાં લેવી જોઈએ. વડીલો સંતાનોના સ્વપ્નને સમજે અને સંતાનો વડીલોના અનુભવને પિછાણે તો બંનેના પસંદગી અને સંમતિમાં સમન્વય થશે. માબાપ પસંદગી કરીને દરખાસ્ત મૂકશે તો સંતાનને સંમતિ આપવાની રહેશે અને સંતાને પસંદગી કરી હશે તો માબાપને સંમતિ આપવાની રહેશે.

❀

પાણી શુદ્ધ કરવાની અત્યારની પદ્ધતિ કરતાં દસગણું વધુ સારું શુદ્ધ કરી શકે તેવું એક યંત્ર બકિંગહામશાયરની એક પેઢીએ બનાવ્યું છે. આ યંત્રમાં પાણીને રાળ-અરન્તે જેવી વસ્તુઓમાંથી પસાર કરવામાં આવે છે અને તેનામાંના અશુદ્ધ તત્ત્વોને દૂર કરવા માટે રાસાયણિક ક્રિયા-પ્રતિક્રિયાનો ઉપયોગ કરવામાં આવે છે. હમણાં આ પેઢીએ એમાં એવો સુધારો કર્યો છે કે એથી સાથે અનેક પ્રકારની શુદ્ધતા ધરાવતું પાણી જુદા જુદા નળ દ્વારા મળી શકે છે. ઔદ્યોગિક ક્રિયાઓ, સંશોધન માટેની પ્રયોગશાળાઓ, દવાઓ, ઇલેક્ટ્રોનિક્સ વગેરે કામ માટે જુદા જુદા પ્રકારની શુદ્ધતા ધરાવતું પાણી જોઈતું હોય છે. આ બધા પ્રકારનું પાણી આ સાધનમાંથી જુદા જુદા નળ દ્વારા મળી રહે એવી તેમાં ગોઠવણ કરવામાં આવી છે.



૨

ખ્વાજા અહમદ અબ્બાસ

# યાત્રાધામ પવાઈ ઇન્સ્ટીટ્યુટ

અત્યાર સુધી શ્રદ્ધા અને આસ્થા આપણને યાત્રાઓ કરાવતી મંદિરોની. પણ હવે આજનો વિજ્ઞાનયુગ છે એટલે યાત્રાધામો પણ બદલાય. એવાં યાત્રાધામો આપણને પુરુષાર્થ પ્રેરે......

આદ્ય શંકરાચાર્યે દેશની ભૌગોલિક સીમા દર્શાવતાં જે ચાર તીર્થધામો સ્થાપ્યાં છે તેની, સદ્ગત જવાહરલાલ નેહરુ સાથે હું એક વાર ચર્ચા કરતો બેઠો હતો. ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમમાં એક છેડા પર આવાં યાત્રાધામો સ્થાપવા પાછળ શ્રી શંકરાચાર્યની અનન્ય દૂરંદેશી દૃષ્ટિ રહેલી હતી. આ રીતે, એમણે દેશના ભૌગોલિક વિસ્તારની રેખા આંકી હતી અને બધા હિંદુઓએ ચારેય ધામની યાત્રા કરવી જોઈએ એવું ધોરણ સ્થાપીને, દેશની સાંસ્કૃતિક એકતાનો પાયો નાખ્યો હતો—એમ જણાવીને મેં ફરીથી એમની કુનેહની પ્રશંસા કરી. નેહરુએ સ્વાભાવિક રીતે મારી વાતમાં ખૂબ રસ લીધો અને મારા શબ્દોનું અનુમોદન કર્યું ...પરંતુ પછી એમના લાક્ષણિક સ્મિત સાથે બોલી ઊઠયા : 'શ્રી શંકરાચાર્યની જેમ જ આપણે પણ બાર ધામ સ્થાપ્યાં છે એ તમે નથી જાણતા ? આજે આપણાં બાર યાત્રા–ધામો છે.'

જવાહરલાલજીની વાતથી હું જરા તાજુબ થયો અને એનો મર્મ સમજવા માટે એમના મુખ સામે તાકી રહ્યો. એમણે કહ્યું : 'વિજ્ઞાનના શિક્ષણ અને સંશોધન માટે આપણે દેશમાં વિવિધ ભાગોમાં ઉચ્ચ કક્ષાનાં કેન્દ્રો સ્થાપ્યાં છે અને તે પણ શંકરાચાર્યનાં ચાર ધામ જેવાં સ્થાનોએ આવેલાં છે. આપણી વૈજ્ઞાનિક પ્રયોગશાળાઓ અને ટેકનોલોજીકલ ઈન્સ્ટીટ્યુટ્સ આપણાં યાત્રાધામો છે.' જવાહરલાલજીએ આ પહેલાં એક વાર નદીના મોટા બંધો અને વિદ્યુત ઉત્પાદન માટેની મોટી પ્રોજેક્ટોને 'નૂતન ભારતનાં મંદિર' તરીકે ઓળખાવ્યાં હતાં. તેઓ વૈજ્ઞાનિક સંશોધનને અને ટેકનોલોજીને કેટલું બધું મહત્વ આપતા હતા તે આ વાત પરથી જોઈ શકાશે. આ રીતે તેઓ લોકોના માનસનું પણ નવઘડતર કરવા માગતા હતા.

સદ્ગત જવાહરલાલજીએ જે યાત્રાધામોનો ઉલ્લેખ કર્યો હતો તેમાંનું એક યાત્રાધામ તે પવાઈ પાસે આવેલું ઈન્ડીઅન ઈન્સ્ટીટ્યુટ ઓફ ટેક્નોલોજી. આઠ વર્ષ પર ખુદ જવાહરલાલજીના હસ્તે જ તેનો પાયો નંખાયો હતો. ભારતમાં અત્યારે આવાં પાંચ ઈન્સ્ટીટ્યુટો છે. પણ પવાઈ ખાતેનું ઇન્સ્ટીટ્યુટ તો ટેકનોલોજીકલ શિક્ષણના કેન્દ્ર કરતાં કાંઈક વિશેષ છે. એ સોવિયેત સંઘે 'યુનેસ્કો' દ્વારા આપેલાં નાણાં વડે રચાયું છે અને મોટે ભાગે ત્યાં સોવિયેત યંત્રો અને સામગ્રી છે. વળી શરૂઆતથી જ સોવિયેત વૈજ્ઞાનિકો અને નિષ્ણાતો આ સંસ્થાના શિક્ષણકાર્ય સાથે સંકળાયેલાં છે. આમ પવાઈનું ઈન્સ્ટીટ્યુટ પણ ભીલાઈના સ્ટીલના કારખાનાની જેમ જ, આંતરરાષ્ટ્રીય સહકારના પ્રતીક સમું છે.

આધુનિક વિજ્ઞાન અને ટેકનોલોજીના આ મંદિરની યાત્રાએ હું ગયો ત્યારે ત્યાંનું આજુબાજુનું વાતાવરણ મને સાશ્ચર્ય પરિચિત લાગ્યું. આ કેન્દ્ર મુંબઈથી વીસ માઈલ દૂર પવાઈ સરોવરના પૂર્વ કાંઠે આવેલું છે. આઠ વર્ષ પર હું અહીં આવ્યો ત્યારે આ સ્થળ ગીચ જંગલ જેવું હતું. એની જમીન કાદવ કાંપવાળી હતી. અહીં લીલા ઘાસમાં મોટા સાપ ફરતા જોવામાં આવતા હતા, અને રાત્રે ચિત્તા ફરતા હતા. ભારત–સોવિયેત સંઘના સહકારથી તૈયાર કરાયેલી 'ખોઝદેની ઝા ટ્રી મોર્યો' (પરદેશી) નામની ફિલ્મનાં કેટલાંક દૃશ્યો અમે અહીં ઝડપ્યાં હતાં. આફાનાસી ઘોડા પર સવાર થઈને જંગલમાંથી જતો હતો ત્યારે થોડું પાણી પીવા માટે સરોવરની પાળ પર ઘડીવાર થોભ્યો હતો. પાંચસો વર્ષ ઉપર આફાનાસી નિકીતીને ચોલના બંદરે પગ મૂક્યો તે જગા પણ અહીંથી બહુ દૂર નથી. ભારતની ધરતી





પર ઊતરનાર એ પ્રથમ પરદેસી હતો. આજે જે સ્થળોએ આ ઇન્સ્ટીટ્યુટનું મકાન આવેલું છે ત્યાં તો જંગલ જ હતું અને પેલો સાહસિક રશિયન પ્રવાસી પણ એ સ્થળેથી પસાર થયો હશે એવું અનુમાન સહેજે કરી શકાય.

આ ઇન્સ્ટીટ્યુટ સ્થાપવાની પ્રેરણા મૂળ તો જવાહરલાલ નેહરુને જ થયેલી. ભારતીય કામદારોએ એ જગાનું જંગલ સાફ કર્યું, ભારતીય આર્કીટેક્ટોએ પ્રાંગણની ડિઝાઈનો તૈયાર કરી, ભારતના જ ઇજનેરોએ ટૂંકામાં ટૂંકા સમયમાં એનું બાંધકામ પૂરું કર્યું. એના બાંધકામ માટેની સર્વ સામગ્રી પણ ભારતમાંથી જ લેવામાં આવી. પરંતુ આ સંસ્થાના આયોજન, બાંધકામ અને તૈયારીના બધા સમય દરમ્યાન, સોવિયેત સંઘની મૈત્રીભરી મદદ મળતી રહી હતી. ખરેખર શિક્ષણ અને સંશોધનનું આવું મોટું ધામ ઊભું કરવાના યશમાં પોતાના ભારતીય સાથીદારોની સાથે સોવિયેત ટેકનીશિયનો પણ સહભાગી બની શકે છે. આવું મહાન કાર્ય કેવી રીતે સિદ્ધ થયું એની પણ મઝાની વાત છે.

૧૯૫૬ના ડિસેમ્બર માસમાં સોવિયેત સંઘના ઓડેસા ખાતેના ખોરાક અને રેફ્રીજરેશન ઉદ્યોગના ટેકનોલોજીકલ ઇન્સ્ટીટ્યુટના વડા પ્રોફેસર વ્લાદીમીર માર્તીનોવ્સ્કી ભારતની મુલાકાતે આવ્યા હતા. એમનો ઉદ્દેશ ભારતમાં ટેકનોલોજીનું નવું ઇન્સ્ટીટ્યુટ સ્થાપવામાં કયા પ્રકારના વ્યવહારુ પ્રશ્નો ઊભા થાય તેમ હતા તેની તપાસ કરવાનો હતો. એમની સાથે કેટલાક સોવિયેત વૈજ્ઞાનિકો અને ઇજનેરો પણ હતા. ૧૯૫૭માં પ્રોફેસર માર્તીનોવ્સ્કી મુંબઈ આવ્યા અને એક દિવસ પોતાના ત્રણ સાથીદારો સાથે મોટરમાં શહેરની બહાર ફરવા નીકળ્યા. પવાઈ સરોવર પાસે પહોંચી તેમણે પોતાની મોટરો થોભાવી અને બહાર આવી પગપાળા જંગલ ખૂંદવા લાગ્યાં. આમ કેટલાયે માઈલો સુધી ચક્કર મારી એમણે અત્યારે જ્યાં ઇન્સ્ટીટ્યુટ બંધાયું છે તે જગા પસંદ કરી.

જ્યાં ઝેરી નાગો અને હિંસક પ્રાણીઓ વસતાં હતાં તેવા આ ભીષણ જંગલમાં એકદમ અદ્યતન પ્રકારની મહાન ટેકનોલોજીકલ સંસ્થાની ઈમારત ઊભી થશે તેની કલ્પના પણ કોણે કરી હશે ?

પરંતુ, આ સોવિયેત મિત્રો એક મુદ્દા પર મક્કમ હતા : 'ભારતમાં ઔદ્યોગીકરણનો જે નવો યુગ શરૂ થવાનો છે તે અર્થે દેશના જ ટેકનીશિયનોને તાલીમ આપીને તૈયાર કરવા જોઈએ અને એ કાર્ય, મુશ્કેલીઓ હોય તોયે, મુલતવી રાખી શકાય નહીં.' આમ ઇન્સ્ટીટ્યુટનાં મકાન તૈયાર થાય તેની રાહ જોયા સિવાય જ કામ શરૂ કરી દેવું એવો નિર્ણય કરવામાં આવ્યો. પરિણામે એમણે ઇન્સ્ટીટ્યુટ શરૂ કર્યું, વિદ્યાર્થીઓ નોંધ્યા અને સીલ્ક એન્ડ આર્ટ સીલ્ક મિલ્સ રીસર્ચ એસોસીએશને કામચલાઉ એક મકાન આપ્યું તેમાં વર્ગો શરૂ કરી દીધા. આજે આઠ વર્ષે, પવાઈ ઇન્સ્ટીટ્યુટ ભારતમાં ટેકનોલોજીકલ શિક્ષણનું અગ્રગણ્ય કેન્દ્ર બન્યું છે. દેશના ઔદ્યોગીકરણનો કાર્યક્રમ અમલમાં મૂકવા માટે જોઈતા ઇજનેરો અને ટેકનીશિયનો એ પૂરા પાડે છે.

૧૯૫૮માં આ ઇન્સ્ટીટ્યુટ માત્ર ૧૨૧ વિદ્યાર્થીઓ લઈ શક્યું હતું. ૧૯૬૩માં એ સંખ્યા વધીને ૪૦૪ પર પહોંચી હતી. આજે ત્યાં સીવીલ, મિકેનીકલ, કેમિકલ, ઇલેક્ટ્રીકલ, અથવા મેટાલર્જીકલ એન્જીનિયરીંગ જેવા ક્ષેત્રે બેચલરની ડીગ્રી માટે ૧૨૦૦ ઉપરાંત અન્ડરગ્રેજ્યુએટો અભ્યાસ કરે છે. આ ઉપરાંત ૨૫૦ વિદ્યાર્થીઓ સ્નાતકોત્તર અભ્યાસ કરે છે અને ચાલીસ વિદ્યાર્થીઓ પીએચ. ડી. ડીગ્રી માટે સંશોધન કાર્ય કરે છે. આઝાદી મળ્યા પછી ભારતે ટેકનોલોજીના ક્ષેત્રે કરેલી પ્રગતિનો એક જ ભાગ આ આંકડા પરથી જોવા મળે છે.

યુનેસ્કોની સર્વે મુજબ, ૧૯૪૭માં ભારતની ૩૬ ઇજનેરી કોલેજોમાં અને ઇન્સ્ટીટ્યુટોમાં બધા મળીને ૨૨૫૦ વિદ્યાર્થીઓને પ્રવેશ મળતો હતો. ૧૯૬૦માં આ સંખ્યા વધીને ૧૩૯૦૦ પર પહોંચી. આવતા

વર્ષે સંખ્યા ૨૨,૦૦૦ પર પહોંચી જશે પણ ભારતના ઉદ્યોગોની જરૂરિયાતો આવડી સંખ્યાથી પણ સંતોષાય તેમ નથી. ભારતની ટેકનીશિયનોની જરૂરિયાત પૂરેપૂરી સંતોષવા માટે તો આવાં કેટલાંય પવાઈ ઈન્સ્ટીટયુટો રચવાં પડશે.

અલબત્ત, સંખ્યા કરતાં ગુણવત્તાનું જ મહત્વ વધારે છે અને એ કસોટીએ પણ પવાઈ ઈન્સ્ટીટયુટ પ્રશંસાનું અધિકારી બને છે. એના વિદ્યાર્થીઓ વિદ્યા–ઉત્સુક, જાગ્રત અને એકનિષ્ઠ છે એવી મને સચોટ છાપ પડી. તેઓ પોતપોતાના વિષયમાં ઊંડો રસ ધરાવે છે એટલું જ નહીં પણ જીવન અને સંસ્કૃતિના વધુ વિશાળ પ્રશ્નોથી પણ પરિચિત છે. બ્રિગેડીયર બોઝે મને કહ્યું હતું કે: 'અમારું ધ્યેય માત્ર ઈજનેરો અને ટેકનીશિયનો તૈયાર કરવાનું નથી; અમારે બધી રીતે ઘડાયેલા અને કેળવાયેલાં એવા માનવીઓ તૈયાર કરવા છે જે ઇજનેર અને ટેકનીશિયન બનવા માટે સૌથી વધુ સજ્જ હોય.'

આ વિદ્યાર્થીઓમાં કેટલીક યુવતીઓ પણ છે. એ બધાં બધો જ વખત વર્ગોમાં, પ્રયોગશાળાઓમાં કે વર્કશોપ્સમાં નથી ગાળતા. એમને સાંસ્કૃતિક અને વ્યાયામની પ્રવૃત્તિઓ માટે પણ સગવડો આપવામાં આવે છે. રમતગમતનાં સાધનો અને સગવડો તો છે જ પણ તે ઉપરાંત આર્ટ કલબ, મ્યુઝીક કલબ, એમેચ્યોર ડ્રામેટીકસ જેવી સંસ્થાઓ સ્થપાઈ છે. વિશેષમાં ફોટોગ્રાફી જેવી કળાઓનો શોખ કેળવવાની અનુકૂળતા પણ અપાય છે. વિદ્યાર્થીઓના જીવનના આ પ્રકારના ઘડતરમાં સોવિયેત શિક્ષકો અને પ્રાધ્યાપકો મોટો ભાગ ભજવે છે.

આ સોવિયેત નિષ્ણાતો યુનેસ્કો વતી ભારતમાં આવેલા છે એટલે પવાઈમાં તેમણે સલાહકાર તરીકે જ કામ કરવાનું રહે. ભારતીય સાથીઓને ઇન્સ્ટીટયુટનું આયોજન કેમ કરવું અને સંચાલન કયા પ્રકારે કરવું તેની એમણે 'સલાહ' આપવાની રહે. પણ સાચા વૈજ્ઞાનિકની ભાવનાથી અને ભારતના સાચા મિત્ર તરીકેની લાગણીથી એમણે સલાહકારની કામગીરીની મર્યાદાને વળગી રહેવાને બદલે સ્વેચ્છાથી બીજાં વિવિધ કાર્યોની જવાબદારી ઉપાડી લીધી છે. તેઓ સ્નાતકોત્તર વર્ગોમાં શિક્ષક તરીકે, સંશોધનના વર્ગમાં સુપરવાઈઝર તરીકે, વર્કશોપ્સ, રોલીંગ મિલ્સ અને પ્રયોગશાળાઓ બાંધવામાં નિષ્ણાત તરીકે અને ભારતીય વિદ્યાર્થીઓ માટેનાં પાઠ્યપુસ્તકોના કર્તા તરીકે એમ વિવિધ રીતે કામ કરે છે. આવી માણસાઈ, મૈત્રી અને ઉદાર ભાવનાના કારણે તેઓ ભારતના વિદ્યાર્થીઓમાં ઘણા પ્રિય બન્યા છે.

સોવિયેત સંઘે માણસો અને યંત્રો બન્ને આપ્યાં છે. તમે પવાઈની વર્કશોપમાં ફરતા હો તો તમને જંગી તેમજ સાવ નાજુક એવાં સંખ્યાબંધ યંત્રો જોવા મળે છે. આ યંત્રો જાણે કે સોવિયેત સંઘની ભૂગોળ બતાવતાં હોય તેમ લાગે, ત્યાં એક યંત્ર કેસ્નોડારનું છે. પેલાં ફોટો–ઈલેકટ્રીક સાધનો લેનિનગ્રાદનાં છે, એ યંત્રોની નવી મોટી પેટી મોસ્કોથી હમણાં જ આવી છે. પેલાં યંત્રો કીવથી મોકલાવેલાં છે. વગેરે વગેરે.

અને આ યંત્રો ખૂબ કિંમતી છે એ વાત જ મહત્વની નથી. અલબત્ત એની કિંમત અબજો રૂપિયા જેટલી થાય છે પણ વિશેષ નોંધપાત્ર તો એ છે કે સોવિયેત સંઘે ક્રાંતિ પછીનાં ૪૬ વર્ષોમાં સાધેલી અજોડ ટેકનીકલ પ્રગતિનાં નિદર્શક છે અને સોવિયેત સંઘે એ ટેકનીકલ જ્ઞાન અને યંત્રો હવે પોતાના મિત્ર ભારતીય લોકોની સેવામાં વિના સંકોચે અને વિના શરતે ધર્યાં છે.

ભારતના શિક્ષણપ્રધાન શ્રી એમ. સી. ચાગલાએ પવાઈ ઈન્સ્ટીટયુટના પદવીદાન સમારંભ વેળા આ જ કારણે કહ્યું હતું કે: 'આ ઈન્સ્ટીટયુટ ભારત અને સોવિયેત સંઘ વચ્ચેના ઉદ્યોગનું સર્વોત્તમ દૃષ્ટાંત છે; શાંતિમય સહઅસ્તિત્વનું એ સુંદર ઉદાહરણ છે; અને આપણા બેઉ દેશો વચ્ચેની મૈત્રીનો એ મહાન પુરાવો છે.'

ઉચ્ચ કેળવણી ખાતાના સોવિયેત પ્રધાન વી. ચેલુતીને





હુમાયુન કબીર

# ભૂગર્ભ તેલ

પેટ્રોલિયમ અને રસાયણખાતાના કેન્દ્રસ્થ મંત્રીનો હોદ્દો ધરાવતા આ લેખના અભ્યાસુ લેખક ભારતના ભૂગર્ભ તેલ વિષે જે માહિતી આપે છે તે વાચકોને ખૂબ જ રસપ્રદ થઈ પડે તેવી છે. આપણી આર્થિક સમૃદ્ધિ વધારનાર તેલ એક એવું મહત્ત્વનું છે કે જે વિષે જાણવું જરૂરી છે... ..

ભારતમાં ભૂગર્ભ તેલ સંશોધનનો ઇતિહાસ ઘણો રસપ્રદ છે. એમ કહેવાય છે કે ૧૯મી સદીના અંતભાગમાં કોઈ એક વખતે દિગ્બોઈ નજીક મીઠાની શોધખોળ માટેની પ્રવૃત્તિ ચાલી રહી હતી ત્યાં કેટલાક હાથીઓની કંઈક કામગીરીને પરિણામે ત્યાંથી તેલ મળી આવ્યું હતું ! અને ભારતમાં આજથી ૬૦ વર્ષ પહેલાં તેલના પહેલ–વહેલા કૂવા પણ હાથીની મદદથી જ ખોદવામાં આવ્યા હતા. આસામનું દિગ્બોઈ ભારતમાં વર્ષો સુધી ભૂગર્ભ તેલ માટેનું એક માત્ર અગત્યનું કેન્દ્ર બની રહ્યું.

બબ્બે વિશ્વયુદ્ધ અને દુનિયામાં દરેક ઠેકાણે ઉદ્યોગો તેમજ ઘરવપરાશમાં કોલસાને ઠેકાણે ભૂગર્ભ તેલના વધતા જતા ઉપયોગ છતાં ભારતની તે બાબતની પરિસ્થિતિ પર તેની ખાસ કોઈ અસર થઈ નહિ. ભારતમાં ભૂગર્ભ તેલ ઉદ્યોગના મોટા વિકાસનાં ઘણાં કારણોમાંનું એક મુખ્ય કારણ દેશમાં અદ્યતન વાહનવ્યવહારના અભાવનું હતું. આગલી સદીમાં દુનિયાના ઘણા દેશોમાં ગામડાંઓ સુધી દીવાબત્તી માટે કેરોસીનનો વપરાશ શરૂ થયો હતો, અને કમ્બશ્ચન એન્જીનની શોધ દ્વારા તેમજ મોટરમાં મોટર સ્પિરિટના વપરાશને કારણે ભૂગર્ભ તેલ ઉદ્યોગે દુનિયામાં હરેક ઠેકાણે ઘણી જ પ્રગતિ હાંસલ કરી.

પરન્તુ ભારતમાં આ વખતે ન તો મોટર ગાડીઓ કે રસ્તા હતા અને તેથી દેશમાં ભૂગર્ભ તેલ ઉદ્યોગનો વિકાસ વહેલો ન થયો તેમાં કાંઈ જ આશ્ચર્ય પામવા જેવું ન હતું.

યોગ્ય–અદ્યતન વાહન વ્યવહાર અને સન્દેશા વ્યવહારનો અભાવ એ આપણે ઉપર જોયું તેમ ભારતમાં ભૂગર્ભ તેલ ઉદ્યોગના મોટા અવરોધનું એક કારણ તો જરૂર હતું. પરંતુ તેનું મુખ્ય કારણ ભારતની ગુલામી અને તે કારણે તેની આર્થિક અને ઔદ્યોગિક પછાતતા હતી.

ભૂસ્તરશાસ્ત્ર વિષયક મોજણી અને તેલ સંશોધન માટેના તે સમયના પ્રયત્નો નામના અને ક્વચિત જ હતા.

ભૂગર્ભ તેલ સંશોધનની પ્રવૃત્તિને ગંભીર રીતે હાથ ધરવાના પ્રયત્નો તો દેશના સ્વાતંત્ર્ય પછી જ થયા પરન્તુ તેના શ્રીગણેશ વખતે પણ દેશને આ ક્ષેત્રે બહુ ઊજળી શક્યતાઓની આશા ન જ હતી. કારણ કે આ સમગ્ર ક્ષેત્ર પરત્વે ત્યાર સુધી નરી અવગણના સેવવામાં આવી હતી. ભારતમાં ૧૯૫૬માં 'ભૂગર્ભ તેલ અને કુદરતી વાયુ પંચ'ની સ્થાપના વિદેશોના સંખ્યાબંધ નિષ્ણાતોની મદદથી—નક્કી થયું કે અન્ય ક્ષેત્રોની બાબતો શું પણ—થઈ. આ સાથે જ દેશમાં રહેલા તેલના અનામત જથ્થાના અંદાજો વધવા લાગ્યા.

---

પણ આ પ્રસંગે બોલતાં એ જ ભાવનાથી પ્રત્યુત્તર આપ્યો હતો. એમણે કહ્યું કે, 'પવાઈ ઇન્સ્ટીટ્યુટ સોવિયેત સંઘ અને ભારતની મહાન પ્રજાઓ વચ્ચેની વધતી જતી મૈત્રીનું પ્રતીક છે.'

આમ પવાઈ ઇન્સ્ટીટ્યુટનું મહત્ત્વ બેગણું છે. એ લોકોની પ્રગતિ અને આબાદી અર્થે વિજ્ઞાનના માર્ગે આગળ ધપતા નૂતન ભારતનું પ્રતીક છે અને શાંતિ તથા પ્રગતિના ધ્યેયની બાબતમાં ભારત અને સોવિયેત સંઘ વચ્ચે સ્થપાયેલી મૈત્રી અને સહકારનું પણ પ્રતીક છે.

★

રૂસી નિષ્ણાતોની મદદથી માત્ર ગુજરાતના તેલ ક્ષેત્રમાં જ ૫ કરોડ ટન ભૂગર્ભ તેલનો અનામત જથ્થો છે એમ નક્કી થયું. આસામના તેલ વિસ્તારમાંનો અનામત જથ્થો—જે બ્રિટિશ ભૂસ્તરશાસ્ત્રીઓની છેક ૧૯૫૫માંની ગણતરી મુજબ ૫૦ લાખ ટનનો હતો તે બીજા ૫ કરોડ ટન જેટલો વધુ હોવાનો અંદાજ બંધાયો, વધુમાં ગુજરાતમાં ૧,૧૦,૦૦૦ લાખ ઘન મીટર અને આસામમાં ૩,૨૦,૦૦૦ લાખ ઘન મીટર ગૅસનો અનામત જથ્થો હોવાનો અંદાજ છે.

આ પછી તો ભારતમાં તેલ–સંશોધન પ્રવૃત્તિમાં રશિયા, જર્મની, બ્રિટન, અમેરિકા, ફ્રાન્સ, ઈટાલી, યુગોસ્લાવિયા અને રૂમાનિયા દેશોના નિષ્ણાતો સહિત બીજા ઘણા નિષ્ણાતો સહાય કરી રહ્યા છે. ભારતમાં તેલના સ્થાપિત એવા અનામત જથ્થાના અંદાજનો આંકડો દસ કરોડ ટનને તો વટાવી જ ગયો છે પરન્તુ કેટલાક કાબેલ નિષ્ણાતોનું તો એમ માનવું છે કે ભારતની ભૂગર્ભ તેલ સંપત્તિ ચાર અબજ ટન જેટલી છે!

દેશમાં હજી પણ આપણી જરૂરિયાત જેટલું ભૂગર્ભ તેલનું ઉત્પાદન તો થતું નથી પણ તેમાં ક્રમિક વધારો તો થયા જ કરે છે. ભૂગર્ભ તેલ અને કુદરતી વાયુ પંચનું ઉત્પાદન જે ૧૯૬૧–૬૨ માં ૪૦,૦૦૦ ટનનું હતું તે ૧૯૬૩–૬૪માં વધીને લગભગ દસ લાખ ટનનું થયું. ૧૯૬૬ સુધીમાં તેનું ઉત્પાદન ત્રીસ લાખ ટન અને ૧૯૭૧ સુધીમાં ૧ કરોડ ટન ભૂગર્ભ તેલનું થશે એવી ધારણા છે. 'ઑઈલ ઈન્ડિયા કંપની' જે કેન્દ્ર સરકાર તેમજ બર્મા ઑઈલ કંપનીના સહકારથી ઊભી થઈ છે, હાલમાં દસ લાખ ટન તેલ તૈયાર કરે છે અને ત્રીજી યોજનાના અંત સુધીમાં તેનું ઉત્પાદન વર્ષે ૩૦ લાખ ટનનું થશે.

તેલ ઉત્પાદનના કાર્યમાં રોકાયેલા આ બે ઘટકોએ અત્યાર સુધીમાં દેશનું રૂ. ૧૫ કરોડનું વિદેશી હુંડિયામણ બચાવ્યું છે અને તેઓના ઉત્પાદનમાંના પ્રત્યેક વધારાની સાથે સાથે દેશની વિદેશી હુંડિયામણની બચત પણ વધતી જશે.

ભૂગર્ભ તેલના વધતા જતા ઉત્પાદન છતાં આપણો દેશ તે બારામાં હજી સ્વાવલંબનથી ઘણો દૂર છે અને તેથી જ ભારત સરકારે વિદેશોમાં પણ ત્યાંની જે તે સરકારના સહકારથી તેલ સંશોધન પ્રવૃત્તિ હાથ ધરવાનો નિર્ણય લીધો છે. આ સંબંધમાં કુવેત અને ઈરાનમાં આવી પ્રવૃત્તિ હાથ ધરવા પ્રયત્નો ચાલી રહ્યા છે અને તેમાંના કેટલાકનું પરિણામ ચાલુ વર્ષના અંત સુધીમાં આવવાની ધારણા છે.

ભૂગર્ભ તેલ સંશોધનની પ્રવૃત્તિને વધુ વેગવાન બનાવાઈ રહી છે અને આ માટે ભૂગર્ભ તેલ અને કુદરતી વાયુ પંચમાં એક ખાસ અધ્યક્ષની નિમણૂક થઈ છે. ગુજરાતમાં કચ્છના દરિયાકાંઠાના વિસ્તારમાં, ખંભાતમાં, રાજસ્થાનના રણપ્રદેશમાં, ભારતના પૂર્વ કાંઠે અને ગંગાના ખીણ પ્રદેશમાં આ માટે વિસ્તૃત કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો છે.

ભૂગર્ભમાં રહેલું તેલ શોધી કાઢવા જેટલું જ અગત્યનું કાર્ય આ તેલને શુદ્ધ કરવા માટેની ઘર આંગણેની શક્તિને વિકસાવવાનું છે. સ્વાતંત્ર્ય પહેલાં આ દેશમાં એક માત્ર રીફાઈનરી (તેલ શુદ્ધિ કરવાનું) દિગ્બોઈ ખાતે ઊભી થઈ હતી અને પછી કેટલાંયે વર્ષના ગાળે ૧૯૫૦ પછીનાં વર્ષોમાં બીજી ત્રણ રીફાઈનરીઓ ખાનગી ક્ષેત્રે શરૂ થઈ. જેની કુલ ઉત્પાદન શક્તિ ૧૯૬૩માં વર્ષે ૭૦ લાખ ટન તેલ શુદ્ધ કરવાની હતી.

દેશમાં જાહેર ક્ષેત્રે ૧૯૬૨ સુધી એક પણ રીફાઈનરી સ્થપાઈ ન હતી. દેશમાં જાહેર ક્ષેત્રની પહેલી રીફાઈનરી નૂનમતી (આસામમાં) ખાતે રૂમાનિયાની ટેકનિકલ અને નાણાંકીય સહાયથી થઈ અને પ્રારંભની અસંખ્ય વિટંબણાઓ પછી આ રીફાઈનરીએ નવેમ્બર ૧૯૬૩થી તેની લગભગ સંપૂર્ણ ઉત્પાદન શક્તિએ કામકાજ શરૂ કર્યું છે. જાહેરક્ષેત્રે બીજી બે રીફાઈનરીઓ એક બરાઉની ખાતે અને બીજી કોયલી (ગુજરાતમાં) ખાતે રશિયાની ટેકનિકલ અને નાણાંકીય સહાયથી ઊભી થઈ રહી છે. બરાઉની ખાતેની રીફા-



ઇનરીએ તો આ સ્વાતંત્ર્યદિનથી તેનું કામકાજ પણ શરૂ કર્યું છે. કોયલી ખાતેની રીફાઇનરી પણ ત્રીજી પંચવર્ષીય યોજનાના અંત પહેલા તેની સંપૂર્ણ ઉત્પાદન શક્તિએ કાર્ય કરતી થઈ જશે એવી ધારણા છે.

જાહેર ક્ષેત્રે ચોથી રીફાઈનરી કોચીન ખાતે એક જાણીતી અમેરિકી પેઢીના સહકારથી ઊભી થઈ રહી છે અને તે પણ ત્રીજી પંચવર્ષીય યોજનાના અંત પહેલાં તેના ઉત્પાદનની શુભ શરૂઆત કરે છે.

જાહેર ક્ષેત્રે બીજી બે રીફાઈનરીઓ મદ્રાસ અને હાલ્દીયા ખાતે નાખવા ચર્ચા–વિચારણા થઈ રહી છે. જાહેર ક્ષેત્રની આ બધી જ રીફાઇનરીઓ સંપૂર્ણપણે કામ કરતી થઈ જશે ત્યારે દેશમાં દર વર્ષે ૨.૨ કરોડ ટન તેલ શુદ્ધ થતું હશે અને તેમાંનો ¾ ભાગ જાહેર ક્ષેત્રની રીફાઇનરીઓને હસ્તક હશે.

ચોથી પંચવર્ષીય યોજનામાં ખાનગી ક્ષેત્રની રીફાઈનરીઓનું વધુ વિસ્તારણ થશે અને જાહેર ક્ષેત્રે પણ વધુ રીફાઈનરીઓ ઊભી કરવામાં આવશે. ચોથી યોજનાના ગાળા દરમ્યાન રીફાઈનરીઓ ઊભી કરવાનો કાર્યક્રમ જો સફળપણે પાર પડે તો દેશને ૧૯૭૧માં વર્ષે રૂ. ૭૫ કરોડની કિંમતનાં વિદેશી હુંડિયામણની બચત થશે.

ભૂગર્ભ તેલ શુદ્ધિકરણ અને તેના વેચાણ કાર્યના સંયોજન માટે દેશમાં 'ઇન્ડિયન ઓઈલ કંપની' ઊભી કરવામાં આવી છે. જ્યારે રીફાઈનરીઓ માટે જરૂરી યોજનાઓ તૈયાર કરવા અને ઇજનેરી સેવા ઊભી કરવા 'ઈન્ડિયન એન્જીનિયર્સ લિમિટેડ'ની સ્થાપના થઈ છે.

તેલ સંશોધન ઉત્પાદન અને તેના શુદ્ધિકરણની પ્રવૃત્તિઓ દેશના અર્થકારણના વિકાસ માટે અલબત્ત ઘણી અગત્યની છે. આમ છતાં ભૂગર્ભ તેલ ઉદ્યોગની દેશના અર્થકારણ પર મોટી અસર પેટ્રો–કેમિકલ ઉદ્યોગના વિકાસથી થશે એવી ધારણા છે.

દેશના અર્થકારણમાં અસરકારક ભાગ ભજવતા લગભગ બધા જ ઉદ્યોગો જેવા કે ખેતી ઉત્પાદન વધારવા અત્યન્ત જરૂરી ખાતર અને જીવજન્તુનાશક દવાઓનો ઉદ્યોગ. મકાન બાંધકામની ચીજોના અને ફર્નિચર તથા ઘર ઉપયોગી બીજી ચીજ વસ્તુઓના ઉદ્યોગમાં જરૂરી પ્લાસ્ટિક અને વિવિધ પ્રકારના રેઝીનનો ઉદ્યોગ, અદ્યતન જાતનું કાપડ એમાંથી તૈયાર થાય છે તે કૃત્રિમ રેસા, સિન્થેટિક રબર, વગેરે ઉદ્યોગોમાં પેટ્રો–કેમિકલ ઉદ્યોગો ભારે મહત્વનો ભાગ ભજવે છે. ટૂંકમાં કહીએ તો દેશની આર્થિક, સામાજિક અને ઔદ્યોગિક ક્ષેત્રની પ્રગતિની જાળવણી માટે તેમજ વધુ પ્રગતિ માટે પેટ્રો–કેમિકલ ઉદ્યોગો ઘણી ઝડપથી એક મહત્તનું સ્થાન ગ્રહણ કરતા જાય છે.

ફ્રાન્સની આર્થિક ક્રાન્તિમાં ભૂગર્ભ તેલ અને કુદરતી વાયુ સંપત્તિની શોધે ઘણો મોટો ભાગ ભજવ્યો છે. આ જ પ્રમાણે દક્ષિણ ઇટાલીમાં પેટ્રો–કેમિકલ ઉદ્યોગોને પરિણામે એક જબરું આર્થિક પરિવર્તન આવ્યું છે. રશિયા અને અમેરિકા જેવા દુનિયાના બહુવિકસિત દેશો હજી પણ ભૂગર્ભ તેલ અને પેટ્રો–કેમિકલ ઉદ્યોગોને તેમના અર્થકારણની પ્રગતિમાં મુખ્ય લેખે છે અને તેના વિસ્તારણ અને વિકાસ માટે હંમેશ પ્રયત્નશીલ રહે છે.

આપણે ઘણા વિશ્વાસથી એવી આશા રાખી શકીએ કે ભારતમાં પણ દેશના ચારેય વિભાગોમાં પેટ્રો–કેમિકલ ઉદ્યોગોના વિકાસથી દેશમાં મોટું આર્થિક પરિવર્તન થશે અને ભારતનું અર્થકારણ વધુ સભર અને વિકસિત બનશે.



જેનું શરીર મેલ, ગારો કે ધૂળે કરીને ખરડાએલું છે તે માણસ મેલાં નથી. મેલાં તો તે જ છે જે પાપમાં, અસત્યમાં, અનાચારમાં, ક્રરતામાં, પરોપકારરહિત ભોગવિલાસમાં પડેલા છે.

કીશન ચંદર

# અંધકારની આંખો

ઉર્દૂના મહાન વાર્તાકારની વાર્તાનો આ ગુજરાતી અનુવાદ આજના યુગને, આજના માનવીને આબાદ રીતે કટાક્ષમાં વણી લે છે એટલે આ વાર્તા તેની આગવી મહત્તાવાળી બની શકી છે. વાચકોને પણ એટલા જ મહત્ત્વની લાગશે...

એક પુરાણા ખંડેરની બહાર એક બોર્ડ લટકતું હતું. અને એ બોર્ડ પર લખ્યું હતું—જાનવરોનાં બચ્ચાંઓની સ્કૂલ!

એ ખંડેરની અંદર જાનવરોનાં બચ્ચાંઓ માટે એક નિશાળ હતી. નિશાળમાં શિક્ષકપદે એક વૃદ્ધ ગધેડો બેઠો હતો. એની સામે અનેક જાનવરોનાં નાનાં મોટાં બચ્ચાંઓ બેઠાં હતાં.

શિક્ષકપદ ભોગવનાર વૃદ્ધ ગધેડાએ કહ્યું: 'બાળકો! આજે હું તમને માનવીનું પ્રાણી સંગ્રહસ્થાન જોવા લઈ જવાનો છું, કારણ કે આજે આપણો સ્વાતંત્ર્ય દિન છે...પરંતુ એ પહેલાં હું માનવીના વિષય પર લખાયેલી એક કવિતા સમજાવવા માગું છું.

એમ કહીને શિક્ષકે બોર્ડ પર માનવીનું એક નગ્ન ચિત્ર દોર્યું, પછી ચિત્રના માનવી પ્રત્યે ઈશારો કરતાં કવિતા સમજાવવાનો આરંભ કર્યો અને કહ્યું:

આ માનવી પૃથ્વી પર જ રહેતો હતો જે હવે માત્ર વિનાશ પામેલી સંસ્કૃતિના અવશેષરૂપે પ્રાણીસંગ્રહમાં જીવી રહ્યો છે. એ માનવી જ્યારે પૃથ્વી પર હતો ત્યારે એ ખૂબ જ મહાન હતો. એની પાસે અનેરી શક્તિ હતી, અનેરાં આકર્ષણ હતાં.

એ માનવી ફૂલોની પાસે ગયો અને ફૂલોએ એને પોતાની સુગંધ આપી. એ મધુમાખી પાસ ગયો અને મધુમાખીએ મહેનત કરીને સંગ્રહી રાખેલું પોતાનું મધ આપી દીધું, એ માનવી સ્ત્રી પાસે ગયો. સ્ત્રીએ એને પોતાના ચંદ્ર અને સૂરજ આપી દીધા.

અને એ મહાન બની ગયો

એ આ પૃથ્વી પરનો દેવતા હતો. ઘાસે એના કદમોમાં ઝૂકી જઈને મખમલી ગાલીચાઓ પાથરી આપ્યા. વૃક્ષોની ડાળીઓએ ઝૂમીને એને પોતાનાં ફળો આપ્યાં. જાનવરોએ પોતાનાં બચ્ચાંઓ માટેનું દૂધ એને આપી દીધું. શેતુરનાં ખરબચડાં પાંદડાંઓ ખાઈને નાનકડા કીડાઓએ એને માટે રેશમ તૈયાર કર્યું. રોશનીએ એને શકિત આપી. પાણીએ એને ગતિ આપી.

અને એ મહાન બની ગયો.

પછી માનવીએ પોતાનું માથું ઊંચું કર્યું અને આકાશ પર નજર ફેંકી. એણે સિતારાઓની દુનિયા પર પોતાના કદમ માંડયા. એ આકાશગંગાને ઓળંગી ગયો.

એ ઊંચે આકાશની વિશાળતાઓમાં ઘૂસી ગયો. એ નીચે ઍટમની—અણુની છાતીમાં ઊતરી ગયો અને ઍટમની છાતીમાંથી એક દિવસે ખતરનાક રીતે સળગી ઊઠતો બૉમ્બ લઈને બહાર નીકળ્યો. એણે ધાર્યું હોત તો એ મોતી પણ લાવી શક્યો હોત!

એકાએક પવનની લહેરીઓના રંગ ઊડી ગયા. વાતાવરણમાં ગુલાબ કરમાઈ ગયાં. ધરતીને કંપારી આવી ગઈ. આકાશની પરેશાની વધી ગઈ.

ગાયે પોતાના વાછરડાની સામે જોયું. ફૂલ પોતાની સુગંધ માટે ફરિયાદ કરવા લાગી ગયું. સંગીત પોતાનાં ઝુલઝુલ માટે રડી ઊઠયું અને ભવિષ્ય પોતાની કળાઓ માટે મૂંઝવણમાં પડી ગયું.

એ માનવીને જે ચાહતાં હતાં, એ બધાં જ એનાથી ડરી ગયાં.

એ માનવીનું બાળક ડર્યું નહીં. બાળકે આગળ આવીને એનો હાથ પકડી લીધો. પરંતુ એણે બાળકના હાથને ઝટકો મારીને છોડાવી દીધું... અને પછી પોતાના હાથમાં જે બૉમ્બ લઈને એ માણસ ઍટમની છાતીમાંથી બહાર આવ્યો હતો, એ બૉમ્બને એણે વાતાવરણમાં ઉછાળી મૂકયો.

અને ત્યારબાદ એકાએક સ્ત્રીની કુખમાં ચોતરફ અંધકાર છવાઈ ગયો. સંપૂર્ણ અંધકાર!

માનવ ઇતિહાસ વિશેની આછી રૂપરેખા સમજાવીને વૃદ્ધ ગધેડો પોતાના વિદ્યાર્થીઓને લઈને માનવીના

પ્રાણીસંગ્રહ પાસે આવી પહોંચ્યો. પ્રવેશદ્વાર પાસે જ બૂકીંગ ઓફિસ હતી. ત્યાં મોટા અક્ષરે લખવામાં આવ્યું હતું—માનવીનું પ્રાણીસંગ્રહ ! ટિકિટ પચીસ પૈસા.

બૂકીંગ ઓફિસની બહાર લાંબી ક્યૂ લાગેલી હતી. એ ક્યૂની અંદર વાંદરાંઓ, બકરાંઓ, સસલાં, રોઝડાં, સિંહ, ઘેટાં, ગધેડાં પોતાના કુટુંબ અને બાલબચ્ચાંઓ સહિત ઊભેલા હતાં, બધાંએ આજે સુંદર લીબાસ ધારણ કરેલો હતો.

બૂકીંગ ઓફિસની અંદર એક ગોરીલા વાનર બેઠો હતો. અને ટિકિટો ફાડીને આપતો હતો. પ્રાણીસંગ્રહનું પ્રવેશદ્વાર લોખંડી હતું અને એ દરવાજાની પાસે જ એક અલમસ્ત ગેંડો પોતાના ગળામાં ઘંટડી વગાડી વગાડીને બૂમો પાડતો હતો :

આવો મહેરબાન.... આવો કદરદાન....વિનાશ પામેલી સંસ્કૃતિના માનવીને જોવા પધારો... એ માનવી તમને બીજે ક્યાંય જોવા નહીં મળે. 'સ્વાતંત્ર્યદિનની ખુશાલી અંગે આજે ટિકિટોની કિંમતમાં ખાસ ઘટાડો કરવામાં આવ્યો છે. પચીસ પૈસાની ટિકિટના બાર પૈસા, પચીસ વાળીના બાર પૈસા. સ્ત્રીઓ અને બાળબચ્ચાંઓ માટે માત્ર છ પૈસા. આવો મહેરબાન આવો કદરદાન.

એક દાઢીવાળો બકરો પોતાના નાના બચ્ચાને લઈને ક્યૂમાં આગળ ઊભેલો હતો. વૃધ્ધ શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને લઈને એની પાછળ ઊભો રહી ગયો, બકરાનું બચ્ચું બૂમો પાડી રહેલાં ગેંડા તરફ જોઈ રહ્યું હતું.

ગેંડાની બૂમો ચાલુ જ હતી :

આઝાદીની ખુશાલીમાં ખાસ કન્સેશન, ટિકિટની કિંમતમાં ખાસ ઘટાડો, આવો મહેરબાન....

બકરાના બચ્ચાએ બકરાને પૂછ્યું : 'ડેડી ! આ આઝાદી શું છે ?'

બકરાએ કહ્યું : 'બેટા, આજથી પૂરા દશ વર્ષ પહેલાં જાનવરોને માનવીની ગુલામીમાંથી મુક્તિ મળી હતી. એ દિવસની ખુશાલીમાં આજનો દિવસ ઉજવવામાં આવે છે.' 'મુક્તિ કેવી રીતે મળી, ડેડી ?' નાનકડા બચ્ચાએ બીજો સવાલ કર્યો. પાછળ ઊભેલો શિક્ષક-ગધેડો આ વાતો સાંભળી રહ્યો હતો એણે જોયું કે બાળકના સવાલથી બકરો બિચારો મૂંઝવણમાં પડી ગયો હતો. ગધેડાએ બકરાની મૂંઝવણ ટાળવાના આશયથી એના બચ્ચાની પૂંછડી પર પોતાનું નાક ઘસતાં કહ્યું :

બેટા, મુક્તિ કેવી રીતે મળી એ વાત હું તને સમજાવીશ. ચાલ, પહેલાં અંદર જઈએ.

ક્યૂમાં ચાલતાં ચાલતાં એ લોકો બૂકીંગ ઓફિસ પાસે આવી લાગ્યાં હતાં. બકરાએ પોતાની ટિકિટો લીધી. શિક્ષકે પોતાની ટિકિટ લીધી. બધાં અંદર ગયાં. શિક્ષકે પોતાના વિદ્યાર્થીઓને તેમ જ બકરાના બચ્ચાને એક ઝાડ નીચે બેસાડીને શિક્ષણાત્મક ઢબે પોતાનું પ્રવચન શરૂ કર્યું. પોતાના વિદ્યાર્થીઓને પણ ખાસ ધ્યાન આપવાની સૂચના ગધેડાએ કરી હતી. એણે કહ્યું :

'તો સવાલ એ છે કે આપણે ગુલામીમાંથી મુક્તિ કેવી રીતે મેળવી ? દસ વર્ષ પહેલાં આ ધરતી પર માનવીઓનું રાજ્ય હતું. એ વખતે આ દુનિયા આજની જેમ વેરાન અને ઉજ્જડ નહોતી એ વખતે આ ધરતી ફળદ્રુપ હતી. એ વખતે આપણા મુકાબલામાં એ પોતાને ખૂબ જ ઉચ્ચ અને સંસ્કારી માનતા હતા, જાનવરોને શહેરોમાં રહેવા દેતા પણ નહોતા. આલીશાન મકાનોમાં એ લોકો પોતાનું જીવન પસાર કરતા હતા. પરંતુ એ લોકોને કોણ જાણે શું થયું ? એ લોકોએ આપસ આપસમાં યુદ્ધ કર્યું, ખતરનાક યુદ્ધ ! એ યુદ્ધમાં એકબીજાને ખતમ કરી દેવા માટે ખૂબ જ વિનાશક હથિયારોનો ઉપયોગ કરવામાં આવ્યો. મોટા મોટા હાઈડ્રોજન બોંબ ફેંકવામાં આવ્યા. આ બોંબના કારણે સમસ્ત દુનિયા પરની આબાદી ખતમ થઈ ગઈ. માનવી ખતમ થઈ ગયો, વિશાળ અને ગીચ જંગલો સળગી ઊઠ્યાં, ત્યાં

જ્યાં બૉંબનો ઝેરી ગૅસ ફેલાયો ત્યાં ત્યાં જાનવરો પણ નાશ પામ્યાં...'

દાઢીવાળા બકરાએ વચમાં વાત કાપીને પૂછ્યું, 'માસ્તર સાહેબ! તો પછી આપણે બધાં કેવી રીતે બચી ગયાં?'

'મહાશય, હું એ જ વાત પર આવું છું. હિમાલયના જેવી પર્વતમાળાઓ પર ઝેરની અસર પહોંચી શકી નહિ. એ ખીણોનું હવામાન ઝેરી ગૅસથી બચી ગયું. એ ખીણોમાં જે જાનવરો બચી જવા પામ્યાં એ આપણે છીએ અને હવે માનવીના બદલે આ ધરતી પર આપણી હકુમત છે. આ ઝેરી ગૅસની અસર વાતાવરણમાં પાંચ વર્ષ સુધી કાયમ રહી પછી જેમ જેમ હવામાન સ્વચ્છ થયું ગતું તેમ તેમ ધરતી પર અસ્તીત્વ ધરાવનારા આપણાં લોકોએ જીવનને વધુ ગતિમાન બનાવનારાં ચક્રો ઊભાં કર્યાં. આપણા એ પ્રયત્નોને પરિણામે આપણા સ્કાઉટોની ટોળીઓ દુનિયાના ખૂણેખૂણામાં ફરી વળી. કોઈ કોઈ અંધારી ને ઊંડી ગુફાઓમાંથી આપણા સ્કાઉટોએ કેટલાક અવશેષ રૂપે જીવતા રહેલા માનવીઓને શોધી કાઢ્યા. એ માનવીઓ એમની સંસ્કૃતિ અને સભ્યતાની છેલ્લી નિશાનીરૂપે હતા. ત્યારબાદ જાનવરોનું એક અધિવેશન ભરાયું અને એમાં ઠરાવ પસાર કરવામાં આવ્યો કે આ માનવીઓનું પ્રાણી-સંગ્રહ બનાવવું જોઈએ જેથી આપણા જાનવર ભાઈ-બહેનોને તાલીમ સાથે ગમ્મત મળે.'

પ્રવચન પૂરું થયા બાદ વૃદ્ધ શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને લઈને એક મજબૂત લોખંડી પીંજરા પાસે આવ્યો. એ પીંજરાની અંદર એક દૂબળો પાતળો માણસ બેઠો હતો. એણે જાંગીયું અને ફાટેલું ગંજીફરાક પહેર્યું હતું. પોતાના લાંબા નાક પર ચશ્માને એ વારંવાર ઠીક કરતો હતો અને કોઈ કોઈવાર જાનવરોની સામે જોઈને હસતો હતો.

પાસેના એક બીજા પાંજરામાં જે માણસ હતો એની તરફ બધા જાનવરોનું ધ્યાન એકદમ ખેંચાયું. એ માણસે જાનવરોને જોઈને એકદમ બોલવાનું શરૂ કર્યું. ચાલો...જલદી કરો...મારી પાસે સમય નથી મારે બોર્ડની મીટીંગમાં જવું છે.

ગધેડાએ પોતાના વિદ્યાર્થીઓને ઓળખાણ આપતાં કહ્યું: 'આ માણસ બેંકર છે.'

કુકડ઼ના બચ્ચાએ પૂછ્યું, 'સર, એ બોર્ડની મીટીંગ, બોર્ડની મીટીંગ શું કર્યા કરે છે?'

ગધેડાએ પોતાની ઢબે બાળકોને સમજાવતાં કહ્યું: 'આ માણસ પોતાના જમાનામાં મોટો બેંકર હતો. મોટા મોટા વેપાર એ માણસના હાથમાં હતા. લાખો અને કરોડોની દોલતમાં એ આળોટતો હતો.... તો પણ દોલત કેવી રીતે એકઠી કરવી એ જ એનો આશય હતો. એ માણસે હાઈડ્રોજન બૉંબ તૈયાર કરવાનું કારખાનું ખોલ્યું. એ માટે કેટલાક માણસોને સાથે લઈને એક બોર્ડ બનાવ્યું અને પોતે એનો પ્રમુખ બન્યો. જ્યારે એણે અનેક હાઇડ્રોજન બૉંબ તૈયાર કરી લીધા ત્યારે એને પોતાને જ બીક લાગવા માંડી, પોતાના પ્રાણ બચાવવા માટે જમીનની અંદર છૂપા અને મજબૂત આશ્રયસ્થાનો બનાવ્યાં અને પછી એ પોતાના આશ્રયસ્થાનમાં ઘૂસી ગયો. માનવ સંસ્કૃતિનો વિનાશ કરવામાં એ માણસનો મોટો હિસ્સો છે. જ્યારે આપણા સ્કાઉટોએ એને ભુગર્ભના આશ્રયસ્થાનમાંથી પકડ્યો ત્યારે પોતાની કરોડોની દોલતના ઢગલા પર એ પિસ્તોલ લઈને બેઠેલો હતો. આપણા ત્રણ સ્કાઉટ એને પકડવામાં માર્યા ગયા. છેવટે આપણા ગેંડા સ્કાઉટે એને ગિરફતાર કરી લીધો. તમે જાણો છો ખરા કે ગેંડા પર પિસ્તોલની ગોળી અસર કરતી નથી.'

બધા બચ્ચાંઓએ પોતાની પૂંછડીઓ પટપટાવીને તાળીઓ વગાડી. બેંકરે ફરીથી પોતાનો લવારો શરૂ શરૂ કર્યો...

'જલદી કરો મારે મીટીંગમાં જવું છે. પંદર લાખ ...વીસ લાખ...'

શિયાળના બચ્ચાએ પીંજરાની અંદર એક કાંકરો





ફેંક્યો. બેંકર ચીડાઈ ગયો.

'યુ લ્અડી સ્વાઈન ! ચેક ક્યાં છે? શું કામ મારો ટાઈમ બગાડે છે? ગો ટુ હેલ !'

ગધેડાએ કહ્યું, એ માણસને દોલત વગર બીજી બધી વસ્તુઓ પ્રત્યે નફરત છે. એને રાતના પણ ઊંઘ નથી આવતી. અહીંના સુપ્રીન્ટેન્ડેન્ડ કહે છે કે એ રાતના પણ આવી જ રીતે બકબક કર્યા કરે છે. પણ એને પૈસા આપો તો એ ઘણો જ ખુશ થાય છે...

વૃદ્ધ શિક્ષકે પીંજરાની અંદર પડેલા થોડાક પૈસા પણ બતાવ્યા. એ પૈસા એણે બહુ જ સાવચેતીપૂર્વક એક ખૂણામાં મૂક્યા હતા. ગધેડાના બચ્ચાએ પૂછ્યું : 'એ પૈસા ભેગા કરીને શું કરે છે? એને તો અહીં મફતનું ખાવાનું મળતું હશે?'

શિક્ષકે કહ્યું, એ વાત બહુ જ મઝાની છે. અહીંનો જે સુપ્રીન્ટેન્ડેન્ટ છે એ ચીમ્પાનઝી વાંદરો છે. એ રોજ સાંજે એની પાસે આવીને એના બધા પૈસા લઈ લે છે અને રસીદ આપે છે. બેંકર ખુશ થઈ જાય છે કે એના બધા પૈસા બેંકમાં જમા થઈ રહ્યા છે. જુઓ, પેલા ખૂણામાં જે કાગળો પડેલા છે એ બધી રસીદો છે. આ કાગળના ટુકડા એની આખી જિંદગીની પુંજી છે. એ જ્યારે મરી જશે તો ઇતિહાસ એ જોઈને હસશે અને રડશે...અને કહેશે કે માનવીએ આ કાગળના ટુકડાઓ માટે પોતાની સમસ્ત સંસ્કૃતિને મીટાવી દીધી, ચાલો હવે આગળ જઈએ.

બધા ચાલવા લાગ્યા. શિક્ષકે એક બીજા પાંજરા પાસે પોતાના બધા વિદ્યાર્થીઓને એકઠા કર્યા અને કહ્યું : 'આ માણસને જુઓ.'

જાનવરના બચ્ચાઓ આશ્ચર્યમાં જોવા લાગ્યા, પીંજરાની અંદર એક ઝાડ હતું. એ ઝાડની નીચે એક માણસ બેઠો હતો. એને આજુબાજુ જોવાની દરકાર નહોતી. આંખો મોટી મોટી અને ગોળ હતી, એના હાથમાં કાગળ હતો. પેન્સીલ વડે એ કંઈક લખી રહ્યો હતો. લખતો હતો અને વારંવાર અટકી જતો હતો. બબડતો હતો અને પોતાના ચહેરા પરના ભાવોનું વિચિત્ર રીતે પ્રદર્શન કરતો હતો, વૃદ્ધ ગધેડાએ પોતાના વિદ્યાર્થીઓને કહ્યું, 'એ માણસ કવિ છે.'

ગેંડાના બચ્ચાએ આગળ આવીને પૂછ્યું, 'આ કવિ શું બલા છે? અને આ માણસ આમ શું બબડી રહ્યો છે?'

'એ કવિતા લખી રહ્યો છે. પોતાની પ્રિયાની યાદમાં ખોવાઈને કવિતા લખી રહ્યો છે. એની પ્રિયા હાઈડ્રોજન બોંબના હુમલામાં મરી ગઈ છે.' ગધેડાએ ખુલાસો કર્યો.

'તો એણે પોતાની પ્રિયાને કેમ બચાવી નહીં?' ગેંડાના બચ્ચાએ બીજો સવાલ કર્યો.

ગધેડાએ કહ્યું, 'વાત એમ બનવા પામી હતી કે જ્યારે હાઈડ્રોજન બોંબના હુમલાની તૈયારી થઈ ચૂકી હતી ત્યારે કેટલાક સાચા અને સમજુ માણસો એ કવિની પાસે ગયા. એ શાણા લોકો ચાહતા હતા કે અણુયુદ્ધ ન થાય. અણુયુદ્ધના પરિણામથી તેઓ વાકેફ હતા, એ લોકો માનવીનો વિનાશ ચાહતા નહોતા. એ લોકોએ એક અરજી તૈયાર કરી હતી. યુદ્ધ કરનારાઓને એ અરજી મોકલવાની હતી. એ શાણા લોકો પોતાની અરજી પર એક કવિની સંમતિ પણ ચાહતા હતા. એમણે કવિને એ અરજી પર સહી કરવા કહ્યું. કવિએ એમ કહીને સહી કરવા માટે ઈન્કાર કરી દીધો કે હું સૌંદર્ય અને પ્રેમનો પૂજારી છું. મને કોઈ બીજી વસ્તુ જોડે નિસ્બત નથી. એમ કહીને એ પાછો કવિતા કરવા લાગી ગયો. એની કવિતામાં જાદુ હતો. જો એ માણસે ચાહ્યું હોત તો એણે આવનારા ખતરાઓથી પોતાની કવિતા વડે દુનિયાને જાગ્રત કરી દીધી હોત. પરંતુ એણે તો આંખો ખોલવાને બદલે દુનિયાની આંખો બંધ કરી દીધી. ચાલો હવે આગળ જઈએ.'

એક બીજા પાંજરામાં બે ખૂબ જ વૃદ્ધ માણસ બેઠા હતા. એમના માથાના બધા વાળ સફેદ થઈ ગયા હતા. બંને એકબીજાની નિકટ બેસીને ખૂબ જ ગંભીર-



લીના પરીખ

# જ્યોતિર્ધારિણીઓ

સાહિત્યનાં કેટલાંક પાત્રો મહાન પુરુષોની જેમ અમરતાને વરી ચૂકેલાં હોય છે. આપણા મહાન નવલકથાકાર શ્રી મુનશીનાં પાત્રોમાંથી પણ આવાં મળી આવે છે. એમની નવલકથાઓનાં સ્ત્રી-પાત્રોને ગૌરવાન્વિત કરે તેવાં અભ્યાસુ લેખિકાબહેનનો અભ્યાસ આ લેખમાં તરી આવે છે...

ભાવનાત્મક અપૂર્વતાના પૂજક શ્રી મુનશીએ આર્ય સન્નારીના—સીતા જેવી અનેક સતીઓના—પુરાણા આદર્શને છોડી, પોતાના કૌતુકપ્રિય માનસને અનુકૂળ એવી ચકોર, કાર્યપરાયણ છતાં પ્રગલ્ભ, કુમાશભરી છતાં પ્રખર તેજે ઝળકતી તેજસ્વી, કીર્તિનીય પરવા ન કરે તેવી, પાશ્ચાત્ય રંગોની આછી છાંટવાળી સ્ત્રીસૃષ્ટિ સર્જી છે.

એમની લગ્નભાવના પણ વિશિષ્ટ રીતે રજૂ થાય છે. એમાં પ્રેમ વ્યક્તિગત નહીં પણ સમષ્ટિગત હોઈ, સમાજની સંસ્કારશુદ્ધિ અર્થે તે છે એ ભાવના વ્યક્ત થાય છે.

અર્વાચીન અને પ્રાચીન સ્ત્રીના સુંદર સમન્વયની એમની ભાવનામાં, આત્મવિસર્જન પર જ લગ્ન અને પ્રણયજીવન રચાવું જોઈએ એ સિદ્ધાંત રજૂ થાય છે; તો ભાવનાસિદ્ધિ માટે જ મથ્યા કરતી અર્વાચીન સ્વાતંત્ર્યપૂજક સ્ત્રી, પુરુષની વાંછના સંતોષી ન શકે એવી એક ભાવના પણ વ્યક્ત થાય છે. આ બધી ભાવનાઓ સમર્થ કલાકારની અનન્યસાધારણ પ્રતિભાના બળે રજૂઆત પામે છે.

શ્રી મુનશીએ રજૂ કરેલી સ્ત્રીત્વની ભાવનામાં, પ્રણયજીવન કે દંપતીજીવનનો એમનો આદર્શ વ્યક્ત થયો છે. સ્ત્રી-પુરુષ બન્ને એકબીજાનાં પૂરક જેવાં છે એમ એમને લાગે છે.

શ્રી મુનશી પરંપરાગત રૂઢલગ્નોમાં માનતા નથી તેથી 'દૃષ્ટિ ખેંચાય, સ્નેહ પાંગરે, અન્યોન્યની મેધા અને આત્માનાં ઐક્ય સધાય ત્યારે, જગતની નજરે ભલે ને એમનાં લગ્ન અધર્મ્ય હોય પણ મુનશીનાં એ પાત્રો લગ્નનું સ્વરૂપ લેતા' અચકાતાં નથી. સાથે શ્રી મુનશી એમનાં એવાં પાત્રો દ્વારા એક નવી જ ભાવના રજૂ કરે છે કે ભલે ને એ સ્ત્રી-પુરુષ અખંડ તપશીલ હોય, પ્રબળ સત્તાશાળી હોય, અદ્ભુત સંયમશાળી હોય, નિષ્કલંક સ્નેહમાં રાચનારાં હોય; પણ હૈયાની મૃદુ કુંજોમાં પરાણે દાબેલી પ્રણયવાસના કેટલોક વખત સુધી દબાશે ?

શ્રી મુનશીની બીજી એક ભાવના એ છે કે સમકક્ષનાં સ્ત્રી-પુરુષ જ પરણે; માત્ર લડવૈયો કાક મંજરીને ન ગમે, ત્યારે ચૌલાને સામાન્ય માનવ ભીમદેવ અકારો લાગે, ગૌરી જેવાને સેનાજિત જ ગમે, ત્યારે વિલાસને સત્યાશ્રય જેવો જડ, સ્વસ્થ અરસિક

---

તાથી વાતો કરી રહ્યાં હતા. એ બંને વિજ્ઞાનીઓ હતા. શિક્ષક અને વિદ્યાર્થીઓ પાંજરા પાસે આવીને એમને જોવા લાગ્યા. અહીં એ ત્રણ જુવાન બકરીઓ પહેલેથી જ ઊભી હતી.

એક વૃદ્ધ વિજ્ઞાની બોલ્યો, 'મેં એવાં કિરણોની શોધ કરી છે કે જે હવાઈ જહાજની અંદર ફીટ કરી શકાય. અને બૉંબરો જેવા હવાઈ જહાજમાંથી એ કિરણો જો કોઈ શહેર પર ફેંકવામાં આવે તો બે મિનિટની અંદર જ આખું શહેર ખતમ થઈ શકે છે.'

બીજાએ પૂછ્યું, 'એ કિરણોની બેટરી બનાવવાનું કેટલું ખર્ચ થાય એમ છે ?'

'અંદાજે ત્રણસો કરોડ રૂપિયા થાય.'

'કેટલા વિસ્તારમાં એ કિરણો એકી સાથે ફેલાય એમ છે ?'

'પચાસ માઈલ જેટલા વિસ્તારને સહેલાઈથી આવરી શકે એમ છે, એટલે કે પચાસ લાખ જેટલા માણસોને એક સાથે ખતમ કરી શકાય એમ છે. એક મૃત્યુની કિંમત માત્ર એક જ રૂપિયો.'

★





રૂપ ન ગમે અને રસનિધિ જ ગમે. લગ્ન એટલે વ્યભિચાર એમ માનનાર રાધારમણ અને શીલાના કહેવાતા સુખી સંસારમાં ઘર્ષણ થયા જ કરે.

શ્રી મુનશી નક્કર વાસ્તવિક ઘટના, સુંદર સર્જકશક્તિથી ચીતરે છે. એવે વખતે, ન સહેવાતા પ્રબળ સ્નેહના ઉકળાટ વખતે તો, દેવપ્રસાદ અને હંસા રાજ્ય જતું કરે છે, મુંજ માટે મૃણાલવતી ગૌરવભંગ સ્વીકારીનેય મુંજને કેદમુક્ત કરવા કાવતરું કરે છે, પરોક્ષ રીતેય કાકને જોવા લીલાદેવી લાટનું સ્વાતંત્ર્ય જતું કરે છે. ખેંગાર, સોમસુંદરી અને રાણક માટે જૂનાગઢના રાજ્યની તેમ જ મોટાં જોખમોની પણ પરવા કરતો નથી. ઉદય અને રાધારમણ વચ્ચે અટવાતી શીલાનું શીલ સદાય જાગૃત રહી તેને ઉગાર્યા કરે છે.

ક્યાંક ક્યાંક એ પાત્રોના વર્તન અને સ્વભાવમાં ઘણું સામ્ય લાગે છે. દા૦ ત૦ 'વેરની વસૂલાત'માં જેની બધી આશાઓનો અંત આવી ગયો છે એવી તનમનની 'છાતી ઊછળતી હતી, આંખો ફાટી ગયેલી કહીએ તો ચાલે, આખું મોઢું અત્યંત વેદનાથી ખેંચાતું હતું........'એ રમા આજે મેં જોયો.' આ અને પાટણના રાજગઢમાં કાશ્મીરાદેવી અને ત્રિભુવનપાલથી રક્ષાયેલી ગભરુ મંજરી, પહેલી વાર જ્યારે અકસ્માત ઉદાને જુએ છે અને માત્રાનો હાથ પકડી ચીસ પાડી, તેને છેક રાજગઢ સુધી દોડાવી લાવે છે તે વખતનું તેના વર્તનનું અને ભાવનું વર્ણન બરાબર સરખાં છે. આવા પ્રસંગો વર્ણવતી વેળા શ્રી મુનશીના શબ્દો પણ સરખા આવી જાય છે.

જેને સ્નેહપય પાઈ ઉછેર્યો એવા ભાણેજ્જસપને લાગે છે કે રાણકદેવી 'પરપુરુષની સેવા' કરે છે તો બીજી બાજુ મહર્ષિ જમદગ્નિને રેણુકાની 'પરપુરુષની સેવા' પ્રત્યે પારાવાર તિરસ્કાર વછૂટે છે. આ તો એક પરિસ્થિતિનું આલેખન છે. અમુક પરિસ્થિતિમાં અમુક વ્યક્તિ, અમુક જ પ્રકારનું વર્તન કરે એવું લેખકે દર્શન કરાવ્યું છે. બાકી એમનાં પુરુષપાત્રો જેમ એક માટીમાંથી સર્જાયાં છે, એમ સ્ત્રીપાત્રો પણ એક માટીમાંથી સર્જાયાં છે. એ દૃષ્ટિએ જોતાં સરસ્વતી અને ગંગાનાં વ્યક્તિત્વ સરખાં લાગે છે. બન્ને પોતાના ગુરુની, સ્નેહભાવે ભક્તિ કરે છે. એવા પ્રણાર્પણે પણ પ્યારી છે.

એમની પુત્રીઓ અનંગના અને ચૌલા સુંદર ભાવનાઓમાં રાચનારી, એની જ દુનિયામાં જીવનારી, સ્વપ્નજીવી બાલિકાઓ છે. નિર્દોષ અને સાત્ત્વિક ગૌરી તથા નિર્દંશ, સ્નેહભીની મુગ્ધા વિલાસમાં અજબ પ્રકારનું સામ્ય ભાસે છે.

સેનાજિતની વાગ્દત્તાને આર્ય વિષ્ણુગુપ્તની પ્રતિભા ખેંચે છે. સત્યાશ્રયની વાગ્દત્તાને રસનિધિની રસિકતા ખેંચે છે. ગૌરીને વિષ્ણુગુપ્તનાં કમંડલુ અને ધરતીશય્યા, વલ્કલ અને પર્ણકુટી તરફ આકર્ષણ જરૂર થાય છે; પણ સેનાજિતનાં પ્રેમપ્રફુલ્લ નયનોનો પ્રેમસંદેશ તેને ઘેલી બનાવી મૂકે છે. વિલાસ સત્યાશ્રયની વાગ્દત્તા હોવાને કારણે, સત્યાશ્રયને પ્રિય એવો એનો કડક વૈરાગ્ય પ્રયત્નપૂર્વક વહાલો કરીનેય, તપસ્યામય જીવન ગાળવા યત્ન કરે છે. પણ રસનિધિનાં, મોહક અને મધુર વાણીથી ગવાતાં શૃંગારરસિક કાવ્યોમાં તેને ખૂબ રસ પડે છે.

એવું જ સામ્ય શ્રી મુનશીનાં પાત્રોનાં સ્વભાવ અને અંગવર્ણનોમાં જણાય છે. એમનાં પાત્રો તેજસ્વી, બુદ્ધિશાળી અને સ્વરૂપવાન હોઈ, એમના 'હોઠ સખ્તાઈથી બીડાયેલા' હોય છે, એક પ્રકારનું 'નિશ્ચલ તેજ' તેમના મુખ ઉપર દીપતું હોય છે. એ પાત્રો તોફાની, રમતિયાળ અને બંડખોર હોય છે.

પ્રસન્નકુંવર અત્યંત તોફાની અને રમતિયાળ છે. ત્રિભુવન સાથે પ્રેમભરી મસ્તી કરતાં કે મોરારપાળને મોહિનીછટાથી ઉલ્લુ બનાવતી વખતે, 'પ્રસન્નપાળ' જોડે ગેલ કરતી વખતે, એના એ સ્વભાવનાં લક્ષણો રજૂ થાય છે.

એના જેવાં તોફાની પાત્રોમાં કંઈક અંશે મૈનાકી, માત્રા અને સમર્થ જેવાંય ભળી શકે. પોતાનાં ઝગમગતાં વસ્ત્રો ગૌરીને આપી મૈનાકી પોતાનું કામ કઢાવી લે, પતિ ગજાનન પંડિતને કાશ્મીરાબાની ધમકીમાં ભય બતાવી બેબાકળા પતિને માત્રા ઓરડાની બહાર ઘસડી લાવે કે નાગરાણી પ્રેમકુંવરને કંટાળો આપી સમર્થ, મનનો ઊભરો ઠાલવે; એવા એના રમતિયાળપણાને કારણે તે પાત્રો આપણને વહાલાં લાગે છે.

'પાટણની પ્રભુતા'માં મીનળદેવી, મુંજાલ અને હંસા તરફ કઠોર સ્વાર્થીપણું અને કનિષ્ઠતા દાખવે છે એમ, મૃણાલવતી એની ઉગ્ર તપસ્યા અને હૃદયમાં પરાણે દબાવેલી મૃદુ લાગણીઓના પ્રત્યાઘાતે મંજુ પ્રત્યે અત્યંત કઠોર કે ક્રૂર વર્તન દાખવે, એમાં બન્નેનાં વ્યક્તિત્વ સરખાં લાગે છે.

તનમન અને મણિ દેખીતાં મુલાયમ અને કોમળ, કરુણાભાવભર્યાં લાગે, પણ છતાંય પ્રસંગ આવ્યે બંડખોર બને છે, તે વાત તનમન પ્રાણાર્પણે અને મણિ આખર સુધી પરિસ્થિતિ સાથે કપરું યુદ્ધ ખેડીને, જંગ જીતીને બતાવી આપે છે.

લોમા તો વળી કાંઈ જુદી જ માટીની બનેલી છે. એ તો છે જ 'છોકરા જેવી' એના લગ્નની વાતે કન્યાને સહજ શરમની લાગણી અનુભવ્યા વિના, જટાજૂટ શંકરનું સ્વરૂપ તે દાખવે છે. રામના ગૂમ થવાથી ઉશ્કેરાયેલી સિંહણની જેમ આંટા મારે છે. બ્રહ્મર્ષિ વિશ્વામિત્રને દૂર કરી, મુનિ વસિષ્ઠને રાજપુરોહિતપદ આપવાની વાતમાં, તે સખત વિરોધ કરે છે. એના દરેક વર્તનમાં અને રામ સાથેની પ્રવૃત્તિમાં તોફાન અને બંડ જ ઊભર્યા કરે છે.

એ બધાં સ્વભાવલક્ષણો સમાન લાગવા છતાં એ સહુને પોતાનું અલગ વ્યક્તિત્વ પાછું હોય છે જ. એ દૃષ્ટિએ જોતાં શ્રી મુનશીનાં પાત્રો, અમુક સામાન્ય લક્ષણોવાળાં હોવા છતાં દેશકાળ પ્રમાણે જુદી જુદી પરિસ્થિતિ વખતે એમનું દરેક પાત્ર ન્યારી રીતે જ વર્તે છે. પ્રસન્ન તોફાનો કરે, મોહિની છટા દાખવે પણ મૈનાકી, માત્રા, સમર્થ અને લોમાનાં તોફાનોથી એનાં તોફાનો જુદાં જ પડે. એવું જ દરેક પાત્રનું હોય છે. એ વાત દરેક પાત્રનું અનોખા વ્યક્તિત્વનું દર્શન કરાવે છે.

કવિવર ટાગોરે નારીનાં બે સ્વરૂપ—પ્રેયસી અને માતા સ્વરૂપને પુષ્પો ચઢાવ્યાં છે. કવિશ્રી ન્હાનાલાલે કન્યા અને સૌભાગ્યવતી રૂપે જ નારીનાં દર્શન કર્યાં છે. મુનશીએ નારીનાં જુદાં જુદાં પાસાંને નિરૂપવા લોમા અને પ્રસન્ન, નાની તનમન ગૌરી અને વિલાસ તથા સોમસુંદરી અને સમર્થ જેવી મુગ્ધ કન્યાઓનાં કંકુવરણાં પાત્રો આપ્યાં છે. એ બધાં પાત્રો ખીલું ખીલું થતી પુષ્પકળીશાં મોહક છે, રમતિયાળ છે. એમનો આછેરો પમરાટ પ્રસરાવતો મુગ્ધ પ્રેમ, ક્યાંક પોતે જ ન સમજી શકે એમ, કુમાર રામને અભિષેક કર્યા કરે છે; ક્યાંક ત્રિભુવન જેવાને મસ્તીથી હેરાન કરી હીંચકા પરથી પાડી નાખી, લોહીલુહાણ કરવામાં જરાય ન અચકાય; ક્યાંક ખુલખુલના રસિક આલાપે પ્રણયીના ચિત્તને મસ્ત કરે છે. ક્યાંક રાગ અને વિરાગના વિરુદ્ધ ખેંચાણે મૂંઝાયા છતાં પ્રેમપ્રફુલ્લ નયનોનાં અમી જ ઝીલે છે, તો ક્યાંક પ્રણયી સાથે નાસી જવા સર્વસ્વ ન્યોછાવર કરવાય ઉદ્યુક્ત થાય છે. વળી પ્રેમમાં ઘેલા બની, ઘેલા વર્તનની પરંપરા દાખવે છે.

એ બધાં પાત્રો એમની વય પ્રમાણે એમની પ્રતિભાનું તેજ દાખવે છે. ક્યાંય એવું નથી લાગતું કે તેઓ વયમર્યાદા છાંડીને સર્જકની ભાવનાઓને જ વફાદાર રહી કઠપૂતળાની જેમ વર્તન કરે છે. એક મુગ્ધા, એક રસિક અને સંસ્કારી કન્યા દાખવી શકે તેટલું અને તેવું, સુંદર સંસ્કારી વર્તન તેઓ દાખવે છે. તેઓમાં વસંતનો સંચાર થયે, પાંગરતાં જતાં ફૂલોનો મધુર મોહક પમરાટ છે. એમનામાં યૌવનનું સભાનપણું નથી કે નથી સ્થૂળ દેહનો વિલાસ: પરંતુ સાત્ત્વિક નિર્દોષતા સૂક્ષ્મ પ્રેમના સ્પર્શે એમનાં સમગ્ર તન,



મન અને આસપાસના વાતાવરણમાં ઉન્નત આનંદનો ઓઘ ઉછાળે છે અને આપણા હૈયાને મુગ્ધભાવે ભરી દે છે.

*

આ બધાંની યશકલગીરૂપે શ્રી મુનશીએ સ્ત્રીત્વનો નવો, અનોખો આદર્શ આપ્યો છે; તે, સ્ત્રીત્વનું ભાન કરાવ્યું અને પુરુષને સ્ત્રીનું સાચું સ્થાન બતાવ્યું કે આ નારી: એ તમારી દાસી નથી, તમારી પ્રતાપી સહચરી છે. અત્યાર સુધી સતીત્વને નામે, આર્યસન્નારીનાં સંસ્કારલક્ષણોને નામે, સ્ત્રીને દાસીરૂપ ગણવામાં આવતી હતી. એમણે એ દાસીવાળી વાતમાંથી સ્ત્રીને પુરુષની સહચરીની ઊંચી કક્ષામાં સ્થાપી છે. સ્ત્રી એ તો પ્રેયસી, સહચરી અને પતિના આદર્શ માટે જીવનારી સહયોગિની છે, અને ત્યાં જ સ્ત્રી અને પુરુષની અવિભક્તતા પ્રગટે છે એમ તે કહે છે.

સર્જનાત્મક સાહિત્ય દ્વારા દેશ અને સમાજ ઉપર કશી અસર કરી શકાતી હોય તો આ શ્રી મુનશીની સેવા છે.

શ્રી મુનશીએ 'ગુજરાતના જ્યોતિર્ધરો' નામના પુસ્તકમાં ગુજરાતના તેજસ્વી પુરુષોનાં ચિત્રોની હારમાળાને પોતાના ચિત્તપટ આગળથી પસાર થતી દર્શાવી છે. આપણે પણ શ્રી મુનશીનું સર્જનાત્મક સાહિત્ય વાંચી, ઘડીક નયનો બંધ કરી બેસીએ તો તેમાંની જ્યોતિર્ધારિણીઓની એક ચિત્રગેલરી આપણા માનસપટ પર ખડી થાય એ ચિત્રમાલા, શ્રી મુનશીના ગ્રંથો વંચાશે ત્યાં સુધી ઝાંખી નહિ પડે.*

---

*'મુનશીની નવલકથાઓનાં સ્ત્રી-પાત્રો' પ્રગટ થનાર પુસ્તકમાંથી સાભાર. લે૦ લીના પરીખ, પ્રકા૦ ભારત પ્રકાશન, તિલક માર્ગ, અમદાવાદ ૧. મૂલ્ય: રૂ. ૩/—.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**દુનિયા બહારની દુનિયા:** જયવંત દળવી. અનુ૦ મયૂરક. પાનાં ૧૮૪. રૂ. ૪/—. ગાંડીવ સાહિત્ય મંદિર, સૂરત ૨ **કેલેન્ડરની કથા:** રજનીકાન્ત મોદી. પાનાં ૩૨. પૈસા—/૫૦. **એનીમિયા:** ડૉ. ડી. ડી વોરા. પાનાં ૩૨. પૈસા—/૫૦. **જવાહરલાલ નેહરુ:** દિનકર મઢાતો પાનાં ૩૨. પૈસા—/૫૦. **બોલતા તારા:** મનુભાઈ મહેતા. પાનાં ૩૨. પૈસા—/૫૦. —ચારેયના પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, મુંબઈ ૧. **સુવર્ણ મેઘ:** સુંદરજી બેટાઈ. પાનાં ૩૦૯. રૂ. ૬/— —આર. આર. શેઠની કંપની, મુંબઈ ૨. **બ્રહ્મશિલા:** રમેશ જોશી. પાનાં ૪૨૫. રૂ. ૫/—. **દુરગાબાઈ:** રસેન્દ્ર દેસાઈ. પાનાં ૨૩૩. રૂ. ૫/—. —બન્નેના પ્રકા૦ ગુજરાત પુસ્તકાલય સ૦ સ૦ મંડળ, વડોદરા. **ગ્રામ તપાસ પદ્ધતિ:** ડૉ. શીન પાઓ યાંગ. અનુ૦ સરલાબહેન વિ૦ શાહ. પાનાં ૧૬૦. રૂ. ૨/૫૦—ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૧૪. **ભારત ઇતિહાસ નોંધ:** કાર્લ માર્ક્સ, અનુ૦ ભોગીલાલ ગાંધી. પાનાં ૨૧૪. રૂ. ૪/૨૫. **લોકશાહી સમાજવાદ સ્વતંત્રતા:** રાજગોપાલાચારી. અનુ૦ ભોગીલાલ ગાંધી પાનાં ૨૧૩. રૂ. ૪/—**અદ્યતન સોવિયેત સાહિત્ય:** ભોગીલાલ ગાંધી. પાનાં ૨૭૨. રૂ. ૫/૫૦. **સોનેરી મૌન:** ભરત ઠક્કર. પાનાં ૫૪. રૂ. ૨/—. —ચારેયના પ્રકા૦ ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા. **તરંગરંગ:** હયદરઅલી જીવાણી. પાનાં ૧૧૪. રૂ. ૨/૫૦. —સિન્ધુ પ્રકાશન, કરાચી. **સુમનગુચ્છ** લે૦ પ્ર૦ શાન્તાગૌરી ગૌ૦ દવે પાનાં ૧૦૪. ઈન્ડસ્ટ્રીયલ એસ્ટેટ, લાલબાગ, મુંબઈ. **સનાતન ધર્મનું રેખાદર્શન:** શ્રીનિવાસ બા. ગોડપોલે. પાનાં ૪૦. પૈસા—/૫૦. સંસ્કાર મંડળ, વડોદરા. **ભગવાન બુદ્ધ:** શિવાજી ભાવે. પાનાં ૧૨૫. રૂ. ૧/૫૦. **સ્ત્રી–પુરુષ સહજીવન:** દાદા ધર્માધિકારી. પાનાં ૧૫૫. રૂ ૧/૫૦. **સુદ્રાક્ષય:** અપ્પા પટવર્ધન. પાનાં ૧૯. પૈસા૦—/૧૫. —ત્રણેના પ્રકા૦ યજ્ઞ પ્રકાશન, વડોદરા. **નીતિશાસ્ત્ર:** ડૉ. ભાસ્કર ગોપાળજી દેસાઈ. પાનાં ૩૮૦. રૂ. ૭/૪૦. પ્રાચ્ય વિદ્યા મંદિર, મ. સ. વિશ્વ વિદ્યાલય, વડોદરા.

મધુરન કંચનરાય દેસાઈ

# સુઘરી અને મુનીઆ

માળો તો સુઘરીનો એ કહેવતને આપણે જાણીએ છીએ. પણ સુઘરી એનો માળો કેવી કલાત્મકતાથી બનાવે છે અને સુઘરી એ કેવું પંખી છે એ વિષે તો આ જાણીતા પંખીવિશારદનો લેખ વાંચીએ ત્યારે જ જણાય...

## સુઘરી અથવા બૈયા

ચકલી જેટલા જ કદની સુઘરી હોય છે. તેના નરનું તાલકું અને નીચલી છાતીનો રંગ ચળકતો પીળો હોય છે. જ્યારે પેટાળ સફેદ રહે છે. પીઠ અને પૂંછડી કથ્થાઈ રંગની પણ તેમાં કાળા લીટા આવે છે. પણ તેમાં થોડી પીળા રંગની ઝાંય જણાય છે. ગળું કથ્થાઈ અથવા આખું કાળું હોય છે. માદાનો રંગ ઝાંખો ચકલી જેવો હોય છે અને છાતી તથા પેટાળમાં પીળી ઝાંયવાળો ધોળો રંગ આવે છે. નરની ચાંચ કાળા રંગની અને માદાની ચાંચ કથ્થાઈ ગુલાબી હોય છે. ઉપર જોયા તે રંગો તો સુઘરીના લગ્નના વાઘા છે. પણ જ્યારે નર આ વાઘા ઉતારી નાખે છે ત્યારે તે માદાના રંગનો થઈ જાય છે.

સુઘરીનો સ્વભાવ જ બેસવા માટે કાંટાવાળાં ઝાડ પસંદ કરવાનો છે અને માળા પણ તેવા જ ઝાડ ઉપર બાંધવાનું પસંદ કરે છે. એક વખત ગૌરીશંકર તળાવ ઉપરની વાડીમાં અને આંબાવાડીમાં ઊગેલી પાનમાં અસંખ્ય બૈયાં રાતના બશીરાને સમયે ભેળાં થતાં મારા જોવામાં આવ્યાં છે. તે સમયે તે એટલો મોટો શોર કરે છે કે કાન પડ્યું સંભળાય નહીં. મે અને જૂનમાં વરસાદ આવવા પહેલાં નરો લગ્નના વાઘા સજી લે છે. વરસાદ આવી ગયા પછી દાભડો પોતાનાં નવાં પાંદડાં કાઢે છે ત્યારે સુઘરી પોતાનો માળો બાંધવાની શરૂઆત કરે દે છે. વળી તેઓ સમૂહમાં માળા બાંધીને બચ્ચાં ઉછેરવામાં માને છે. એટલે તેના લટકતા માળા ચાર, છ કે તેથી વધારે સંખ્યામાં જોવામાં આવે છે. બચ્ચાં મોટાં કરી લીધા પછી તેઓ તે જગ્યા બદલી નાખે છે અને નરનો પીળો રંગ પણ ચાલ્યો જાય છે.

આપણા પંખીઓ કેળવવાવાળા ઉસ્તાદોએ સુઘરી પાસેથી ઘણા પ્રકારના ખેલ કરાવી જાણ્યા છે. તેમ લીંબડાનું પાંદડું લઈ આવી હાથમાં આપવું, મોતી પરોવવાં, તોપ ફોડવી, એલચી મોંમાં મૂકવી, ફુઈ ઊડતી પકડીને લાવી આપવી, છીલ્લાનું કામ એટલે ઉડાડેલી વીંટી અદ્ધરથી કે કૂવામાં પડવા દીધા વગર ઝીલી લેવી અને હાથમાં આપવી, કૂવામાંથી ડોલથી પાણી સીંચવું વગેરે વગેરે. આ કામ તે ખૂબ જ ત્વરાથી અને બુદ્ધિપૂર્વક કરતાં હોય એવું જોવામાં આવે છે. આવું કામ શીખવવા માટે તેની કડ ફરતી સૂતરના દોરાની પેટી બાંધવામાં આવે છે અને તે રીતે તેને હાથ ઉપર બેસાડીને કામ શીખવવામાં આવે છે. અલબત્ત તેની પાછળ સહેજ ભૂખ તો જોઈએ.

જુલાઈથી ઑક્ટોબર માસમાં તેઓ કોઈ કાંટાવાળા બાવળ કે ખીજડા અથવા ખજુરી ઉપર લાંબા ભુંગળા જેવા દ્વારવાળા માળા બનાવી દે છે. આ માળા બનાવવા માટે તેઓ લીલછોયા ઘાસને પસંદ કરે છે જેમાં દાભ ખાસ હોય છે. તેને ડાળી સાથે એટલો મજબુત ગૂંથી લે છે કે લટકતો હોવા છતાં પવન તેને તેની જગ્યા ઉપરથી નિર્મૂળ કરી શકતો નથી. વળી તેની ગૂંથણીમાં પાણીનું ટીપું પણ જઈ શકતું નથી. નરો ઘણો ખરો માળો બનાવી નાખે પછી જ માદા તેના બનાવનાર સાથે સંસાર શરૂ કરી પોતાને જોઈએ તેવી સગવડ તે માળાના અંદરના ભાગમાં કરી લે છે અને નર ઉપરનો ભાગ સરખો કરે છે. આમ માળો બનાવવામાં તે સમૂહ મસ્ગુલ હોય ત્યારે નર પોતાના 'ચીચીઝ ચીચીઝ' જેવી સીટી બજાવતો રહે છે અને આખો સમૂહ આ પ્રમાણે બોલતો હોય ત્યારે વાતાવરણ બહુ સતેજ જણાય છે. પોતાના માળા ઉપર બીજા નરને

બેસવા દેતો નથી. એટલે તે સમૂહચારી હોવા છતાં થોડા તકરારી થઈ જાય છે. માદા ઈંડાં સેવવા બેસી ગયા પછી નર પોતાને બેસવા માટે અડધો માળો બનાવે છે તેને 'હીંચકો' કહેવાય છે.

ઘણા પ્રકૃતિપ્રેમીઓ સુઘરીને બહુ પત્નીવાળો માને છે. પણ મને તેમાં બહુ તથ્ય જણાતું નથી. એક પક્ષીપ્રેમીએ તો તેને 'બૈયનરી' જેવું નામ આપ્યું છે કે એ માળા બાંધવાના અવસરે ત્યાં આગળ એટલી બધી બોલચાલ અને પ્રવૃત્તિ ચાલે છે કે તેની વસાહત ઘણે દૂરથી જણાઈ આવે છે. તેની ખાસ જગ્યા પાણી ઉપર ઝૂકતી કાંટાવાળા ઝાડની ડાળ છે. આવી રીતે પાણી ઉપર અને કાંઠાવાળા વૃક્ષની ડાળી પસંદ કરવામાં તેની મતલબ એવી મનાય છે કે એક વખત બૈયાં માળો બાંધી રહ્યાં હતાં. વરસાદ વરસતો હતો અને એક વાંદરો બેઠો બેઠો વરસાદમાં ભીંજાતો હતો. એથી એક બૈયાંએ મશ્કરી કરી કે તારે હાથ પગ છે છતાં તું ઘર બાંધી શકતો નથી અને અમે તો કેવું મજાનું ઘર બનાવીને રહીએ છીએ. આથી વાંદરો ચીડાયો અને સુઘરીના માળા તોડી વીંખી નાખ્યા. તે દિવસથી સુઘરીએ કાંઠાવાળા વૃક્ષ અને તદ્દન પાતળી ડાળીના છેડા તથા નીચે પાણી હોય ત્યાં માળો બાંધવાનું નક્કી કર્યું. આવા માળામાં તે ત્રણથી ચાર તદ્દન ધોળા રંગનાં ઈંડાં મૂકે છે. આખા ભારતમાં સુઘરીઓનો વસવાટ છે. સૌરાષ્ટ્રમાં, ગુજરાતમાં તથા કચ્છમાં તેની વસતી છે. સૌરાષ્ટ્રમાં થતાં સુઘરીને આપણા લોખંડી પુરુષ સરદાર પટેલના નામ ઉપરથી 'પ્લોસીયસ સરદાર પટેલી' નામ આપ્યું છે. આપણે ત્યાં તે દરેક જાતના દાણા ખાઈને જીવે છે. પણ બચ્ચાને જીવાત ઉપર ઉછેરે છે.

સુઘરી અથવા બૈયાને અંગ્રેજીમાં The Baya અથવા Weaver Bird કહે છે. અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Ploceus Philippinus (Linn) એમ કહેવું જોઈએ.

### કાળા ગળાની સુઘરી

બૈયાના કદની જ આ કાળા ગળાની સુઘરીના નરના લગ્નના વાઘાનો રંગ તાલકા ઉપર ચળકતો પીળો, કપાળ ઉપર પણ તેવો જ રંગ અને આંખમાં થઈને કાળો લીટો જાય છે જે બોડ સુધી લંબાય છે. બાકીના માથાનો રંગ કથ્થાઈ જેવો રહે છે. છાતી અને ગળું કાળા રંગનાં હોય છે. બાજુમાં રતાશ પડતી લીટીઓ દેખાય છે. પીઠ ઉપર કથ્થાઈ જે પાંખ ઉપર ઘેરો થતો જાય છે. માદાને તાલકું પીળું હોતું નથી અને ધોતી પણ કાળી હોતી નથી પણ થોડા પીળો રંગ દેખાય છે.

આખા ભારતમાં તેની વસ્તી છે. ગુજરાતમાં પણ છે. પણ સૌરાષ્ટ્ર કચ્છમાં ક્યાંય જોવામાં આવી નથી. માળા તો જુલાઈથી ઓકટોબરમાં દેખાય છે. માત્ર તેના માળાને લાંબું ભૂંગળા જેવું દ્વાર આવતું નથી—તેની સાથે કેટલાકને હોય પણ છે સૂકો પ્રદેશ તેને ગમતો નથી. એને તો ગીલા ભીનાશવાળા ખીડ વસવા માટે ગમે છે. પણ પાછા જંગલમાં જણાતાં નથી. એ પણ ચાર ધોળા રંગનાં ઇંડાં મૂકે છે.

કાળા ગળાની સુઘરીને અંગ્રેજીમાં The Black Throated weaver bird કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Ploceus Benghalenlensis (Linn) કહેવું જોઈએ.

### લીટીવાળી સુઘરી

સુઘરી દરેક એક જ કદની આવે છે. જ્યારે લગ્નના વાઘા સજે છે ત્યારે આખું તાલકું સોનેરી પીળું અને માથાની બાજુ કાળા રંગની બની જાય છે. પીઠ ઉપર કાળાશ પડતો કથ્થાઈ પણ કોર રતાશ પડતી હોય છે. પેટાળ રતાશ પડતું અને તેમાં લીટીઓ ઉપરની છાતીમાં જણાય છે. ચાંચ કાળા રંગની અને મૂળમાં જરા ભૂરાશ પડતી હોય છે. માદાને તાલકું કાળા રંગનું, નેણ ઝાંખા પીળા રંગનાં અને થેરો ચાંચ પાસે કાળો લીટો અને ચાંચ શીંગડીઆ કથ્થાઈ રંગના રહે છે શિયાળામાં નરમાદા એકબીજાથી વરતાતા નથી. બચ્ચાં પણ માદાના રંગનાં પણ રતાશ પડતાં અને ઓછા લીટાવાળાં

હોય છે.
મેં આ બંને બૈયાના માળા જોયા નથી પણ તેના વર્ણનમાં આવે છે કે ઓગસ્ટ સપ્ટેમ્બરમાં તે પાન સાથે કે જાળા સાથે જે ઉપર હોય તેની ઉપર લટકાવે છે પણ સુઘરી માફક દ્વાર લાંબા ગોળ ભૂંગળાં જેવું હોતું નથી. તેની એક ખાસ ખાસિયત એ છે કે તે તેના માળાને છાણથી પીળાં ફૂલો ચોટાડે છે. બાકી તો બીજી તમામ ખાસિયત સુઘરીને મળતી આવે છે.
લીટીવાળી સુઘરીને અંગ્રેજીમાં The Streaked Weaver Bird કહેવાય છે અને Ploceus Manyar (Horsfield) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### મુનીઆ અથવા પીદ્દી

ચકલી કરતાં નાના કદની આ પીદ્દીનો રંગ પીઠ ઉપર ઓછો કથ્થાઈ હોય છે અને માથાનો રંગ જરા ઘેરો કથ્થાઈ અથવા તો કાળામાં રાખોડી રંગ ભળેલો જણાય છે. પેટાળ મેલું ધોળું હોય છે. કેડ ઉપર ધોળો ડાઘ અને પૂંછડીનો રંગ કાળાશ પડતો અને તેમાં વચ્ચે આવતાં પીંછાં લાંબાં અને અણીદાર રહે છે. ચાંચ રાખોડી રંગની અને પગનો રંગ જાંબુડીઆ તથા આંખો કથ્થાઈ રંગની આવે છે.
મુનીઆનો વસવાટ બગીચા, કાંટ અને વાડીઓમાં હોય છે. અને તે ઉપરાંત સમૂહચારી છે. જેમાં પાંચથી પચીસ પંખીઓનું ટોળું જોવામાં આવે છે. સ્વભાવે જરાય શરમાળ નથી. આખું ટોળું ઊડે છે ત્યારે 'ચીક્ ચીક્ ચીક્' કરતું ઊડે છે. નરમાદાના રંગમાં જરાય ફરક માલૂમ પડતો નથી. ઘાસમાં તેનું ટોળું ચણતું હોય તેનું નિરીક્ષણ કરવાની મજા આવે છે. પણ પાસે જતાં તરત જ ઊડીને પાસેના વૃક્ષ ઉપર બેસી જાય છે.
પીદ્દીનો વસવાટ આખા ભારતમાં છે અને જ્યાં વસે છે ત્યાં હંમેશ જોવામાં આવે છે. માત્ર તેને ઊંચા ડુંગર વસવા માટે ગમતા નથી.
આખું ઊભું વરસ તે બચ્ચાં ઉછેરે છે. પણ તેને માટે દરેક જાતની ખાવાપીવાની સગવડ હોવી જરૂરી છે. મુનીઆનો કેરડા કે એવા કાંટાવાળા છોડમાં બનાવેલો ઘાસનો માળો તેના કદ કરતાં ઘણો મોટો હોય છે. આ ઘાસ ખાસ કરીને લાપડું હોય છે. વળી તે છોડની વચ્ચે જ માળો બાંધવાની જગ્યા પસંદ કરે છે. તેનો આકાર દડા જેવો ગોળ હોય છે અને તેનું દ્વાર તરત નજરે ચડતું નથી પણ નાનું ગોળ કાણું એક બાજુમાં હોય છે. માળાની અંદર તે પીંછાં અને આકોલ વાપરે છે. મુનીઆ સુઘરીના માળા પણ બચ્ચાં ઉછેરવા માટે વાપરી લે છે અને શિકારી પંખીના માળાની નીચે પણ તેઓ માળો બાંધી બચ્ચાં ઉછેરતાં જોવામાં આવ્યાં છે અને પોતાના દુશ્મનથી બચવા માટે માનવ સહવાસમાં પણ માળો બાંધે છે. તે ત્રણથી પાંચ ઈંડાં ધોળા રંગનાં મૂકે છે અને તે તો દાણા અને ખડધાન્ય ખાઈને જીવે છે પણ બચ્ચાંને માટે ક્યારેક જીવાત પકડતાં હોય તો નવાઈ નહીં.
મુનીઆ અથવા પીદ્દીને અંગ્રેજીમાં The White Throated Munia કહેવાય છે અને Lonchura Malabarica (Linn) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### શીંગબાજ

મુનીઆ જેટલા જ કદનો શીંગબાજ પીઠ ઉપર અને છાતીએ કથ્થાઈ હોય છે અને છાતી ઉપર ધોળો રંગ અને બાજુમાં ગોળ તલકાં હોય છે જેનો રંગ રાખોડી રહે છે. પગનો રંગ રાખોડી અને આંખનો રંગ રતાશ પડતો કથ્થાઈ હોય છે. પૂંછડી ચોરસ આકારની રહે છે. નરમાદા એકસરખા રંગનાં રહે છે અને સમૂહચારી છે. એને પાણીવાળા વન અને કાંટ વસવાટ માટે ગમે છે.
સૌરાષ્ટ્રમાં આ શીંગબાજ ભાગ્યે જ નજરે ચડે છે પણ ભારતમાં અને ગુજરાતમાં તેની વસ્તી છે. પણ કચ્છમાં તો તે જોવામાં આવતા નથી. સૌરાષ્ટ્રના ગીરના વનમાં તેની થોડી જોડીઓ વસતી જોવામાં આવી છે. મેં આઠ દશનું ટોળું ગોંદરીમાં ચણતાં

બેન્ગલોરમાં જોયું હતું. એ પણ ભડકીને પાસેના વૃક્ષ ઉપર બેસી જાય છે. જ્યાં તે ઘાસનાં બિયાં અને ઉધઈનો આહાર કરે છે.

શીંગબાજનો માળો જુલાઈથી ઓકટોબર સુધીમાં જોવામાં આવે છે પણ મને તેનો માળો જોવામાં આવ્યો નથી. બાકી તો તે માળો મુનીઆના માળાને ઘણી રીતે મળતો આવે છે જેમાં ચારથી છ સુધી ધોળા રંગનાં ઇંડાં મૂકે છે. નરમાદા બન્ને મુનીઆની કામમાં માળો બાંધવામાં અને બચ્ચાંનાં ઉછેરમાં સરખો રસ લે છે.

શીંગબાજ અથવા ભારતીય ટપકીવાળી મુનીઆને અંગ્રેજીમાં The Spotted Munia કહેવાય છે અને Lonchura Punctulata (Linn) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### સુરખ અથવા લાલ

મુનીઆના જ કદનો સુરખનો રંગ લગ્નના વાઘા સજ્યા હોય ત્યારે ઘેરો રાતો અને અંદર બારીક ધોળાં તલકાં હોય છે. પાંખો અને પૂંછડી ઘેરા રંગનાં રહે છે. ચાંચ ભારે સરસ મીણીઆ રાતા રંગની હોય છે. આંખોનો રંગ પણ રાતો જ હોય છે, પણ પગ ગુલાબી કથ્થાઈ રંગના રહે છે. માદાનો રંગ કથ્થાઈ, કેડ રાતા રંગની પણ અંદર ધોળો રંગ ભળેલો જણાય છે. થોડા તલકાં જરૂર જોવામાં આવે છે. દુમનો રંગ આછો નારંગી રહે છે અને છાતી રાખોડી જણાય છે. નર પણ સામાન્ય રીતે આવા જ રંગનો રહે છે પણ છાતી ઉપર કંઈક વધારે ઘેરો વરતાય છે.

સુરખને પાણીકાંઠાની પાનમાં વસવાનું બહુ પસંદ છે. વળી સ્વભાવે જરાય શરમાળ નથી અને ઊડે છે ત્યારે 'ચીક્ ચીક્' અવાજ સાથે ઊડે છે.

સુરખ પાળવા માટે જ જાણે પ્રકૃતિએ પેદા ન કર્યાં હોય ! એ તો આખા ભારતમાં ખાસ પળાય છે અને ઇસ્લામમાં તો એક સો પાળેલા નર બોલતા હોય તો આખું કુરાને શરીફ દરરોજ પૂરું થાય છે એવી માન્યતા છે. તેનું સંગીત ઘણું મધુર છે અને તે 'સુનમુન બુકમુન' નામની આયાત પઢે છે એમ તેનું સંગીત સાંભળતાં લાગે છે. ભાવનગરમાં અને ભીખડામાં એક વખત તેની વસ્તી મારા જોવામાં આવી છે. પણ હવે તે ઘણાં વર્ષોથી જોવામાં આવતાં નથી. સુરખ વરસાદમાં બચ્ચાં ઉછેરે છે એટલે જૂનથી ઓકટોબર માસમાં. છતાં કેટલીક વખત વરસના ગમે તે માસમાં તેનો માળો જોવામાં આવે છે. જેમાં તે ઘાસનો માળો દડા જેવો બનાવે છે. પણ અંદર પીંછાં અને સુંવાળું ઘાસ વાપરે છે અને તે ઘાસના ઝુંડમાં બે ફૂટથી ઊંચે નહીં એવી જગ્યા પસંદ કરે છે અને ચારથી સાત ધોળા રંગનાં ઈંડાં મૂકે છે. નરમાદા બંને માળો બનાવવામાં અને બચ્ચાં ઉછેરવામાં સરખી ફરજ બજાવે છે.

સુરખને અંગ્રેજીમાં The Red Munia કહેવાય છે પણ વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Estrilda Amandava (Linn). અમંડાવા એટલે અમદાવાદ એટલે અમદાવાદમાંથી આ પંખીઓ ઘણાં આવતાં હોવાં જોઈએ.

### લીલી મુનીઆ

સુરખ જેટલા જ કદની આ લીલી મુનીઆને લીલા સુરખ પણ કેટલાક કહે છે. તેની પીઠ ઉપર આછો લીલો રંગ અને બાજુમાં લીલી લીટીઓ આવે છે. પેટાળમાં પીળાશ પડતો ધોળો રંગ આવે છે. તે નીચે ઘેરા થાય છે. પૂંછડીનો રંગ કાળો, ચાંચ રાતા રંગની અને પગ ગુલાબી કથ્થાઈ રંગના હોય છે. નરમાદા સરખા રંગનાં પણ માદાનો રંગ જરા ઝાંખો વરતાય છે.

તેને વસવા માટે વન, ઘાટાં ખીડ, વાડીઓ વગેરે જોઈએ અને સ્વભાવે બીજી મુનીઆ કરતાં શરમાળ જણાય છે.

મધ્ય ભારત, માઉન્ટ આબુ, પાલનપુર, વડોદરા અને ગુજરાતના કેટલાક ભાગોમાં તે વસે છે. સૌરાષ્ટ્ર, કચ્છમાં તેની વસ્તી નથી.

ડૉ. વી. રંગનાથ

# પ્રતિરક્ષા વિજ્ઞાન

યુદ્ધનો સામનો કરવા દરેક દેશ પોતાની તૈયારીઓ કરે છે તેમ ભારત પણ સ્વાતંત્ર્ય મળ્યા પછી એ અંગે પદ્ધતિસરની તૈયારીઓ કરે છે. એનું પણ વિજ્ઞાન હોય છે. આપણી આ સંસ્થાન નાયબ વડા વૈજ્ઞાનિકે લખેલા લેખનો આ સંક્ષિપ્ત અનુવાદ છે...

યુદ્ધની કળાએ તીરકામઠાં અને ઘોડેસવારીથી તોપગોળા સુધીની પ્રગતિ સાધતાં ઠીક ઠીક વખત લીધો. પણ ત્યાર પછીથી તો પહેલા વિશ્વયુદ્ધના આકાશી બૉમ્બમારાથી બીજા વિશ્વયુદ્ધના અણુબૉમ્બ સુધી તેણે ઘણી ઝડપી પ્રગતિ કરી અને આજે તો અનેક પ્રકારનાં અને હજારો માઈલ દૂર સુધી ભયાનક વિનાશ પ્રસારી શકે એવાં અસ્ત્રો તૈયાર છે.

આ બધું પ્રતિરક્ષા વૈજ્ઞાનિકોની સતત અને ખંતભરી શોધને પરિણામે શક્ય બન્યું છે. આજે તો લડાયક સૈન્યોની સફળતા તેમને માટે તેમના બિનલડાયક સાથીદારો, ઈજનેરો, વૈજ્ઞાનિકો, ટેક્નિશ્યનો, વગેરે દ્વારા બનાવવામાં આવતાં આયુધોની ગુણવત્તા અને સામર્થ્ય પર નિર્ભર છે. યુદ્ધનું ક્ષેત્ર રણાંગણમાં મર્યાદિત રહેવાને બદલે પ્રયોગશાળાઓ અને કારખાનાંઓ સુધી ફેલાયું છે જ્યાં બન્ને પક્ષોની તાકાતનો મુકાબલો થાય છે.

આપણા દેશમાં પ્રતિરક્ષા સંબંધી વૈજ્ઞાનિક સંશોધનની શરૂઆત આઝાદી પછી તરત જ થઈ હતી. જે વખતે પ્રતિરક્ષા મંત્રાલય હેઠળ ૧૯૪૯માં ડિફેન્સ સાયન્સ ઑર્ગનિઝેશનની સ્થાપના કરવામાં આવી હતી. ૧૯૫૮માં તેની નવરચના કરીને અત્યારની ડિફેન્સ રિસર્ચ ઑર્ગનિઝેશનની સ્થાપના કરવામાં આવી હતી. જેનું કાર્ય ત્રણે પ્રકારનાં સૈન્યોની જરૂરતોને પહોંચી વળવા માટે હુન્નરઉદ્યોગ વિષયક અને વૈજ્ઞાનિક સંશોધન હાથ ધરવાનું હતું.

ભારતમાં અત્યારે પ્રતિરક્ષાની સમસ્યા તાકીદની તેમજ અનોખી છે. તાકીદની એટલા માટે કે આપણે એક નિર્દય આક્રમણને છેટે રાખવા માટે પ્રયત્નપૂર્વક લડત આપી રહ્યા છીએ. અનોખી એટલા માટે, કે આપણે આક્રમણની સામે ડુંગરાળ પ્રદેશમાં અને તે પણ એટલી બધી ઊંચાઈએ બચાવ કરવાનો છે, કે તેના જેટલી ઊંચાઈએ તો દુનિયાના બીજા કોઈ પણ ભાગમાં આધુનિક યુદ્ધ કદાચ ખેલાયું નથી. નવેમ્બર ૧૯૬૨માં ચુશુલ વિભાગમાં રેઝાંગ–લા ખાતે જે લડાઈ થઈ હતી તે જગ્યા ૧૬,૫૦૦ ફૂટ ઊંચી છે.

આવા વિસ્તારોમાં આપણા સૈન્યોને ઘણીક મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે, જેમ કે વાહનવ્યવહારની અને

---

બાકી તેની માળો બાંધવાની ખાસિયત તેના સગાંને મળતી આવે છે. ત્રણથી પાંચ ઈંડાં મૂકે છે.

લીલી મુનીઆ અથવા લીલા સુરખને અંગ્રેજીમાં The Green Munia કહેવાય છે અને વૈજ્ઞાનિક નામ છે Estrilda Formosa (Latham).

આપણે આ લેખમાં સુધરી અને મુનીઆનો પરિચય કર્યો. તેમાં સુધરી વિશે તો કેળવવા બાબત કંઈક કહી ગયો છું એવી જ રીતે મુનીઆ અથવા પીદ્દાને ટુકડીમાં તદ્દન ખુલ્લી ઉડાડીને આપણી પાછળ બોલાવી શકાય છે અને પાછી પાંજરામાં લઈ શકાય છે. એવી જ રીતે સુરખને લડાઈ માટે તૈયાર કરવામાં આવે છે. તેમાં બે નરો ને એક માદા હોય તેમાં બંને નરોને છોડી દેવાથી બહુ તકરાર કરે છે કે કોણ માદાને રાખે. આવી લડાઈમાં નીચે ગાદી પાથરી રાખવી પડે છે કે જેથી તકરાર કરતા નરો ભોંય સાથે ટકરાય નહીં, બાકી તો ઘણાં બીજાં પંખીઓ પાસેથી પણ કામ લેવામાં આવે છે. પણ તેની કળા આવડવી જોઈએ તો જ તે કામ કરે છે.







સન્દેશા વ્યવહારની મુશ્કેલી, આયુધો કામ આપતાં થવાની સમસ્યા, વાહનો ચાલુ કરવાની મુશ્કેલી, વાહન ચલાવવામાં યાન્ત્રિક શક્તિનો ક્ષય, તેમજ પર્વતીય પ્રદેશની માંદગી, અતિશય ઠંડીને લીધે થતા હિમદંશ અને ફોલ્લા વગેરેની ઉપાધિ. પ્રતિરક્ષા વિજ્ઞાનસંસ્થા આવી બધી સમસ્યાઓ સંબંધમાં સંશોધન ચલાવે છે અને તેમનો નિકાલ કરે છે.

પ્રતિરક્ષા વિજ્ઞાન સંસ્થાએ શોધી કાઢેલાં કેટલાંક સાધનોમાં જેને જુદા જુદા ભાગમાં છૂટી પાડીને ખચ્ચર મારફત એકથી બીજે ઠેકાણે લઈ જવાય એવી પર્વતીય પ્રદેશો માટેની તોપ, આપોઆપ જેમાં ગોળી ભરાય તેવી પિસ્તોલ, સામો ધક્કો ન લાગે તેવી તોપ, વગેરેનો સમાવેશ થાય છે.

ઈલેકટ્રોનિક સન્દેશાવ્યવહાર સાધનોમાં ઉચ્ચશક્તિશાળી ટ્રાન્સમીટર સહ રિસીવર સેટ, વિવિધ પ્રકારનાં સ્વીચબોર્ડ, વગેરેનો સમાવેશ થાય છે. વિમાની સંશોધનોમાં અવાજ કરતાં વધુ ઝડપ ધરાવતા ફાઈટર વિમાનોનું આયોજન અને ઉત્પાદન, ચોક્કસ પ્રકારનું ગેસટરબાઈન એન્જીન, વગેરેનો સમાવેશ થાય છે.

વધુ ઊંચાણવાળા પ્રદેશોમાં લડવા માટે જરૂરી એવાં ખાસ સાધનો અને સરંજામોનું પણ આયોજન કરવામાં આવ્યું છે. આમાં હિમના ભારી વજન સામે પણ તેમજ કલાકના સો માઈલ કરતાં વધુ ઝડપથી ફૂંકાતા પવન સામે ટકી શકે એવા એક ખાસ પ્રકારના રહેઠાણ (હટ)નો સમાવેશ થાય છે. પ્રતિરક્ષા વૈજ્ઞાનિકોએ શૂન્ય કરતાં પણ ૪૦ ડિગ્રી ફેરનહાઈટ જેટલા નીચા તાપમાનમાં કામ કરનારા સૈનિકોને ઠંડી અને પવન સામે રક્ષણ આપે એવા ખાસ પ્રકારનાં કોટ પાટલુન પણ તૈયાર કર્યાં છે.

હિમાલયમાં અતિશય ઠંડીવાળા વિસ્તારોમાં જ્યાં લશ્કરી વાહનો ચલાવવાનાં હોય છે ત્યાં કેટલીક વાર એન્જીન ચાલુ કરવાનું અશક્ય બની જાય છે. આવે વખતે કામ આવે એટલા માટે લિકવીડ પ્રાઈમર નામનું એક પ્રવાહી તૈયાર કરવામાં આવ્યું છે. જેની મદદથી એન્જીન સ્ટાર્ટ કરવાનું સહેલું પડે છે. વળી, નીચા તાપમાનમાં સારી રીતે કામ આપી શકે એવાં પ્રવાહી બળતણો પણ શોધવામાં આવ્યાં છે.

ઘણાં ઊંચાણમાં જ્યારે પોતાની સાથેનો સાધન સરંજામ વજનમાં હલકો હોવાની જરૂરત રહે છે ત્યારે પ્રતિરક્ષાવિષયક સંશોધનની એક પ્રયોગશાળામાં તૈયાર કરવામાં આવેલા ઠંડા કરીને સૂકવેલા ખોરાકી પદાર્થો ઘણા ઉપયોગી નીવડશે. આ પદાર્થો વજનમાં હલકા છતાં પુષ્ટિકારક તેમજ સ્વાદિષ્ટ હોય છે અને તેને પાણીમાં થોડીવાર ભીજવવાથી ખાવા માટે યોગ્ય સ્થિતિમાં આણી શકાય છે.

વૈજ્ઞાનિકોએ અગ્નિ સળગાવ્યા વિના ખોરાકી જણસો ઊની કરવાનું એક સાધન પણ બનાવ્યું છે. આમાંથી જે ગરમી પેદા થાય છે તે ઠરી ગયેલા સૂપને પણ ઉકાળી શકે છે. વળી, ખોરાકની મુશ્કેલીમાં અમુક વખત ચલાવવું પડે એવા સંજોગોમાં કામ આવે તેવા ખાસ પાટડા જેવા આકારના નરમ ખાદ્ય પદાર્થો બનાવવામાં આવ્યા છે.

પ્રતિરક્ષાવિષયક મનોવૈજ્ઞાનિકોએ સૈન્યોમાં ભરતી કરવા માટે ભારતમાં તેમજ અન્ય દેશોમાં વપરાતી પદ્ધતિઓનો તુલનાત્મક અભ્યાસ કરીને ભરતી કરવા માટેની ચોક્કસ પદ્ધતિઓ પણ સૂચવી છે. આ પદ્ધતિઓ (કસોટીઓ) ઉપયોગી પુરવાર થઈ છે.



ફાટી ન જાય, સારી જાતના બધા જ પ્રકારની પેન્સિલોથી તેના ઉપર લખી શકાય તથા ડ્રોઈંગના રંગો અને ટાઈપરાઈટિંગ થઈ શકે તેવો નવો ટ્રેસીંગ કાગળ ઈંગ્લેન્ડમાં ઇસેક્સ ખાતેની ઇલ્ફોર્ડ લિ૦ નામની પેઢીએ બનાવ્યો છે. મૂળ પોલીસ્ટરની આ બનાવટ છે. તેના ઉપર ખાસ પટ ચઢાવવામાં આવ્યું હોવાથી લખાણ કે આકૃતિ ભૂંસાઈ શકે છે અને ફરી તે કાઢી શકાય છે.

ધીરુ પરીખ

# સૌંદર્યમીમાંસાનો અંત

સૌંદર્યના પારખુઓ અને મીમાંસકોની હરોળમાં કોઈ ને પણ સૌથી પહેલા મૂકી શકાય તો આજના કૉલેજિયનોને. આ વાર્તામાં એ જ સાચી લપડાક ખાઈ બેસે છે એનો આનો અંત છે…

અમે કૉલેજિયન મિત્રો એક દિવસ અમારી કૉલેજથી તદ્દન નજીકની એક નાની હોટલમાં પેસી ગયા. 'પેસી ગયા' એમ એટલા માટે કહું છું કે જ્યારે જ્યારે અમને પિરિયડ ભરવાની વૃત્તિ ન થાય ત્યારે આ ભગીરથ કાર્ય અમે સહેલાઈથી પાર પાડી શકીએ છીએ. અથવા વધુ યથાર્થ રીતે કહું તો જ્યારે હોટલથી કંટાળી જઈએ ત્યારે જ અમે પિરિયડમાં પેસી જઈએ છીએ. પણ જવા દો એ વાત. અત્યારે તો હું એટલું જ કહેવા માગુ છું કે એ હોટલમાં શું બન્યું.

અમે ચાર મિત્રો—હું, રસિક, સન્મુખ અને વિઠ્ઠલ ચાર બેઠકના એક બાંકડા પર ગોઠવાઈ ગયા. અને થોડી જ વારમાં ગરમાગરમ સમોસાની ડબલ ચટણી સાથેની બે ડિશો અમારી સામેના સફેદ પથ્થરજડિત પટકોણિયા ટેબલ પર પછડાઈ. અને ચટણીની ડિશમાંથી અમારા પર આક્રમણ કરવા એક છાંટો બળવો કરી રહ્યો. પરંતુ તરત જ ૧૮૫૭ના બળવાનો પ્રયાસ સંગઠનને કારણે નિષ્ફળ ગયો હતો તેમ એ છાંટાનો પ્રયાસ પણ નિષ્ફળ ગયો અને એ બિચારો છાંટો ડિશમાં જ પાછો પટકાયો.

અને ગરમાગરમ સમોસાના બે ભાગ કરતાં જ સન્મુખે (એનું નામ મૂળ તો શનાલાલ પરંતુ ગામડેથી અહીં શહેરની હૉસ્ટેલમાં આવ્યા પછી પોતાના નામને શહેરી ઓપ આપવા એ શનાલાલમાંથી સન્મુખ બની બેઠો છે) અમારી સામેની દિશા તરફ આંખનો ઉલાળો કર્યો. અને જેમ કોઈ મદારીના ઈશારે મર્કટ નાચી રહે તેમ અમારા સૌની દૃષ્ટિ સન્મુખે સૂચવી હતી એ દિશામાં નાચી રહી. ને અમારી સાંકેતિક ભાષામાં અમે સૌ એનો મર્મ પામી ગયા.

અમારી સામે જ પીઠ કરીને કોઈ કિશોરી બેઠી હતી. એના પર અમારા સૌની નજર પડતાં જ સૌંદર્યમીમાંસકની અદાથી આ કિશોરીના સૌંદર્યની રસપ્રદ ચર્ચા કરી રહ્યા. (અને કાનમાં કહું તો મોટે ભાગે અમે કૉલેજિયનો આવી જ ચર્ચા કરતા હોઈએ છીએ.) એટલે નામે અને વૃત્તિએ પણ રસિક બોલી ઊઠ્યો :

'આહા ! શી છટા છે ? ખરેખર કેશગૂંફન તો આનું જ !'

'તારી વાત સાચી જ છે, રસિક. સાચરાખાનુ કે ભલી નંદાને પણ આંટી જાય તેમ છે. જો હું કોઈ ફિલ્મ નિર્માતા હોત તો તો આ 'ચોટિયા' જરૂર ઝડપાઈ જાત.' મેં પણ એ સૌંદર્યચર્ચામાં ઝંપલાવ્યું.

'બરાબર છે બરાબર. અડાયા છાણા જેવો અંબોડો શોભી રહ્યો છે!' ગામડેથી તાજો જ આવેલો વિઠ્ઠલ પણ આ સૌંદર્યમીમાંસામાં કૂદી પડ્યો. પણ એના આ શબ્દો સાંભળીને સંસ્કૃત સાથે સ્નાતકનો અભ્યાસ કરતો રસિક, નાકનું ટેરવું ઊંચું કરી બોલ્યો :

'અરે તને કંઈ બીજી ઉપમા ન જડી તે આવા સુંદર કેશકલાપને અડાયા છાણાની હીનોપમા આપી !'

'આધુનિક વાસ્તવવાદી લેખકો પણ ક્યાં આવી તળપદી ઉપમાઓ નથી વાપરતા.' મેં વિઠ્ઠલનો બચાવ કર્યો. અને પછી ઉમેર્યું : 'ખરેખર કહું ? આ અંબોડો તો કોઈ ગૂંચળું વળીને બેઠેલો સાપ હોય તેમ લાગે છે!' હું મારી ઉપમા પર મુસ્તાક બની મૂછ ન હોવા છતાંય મૂછમાં મરકવાનો પ્રયત્ન કરતો હતો. ત્યાં જ રસિકે કોઈ નાના ઊગતા નાજુક છોડને વિશાળકાય પશુ પાદપ્રહારે કચડી નાખે તેમ એના વાક્પ્રહારે મારા મરકટને છૂંદી નાખ્યો.

'ઉપમા ઠીક છે. પણ જરા જૂની ઘરેડની છે.'

'જો તમે લોકો ખિજાવ નહિ તો એક નવી ઉપમા

આપું.' સન્મુખે સાહસ કર્યું, અમે સહુ સંમતિ-સૂચક વિસ્ફારિત નેત્રે એની સામે તાકી રહ્યા. એટલે એણે કહ્યું.

'કોઈ પ્રિયતમે પોતાની પ્રિયાને ગૌર ગાલ પર ચોડી દીધેલા ચૂંબનના ધીમે ધીમે શ્યામ પડી ગયેલા ડાઘ જેવો અંબોડો શોભે છે' અને તરત જ અમે સહુ 'વાહ ! વાહ !' પોકારી ઊઠ્યા.

મેં કહ્યું : 'ચોખલિયા વૃત્તિના લેખકો વિરુદ્ધ આજના કેટલાક પ્રગતિવાદી લેખકો ચોળી અને ચૂંબનની વાતો ક્યાં નથી કરતા ?' પણ સૌંદર્યમીમાંસાને આમ સાહિત્ય-ચર્ચામાં સરી પડતી બચાવવા તણાતી પૃથ્વીને પોતાના દંતૂશળથી ખેંચી લાવનાર વરાહવતારની જેમ રસિક ઉચ્ચર્યો :

'અલ્યા તને કુંવારાને વળી આ અનુભવ ક્યાંથી ?'

'અરે ભાઈ, આ તો પરાનુભવની મૂડીનો વેપાર છે. થોડા દિવસ પહેલાં જુનિયરમાં ભણતી પેલી જવનિકા એના ગાલ પરનો આવો ડાઘ સંતાડવા વારંવાર હાથ-રૂમાલને ત્યાં દબાવીને નહોતી ફરતી ?'

'કમાલ છે તારું નિરીક્ષણ પણ ! આર્ટ્સને બદલે સાયન્સમાં ગયો હોત તો તું જરૂર ગેલીલિયો કે આઈનસ્ટાઈન થાત.' વિઠ્ઠલે ટકોર કરી.

'પણ તરત જ રસિકે કહ્યું : 'તમે સૌ પેલી હેરપીનોની જેમ એ અંબોડામાં જ ખૂંપી રહેશો ? પેલાં એનાં એરિંગ તો જુઓ. કેવાં લટકી રહ્યાં છે ?' ને એ કિશોરીના સુંદર ઝૂલતાં એરિંગ તરફ એણે આંખથી નિર્દેશ કર્યો

એ જોઈ અમે જેમ વાંદરો એક ડાળી પરથી બીજી ડાળી પર કૂદે તેમ, એક અંગની રસચર્ચામાંથી બીજા અંગની રસચર્ચામાં કૂદી પડ્યા. મેં પહેલ કરી :

'કોઈ યુવક એની વિવાહિતા બીજા કોઈ પ્રેમી-પંખી સાથે ઊડી ગયા પછી જેમ લટકી રહે તેમ એ એરિંગ લટકી રહ્યાં છે.'

'વધુ ઔચિત્યભરી રીતે કહું તો કોઈ દેખાવડા યુવાન વાક્પટુ આધ્યાપકની વાણી પર કોલેજ-કન્યાઓનાં હૈયાં ઝૂલી રહે તેમ એ એરિંગ ઝૂલી રહ્યાં છે.' રસિકે કહ્યું.

ને અમે સૌ હો હો કરી હસી રહ્યા. ત્યાં જ અમારા હાસ્યથી હોય કે ગમે તેમ પણ એ કિશોરીએ અમારી તરફ મોં ફેરવ્યું. અમારી દશા તો ચોરી કરતાં પકડાઈ ગયેલા સર્જન જેવી થઈ ગઈ. છતાં અમે એ સૌંદર્યને આંખો દ્વારા મૂંગાં મૂંગાં પી રહ્યા.

શું એની આંખનું અણિયાળું અંજન ! (અને હવે તમે કદાચ ગાલના ખંજનનીયે આશા રાખી બેઠા હશો, પણ હું કંઈ નવતમ કવિ નથી કે 'અંજન' આવ્યું એટલે 'ખંજન'નો અનુપ્રાસ લાવું જ. વાસ્તવમાં જ્યાં ખંજન નહોતું એનું હું કેવી રીતે વર્ણન કરી શકું ?) નાજુક અને નમણું એનું નાક, અણિયાળી અદ્ભુત આંખો, ગોળ, ગોરા લાલ, ભાલ પર ગોઠવેલી બે અર્ધચંદ્રાકૃત અલક લટો. મારા હાથમાંનું સમોસું ચટણીમાં જ સ્થિર રહી ગયું. ને અમારા સૌની આંખો એ કિશોરીના ચહેરા પર. પણ રે દુર્દૈવ ! એણે ક્ષણાર્ધમાં જ મુખ ફેરવી લીધું. જાણે વીજળીનો એક ઝબકારો થઈ ગયો !

થોડીવારે અમારી એ સૌંદર્ય-મૂર્છા વળી ત્યારે અમે ફરી પાછા એના સુંદર અંગાંગોની રસિક ચર્ચામાં ઊતરી પડવાની તૈયારીમાં હતા ત્યાં જ જાણે ઉલ્કાપાત થયો ! કોઈ વરણાગિયા જેવો એક છોકરો એ હોટલમાં ધસી આવ્યો. આવતાં વેંત જ એણે પેલી કિશોરીને એક તમાચો જડી દીધો. અને બરાડી ઊઠ્યો :

'અમે તારી ક્યારનીય શોધાશોધ કરીએ છીએ ને તું—'

પણ એનું વાક્ય અધવચ્ચેથી કાપીને જ પેલી કિશોરીએ જવાબ આપ્યો :

'પણ મારે તમારી સાથે નથી આવવું.'

ને એટલી વારમાં તો હોટલનું વાતાવરણ ખળભળી ઊઠ્યું. ગલ્લા પરથી હોટલવાળો નીચે ઊતરી પડ્યો. હોટલબોય, ચા કરનારો અને સમોસા ઉતારનારો—

સૌ ત્યાં એકઠા થઈ એકદમ ત્યાં પહોંચી ગયા. અને જેના હૃદયસાગરમાં સ્ત્રીદાક્ષિણ્યની ભરતી ચઢી હતી એવા સૌંદર્યમીમાંસાક રસિકે તપેલાં તાંબા જેટલો તો નહીં, પણ થોડા ઓછો લાલ થઈને પેલા નવાગંતુક છોકરાને ઉધડો લીધો:

'એય, કોણ છે તું ?'

'સા'બ અમે સાથે જ કામ કરીએ છીએ.'

'પણ એથી શું થઈ ગયું ? આમ એક છોકરી પર જાહેર સ્થળે હાથ ઉગામે છે તે શરમ નથી આવતી ?' નારી સન્માનના આવેગમાં વિઠ્ઠલ પણ કૂદી પડ્યો.

પણ એ છોકરો એકદમ હસી પડ્યો.

મારો ક્રોધ હવે કાબૂમાં રહ્યો નહીં. મેં એને તમાચો મારવાના ઈરાદાથી હાથ ઊંચો કરીને કહ્યું: 'નફ્ફટ, એક છોકરી પર હાથ ઉગામે છે ને વળી પાછો નિર્લજની જેમ હસે છે ?'

પરંતુ મારા હાથનો અને એના ગાલનો સંગમ થાય એ પહેલાં જ એણે એનું માથું આઘું લઈ લીધું. મારો હાથ હવામાં જોસથી વિંઝાઈ મારી જ સાથળ સાથે અફળાયો. એ પુનઃ હસી પડ્યો. હું ધૂંવાંપૂવાં થઈ ગયો. હવે તો બધા જ એના પર તૂટી પડવાની તૈયારીમાં હતાં. ત્યાં જ એણે ઠાવકું મોં રાખીને કહ્યું: 'પણ સા'બ અમે તો બીડીની જાહેર ખબર કરવાવાળા છીએ. અમે તો એને એવો દરવેશ પે'રાવ્યો છે. આ તો અમારી જોડે રે'તા અમથાજી ઠાકોડાનો છોકરો છે.'

આ સાંભળતાં તો આખી હોટેલમાં હસાહસ થઈ રહી. માત્ર અમારું સૌંદર્યમીમાંસકોનું જ હાસ્ય હત્તારીનો ભાવ અનુભવતું ચીમળાઈ ગયું હતું !



દિવ્યકાન્ત ઓઝા

## ગાંધી જયંતીએ

તમે આવ્યા વિશ્વે સુભગ દિનએ આજ ઉજળો!
અહો આવ્યો વિશ્વે દરિદ્ર જનને દુઃખ દુબળો,
પિતા ગાંધી રૂપે જગ અખિલમાં પ્રેમ ભરતો,
અને ઓષ્ઠે મીઠું મનહર અહો સ્મિત ધરતો !

પિતા તેં તો પીધાં નિલકંઠ બની વિષ જગનાં,
અમે તો યે જોયાં શહિદ બનતા આપ પલમાં.
હજુયે ક્યાં પેલી જગત ભરમાં શાંતિ પ્રસરી,
પ્રબોધેલી તેં જે જીવન દઈ આ માનવ કુળે ?
અમે વિશ્વે લોકો પ્રથમ પળમાં સ્મૃતિ સઘળી,
વિસારીને બેઠાં તવ જીવનની શીખ ઉજળી.
અમે તો સૌ બાપુ, છળકપટનાં માનવ કીડા
બધું ભાંગી ભૂલી પલક ભરમાં દાનવ થતાં.
તમે તો હે પિતા ! જડ પથરનાં માનવ ઘડ્યાં,
અમે પાછાં આજે મનુજ સહુ પથ્થર થઈ રહ્યાં!



'મીનપિયાસી'

## બનું સપુત

સમર્થ પ્રભુ હે! પિતા, તવ સમાન પામ્યો હું ને,
સમૃદ્ધિ સમ વારસે, સકલ સૃષ્ટિ સામ્રાજ્યનો;
ઘૂમે લખ નિહારિકા વિવિધ ભવ્ય બ્રહ્માંડશી,
ઝગે તવ દ્યુતિ પિતા, રવિશશી અહો તારલા.

અનેક પશું પંખી રંગ, નીડકંઠ કૌશલ્યનાં,
પતંગ ભ્રમરો કૂનાં, ખનીજ શંખલાં છીપલાં;
વનસ્પતિ તૃણો ફળો, ફૂલ ગુલાબની લે તપ લો,
પહાડ સરિતા નિધિ, સરવરો ખીણો ખેતરો,
અનેકવિધ દેશવેશ, ઋતુઓ તણા રંગ સૌ,
અને દિવસ રાતને, તિમિર, તેજ છાયા કલા,
મળ્યાં સ્વજન સૌ મીઠાં, અવર કૈં ન તૃષ્ણા હવે,
રહ્યું ન કશું યાચવું, સતત રાચવું તુષ્ટ થૈ.
મળે છ તવ જ્ઞાન પ્રેમ, વળી શક્તિ આનંદ જે,
બનું સપુત તાહરો, અરપી તે બધું અન્યને.



ગિલિયન સ્ટેધેમ

# મનોવિકૃત બાળકોની તાલીમ

માનસિક વિકૃતિ ધરાવતાં બાળકોની જવાબદારી સંસ્કારી સમાજની છે. બ્રિટનમાં આવેલું બર્મિંગહામ આવાં બાળકોની તાલીમનો અનોખો પ્રયોગ કરી રહ્યું છે. એવા એક તાલીમકેન્દ્રનો અહીં આપેલ પરિચય પ્રેરક નીવડશે...

અતિશય માનસિક વિકૃતિ ધરાવતાં લગભગ ૫૭ જેટલાં બાળકોને તાલીમ આપવાનું કાર્ય કરતી સંસ્થા 'સેલી ઓક જુનિયર ટ્રેનિંગ સેન્ટર'ના કાર્યકરોના શબ્દકોષમાં 'અશક્ય' જેવો શબ્દ જ નથી. માનસિક નબળાઈ છતાં સમાજ તેમને અપનાવી શકે તેવી તાલીમ આપવાનો અનોખો પ્રયોગ આ કેન્દ્રમાં થઈ રહ્યો છે.

આ તાલીમકેન્દ્રનાં વડા શ્રીમતી એમ. હીથે કહ્યું હતું, 'ગમે તેવી માનસિક વિકૃતિ ધરાવતું બાળક હોય પણ તેની પ્રગતિ થઈ ન શકે એવું હું સાંભળું તેમ નથી એમ અહીંના બધા માણસો જાણે છે.' આજે માનસિક વિકૃતિવાળાં બાળકોને તાલીમ આપવાના પ્રશ્નમાં આ પ્રકારનું દૃષ્ટિબિંદુ ખૂબ જ મહત્વનું છે. આજના સંસ્કારી સમાજે એક વાતનો સ્વીકાર કર્યો છે કે બાળક માનસિક યા શારીરિક વિકૃતિ ધરાવતું હોય પણ આખરે એની જવાબદારી સમાજની છે અને તે પૂરી કરવા તેણે બનતું બધું કરવું જોઈએ. બર્મિંગ્હામ તેની આ જવાબદારી અનોખી રીતે બજાવી રહ્યું છે.

બર્મિંગ્હામમાં આવી તાલીમનાં આઠ કેન્દ્રો છે. સેલી ઓક તેમાંનું એક છે. બાળકો શિક્ષણ માટે બિલકુલ અશક્ત હોવાથી તેમાં તાલીમનું ધોરણ સમાજ ઉપયોગી બને એ રીતે ગોઠવવામાં આવેલ છે. બાળકને દાખલ કરવામાં આવતાં પહેલાં તેની શક્તિઓની ચકાસણી કરવામાં આવે છે. આવતાં બાળકોમાં ઘણી વિવિધતા જોવામાં આવે છે. ઘણું ઓછું બોલી શકતાં અને પોતાનું કામ પણ ઘણું ઓછું કરી શકતાં બાળકોથી માંડીને માત્ર 'ઘર કામમાં ઉપયોગ લાગે' તેવી બાળાઓ જેવાંઓનો તેમાં સમાવેશ થાય છે.

ઘણું ઓછું બોલી શકતાં બાળકોને તેમની ઓછું બોલવાની શક્તિને આસ્તે આસ્તે વિકસાવવામાં આવે છે. ધીમે ધીમે ટેલીફોન ઉપયોગ કરતા શીખવવામાં આવે છે અને આ કેન્દ્રમાંથી એકાદ બેને આવા કામે લગાડવામાં પણ આવેલ છે.

આવાં બાળકોને ઔદ્યોગિક દૃષ્ટિએ વિકસિત દેશમાં રહેવાનું હોય તો 'બસ સ્ટોપ', 'પ્રવેશ', 'ભય', 'અંદર-બહાર' વગેરે મહત્ત્વનાં નામો જાણવાની જરૂરત રહે છે. બહારના વિશ્વમાં આવી વસ્તુઓનાં જે ચિહ્નો જોવાની તેમને આવશ્યકતા રહે છે તે વર્ગખંડોમાં પ્રદર્શિત કરવામાં આવે છે. ખરીદીની તેમને સમજ પડે એ માટે વર્ગખંડોમાં ખાલી ખોખાંથી ભરેલી 'દુકાનો' પણ ગોઠવવામાં આવે છે. એના ઉપર કિંમત પણ લખવામાં આવે છે. પ્રત્યક્ષ અનુભવ માટે તેમને બહાર દુકાનોમાં પણ લઈ જવામાં આવે છે.

ટપાલકચેરીની માહિતી પણ વર્ગખંડોમાં મૂકવામાં આવે છે. કેટલાંક બાળકોમાં ગણતરીની ઠીક ઠીક કાબેલિયત જોવા મળે છે.

શિક્ષણ માટે પૂરતી શક્તિ નહીં ધરાવતાં બાળકોને આ રીતે તાલીમ આપવાનું કામ તેના શિક્ષકો ઉપર મોટી જવાબદારી નાખે છે. તેમની ધીરજ અને સમજશક્તિની પણ કસોટી થાય છે.

સેલી ઓક કેન્દ્ર એ પ્રાથમિક કેન્દ્ર છે અને ત્યાંની તાલીમ પૂરી થયે બાળકોને ઉચ્ચ તાલીમના કેન્દ્રમાં મોકલવામાં આવે છે. સેલી કેન્દ્રની વિશિષ્ટતા એ છે કે તેમાં બાળકોને ઉંમર કે વિકૃતિઓની દૃષ્ટિએ જૂથમાં ન વહેંચતા કૌટુમ્બિક જૂથમાં વહેંચવામાં આવે છે. તેમાં ૮ થી ૧૬ વર્ષની ઉંમરનું પ્રમાણ જાળવવામાં આવે છે. પ્રાથમિક કેન્દ્રમાં ૩ વર્ષની ઉંમરથી ૧૬ વર્ષની ઉંમર સુધી તાલીમ આપવામાં આવે છે.

ફલ્ટન ઓસ્લર

# નવું કેશણું ફન

પોતે પોતાની જાતને દુનિયાથી અલિપ્ત રાખે છે એવો સંકોચ વ્યક્તિના વિકાસને રુધે છે. આવી એકલપેટી એક નારીની વિટાશકથાનો અંગ્રેજીમાંથી **શ્રી. છોટાલાલ માનસિંગ કામદારે** કરેલો આ અનુવાદ બોધપ્રદ હોઈને માનસશાસ્ત્રના વિદ્યાર્થીઓને તો ખૂબ જ ઉપયોગી નીવડશે...

થોડાં વર્ષો પહેલાં ઉત્તર ન્યૂ યોર્ક શહેરમાં એમિલી નામની ઓગણીસ વર્ષની ઉંમરની એક બાળા રહેતી હતી. તે માનતી હતી કે તે દુઃખી જીવન ગાળે છે. તેને ખાતરી હતી કે તેનાં સ્વપ્ન કદી સાચાં પડશે નહિ. એમિલીનાં સ્વપ્ન શું હતાં? જગતમાં દરેક યુવતીનાં સ્વપ્ન જેવાં જ તે હતાં—રોમાંચક જીવન, લગ્ન શીર્ષકમાં રાજકુમાર જેવો પતિ, જે તેનું સન્માન કરે અને જેની સાથે તે હંમેશ માટે સુખે રહી શકે. પણ એમિલીને ખાતરી હતી કે તેવો આનંદ તેને માટે સર્જાયેલ નહોતો અને કદી સર્જાશે પણ નહિ.

એક દિવસે બપોરે વરસાદ પડતો હતો ત્યારે આ અભાગી બાળાએ એક ખૂબ પ્રખ્યાત મનોવિજ્ઞાનશાસ્ત્રીની ઓફિસનું બારણું ખખડાવ્યું. તે વિજ્ઞાનશાસ્ત્રીનું કામ અદ્ભુત છે કેમકે કોઈપણ વ્યક્તિને શું દુઃખ છે તે શોધી કાઢવા તે આધુનિક વિજ્ઞાનની બધી રીતનો ઉપયોગ કરે છે. સાથોસાથ તેમની તબિયત સુધારવા તે 'પર્વત પરના ઉપદેશ'નો પણ ઉપયોગ કરતો હતો.

જ્યારે એમિલીએ ઓફિસમાં પ્રવેશ કર્યો ત્યારે મનોવિજ્ઞાનશાસ્ત્રીએ એક જ નજરે જોઈ લીધું કે તેને પ્રયોગશાળાની કસોટીમાં મૂકવાની જરૂર નથી. તેની તરફ માત્ર દૃષ્ટિપાત કરીને તે તેની મુખ્ય તકલીફ કહી શકે તેમ હતો. ત્યાં તે ઊભી હતી. તે ૭ ફૂટ ઊંચી હતી. તેણે પહેરેલ ફ્રોક કોથળા જેવું હતું. તેની આંખો સુસ્ત અને આશાહીન હતી. તે બોલતી ત્યારે કબરમાંથી અવાજ આવતો હોય તેવું લાગતું હતું. તેઓએ હસ્તધૂનન કર્યું ત્યારે મનોવિજ્ઞાનશાસ્ત્રી ધ્રૂજી ઊઠયો કેમકે તેની હથેળી ભીની તથા ઠંડીગાર હતી.

આ બાળાનું આખું અસ્તિત્વ પોતાના સંબંધી પોતાનો અભિપ્રાય જાહેર કરતું હતું: 'તમે મારા વિષે કશું કરી શકશો નહિ. હું ખીચડા જેવી છું અને હું તે જાણું છું.'

કોઈ માયાળુ મિત્રે એમ ધાર્યું કે જે મનોવિજ્ઞાનશાસ્ત્રી 'પર્વતના ઉપદેશ'ના સિદ્ધાંતોના ઉપયોગથી મનુષ્યના જીવનમાં પરિવર્તન લાવે છે તે કદાચ તેને મદદ કરવા શક્તિમાન થાય. તેથી તેઓએ લાંબા સમય સુધી બેસીને વાતો કરી. છેવટે મારા મિત્રે તેને કહ્યું:

'એમિલી, આપણે હવે શું કરવાનું છે તે હું જાણું છું. આવતી કાલે તારે પહેલી વસ્તુ એ કરવાની છે કે તારે નવાં કપડાં ખરીદ કરવાં પણ આ બરાબર કરવાનું છે! કપડાંની પસંદગી તારે કરવાની નથી! નહિ, તારે વેચાણ પરની છોકરીને તારા માટે કપડાં પસંદ કરવાનું કહેવાનું છે. તેને જે સારાં લાગે તે કપડાં—પછી ભલે તે તને ગમે—તારે ખરીદવાનાં છે. આનું કારણ એ છે કે તારી કળાની રસવૃત્તિને

---

શ્રીમતી હીથનું કહેવું છે કે બાળકોને આ પ્રમાણે જૂથમાં વહેંચવાથી ખૂબ સફળતા સાંપડી છે કારણ કે મોટી ઉંમરનાં બાળકો નાની ઉંમરનાંને સહાય કરે છે અને કેટલીકવાર એથી ઉલટું પણ બને છે. પરંતુ અતિશય વિકૃતિવાળાં બાળકોનું ભાવિ શું? અલબત્ત. તે ખૂબ જ મર્યાદિત છે છતાં ૨૫ વર્ષ પહેલાં જે હતું તેના કરતાં વધુ આશાસ્પદ છે.

('ધ બર્મિંગ્હામ પોસ્ટ'ના સૌજન્યથી)







ખીલવવાની જરૂર છે.

એમિલીએ કહ્યું : 'ઈશ્વરને ખબર કે તે ખીલવશે કે નહિ.'

'તારા કાર્યક્રમમાં બીજી વાત તારા વાળ નવી રીતે ઓળાવવાની છે. આ પણ તારે ઉપર પ્રમાણે જ કરવાનું છે. ફેશનની પસંદગી તારે કરવાની છે. તને શું શોભશે તેની પસંદગી વાળ ઓળનાર કરશે.' એમિલીએ દીર્ઘ નિશ્વાસ નાખીને કહ્યું: 'બહુ સારું, બહુ સારું પણ તેથી હું સુંદર નહિ દેખાઉં. તે વાત હું તમને પહેલેથી કહી દઉં છું.'

મારા મિત્રે કહ્યું 'અને પછી તારે મંગળવારે રાત્રે અમારા દેવળમાં પાર્ટીમાં હાજરી આપવાની છે.'

એમિલીએ પોતાનું માથું ધુણાવ્યું

મનોવિજ્ઞાનશાસ્ત્રીએ કહ્યું : 'હું જાણું છું કે તારે આવવું નથી. શા માટે તું ના પાડે છે તે પણ હું જાણું છું. હું ધારું છું કે ત્યાં તને ગમશે નહિ.'

'મને કોઈ દિવસ ગમ્યું જ નથી.'

'પણ તારા માટે આ પાર્ટી જુદા પ્રકારની થશે. ત્યાં તારે આનંદ કરવા જવાનું નથી પણ કામ કરવા જવાનું છે, ત્યાં બધા અજાણ્યા જ હશે. બહુ જ થોડા એક બીજાને ઓળખતા હશે. હવે તું ત્યાં પહોંચ ત્યારે ત્યાં ઊભા રહીને તારી આસપાસ સોગિયું મોઢું કરીને ઊભું રહેવાનું નથી. કોઈ તારા પ્રત્યે ધ્યાન આપશે તેવી આકાશી આશા રાખવાની નથી. મારો તેવો વિચાર નથી. તેને બદલે એકલો ઊભો હોય તેવા માણસને તારે ખોળી કાઢવાનો છે.'

એમિલીએ કહ્યું 'પુરુષ ? અને તે પણ એકલો ?'

'હા, તું તેની પાસે જજે. તેને શુભસાય કહેજે. તારી ઓળખાણ આપજે. કહેજે કે મારા વતી તું આવી છે. તેને શું શોખ છે તે હું જાણવા માગું છું. પછી આવીને મને કહેજે. જો તે માછીમાર હોય તો બીજા માછીમાર તેને મળે તેવી હું ગોઠવણ કરીશ. જો તે ટપાલની ટિકિટનો સંગ્રાહક હોય અથવા તો શીખાઉ જાદુગર હોય તો પણ હું તેને માટે વ્યવસ્થા કરીશ. તારું કામ બીજા લોકોને મદદ કરવા, મને મદદ કરવાનું છે, સમજી ?' એમિલી ખૂબ દુઃખી દેખાઈ.

'જ્યારે તું તે કરી લે ત્યારે તું આસપાસ નજર નાખીને જોજે કે લોકોને મદદ કરવા તું બીજું શું કરી શકે ? જો ગરમી પડતી હોય તો બારી ઉઘાડવાની માગણી કરજે. જો વરસાદ હોય તો તે બંધ કરજે. બધાને નાસ્તો મળી જાય તે તું જોજે. એમિલી, તારે મારી દુઃખહર્તી થવાનું છે.'

હવે નવી રીતે વાળ ઓળાવતાં એમિલીનો ચહેરો તદ્દન બદલાઈ ગયો હતો. નવું ફ્રોક તેને ખૂબ શોભતું હતું. તે મનોવિજ્ઞાનશાસ્ત્રીની મિજલસમાં કામ કરવા ગઈ. તેની અંદર બીજું કંઈક પણ પરિવર્તન પામતું જણાયું. કંઈક સંગીતમય, જાણે આત્માનો વિભાગ. તેની સુરત આંખો અંદરના પ્રકાશથી ચળકાટ મારવા લાગી. નીચે લબડતા હોઠોમાં કુદરતી સ્મિત આવ્યું, અને તેના અવાજમાં ઉત્સાહનો રણકાર હતો.

દેવળના મેળાવડામાં એકસોથી વધારે લોકોએ હાજરી આપી હતી તે પૈકી એમિલીની ખૂબ વાહ વાહ થવા લાગી. દરેક જણે તેને ઘેર આવવાનું આમંત્રણ આપ્યું.

અઠવાડિયાં વીતીને મહિનાઓ થયા. તેની પાછળ ત્રણ યુવકો પડયા હતા. છેવટે તેણે પોતાને ખૂબ ગમતો હતો તે યુવકને હા પાડી. તેણે તેને મળેલ હીરાની વીંટી પોતાની આંગળી પર પહેરી અને લગ્નવેદી પર મળવાનું તેણે સંકેતસ્થાન ગોઠવ્યું.

લગ્ન પછી બીજે દિવસે મેં મારા મિત્રને કહ્યું, 'તમે તો ચમત્કાર સર્જ્યો.'

તેણે વિરોધ ઉઠાવતાં કહ્યું, 'તેમાં ચમત્કાર નહોતો. તે તો ફક્ત પર્વત પરનો ઉપદેશ હતો કે 'જેઓ વિલાપ કરે છે તેઓ સુખી છે' તમને તે યાદ છે ને ? તેનો અર્થ એવો નથી કે તમારે તમારા માટે દિલગીર થવું. તેનો અર્થ એ છે કે બધાને માટે



# કેટલું જાણો છો ?

[સામાન્ય જ્ઞાન ખૂબ વધી શકે, સારી રીતે વિકસી શકે એવાં સાધનો અને સગવડો આજના યુગમાં વિશેષ છે. છતાં કેટલીક વખત એ જ્ઞાનનો પણ આપણી નવી પેઢીમાં સારો એવો અભાવ હોય છે. અહીં આપેલા બાવન સવાલો પણ સામાન્ય જ્ઞાનના જ છે. થોડોક વિચાર કરવાથી એનો જવાબ પણ મળી શકે. એ માટે એટલું વિશાળ વાંચન અને રસ હોવાં જોઈએ. એ બાવનમાંથી આપના જવાબો કેટલા સાચા છે એની ચકાસણી માટે આ બધા સવાલો પૂરા થાય તે પછી ક્રમવાર જવાબો આપ્યા છે તે જુઓ.]

સવાલો

૧. ઘોડાની ઊંચાઇ 'હાથ'માં મપાય છે પરંતુ એક હાથ કેટલા ઇંચનો હોય છે ?

૨. શારીરિક જીવ વિજ્ઞાનને અંગ્રેજીમાં બાયોલોજી કહે છે. એન્ટોમોલોજી કોને કહે છે ?

૩. ફિલિપિન્સના પ્રમુખનું નામ શું છે ?

૪. યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકા અને મેક્સિકોને સરહદરૂપ બનતી એક મોટી નદી મેક્સિકોના અખાતને મળે છે તેનું નામ ?

૫. સ. ૧૯૨૭ના મેમાં કર્નલ ચાર્લ્સ ઓગસ્ટસ લિન્ડબર્ગે ઉડ્ડયનનો વિક્રમ નોંધાવ્યો હતો. એ કયા પ્રકારનો વિક્રમ હતો ?

૬. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન મોટું નૌકાયુદ્ધ કોરલ સીમાં ખેલાયું હતું. એ કોરલ સી ક્યાં આવ્યો છે ?

૭. સિંધુ નદી તિબેટમાં ૧૮૦૦ ફૂટ ઊંચેથી નીકળી કાશ્મીરમાં થઈને પસાર થાય છે. અરબી સમુદ્રમાં મળતાં પહેલાં તે કયા દેશમાં થઈને પસાર થાય છે !

૮. બર્મામાં માર્તબાનના અખાતને મળતી ત્રણ મોટી નદીનાં નામ ?

૯. સૂર્ય ગોળ ફરે છે એમ કેવી રીતે જાણી શકીએ ?

૧૦. 'સી ઓફ કેનેડા' માટે વધુ પ્રચલિત કયું નામ છે ?

૧૧. અંગ્રેજીમાં સિંહનાં બચ્ચાંને કબ્સ કહે છે એ પ્રમાણે હંસ, બિલાડી અને કૂતરાના બચ્ચાંને શું કહે છે ?

૧૨. ઝીલોફોન એટલે શું ?

૧૩. ઇંગ્લેન્ડમાં સૌથી વધુ જૂની બે વિદ્યાપીઠોનાં નામ આપી શકશો ?

૧૪. એક ખૂંધવાળા ઊંટ અંગ્રેજીમાં કયા નામથી ઓળખાય છે ?

૧૫. બ્રિટનમાં રમતોની કેટલીક સંસ્થાઓ તેના ટૂંકા પહેલા અક્ષરોના નામથી

---

દિલગીર થવું અને તેમને મદદ કરવા પ્રયત્ન કરવો. જે વડે એમિલી લોકપ્રિય થઈ તે જ કરવાનું શીખવું. અલબત્ત તેની એક વાત સાચી હતી. જગતમાંથી કોઈ પણ તેને સુંદર બનાવી શકે તેમ નહોતું. પણ તે પોતે પ્રિયપાત્ર થઈ શકે તેમ હતી અને થઈ.' ગમે તેને આટલી જ જરૂર છે.





જાણીતી છે. દા. (અ) એમ. સી. સી. (બ) એફ. એ. (ક એ. એ. એ. એમનાં પૂરાં નામ ?

૧૬. કયા ઉત્તર યૂરોપીય દેશમાં સંસદને 'સ્ટોર્ટિંગ' અથવા 'સ્ટોર્થિંગ' નામથી ઓળખવામાં આવે છે ?

૧૭. અંગ્રેજીમાં 'એમ્બ્રેસ' કોને કહે છે?

૧૮. કેન્યાની દક્ષિણ સરહદે કયું આફ્રિકી રાજ્ય છે ?

૧૯. એનેમોમીટરથી શું મપાય છે ?

૨૦. અમેરિકાના પ્રમુખનું સત્તાવાર નિવાસસ્થાન વ્હાઈટ હાઉસ વૉશિંગ્ટન ડી.સી.-માં છે. બ્રિટનના વડા પ્રધાનનું સત્તાવાર નિવાસ સ્થાન લંડનમાં કયાં છે?

૨૧. અંગ્રેજીમાં 'લેક્ષિકોગ્રાફર' કોને કહેવાય છે ?

૨૨. હેનાન ટાપુ કયાં આવ્યો છે ?

૨૩ હવામાં થીજેલી વરાળના સફેદ ગોટા માટે અંગ્રેજી એક શબ્દ કયો ?

૨૪. બીલ કે હિસાબની નીચે કેટલીકવાર 'ઇ. એન્ડ ઓ. ઈ.' એવા શબ્દો છાપવામાં આવે છે એનો શો અર્થ છે ?

૨૫. થઈગયેલાં દરિયાઈ વાવાઝોડાંને ઓળખવા માટે તેમને નારી જાતિનાં નામ આપવામાં આવે છે. સન ૧૯૬૩ના ઑકટોબરમાં અરેબિયન સમુદ્રમાં થયેલાં મોટા વાવાઝોડાને કયા નામથી ઓળખવામાં આવે છે ?

૨૬. એવી કઈ ધાતુ છે કે જે સાધારણ ગરમીથી પ્રવાહી બને છે ?

૨૭. અંગ્રેજીમાં 'ઓએસિસ' કોને કહે છે ?

૨૮. અંગ્રેજીમાં 'ફ્રોકસ પાસ' કોને કહેવાય છે ?

૨૯. એક ગેલન શુદ્ધ પાણીનું વજન કેટલું ?

૩૦. સ્ટોકહોમ અને ઓસ્લો ઉત્તર યુરોપના બે રાજધાનીનાં શહેર છે. તે કયા દેશોની રાજધાની છે ?

૩૧. અંગ્રેજીમાં 'જેમોલોજી' કોને કહેવાય છે ?

૩૨. ઇંગ્લૅન્ડમાં દર વર્ષે જુલાઈમાં હેન્લી ખાતે રોયલ રીગેટ્ટા હરીફાઈ થાય છે. હેન્લી કઈ નદીના કાંઠે છે ?

૩૩. મેલેરિયાનો રોગ અમુક પ્રકારના મચ્છરો ફેલાવે છે. એમનાં નામ ?

૩૪. હિંદુકુશ પર્વતમાળા કયાં આવી છે ?

૩૫. માનવશરીરમાં સામાન્યતઃ કેટલું ઉષ્ણતામાન હોય છે ?

૩૬. સુએઝ નહેરના ઉત્તર છેડે કયું બંદર આવ્યું છે ?

૩૭. પેપીરસ શું છે ?

૩૮. અલ્હામ્બ્રા શું છે અને કયાં છે ?

૩૯. બેંગકોક કયા દેશની રાજધાની છે ?

૪૦. 'એક્વેરિયમ'માં શું જોવા મળે ?

૪૧. અંગ્રેજીમાં 'ફેલુકા' કોને કહે છે ?

૪૨. 'વી. ટી. ઓ. એલ.' વિમાન એટલે કેવું વિમાન ?

૪૩. 'ટંગસ્ટન' નામની ધાતુ કઈ કાચી ધાતુ-માંથી મળે છે ?

૪૪. યુનિવર્સિટી ડીગ્રી 'બી.એ.', 'બી.એસ-સી.', 'એમ.એ.'નો અનુક્રમે અર્થ થાય છે. 'બેચેલર ઓફ આર્ટ્સ', 'બેચેલર ઓફ સાયન્સ' અને 'માસ્ટર ઓફ આર્ટ્સ.' 'પીએચ. ડી.'નો શો અર્થ થાય છે ?

૪૫. સાયપ્રસ ટાપુ ક્યાં આવેલ છે ?

૪૬. ન્યાયાધીશ કોઈકવાર અદાલતી કેસની આખી જુબાની અથવા અમુક જુબાની 'ઇન કેમેરા' સાંભળવાનું નક્કી કરે છે એનો અર્થ જાણો છો ?

૪૭ અંગ્રેજીમાં 'એન્ટિપોડઝ' કોને કહે છે?

૪૮. અંગ્રેજી શબ્દ 'કૂપર' એટલે શું ?

૪૯. બોલતી ફિલ્મો ક્યારથી શરૂ થઈ ?

૫૦. 'હોડોમીટર' અથવાં 'ઓડોમીટર' કોને કહે છે ?

૫૧. સિંગાપોરના વડાપ્રધાન કોણ છે ?

૫૨. તમે કેટલીક વસ્તુઓ ખરીદો અને તે 'એફ ઓ. બી.' પહોંચાડવામાં આવે તેનો શો અર્થ ?

*

જવાબો

૧. ૪ ઇંચ

૨. જીવજંતુઓના અભ્યાસને.

૩. પ્રેસિડન્ટ ડાયોસડાડો મેકાપાગલ.

૪. રિયો ગ્રાન્ડ.

૫. તેણે વિમાનમાં પશ્ચિમથી પૂર્વ—આટલાંટિક પાર કર્યો હતો. એકજ બેઠકવાળા વિમાનમાં ૩૩॥ કલાકમાં ન્યૂ યોર્કથી પેરિસનું અંતર કાપ્યું હતું.

૬. દક્ષિણ પેસિફિક સમુદ્રનો તે એક ભાગ છે. પૂર્વમાં ન્યૂ હેબ્રિડસ અને પશ્ચિમમાં ઓસ્ટ્રેલિયાના ટાપુઓ વચ્ચે તે આવેલ છે.

૭. (પશ્ચિમ) પાકિસ્તાન.

૮. ઇરાવદી, સિતાંગ અને સાલ્વન.

૯. સૂર્યની અંદરના ડાઘ ઉપરથી જાણી શકાય છે કે તે ગોળ ફરે છે. (સૂર્યના ડાઘ, તેની સપાટી ઉપરના કાળા ઠંડા ભાગ છે.)

૧૦. હડસન બે જે આર્કટિક સમુદ્ર અને આટલાંટિક સમુદ્ર સાથે નહેરોથી જોડાયેલ છે.

૧૧. અનુક્રમે—ગૂઝલિંગ, કિટન અને પપ્પી.

૧૨. કાષ્ટતરંગ—લાકડાના પાસાંને નાની હથોડીથી વગાડી શકાય તેવું વાદ્ય.

૧૩. ઓક્સફર્ડ અને કેમ્બ્રિજ. ઓક્સફર્ડ કૉલેજ યુનિવર્સિટીની સન ૧૨૪૯માં સ્થાપના કરવામાં આવી હતી જ્યારે કેમ્બ્રિજ કૉલેજની સન ૧૨૮૪માં સ્થાપના કરવામાં આવી હતી.

૧૪. ક્રોમેડરી

૧૫. (અ) મેરીલબોર્ન ક્રિકેટ કલબ (બ) ફૂટબોલ એસોસિયેશન (ક) એમેટર એથલેટિક એસોસિયેશન





૧૬. નોર્વે
૧૭. વ્હીલ માછલીના આંતરડાંમાંથી નીકળતા મીણ જેવા પદાર્થને એ નામથી ઓળખવામાં આવે છે. સમુદ્રમાં સામાન્ય રીતે પાણી ઉપર એ તરતો જોવામાં આવે છે અને તેનો સુગંધી દ્રવ્યો બનાવવામાં ઉપયોગ થાય છે.
૧૮. ટાંગાનીકા
૧૯. પવનનું દબાણ (ગ્રીક શબ્દ 'એનેમોસ' જેનો અર્થ પવન થાય છે, તેના ઉપરથી એ શબ્દ આવેલ છે.)
૨૦. નં. ૧૦ ડાઉનિંગ સ્ટ્રીટ, લંડન.
૨૧. શબ્દકોષના સંપાદકને. અંગ્રેજીમાં શરૂઆતનો શબ્દકોષ ડૉ. સેમ્યુઅલ જોહ્નસને સન ૧૭૫૫માં બનાવ્યો હતો.
૨૨. લુઇચોવ દ્વિપકલ્પ નજીક ચીનના દક્ષિણ કિનારાના બાજુમાં આવેલ તે એક મોટો ટાપુ છે. ક્વાટુંગ પ્રાંતનો તે એક ભાગ છે.
૨૩. સ્નો.
૨૪ 'એરર્સ એન્ડ ઓમિશન્સ એક્સેપ્ટેડ'–એટલે કે જો કાંઈ ભૂલ રહી ગઈ હોય તો કાયદેસર સુધારી શકાશે.
૨૫ હરિકેન ફાનોસ.
૨૬. પારો (રાસાયણિક પરિભાષામાં એચ જી)
૨૭. રણ પ્રદેશમાં હરિયાળી પટ્ટી જ્યાં પાણી મળી શકે છે.
૨૮. વર્તનમાં ભૂલ થાય તો 'ફોક્સ પાસ' કહેવાય છે. આ મૂળ ફ્રેંચ શબ્દનો અર્થ થાય છે–'ખોટું પગલું'
૨૯. ૧૦ રતલ.
૩૦. સ્ટોકહોમ, સ્વીડન અને ઓસ્લો, નોર્વે દેશોની રાજધાની છે.
૩૧. ઝવેરાતને લગતા શાસ્ત્રને.
૩૨. ટેમ્સ નદી. આ હરીફાઈની શરૂઆત સન ૮૩૯થી થઈ હતી.
૩૩. એનોફીલીઝ.
૩૪. હિમાલયની પશ્ચિમે મધ્ય એશિયામાં એની મોટા ભાગની ગિરિમાળાઓ અફઘાનિસ્તાનમાં છે.
૩૫ ૯૮.૪ ડીગ્રી ફેરનહાઈટ.
૩૬. પોર્ટ સૈયદ (નહેરની પૂર્વ બાજુએ નાનું બંદર છે—પોર્ટ ફઉદ)
૩૭. પાણીમાં થતી વનસ્પતિ છે. પ્રાચીન ઇજિપ્તવાસીઓ તેના કાગળ બનાવવામાં ઉપયોગ કરતા હતા.
૩૮. સ્પેનમાં ગ્રેનેડા ખાતે એક ખૂબ જાણીતો અને સુંદર મહેલ છે.
૩૯. થાઇલેન્ડ (પહેલાંનું સિયામ)
૪૦. માછલીઓ અને દરિયાઇ વનસ્પતિઓ. માછલીઓવાળાં કાચનાં જળાશયો અથવા જે મકાનમાં આવાં અનેક જળાશયો ગોઠવામાં આવ્યાં હોય તેમને ઓળખવા માટે ઘણુંખરું આ શબ્દ વપરાય છે.
૪૧. ત્રિકોણી શઢ અથવા શઢોવાળા એક જ

કિનારા ઉપરના ટૂંકા અંતરનાં સ્થળોની મુસાફરી માટેનાં જહાજોને. ભૂમધ્ય સમુદ્ર કે ઇજીપ્ત પાસે આવાં જહાજો જોવા મળે છે.

૪૨. વી. ટી. ઓ. એલ. નો અર્થ થાય છે–વર્ટિકલ ટેક ઓફ એન્ડ લેન્ડિંગ. એટલે સીધું ઊભું અને નીચું ચઢાણ–ઉતરાણ કરી શકે તેવું વિમાન. એમાં જેટ એન્જિનો હોય છે. તે થોડી ખુલ્લી જગ્યામાં પણ ઊતરી શકે છે.

૪૩. વોલ્ફ્રેમ.

૪૪. 'ડોકટર ઓફ ફિલોસોફી' (ઘણું ખરું 'ડોકટર' કહેવાય છે) પરંતુ તબીબી નિષ્ણાત તરીકે ઓળખાતા ડોકટરના નામ સાથે તેનો ગોટાળો થવો જોઈએ નહીં. આ બાબતમાં ફક્ત ઑકસફર્ડ યુનિવર્સિટી જ અપવાદરૂપ છે જે 'ડી. ફિલ'ની પદવી આપે છે.

૪૫. પૂર્વ ભૂમધ્ય સમુદ્રમાં સિરિયાના દરિયા કિનારાની ૬૦ માઇલ પશ્ચિમે અને તુર્કીની ૫૦ માઇલ દક્ષિણે.

૪૬. એનો અર્થ એવો થાય છે કે ન્યાયાધીશ જુબાની ખાનગીમાં, પત્રકારો કે જાહેર પ્રજાની હાજરી ન હોય એવી રીતે સાંભળશે.

૪૭. પૃથ્વીના ગોળાર્ધની સામ-સામેની બાજુએ આવેલાં સ્થળોને. એ સ્થળોને જોડતી કલ્પિત રેખા દોરવામાં આવે તો તે પૃથ્વીના કેન્દ્રમાંથી પસાર થાય.

૪૯ લાકડાંના પીપ બનાવનારને અંગ્રેજીમાં 'કૂપર' કહેવાય છે. ઇંગ્લેન્ડમાં પહેલાંનાં જમાનામાં લાકડાંના પીપ ખાસ કારીગરો બનાવતા હતા. તેઓ આ નામથી ઓળખાતા હતા.

૪૯. સન ૧૯૨૮. એ પહેલાં ફિલ્મમાં થોડા થોડા અંતરે વાર્તા સમજાવવા ઉપ-શીર્ષક આપવામાં આવતા હતાં અને ઘણું ખરું તેની સાથે સંગીત રહેતું હતું.

૫૦. એક ચક્ર અથવા વધુ ચક્રો દ્વારા કપાયેલ અંતર માપતું યંત્ર. મોટરમાં ગતિમાપક યંત્રના એક ભાગ તરીકે તે સમાવવામાં આવે છે.

૫૧. લી કુઆં યુ.

૫૨. 'એફ. ઓ બી.'–નો અર્થ થાય છે 'ફ્રી ઓન બોર્ડ' એટલે કે વસ્તુઓનો તમે જે ભાવ આપો તેમાં જહાજ ઉપર તે પહોંચાડવાની મજૂરી આવી જાય. નૂર અને બીજો ખર્ચ તમારે આપવાનો રહે છે.



બધા ખેલાડીઓ વતી જે દેશમાં ઑલિમ્પિક હરીફાઈ યોજાઈ હોય તે દેશનો ખેલાડી સોગંદ લે છે: 'અમે ઑલિમ્પિક રમતોમાં યોગ્ય હરીફાઈ કરવાની ભાવનાથી ભાગ લઈશું. નિયમોને માન આપીશું. અમારા દેશની અને રમતની દુનિયાની આબરૂ રાખવા માટે સાચી ખેલદિલીની ભાવનાથી અમે રમીશું'








આ સમાની સુલતાની હોય કે ખાવાનાંય સાંસાં હોય, પણ માનવીના જીવનમાં જે શાંતિ જોઈએ, જે સંતોષ જોઈએ, જે નિશ્ચિંતતા જોઈએ, તૃપ્તિનો જે ઓડકાર જોઈએ એ આજે નથી. શ્રીમંતોમાં જેમ આ તેમની મિલકતની ચિંતાને લીધે નથી તેમ એકદમ ગરીબમાં ખાવાનાં વાખાને લીધે નથી અને મધ્યમવર્ગને માટે તો આ કપરી કસોટીનો કાળ આવ્યો છે એટલે એ તો કાશીના કરવતની જેમ બન્ને બાજુથી વહેરાતો રહ્યો છે.

રસકસ વિનાનાં અનાજ અને ઘી–દૂધ વિનાનાં ખોરાકે તેની કમ્મર બેવડ વાળી દીધી છે. જીવનની હાડમારી અને રોજિંદી ચીજો મેળવવાની મુશ્કેલીએ એની કરોડ તોડી નાખી છે. એને વિચારની તો ઠીક પણ શાંતિથી રહેવા અને જીવવાની પણ આજે વાત થઈ શકે તેમ નથી. રોજિંદી ચીજ–વસ્તુઓ આમ અદૃશ્ય થઈ જશે, વેપારી અને સરકારના લડાઈઓમાં જનતા આવી રીતે પીસાઈ જશે તો એ સરકારને માટે જનતાના દિલમાં ક્યાં સુધી માન–મરતબો રહેશે? વેપારીએ.એ તો જનતાને નીચોવવામાં બાકી રાખી નથી. એ જનતાને સાત્ત્વિક ખોરાક પૂરો પાડવા સરકાર કંઈક કરી શકી હોત તો વેપારીઓ હાથ ઘસતા રહ્યા હોત અને જનતા એ સરકારને નવાજતી હોત.

પણ આજે તો સરકાર વેપાર પોતાને હસ્તક લેવાનો દેખાવ કરે છે અને એમાંય એની સાવ બિનઆવડત છતી થાય છે. પ્રજાનો, આમજનતાનો વિશ્વાસ ગુમાવી બેઠેલી સરકારનાં વચનો ઉપર એટલે જ જનતા આજે ભરોસો રાખી શકતી નથી. અનાજ, ખાંડ, ગોળ અને હવે તેલ-માટે જનતાને જે હાડમારી, જે મુશ્કેલી વેઠવી પડે છે એ કોઈપણ સત્તાધારી પક્ષ સામે બળવો પોકારવાની પ્રજાને પ્રેરણા આપે છે, પ્રજાને ચાનક ચડાવે છે.

અહીં જ સત્તાધારી પક્ષની, સરકારની નાકામિયાબી છતી થાય છે. જનતાને સંતોષવાની તો બાજુ પર રહી, પણ-જે તોછડાઈ, જે નફ્ફટાઈ, જે બેહુદુ વર્તન એ કરે છે એનું પ્રતિબિંબ એના આડતિયા જેવા વેપારીમાં આજે ભારોભાર જોવા મળે છે. આજે વેપારીઓ જેવી અને જેટલી ભેળસેળ કરે છે, જેવી અને જેટલી બેપરવાઈ દાખવે છે, જેવી અને જેટલી તોછડાઈથી જનતા પ્રત્યે વર્તે છે એ તેમના વેપારને છાજે એવી નથી, તેમની માણસાઈને છાજે એવી નથી. ગ્રાહકો પ્રત્યે નમ્રતા અને ગ્રાહકોને સંતોષવાના જે ગુણો વેપારીઓની મીઠાશથી કેળવાયા હતા એ સરકારે જાણે તેમનામાંથી અદૃશ્ય કરી દીધા છે.

આ માનસ ક્યાં જઈને અટકશે? આજે સરકાર અને વેપારી જે રીતે અને જેવી રીતે પ્રજાને રીબાવી રહ્યાં છે એ દિવસ પણ પૂરો તો થશે જ ને? અને સો દહાડા સાસુના તો એક દિવસ વહુનો ગણીને જનતા તે દિવસે સરકારી ભંડારોને અને વેપારીઓની વખારોને પણ બાકી નહિ મૂકે. બધું સહેવાશે, પણ ભૂખ કોઈ સહન નથી કરી શકતું. જનતા આજે ભલે ભૂખી નથી પણ આવી કારમી ભીંસમાં પીસાવા છતાં તેને રંજાડનારને એ ક્યારેય છોડશે નહિ. સરકાર અને વેપારી બન્ને આ વિચાર કરવા ક્યારેય તૈયાર નહિ થાય?

# તેલતંગીની તાસીર

જણુદીઠ સો ગ્રામ તેલ મેળવવા માટે લાગેલી લાંબી કતારમાં થતી વાતો સાંભળવા માટે છાપાંના રીપોર્ટરો કે માહિતી ખાતાના માણસોને મૂકવામાં આવે તો બધાંને સાચી ટીકા જાણવા મળે. પણ આપણાં છાપાંઓ કે આપણી સરકાર આવી વાતને ઘણી ક્ષુલ્લક માને છે. જનતાની નાડ પારખવાની આવી સુંદર તકને ઝડપવાનું કોઈ સ્વીકારે પણ નહિ. પણ મારા કાન ચમકાવે એવી વાત એક ઘરડાં ડોશીમાએ ઉચ્ચારી ત્યારે હું પણ ઘડીભર છક્ક થઈ ગઈ. એમની વાણીમાં જોમ હતું, સાથે સાથે અનુભવનું ઊંડું ઉચ્ચારણ હતું. એ બોલતાં હતાં :

'પરદેશી ઘઉં ને પરદેશી ચોખા ખવડાવીને સરકારે તેલ પણ આંચકી લીધું. અને આ લાઈનમાં બે કલાકથી તપવું પડે છે તો ય આરો આવશે કે કેમ? આવા હુકમો છોડનાર અમલદારો અને પ્રધાનોને કે એમની ઘરવાળીઓને આમ લાઈનમાં ઊભાં રાખીને પછી આપણા ઉપર આવા તુમારો છોડતાં હોય તો ય એમની આંખ ઊઘડે. એ તો નિરાંતનો રોટલો ખાતા હોય છે.'

'રોટલો નહિ માજી!' ડોશીમાની વાતને ઝીલી લેતાં એક આધેડ વયનાં બહેન બોલ્યાં : 'એ બધાં રોટલો ખાતાં હશે? રોટલો તો આપણે ખાવાનો વારો આપણું તેલ આંચકી લેવાથી આવ્યો છે. એમને તો ફરસાણો માટે તેલ અને મીઠાઈઓ માટે ચોખ્ખાં ઘીના ભંડારો ભર્યા હોય છે. એટલે નિરાંત એમને ખરી, પણ રોટલો ખાવાની નહિ! ઘી કેળાં ખાવાની.'

'એ બધું એકનું એક' માજી બોલવા લાગ્યાં : 'એમને તો અનાજનું કે ખાંડ–ગોળ–તેલનું કાર્ડ પણ કઢાવવાનું નહિ. આપણો તો કાર્ડ કઢાવતાંય નાકે દમ આવી જાય. અને એ પતાકડું લઈને આ વેપારીઓ પાસે એક કલાક લાઈનમાં તપીએ ને કહી ઊઠે કે હવે કાલે આવજો. તેલ ખલાસ થઈ ગયું. ખાંડ ખલાસ થઈ ગઈ. ગોળ ઓછો આવ્યો હતો. ચોખા તો આજે આવ્યા જ નથી. ઘઉં આ છે, જોઈતા હોય તો લઈ જાવ. તે પણ એને બદલે એક–એક કીલો! આપણે ખેડ ખાતર ને પાણીના ધણી કહેવાઈએ ને આપણે જ આ બધી તંગી ભોગવવાની. શું જમાનો આવ્યો છે?'

'માજી, તમે તો કેટલાય દશકા જોઈ નાખ્યા છે. આવું ક્યારેય અનુભવ્યું નહિ હોય.' ડોશીમા પાસે જ હું ઊભી હતી એટલે મેં એમના અનુભવને ઓકાવવા પ્રેરણા આપી.

'અરે આવું સપનું જ ક્યારેય નથી આવ્યું ત્યાં અનુભવવાની વાત ક્યાં? પહેલી અને બીજી બન્ને લડાઈનો કપરો કાળ મેં જોયો છે પણ આવા વાખા તો ભગવાન કોઈનેય ન દેખાડે એવું આજે નજરે જોઈ રહી છું. મારે એકલા પંડ માટે સો ગ્રામ તેલ લેવા ક્યારનું તપવું પડે છે એટલે આ ઉકળાટ નીકળે છે હોં બહેન. કોઈ ઘરમાં લાવી આપનાર નથી કે હું મોકલું.'

આવાં ઘરડાં ડોશીમા ખરેખર આપણી જનતાના સાચાં પ્રતિનિધિ ગણાય. કાયદા કરનાર આવાંને ધ્યાનમાં લેતા હોય તો?

## કદરહીનતા

વાતો જ કરનારાં આજે જ્યાં હોય ત્યાં વહાલાં થઈ પડે છે અને કામ કરનારને માટે કોઈ ક્યારેય કદરના બે શબ્દોય નથી કહેતું એ તો આપણે જાણીએ છીએ. પણ જ્યારે કસુબહેને મારી પાસે આવીને વાત કરી કે પેલાં સુલુબહેન બિચારાં ત્રાસીને, ખટપટથી કંટાળીને રાજીનામું આપીને છૂટાં થયાં.

હું તો સાંભળીને જ થીજી ગઈ. કસુબહેને કહ્યું તો ય મારા માન્યામાં જ ન આવ્યું. સુલુબહેનને હું સારી રીતે પિછાનતી હતી. અમે ઘણીયવાર કામને લીધે સાથે થઈ જતાં, કોઈ એવે ઠેકાણે મળી જતાં ત્યારે સુલુબહેન તેમની વિકસતી જતી પ્રવૃત્તિની જ વાતો કરતાં. કોઈ દિવસ તેમની પાસેથી કોઈની કૂથલી–નિંદા મેં





સાંભળ્યાં જ નથી. હમેશાં એમના જ કામમાં રચ્યા પચ્યાં રહે. અને એટલે જ એમનું એ કામ એટલું બધું વિકસી ચૂક્યું હતું કે બધાંને એનો ધડો લેવો પડતો. અને એ જ સુલુબહેનને આવો કંઈ જાતનો ત્રાસ સહન કરવો પડ્યો, કોની ખટપટનાં ભોગ બન્યાં એ મેં જ્યારે કમુબહેનને પૂછ્યું ત્યારે એ સાંભળીને મને સચ્ચાઈ અને નિષ્ઠા ક્યાં સુધી રાખવાં એ માટે વિચાર કરવાની તક મળી.

કમુબહેન તો એ સમાચાર આપીને ગયાં. પણ સુલુ-બહેન તે જ સાંજે મને બાગમાં મળી ગયાં. ઘણીવાર અમે બાગમાં ભેગાં થઈ જતાં. એમને પણ મારી બેબી જેવડી જ બેબી હતી. બેબીને બાગમાં હું હીંચકા ખવડાવતી હતી ને એ આવી પહોંચ્યાં.

'સુલુબહેન, આજે જ તમને યાદ કર્યાં હતાં.' મેં તેમને આવકારતાં કહ્યું. પણ એમનાં મોંમાંથી કડવાશનો એક શબ્દેય ન નીકળ્યો કે પોતે છૂટાં થવું પડ્યું એનો અસંતોષ પણ નહોતો. બન્ને બાળકીઓ બહેન-પણીઓ થઈ ગયેલી એટલે બન્ને હીંચકા પર હીંચ-કવા લાગી અને સુલુબહેને મને વાત કરી કે હવે તો મારે નવું કંઈ કામ કરવું જ નથી. આપણાં બાળ-કોને ભોગે આપણે કામ કરવા જઈએ અને ત્યાં પણ આપણા કામની કિંમત ન હોય પછી આ બાળકો ઉપર જ પૂરતું ધ્યાન આપીએ તો શું ખોટું? મારે તો આ એક જ બેબી છે. છતાં હું એના તરફ આજ સુધી જોઈએ તેટલું ધ્યાન નથી આપી શકી. સારું છે કે મારાં જેઠાણી ઘરમાં જ છે અને આ બેબી ઉપર સગી મા જેટલું હેત રાખે છે. પણ હવે થાય છે કે હું પણ એના ઉછેર ઉપર પૂરતું ધ્યાન આપું. કામ કરી કરીનેય આપણે જો આવો જ શરપાવ મેળવવાનાં હોઈએ તો કામ ન કરીએ તો શો વાંધો? મારે એવી આર્થિક મુશ્કેલી પણ નથી. આ તો મને કામનો શોખ છે, નવરાશ ગમતી નથી એટલે મેં સામે ચાલીને એ કામ માગી લીધેલું.'

સુલુબહેનને હું સાંભળી જ રહી. અંતે છૂટાં પડતાં મેં સુલુબહેનને કહ્યું: 'તમારી વાત સાચી છે. પણ આર્થિક તંગીવાળા નિષ્ઠાવાળાં કાર્યકરોનેય આજે ક્યાં આવી કનડગત નથી થતી? તમે તો એ બધું જાણો જ છો. આપણું આ માનસ આપણી પ્રગતિને કેટલી બધી રોકી રહ્યું છે એ આ બધાં ક્યારે સમજશે?'

## શરીર–બુદ્ધિનો બેવડો વિકાસ

બાળકોને સત્ત્વવાળો ખોરાક વધારે જોઈએ છે, તેમનાં શરીર બંધારણમાં એ ખૂબ મહત્ત્વનો ફાળો આપે છે. પણ એ સત્ત્વોનો અતિરેક બાળકોને માન-સિક વિકૃતિમાં કેવાં હડસેલી દે છે એ આપણાં મા-બાપો બહુ ઓછું જાણતાં હોય છે.

એક વાર હું એક એવા ઘેર ગઈ હતી કે ત્યાં શ્રીમં-તાઈની છોળો ઊડતી હતી. કોઈ જાતની કમી નહોતી એમ કહી શકાય. પણ તેમના ઘેર જે એકનો એક પુત્ર હતો એ જોતાં મને નવાઈ લાગી. એ ઘરની ગૃહિણીએ મારી પાસે ફરિયાદરૂપે કહ્યું:

'મારો આ અચલ પાંચ વરસનો થવા આવ્યો તો ય એની બુદ્ધિ જાણે એક વરસના બાળકમાં હોય તે કરતાં પણ ઓછી લાગે છે. એના વિકાસ માટે મેં સાત્વિક ખોરાક એટલો બધો આપ્યો છે કે ઘણી વાર એ બધું પચાવી ન શકે ત્યારે સખત માંદગીમાં પણ પટકાઈ પડતો. શરીરે લઠ્ઠો પઠ્ઠો દેખાતો અચલ આમ મંદબુદ્ધિનો થઈ જવાનું શું કારણ?'

અચલ અમારી સામે જ બેઠો હતો. અમે બન્ને વાતો કરતાં હતાં. એ બહેને અચલની ફરિયાદ કરી લીધી એટલે હું અચલ સાથે વાત કરવાને બહાને એની પાસે જઈને બેઠી. ત્યાં તો એ બહેન ઊઠીને મને હાથ પકડીને ઊભી કરવા લાગ્યાં:

'તમારાથી નીચે બેસાય. ઊભાં રહો હું ગાદી પથ-રાવી દઉં.'

નીચે ગાલીચો પાથરેલો હતો એ પૂરતો હતો એમ કહીને મેં અચલ સાથે રમત શરૂ કરી. જરાય વિક-



સિત ન થયેલી એ બુદ્ધિને કેળવવાની જ જરૂર હતી. રમકડાં અને એવાં સાધનોનો બાળક પાસે ઢગલો કરી દેવાથી એ રમશે જ એમ માતાઓ માની લે છે. અચલમાં પણ આ જ ખોટ મને વરતાઈ. મેં જાણ્યું કે આજ સુધી એની સાથે બેસીને કોઈ રમતું જ નહોતું. એ ઘરમાં કોઈ છોકરું આવે તો પણ જાણે અચલની શ્રીમંતાઈને અભડાવી મૂકે એ ઈરાદે એ બાળકને એની પાસે જવા દેવામાં જ ન આવતું. અને એનાં માતાજી તો અચલ સાથે બેસીને રમી શકાય એવું માનતાં જ નહોતાં.

સત્ત્વો ખવડાવવાથી જ બાળક વિકાસ પામી શકે પણ એનો અતિરેક તો બાળકને ભારે પડી જાય. એની બુદ્ધિના વિકાસ માટે વધારે સારાં સત્ત્વોની જરૂર છે. અને તે બાળકની સાથે માતા–પિતાનો સહચાર.

## અતડાશનો અંત

અચલા એવી યુવતી હતી કે એને કોઈ પોતાનું આજ સુધી મળ્યું જ નહોતું. મારી પાસે જ્યારે જ્યારે આવતી ત્યારે એ એક જ વાત હંમેશ રજૂ કરતી કે મારે કોઈ નથી, મારું કહેવાય એવું કોઈ નથી.

હું એને કહેતી કે તારે ભાઈ છે, બહેન છે, તારી સાથે ભણતી તારી બહેનપણીઓ છે પછી આવું કેમ કહે છે? એ બધાંને તું પારકાં કેમ ગણે છે?

છતાં એ કહેતી કે એમની કોઈની પાસે હું મારા મનની વાત નથી કહી શકતી. મારી ખાનગી વાત નથી કહી શકતી. મારી મૂંઝવણ નથી વર્ણવી શકતી. એ બધું કહેવાનું મન થાય એવું મારું કોઈ હોય તો કેવું સારું!

આજે એની ઉમ્મર વીસ વરસની તો થઈ ગઈ હતી એટલે મેં અચલાને લગ્ન કરી લેવાની સલાહ આપી. પણ અચલા એ બાબત તો ખૂબ મક્કમતાથી ના પાડી ઊઠી. મારે ભણવું છે, હજુ તો પાંચ વરસ પરદેશ પણ જવું છે. દાક્તર થઈને પછી જ મારે લગ્ન માટે વિચાર કરવો એવું મેં મન સાથે નક્કી કર્યું છે.

'તો પછી તને તારી મૂંઝવણ કેમ સતાવે છે? તેં એટલું બધું મનને મક્કમ બનાવ્યું હોય પછી તને એકલતા સાલે જ શા માટે?' મેં તેના નિશ્ચયને બહાલી આપતાં કહ્યું.

'આ બધું છતાં મારો અતડો સ્વભાવ મને ખૂબ હેરાન કરે છે.' નિખાલસ ન થઈ શકવાનું કારણ એણે કહ્યું.

'એટલે જ તો કહું છું કે તું મિત્રો સાથે હળી મળીને વાતો કર. ભાઈ–બહેન અને માતા–પિતા સાથે પેટછૂટી વાતો કર. મનમાં મૂંઝવણ હોય એ કહી નાખવાથી ઘણો ફેર પડે છે. બીજે ક્યાંય તારું મન ન માનતું હોય તો મારી પાસે આવતી જા. તારે જે કહેવું હોય એ મને કહેજે.' કહીને મેં અચલાને શાંત્વન આપ્યું.

અને અચલાના મોં ઉપર જે સંતોષ જોયો એથી લાગ્યું કે એનું પોતાનું એવું કોઈક આજે તે મેળવી શકી છે.

મારા આશ્ચર્ય વચ્ચે મેં અઠવાડિયામાં જ જોયું તો અચલા પ્રફુલ્લવદના બની ગઈ હતી. એના સ્વભાવમાં જુદી જ તરેહનો પલટો આવી રહ્યો હતો. સાવ સૂનમૂન અચલા યૌવનથી ઉછળતી–કૂદતી મને દેખાવા લાગી અને મેં તેને શાબાશી આપી.



**'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.**








**વળતાં પાણી :**

[ લે૦ સરોજિની મહેતા. પ્ર૦ ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા. મૂલ્ય : રૂ. ૪/— ]

ઓગણીસ વાર્તાઓના આ નવા સંગ્રહમાં ગુજરાતી લેખિકાબહેનોમાં જે મહત્વનું સ્થાન મેળવી ચૂકયાં છે તે શ્રી સરોજિનીબહેન પ્રસ્તાવનામાં નિરાશાના સૂર કાઢે છે એ ખૂંચતી વાત પહેલી જણાવવાનું તો એટલે મન થાય છે કે જિંદગીની પાછલી વયમાં જ સારું અને ચિરાયુ સર્જન થાય છે. આ સંગ્રહને તેમનો આખરી સંગ્રહ ભલે માનીને નામ એવું રાખ્યું હોય, પણ એમની કલમ એમને આવાં 'વળતા પાણી 'માંથીય ઘણાં ચડતાં પાણી પણ દેખાડશે એ નિ:શંક છે.

આ સંગ્રહની પાંચેક વાર્તાઓ રેડિયો માટે લખાએલી હોઈને એની મર્યાદા લેખકે કબૂલી છે એ વાચકો માટે અને અભ્યાસુઓ માટે જરૂરી ગણાય. મોંપાસાની બે વાર્તાઓનો અનુવાદ પણ રોચક નીવડયો છે. સંગ્રહની પ્રથમ વાર્તા 'આંધળીની આંખ' એક સાચી ઘટનાની આસપાસ વાર્તાના તાણાવાણા ગુંથાયાની છે એ પણ સચોટતાની છાપ મૂકી જાય છે.

સામાજિક પ્રવૃત્તિઓમાં ડૂબાડૂબ અને સુધારક દૃષ્ટિને કારણે શ્રી સરોજિનીબહેન મહેતાની વાર્તાઓમાં પ્રાધાન્ય વાર્તાકળાને કે વાર્તાતત્વને નથી મળતું છતાં તેમની વાર્તાઓમાં જે પ્રવાહિતા, સરળતા અને સચોટતા છે તે પણ તેમની આગવી સિદ્ધિનું જ પરિણામ ગણાય. વાર્તાને ગોઠવવા, ચોકઠામાં બેસાડવા કે તેને વાર્તા કહેવડાવવા આ સંગ્રહની એકેય વાર્તામાં તેમણે પ્રયત્ન કરવો પડયો નથી. અને એટલે જ વળતા પાણીના આછા વહેણમાંય કયારેક ભરતીનાં મોજાંના ઉછાળા કે યૌવનનો તરવરાટ દેખાય છે. એ જ લેખકની સિદ્ધિ ગણાય.

લગભગ બસો પાનાંમાં વહેંચાયેલી આ ઓગણીસેય વાર્તાઓ એટલે જ આપણા સમાજના દરેક થરને સહેલાઈથી સ્પર્શી જાય તેવી બની છે. સમાજના અમુક જ વર્ગને બદલે સર્વસામાન્ય માટે વાંચવા જેવી આ વાર્તાઓ છે. વાર્તાકળાના કસબને જે કલમ વરી છે એ કલમ એટલી જ પ્રવાહી રહે એ જ ગુજરાત લેખિકાબહેન પાસે અપેક્ષા રાખે અને હજુ આવી જ સ્વચ્છ અને ઉપયોગી વાર્તાઓ આપણા સાહિત્યમાં આવે એવી અપેક્ષા અસ્થાને નથી. આટલી અપેક્ષા સાથે 'વળતાં પાણી 'ને આવકારવાનું મન થાય છે એટલે શ્રી. સરોજિનીબહેન તેને વિવેક ગણીને બેસી નહિ જ રહે. ગુજરાતમાં વાર્તા-લેખિકાઓમાં શ્રી સરોજિનીબહેન મહેતાએ જે ઊજળો ચીલો પાડયો છે તે ભવિષ્યની લેખિકાઓને પ્રેરક નીવડશે જ.

**સુદર્શન :**

[ લે૦ ઈશ્વર પેટલીકર. પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ ૨. મૂલ્ય : રૂ. ૪/૫૦ ]

ગુજરાતના સમાજજીવનમાં જેમ લેખકો મહત્ત્વનું અને માનભર્યું સ્થાન શોભાવે છે તેવું જ મહત્ત્વનું સ્થાન સામાજિક કાર્યકરો પણ શોભાવે છે. શ્રી પેટલીકરમાં આ બન્નેનું સંમિશ્રણ થયેલું હોઈને તેમનું સ્થાન એવડા મહત્ત્વનું આજે તો ગુજરાતના જાહેર જીવનમાં અને ગુજરાતી જનતામાં બનેલું છે.

સામાજિક પ્રશ્નોની આંટીઘૂંટીઓ ઉકેલવાની તેમની આગવી સૂઝ અને સમદૃષ્ટિ તેમની પાસે સામાજિક

કોયડાઓની રજુઆત કરાવે છે. અને એ પ્રશ્નો દરેક સમાજના અને દરેક કાળના એક સરખા હોવા છતાં તેની છણાવટમાં જે વૈવિધ્ય જોવા મળે છે તે શ્રી પેટલીકરની કલમને વરેલી કુદરતી બક્ષિસ છે. પોણા-ત્રણસો જેટલાં પાનાંમાં વહેંચાયેલા આ સંગ્રહના પાંત્રીસે પાંત્રીસ લેખોમાં એટલે જ જીવનને સીધી રીતે લક્ષમાં રાખીને પ્રકાશ ફેંકવામાં આવ્યો છે. સંગ્રહના નામનો પણ એ રીતે અર્થ ઘટાવી શકાય કે જીવનના (સુ)સારા જ દર્શન કરાવતા આ બધા લેખો છે. એકલા લેખો વાચકોને જાણે અપથ્ય નીવડવાના હોય તેમ આ બધા લેખો એક યા બીજી રીતે દૃષ્ટાંતોથી સાંકળી લેવાયા છે અને એ જ તેની સર્વભોગ્યતા અને સર્વપ્રિયતા માટે સાચી સાબિતી ગણાય.

સમાજમાં જીવતા માનવ માટે કંઈક ને કંઈક પ્રશ્નો તો રોજ બ રોજ ઉદ્દ્ભવતા જ હોય છે. એ પ્રશ્નોની છણાવટ યોગ્ય રીતે અને યોગ્ય વ્યક્તિ કરી શકે તો એ પ્રશ્ન ખરેખર સરળ ઉકેલ બની જાય. આ સંગ્રહમાં રૂઢિનાં બંધનોને તોડવાની જ વાતો નથી. પણ આપણે ઘર્ષણયુગમાંથી પણ કેવી સરળ રીતે માર્ગ કાઢી શકીએ તેની વિચારપૂર્વકની દલીલો સાથેની વાતો છે.

સારે પ્રસંગે ભેટ આપવા જેવો આ બહુમૂલ્ય સંગ્રહ જીવનને ડગલે ને પગલે ઉપયોગી થઈ પડે એવો હોઈ આવકાર્ય છે. કોઈપણ વિચારકને વાંચવા પ્રેરે તેવો છે. નાની નાની કેટલીય સમસ્યાઓને હલ કરવાની સૂઝ આપે તેવા સાથીની પણ ગરજ સારે તેવો છે.

**રાષ્ટ્રીય ચળવળમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીનો ફાળો :**

[લે૦ ગ૦ વા૦ માવળંકર : ચંદુલાલ ભ૦ દલાલ. પ્રકા૦ મ્યુનિસિપલ કૉર્પોરેશન, અમદાવાદ. મૂલ્ય : રૂ. ૫/—.]

દરેક ગામ કે શહેરનો પણ ઇતિહાસ હોય છે. અને એ ઇતિહાસ દેશની પ્રવૃત્તિઓ સાથે એવી રીતે સંકળાયેલો હોય છે કે એની રીતે એની મહત્તા હોઈ શકે. રાષ્ટ્રીય ચળવળમાં અમદાવાદ અને એ સાથે અમદાવાદ મ્યુનિસિપાલિટીએ જે ફાળો આપ્યો છે એ નાનો સૂનો ન ગણાય. એના સાક્ષી જેવા આ મહત્ત્વના ગ્રંથના બન્ને લેખકોએ આ ગ્રંથને સમૃદ્ધ બનાવવા જે કાળજીભરી નિષ્ઠા દાખવી છે તે પ્રશંસનીય છે. તેમાંય શ્રી ગ. વા. માવળંકરના અવસાન પછી આ ગ્રંથના જોડિયા લેખક શ્રી ચંદુલાલ ભ૦ દલાલ જેવા ખૂબ જ ચીવટવાળા લેખકે આખા ગ્રંથને પોતાના અભ્યાસના નીચોડ જેવો બનાવવા કરેલો પ્રામાણિક પ્રયત્ન આખા ગ્રંથમાં વરતાઈ આવે છે.

ભારતના એક ઔદ્યોગિક શહેરની સુધરાઈની કારકિર્દી સાથે સાથે રાષ્ટ્રને મળેલું એ શહેરનું સાચું કામ પણ લગભગ પોણાછસો પાનાંના આ દળદાર ગ્રંથને પાને પાને નજરે ચડે છે. આપણા દેશમાં આવા પ્રશસ્ય પ્રયત્નો ભાગ્યે જ થયા હશે. અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશને આ મહત્ત્વનો ગ્રંથ પ્રગટ કરી જે અનુકરણીય પ્રથા પાડી છે એ તેના ગૌરવની વાત ગણાશે.

રાજકારણના વિદ્યાર્થીને કે ઇતિહાસના અભ્યાસુને આવી કડીબદ્ધ તવારીખ મળે એ જ ખૂબ અગત્યનું છે. એ રીતે આ પુસ્તકની મૂલ્યવત્તા સંદર્ભગ્રંથ જેટલી મહાન પણ થઈ શકે. આ પુસ્તક તૈયાર કરવામાં ઉપયોગમાં લીધેલી સામગ્રી અને એવા ઉપયોગ પાછળ રાખવામાં આવેલી ચીવટથી પણ આ ગ્રંથને મૂલવવા જેવો છે. ગુજરાતી સાહિત્યમાં એક નવો જ ચીલો અભ્યાસુઓ માટે પાડતો આ મહત્ત્વનો ગ્રંથ દરેક ગામની સુધરાઈઓને તો માર્ગદર્શક નીવડે તેવો છે જ. પણ એ ઉપરાંત અભ્યાસુઓને સાચી દૃષ્ટિ પણ આપશે જ. આવા મહત્ત્વના પુસ્તકને આવકારતાં આનંદ થાય જ.

**જમાઈ આવ્યા :**

[લે. ધનસુખલાલ મહેતા. પ્રકા. સાહિત્ય સંગમ, ગોપીપુરા, સુરત. મૂલ્ય રૂ. ૫/૫૦.]



જીવનની હળવી પળોને વાર્તા અને નાટિકાઓમાં આલેખતા આપણા પીઢ લેખક તરીકે શ્રી ધનસુખલાલ મહેતા વરસોથી ગુજરાતી સાહિત્યમાં પરિચિત છે. હાસ્યરસ એમની કલમનો સાચો રસ છે. ગુજરાતી સાહિત્યના આ પીઢ કલમનવેશની એકાંકી નાટિકાઓનો આ નવો સંગ્રહ એટલે જ આપણા આવકારને પાત્ર બને તેવો સફળ બન્યો છે.

તેર નાટિકાઓના આ સંગ્રહમાંની સાત મૌલિક અને છ રૂપાંતરિત નાટિકાઓ છે. અંગ્રેજી ઉપરથી જ મોટેભાગે રૂપાંતરિત થતી તેમની કૃતિઓ ગુજરાતીમાં પણ આબેહૂબ રજૂ થાય છે એટલે રૂપાંતર જેવું ક્યારેય લાગતું જ નથી. અનેક સ્થળે ભજવાતી તેમની આવી હળવી કૃતિઓ ગ્રંથસ્થ થાય છે એટલે ભજવનારો વિશાળ સમુદાય પણ તેનો આસ્વાદ પામી શકશે. 'જમાઈ આવ્યા' એ આ સંગ્રહની નામદાત્રી પ્રથમ નાટિકા લઈએ કે 'અજાણ્યું સરનામું' એ સંગ્રહની છેલ્લી કૃતિ લઈએ, પણ કર્તાનો વિનોદી હાસ્યરસ એટલી જ સહજતાથી અને સરળતાથી વહે છે કે આ બધી કૃતિઓ ભજવાતી જોવાનો જેટલો આનંદ મળે એટલો જ એ બધી વાંચતાં પણ મળે.

આવા કુશળ અને સફળ લેખકની આ કૃતિઓ પ્રગટ કરવા માટે પ્રકાશક પણ સારા એવા જશના અધિકારી ગણાય.

**જીવન સુવાસ :**

[ લે૦ રસૂલભાઈ ન. વહોરા. પ્રકા૦ પ્રાચ્ય વિદ્યા મન્દિર, મહારાજા સયાજીરાવ વિશ્વ વિદ્યાલય, વડોદરા. મૂલ્ય : રૂ. ૧/—. ]

મહાન પુરુષોના જીવનમાંથી વીણેલા બાવન પ્રેરક પ્રસંગોને રજૂ કરતી આ પુસ્તિકા સયાજી બાલ જ્ઞાનમાળાના ૧૯૯મા પુષ્પ તરીકે પ્રગટ થાય છે જે આપણા બાળ સાહિત્યમાં સારો ઉમેરો કરે છે. દેશ–વિદેશના મહાનુભાવોના જીવનમાંથી સુવાસ ફેલાવતા આવા સુંદર અને ટૂંકા પ્રસંગો આપણાં બાળકો અને કિશોરોમાં જ્ઞાન અને સંસ્કારનું સીંચન કરે છે. એ રીતે આ પુસ્તિકા એની મૂલ્યવત્તા સિદ્ધ કરી જાય છે.







મુદ્રક · દીપક પ્રિન્ટરી · અમદાવાદ



વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦ વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ : રૂ. ૩૭/૫૦ વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

# ઊર્મિ-નવરચના કાર્યાલય

## ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ ૧૪, ફર્નાન્ડીઝ બ્રિજ ગાંધીરોડ અમદાવાદ, ૧.

—: આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ લવાજમ ભરી શકાય છે :—

૧. એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨. આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩. એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪. આરોગ્યધામ, અયુબ મેન્શન, વિન્સેન્ટ રોડ, માટુંગા, મુંબઈ, ૨.
૫. વિજય સ્ટોર્સ, ૩૮૧/એ, કાલબાદેવી રોડ, ત્રીજે માળે, નરોતમવાડી, મુંબઈ, ૨.
૬. ઈન્ટરનેશનલ બુક હાઉસ, ૯ એશ લેન, મ. ગાંધીરોડ, મુંબઈ, ૧.
૭. નિર્મલ એજન્સીઝ, ૧૦૮ શેખ મેમણ સ્ટ્રીટ, બીજે માળે, મુંબઈ, ૨.
૮. લોક મિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર, ૧.
૯. સાહિત્ય ભંડાર, ૧૪, અમરત્તલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૦. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, રાવપુરા, વડોદરા.
૧૧. ગુજરાત પુસ્તકાલય સ. સ મંડળ, કોંગ્રેસ ભવન, રાજમહેલ રોડ, મહેસાણા.
૧૨. ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલા, સૂરત.
૧૩. બાબુભાઇ પ્રેમશંકર ત્રિવેદી, ગંજ બજાર, પાટણ.
૧૪. વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ, આણંદ.
૧૫. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૬. સાહિત્ય મિલાપ, રઘુવીર ભવન, ગોંડળ રસ્તો, રાજકોટ, ૨.
૧૭. પોપ્યુલર બુક સપ્લાય, પો. બો. નં. ૭૬૯, કંપાલા. (યુગાન્ડા-પૂ. આફ્રિકા)
૧૮. જનરલ બુક સેલર્સ, પો. બો. નં. ૧૨૭૮, દારે સલામ (ટી. ટી.-પૂ. આફ્રિકા)
૧૯. યુનાઇટેડ જનરલ સ્ટોર્સ લિ. પો. બો. ૮૦૮, કિસુમુ (કેન્યા-પૂ. આફ્રિકા)
૨૦. કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. બો. નં. ૨૪૬, જિન્જા (યુગાન્ડા-પૂ. આફ્રિકા)
૨૧. મુલ્લા સલમાનજી મુલ્લા હેપતુલ્લાભાઈ, પો. બો. નં. ૧૩૭૭, મોંબાસા (કેન્યા-પૂ. ,,)

## નકલોને નકારો

અને હંમેશા શ્રેષ્ઠ જ ખરીદો





એમ.એમ.આંબલાવાળાની
પરી છાપ

# આંબળાની પડી



વાળ માટે ગુણકારી કેશતેલ
બનાવવા માટે મશહૂર છે.

નિર્માતા: એમ.એમ.આંબલાવાળા અમદાવાદ-૧

B.SHAH

ગુજરાતનાં પુસ્તકો જુઓ

ગુજરાતનાં સામયિકો જુઓ

રંગ અને કળાનું ગુજરાતનું કયું મુદ્રણ જુઓ—

એમાં રંગ સાથે કળા

ઊડીને આંખે વળગે

ત્યારે

નક્કી માનજો

કે



એનાં મુદ્રકો છે

**દીપક પ્રિન્ટરી**

૨૭૭૬/૧, રાયપુર દરવાજા પાસે

અમદાવાદ, ૧.

તા. ૧લી એપ્રિલ, ૧૯૬૨ થી

સમસ્ત ગુજરાત રાજ્યમાં

મેટ્રિક પદ્ધતિમાં તોલનો

ઉપયોગ ફરજીયાત બન્યો છે.

રોજીંદા વ્યવહારમાં
લેવડ-દેવડ કરતી વખતે
શેરને બદલે કિલોગ્રામ,
મણને બદલે ક્વીન્ટલ અને
તોલાને બદલે ગ્રામમાં જ
આપની ખરીદી તેમ જ
ભાવો કરવાનો આગ્રહ રાખો.

મેટ્રિક પદ્ધતિ સિવાયનાં અન્ય વજન પાસે રાખવાં એ સજાને પાત્ર ગુનો બને છે. જૂના તોલ-વજન વાપરનાર શિક્ષાને પાત્ર બને છે.

સરળતા અને સમાનતા માટે મેટ્રિક પદ્ધતિ અપનાવો.



માહિતી ખાતું, ગુજરાત રાજ્ય, સચિવાલય, અમદાવાદ દ્વારા પ્રકાશિત

# ઊર્મિ નવરચના

'ઊર્મિ' : વર્ષ ૩૫ 'નવરચના' : વર્ષ ૨૯
અંક ૮ : નવેમ્બર '૬૪ સળંગ અંક ૪૧૬

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## અનુક્રમ





પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

તંત્રી : ઈશ્વરલાલ સો૦ દવે
સંપાદક : જયન્ત પરમાર

સુન્દરમ્

## બંધાતો પુલ

બંધાતો પુલ આજ છે–
માનવી પ્રભુની વચ્ચે.

અજાણ્યાં સ્વર્ગ છે સર્વ–
મનુષ્યે પથ ના લહ્યો,
પૃથ્વી પે પદ ક્યાં દેવા–
પ્રભુને પ્રશ્ન એ રહ્યો.

બંનેનો સંગ સાધતાં,
બંનેને અન્યના ધામે
જવાનો પથ જે રચે,
બંનેમાં વસવું જાણે
એવા રે કોઈ કાજ હા–
ધરતી તરસી રહી,
પ્રભુને ખેવના રહી.

તારામાં આજ તે લાધી
સૃષ્ટિને સ્વર્ગની કેડી,
પ્રભુને તુજમાં લાધી નિજની પદ ચાખડી.

જોડાતાં પ્રભુની સંગે માનવી ભોમનાં મનુ,
જોડાતા માનવી સંગે સ્વર્ગના ધામના પ્રભુ.

★

# નવરચના



'રાજહંસ'

# સમયનાં ક્ષીર-નીર

### વ્યક્તિની વિસાત કેટલી ?

ક્યુબામાંથી રશિયન શસ્ત્રો પાછાં ખસેડવાનું જ્યારે ખ્રુશ્ચોફે જાહેર કર્યું ત્યારથી એમની કારકીર્દિ પૂરી થઈ હતી. કોઈ ગુણને ખીલવવા માટે માણસે આવું બલિદાન દેવું પડે છે.

સામ્યવાદે ક્યુબામાં રૉકેટ શસ્ત્રો મોકલવાની ભૂલ કરી હતી. એમ તો બીજી ઘણીયે ગંભીર ભૂલો એણે કરી છે. પરંતુ આ ભૂલનું જાહેર પ્રાયશ્ચિત્ત કરવા જેટલી હિંમત સામ્યવાદે પહેલી વાર બતાવી, એ ઘટના અસાધારણ હતી. એ એક જ પીછેહઠમાં સામ્યવાદે શાણપણ ભણીનું પગલું ભર્યું ને એમ કરવા જતાં એના લોહબંધ ઢીલા પડ્યા છે. એના રાજકેદી બનેલા દેશોમાં આશાનો સંચાર થયો. રશિયાનું લશ્કરી વિજયોનું સ્વપ્ન ઝાંખું પડ્યું છે ને એને સિદ્ધિ માટે યુદ્ધ વિના બીજા માર્ગો લેવાની સમજ ઊગી છે.

એ સમજને કસી જોવા કુદરતે ચીનને આગળ કર્યું. એણે રશિયાના વર્ચસને પડકાર દીધો ત્યારે રશિયાએ મચક ના દીધી. નવી સૂઝ ઉપર રશિયા ટકી ગયું એટલું જ નહીં પરંતુ સહઅસ્તિત્વની જવાબદારી-વાળી નીતિનો પક્ષ કર્યો. કુદરતે ચીનને હિમાલય સાથે અફાળ્યું ત્યારે પણ રશિયા ફરી ના બેઠું ને યુદ્ધનો ઉમંગ રાખ્યો નહીં. જે સહાય સામ્યવાદી ચીનને મળવી જોઈએ તે શાંતિવાંછુ ભારતને આપવાનું રશિયાએ જાહેર કર્યું. આ ઘટનામાં રશિયાની આકરી કસોટી થઈ. પણ એમાં પાર પડવાની ખ્રુશ્ચોફે હામ દાખવી. એ પછી એમનું જીવનકાર્ય ત્યાં આટો-પાઈ ગયું !

ખ્રુશ્ચોફનું રાજીનામું તબિયતના કારણે ના હોય, વૃદ્ધાવસ્થાના કારણે પણ ના હોય. એમને ખસેડવા જ પડે એવી ઉલટ સુલટ રશિયામાં થઈ પણ નથી. સામ્યવાદનો રાહ બદલાવી શક્યા, પછી ખ્રુશ્ચોફ પાસે એવી બીજી સિદ્ધિનું કામ કુદરત શેની માગે ! એટલે ત્યાં સમાપ્તિ આવી ગઈ.

ખ્રુશ્ચોફના હજાર વાંકગુના હશે, તે આ રાજીનામા વખતે કોઈ સંભારતું નથી. અત્યારે તો એના વિનાનું જગત વીલું પડ્યું છે. એ હતા તો યુદ્ધ પછી સ્તાલીનની નીતિ બદલી શક્યા, આઈઝનહાવર અને ડલેસને કાબૂમાં રાખી શક્યા, સુએઝનો બોંબમારો અટકાવી શક્યા, એમના પડકારની અસરે ઘણાં રાજ્યો મુક્ત થઈ શક્યાં એટલું જ નહિ પરંતુ વિકાસના માર્ગો મળી શક્યા. એ પડકાર ચાલુ રહે કે ના રહે છતાં ખ્રુશ્ચોફની ખોટ જણાવાની છે. અને એ રીતે સામ્યવાદને નવું મૂલ્ય અંકાવાનો મોકો પણ આવ્યો છે.

કેવી કરુણ ઘટના છે કે સામ્યવાદી દેશોમાં નામાંકિત વ્યક્તિઓ સત્તાસ્થાને ના હોય ત્યારે એ હયાત હોય તો પણ મૃત્યુ પામ્યા જેવી બની જાય છે ! શું વ્યક્તિની આટલી જ વિસાત માનવી જોઈએ ?

### ચીન-રશિયાની સમજુતી

અને જે અરસામાં ખ્રુશ્ચોફનું રાજીનામું મંજૂર થયું તે પછી તરત જ ચીને અણુબોંબનો ધડાકો કર્યો. બીજા જ દિવસની આ ઘટનામાં પણ શું કુદરતનો સંકેત છે ?

ક્ષત્રિયો યુદ્ધના રસીયા હતા, રણમેદાનમાં જ મરવું એ એમનો ધર્મ થઈ પડ્યો હતો. પરંતુ જૂનાં શસ્ત્રો





વડે એ નવા શત્રુ સામે ફાવ્યા નહીં, નવાં શસ્ત્રો—ચઢીયાતાં શસ્ત્રો મેળવવા અર્જુને તપ કર્યાં, ને રાવણે પણ કર્યાં. દેવ દાનવ સૌને, દુશ્મનની પાસે જ નહીં પરંતુ જગતમાં કોઈની પાસે હોય તેવાં કે એથી ચઢીયાતાં શસ્ત્રો જોઈતાં હતાં. ઈતિહાસે નોંધ્યું છે કે ચીનમાં દારૂગોળાની શોધ થઈ, અને અણુશસ્ત્રોમાં છેલ્લો ધડાકો કરી જનાર ચીન હતું એમ પણ ઈતિહાસમાં નોંધાય તો શી નવાઈ! ચીનને છેલ્લી ઢબનું હથિયાર મેળવવાની લાલચ રહે, પરંતુ એ છેલ્લી જ વાચા હોય એવું નહીં બને શું?

ખ્રુશ્ચોફના ખસ્યા પછી આ બૉંબ-ધડાકો થયો એમાં ખ્રુશ્ચોફનું માન તો જળવાયું, પરંતુ ચીનની નાગાઈને અંકુશમાં લેવા માટે એને રાષ્ટ્રસંઘમાં જગ્યા આપવાની વાતને વેગ મળ્યો. એ હવે ધડાકાભેર પ્રવેશ કરી જશે. નવાં રાષ્ટ્રો ઉપર એનો પ્રભાવ પણ પડશે. અને એ પછી એનામાં પેલી જવાબદારીનુંયે ભાન ઊગશે, એ પ્રૌઢત્વને પામશે, અને યુદ્ધવિસર્જનના એ કાર્યને એ પણ પોતાની કાંધ આપશે.

ભય તો ચીનનો હતો જ; પરંતુ ધડાકા પછી એ નથી વધ્યો કે ઘટ્યો. સંભવ એવો છે કે ધડાકા પછી ચીન-રશિયામાં થોડી સમજુતી થશે, બંને વચ્ચે સહકાર વધશે પરંતુ ચીનનો ભય તો એકંદરે ઓસરવા માંડશે, યુદ્ધની ચિતામાંથી ખ્રુશ્ચોફે બળતાં લાકડાં ખસેડવાનું કામ કરી બતાવ્યું છે તે એળે નહીં જાય.

### વિશ્વમાં લોકમતનો પ્રભાવ

ને એનું એક ખાસ કારણ છે.

દુનિયાભરના અલિપ્ત દેશોની પરિષદ (કાહેરો) કેરોમાં મળી. કાહેરો એ પહેલાંનું નગર, પરંતુ આ વેળા એણે કુનેહભરી દોરવણી દુનિયા આખીને આપી. અમેરિકા, બ્રિટન, રશિયા, ચીન સૌના ઉપર એનો પ્રભાવ પડ્યો. કેરો પરિષદથી કેટલાક નારાજ રહ્યા છે, એમના ધ્યેયવાદની તરસ ત્યાં છીપી નથી પરંતુ એવા નિરાશાના સૂર વડે કેરો પરિષદનું મૂલ્ય નહીં આંકી શકાય. કેરોમાં નક્કર કામ થયું છે.

ત્યાં ઇન્ડોનેશિયાના ૧૪૫ માણસોના જંગી 'પ્રતિનિધિ' કાફલાના ફુગ્ગારાની કશી અસર પડી નથી. ત્યાં ચીનના ભાવ પુછાયા નથી, ઉલટ એની સરહદ-તરાપો વગોવાઈ છે. પાકિસ્તાનને આ પરિષદમાં સ્થાન મળ્યું નથી, ને એનો પ્રચાર વાસી થયો છે.

ત્યાં ભારતના નેહરુને અંજલિ દેવામાં આવી છે, અને ભારતના લાલબહાદુરનો વિશ્વરાજનીતિમાં પ્રવેશ થયો છે. આ પરિષદનો પ્રધાન સૂર યુદ્ધનાબૂદી નથી, પરંતુ સંસ્થાનવાદ ને સરહદ વિસ્તારની ભૂખ સામે ઊઠ્યો છે. પાકિસ્તાન, ચીન, ઇન્ડોનેશિયા વગેરેને એથી થપ્પડ વાગી છે. આફ્રિકાના એંગોલા, મોઝામ્બિક, દક્ષિણ રહોડેશિયા ને દક્ષિણ આફ્રિકાના રંગભેદયુક્ત સંસ્થાનવાદ ઉપર પ્રહાર થયો છે.

આ પદ્ધતિ લોકમતનું બળ વધારનારી અને યુદ્ધને નિરર્થક બનાવનારી છે. વિચારશુદ્ધિ અને સરળ વ્યવહાર વડે વિશ્વાસ ઊભો કરવામાં ભારતને કંઈક યશ મળ્યો છે, પરંતુ એ તો શરૂઆત છે. વગર સત્તાએ, વગર લશ્કરે, વગર દબાણે લોકમતનો પ્રસાર કરવામાં કેરો પરિષદ સફળ થઈ છે. તે પરિષદથી ભારતે આફ્રિકાના નવાં રાષ્ટ્રો જોડેના સંબંધો વધાર્યા-સુધાર્યા છે.

### તંગીઓ કાયમની માનજો

દેશમાં અનાજના જથાબંધ વેપારીઓની ધરપકડો થઈ, ને મગફળીનો મબલખ પાક ઉપજાવનારા ખેડૂતોનાં દિલ દુભાયાં. એ વખતે મહારાષ્ટ્ર-ગુજરાતની સરકારોને લાગણી નથી એવું જણાયું. દમનના શસ્ત્રને ઉગામેલું રાખી એમણે પ્રજામાં દહેશત ઉપજાવી છે કે એક પછી બધા મુખ્ય વેપાર રાજ્ય હસ્તક ચાલ્યા જવાના એટલું જ નહીં, પણ ફાંસીના તખતા ઉપર ચઢવાનો જેનો વારો આવશે તેણે કલંકિત બનીને વધેરાઈ જવાનું.

હમણાં તો અન્નની સમસ્યા આગળ લાવીને મૂકી છે, ને કાલે એવી બીજી સમસ્યા આવતી રહેવાની. આજે તેલ, કાલે ખાંડ, પછી ગોળ, પછી કોલસા, વળી કોઈ વાર કેરોસીન, ને કોઈ વાર દૂધ-ઘી—એમ જેનો

વારો આવ્યો તેને રજૂ કરી પ્રજા સમક્ષ હાડમારીઓ ઊભી થવાની—ચાલુ રહેવાની. વર્ષની શરૂઆતમાં તહેવારોની યાદી અગાઉથી જાહેર કરવામાં આવે છે એમ કયા મહિનામાં કઈ ચીજોની તંગીઓ દેખાડવામાં આવશે તે પણ હવે જાહેર કરવામાં આવે તો સારું.

ચોખાની મિલો કે તેલની મિલો સરકાર પોતાને હસ્તક લઈ લેશે પરંતુ એક પણ વેપારમાં એમનાથી પ્રજાને રાહત આપી શકાવાની નથી. સરકારનો વહીવટ ખાધ લાવવામાં જ કુશળ હોય, કેમકે એ વડે જ સમાજવાદ ઓળખી શકાય એમ છે. આજે ખેડૂતો કે વેપારીઓ સાથે મળીને કામ કરવાની સરકારની રીત બંધ થઈ છે એ ઘણી રીતે સૂચક છે. એમના નાક સત્તાના ફૂંફાડે ફાટી રહ્યાં છે. ને વધારે દમનની આગાહી આપી રહ્યાં છે.

સરકાર ભલે અમેરિકન ઘઉં લાવી વળી એક વાર ભારતનાં ગોદામો ભરી કાઢે. તે પણ અહીં અનાજની છત થવાની નથી. ગમે તેવા મબલખ પાક ઊતરશે તો પણ સદા તંગી જ દેખાવાની છે. તંગીઓનાં ભારણ લાદી લાદીને લોકો ઉપર રાહતનો થોડો છંટકાવ થઈ શકે એમ છે. પછી આવી તક કૉંગ્રેસ જેવી પીઢ સંસ્થા કેમ જવા દે! શાસનના વધારે હક છીનવી લેવાની આ તરકીબો છે. છત દેખાય તો કંટ્રોલ કાઢવા પડે, પરમીટનું પાણી ઊતરી જાય, કાળા બજાર અદ્રશ્ય થાય. ને એવું તો રાજ કરનારાઓથી શી રીતે થવા દેવાય!

### સંસ્કારશૂન્યતા ને પ્રેરણાનો અભાવ

વિદ્યાર્થીઓ ઠેર ઠેર તોફાને ચઢે છે. ઓરિસ્સામાં એમણે મુખ્ય પ્રધાનનું રાજીનામું પણ પડાવી લીધું હતું, ને ધારાસભામાં પણ પહોંચી ગયા હતા. ઉત્તર પ્રદેશમાં તો વિદ્યાર્થીઓ કાયમની પીડા બન્યા છે. ગુજરાતમાં વગોવાયા છે. ને આવતે વર્ષે ઘણી જગ્યાએ એ દંડાઈ જવાના.

વિદ્યાર્થીઓ એ દેશની ઊગતી પ્રજા છે, દેશનું ધન છે. પરંતુ એમને પ્રેરે એવું કોઈ બળ કે કોઈ પ્રવૃત્તિ રહ્યાં નથી. એમની આગળથી ધર્મ ને ધર્મનું વાતાવરણ ખસી ગયાં છે. એ જુવે છે કે આગેવાનો ઉપદેશ દેવામાં શૂરા છે. એ જાણે છે કે સઘળી જાહેર પ્રવૃત્તિઓ સરકારનો ખોળો ખોળનારી બની ગઈ છે, કોઈમાં સત્ત્વ ને સાહસ રહ્યાં નથી. રવિશંકર મહારાજ જેવી પૂજનીય વ્યક્તિને પણ મોરારજીપુત્રનાં કારખાનાં ઉદ્‌ઘાટન કરવા દોડી જવું પડે છે ત્યાં બીજા અલિપ્ત રહી શકે એવો સંભવ જ ક્યાં રહે? આવી નિરાશા અને સંસ્કારશૂન્યતાના વાતાવરણમાં વિદ્યાર્થીઓની શક્તિને, મૂંઝવણને, પ્રોટેસ્ટને બહાર નીકળવાની જે તક જોઈએ તે મળતી નથી. પછી તોફાનો ના થાય તો શું થાય?

ઠેર ઠેર વિદ્યાર્થીઓની સામે તુંડમિજાજી એડમિનિસ્ટ્રેટરો અને ધરખમ નફાખોરી કરનારી વેપારી ઢબની સંસ્થાઓ ખડકાય છે. એમને આ વિદ્યાર્થીઓનું શોષણ કરી ખાધું છે, અને ઉપરથી ઋણ ચઢાવવું છે. શિક્ષણ સુધારવાનું એમનું ગજું જ નથી, ઈચ્છા પણ નથી. જ્યાં જ્યાં વિદ્યાર્થીઓનાં તોફાનો થયાં હોય ત્યાં એમના વહીવટકારોની જડતી લેવી જોઈએ, પૂછવું જોઈએ કે વિદ્યાર્થીઓના વાલી થવા જેવી નિષ્ઠા તમે કયારેય દાખવી છે ખરી! પરંતુ કોણ પૂછે, કોણ એમના ગાડી બંગલા ખેંચી લે, કોણ એમને રૂખસદ આપે! એ બધા માંહ્યલા છેડાના છે, નવા લાગવગવાળા વર્ગમાં ભળી ગયેલા છે.

ભલે વિદ્યાર્થીઓને ગેરશિસ્ત માટે વગોવીએ; ને ભલે એમની પાસે બળજબરીનાં સમાધાનો કરાવી લઈએ એથી વિદ્યાર્થી જગત શાંત થઈ જવાનું નથી. એમના પ્રત્યેના વર્તાવમાં દોષ છે, ને દોષ છે દેશમાં પ્રતિકૂળ વાતાવરણ કાયમ કરવામાં. ને સૌથી મોટી ઊણપ સંસ્કારશૂન્યતામાં રહી છે.

વિદ્યાર્થીઓનાં આજનાં તોફાનો એ આવતી કાલની ક્રાંતિની એંધાણીઓ છે. હમણાં તો ક્ષુદ્ર કારણો જ નજરે ચઢશે. પરંતુ એની પાછળ રહેલી અસ્વસ્થતા આપણે





જોવી–તપાસવી જોઈએ. નવાઈ છે કે કોઈ સાધુ સંન્યાસી આ વિદ્યાર્થીઓના પ્રીતિપાત્ર થવા તત્પર નથી, કેમકે ત્યાં નથી ધન ને નથી લાગવગ, એમ જ ને!

### 'મિડલમેન' થવાની લાલચ

સહકારી મંડળીઓને જે સંરક્ષણ અપાયું તેનો દુરૂપયોગ થવાના દાખલા બહાર આવતા જાય છે. લાગે છે કે ગેરલાભ ખાટી જવાના સહેલા રસ્તા તરીકે સહકારી મંડળીઓની રચના થાય છે. વહીવટની ઉદારતા સામે કપટ કરી જનારાઓને સખત નશીયત થવી જોઈએ, કેમકે એક સારી પ્રથાને તેઓ બદનામ કરી મૂકે છે.

ખાનગી કંપની કરી નાખવા માટે સહકારી પ્રથાનું અવલંબન લેવામાં આવે તો તે ચલાવી ના લેવાય. કાયદાની અને વહીવટની એ સરેઆમ મશ્કરી છે. આ મંડળીઓ 'મિડલમેન'ની કામગીરી માટે ના હોવી ઘટે. વચલા નફા ખાનારા વેપારીઓના જોડામાં પગપેસારો કરનારી મંડળીઓને ઉત્તેજન મળે, અને તે પણ 'ઘરનું ઘર' ના હોય ત્યારે મળે તે સારું. એ માટે આજના જમાના સામે જોઈને નફાનું પ્રમાણ વધારવું પડે તે સ્વાભાવિક છે.

સહકારી મંડળી કે રાજ્ય હસ્તકનો વેપાર જો નફાખોરી કરવા જાય ને તેને ચલાવી લેવાય તો પછી બીજા પાસે સારી આશા રાખવી વ્યર્થ છે.

### નેહરુ સિક્કા

નેહરુનો સિક્કો પાડવા સામે ઉહાપોહ થયો એ ઠીક નથી થયું. ટપાલની ટિકિટ નીકળે તેને બધા આવકારે છે પણ ચલણી નાણાં ઉપર નેહરુની મહોર વાગે તો તેનો વાંધો લેવો છે. આવો વાંધો લઈને નહેરુને રાષ્ટ્રીય નેતા તરીકે માન્ય રાખવા નથી, અવસાન પછીયે એમને પક્ષના નેતા ગણવાનું ચાલુ રાખવું છે.

સિક્કા ઉપર મહોર વાગે એ એક ઐતિહાસિક ઘટના છે. ને નેહરુએ એવી તવારીખ સર્જી છે. એ પોતે આવી વાત પસંદ ના કરત પરંતુ એ એમનો વિવેક ગણાત. આપણે ડરીએ છીએ કેમકે આ પ્રથા પડે ને રખે તેનો દુરૂપયોગ થાય. રસ્તા ઉપર નામનાં પાટીઆં લગાડી અમર બનાવવાની કોશિશો વધી ગઈ છે ને એનું ધોરણ ઊતરી ગયું છે. જૂના ઈતિહાસ ભૂંસી નાખવાની તાલાવેલી લાગે છે. એક રીતે રાજકીય હિલચાલોથી પ્રકાશમાં આવેલા માણસોને કાયમી મહત્તા આપવી ના જોઈએ એમનો યશકાળ લાંબો ના હોઈ શકે.

નેહરુની વાત જુદી છે. લડતના સેનાની તો એ હતા જ. સ્વરાજના પહેલા સુકાની એ હતા. ભારતનું નવઘડતર એમને કર્યું. ભારતીય રાજનીતિના પાયા એમણે નાખ્યા. દેશને આંતરરાષ્ટ્રીય મહત્તા એમણે અપાવી. અને સત્તાજુથોની અથડામણ ટાળવા, સંસ્થાનવાદ તથા રંગભેદ સામે પોકાર ઉઠાવવા, યુદ્ધનાબૂદી અને અણુશસ્ત્રોનાં વિસર્જનનો આગ્રહ કરવા એમણે ભગીરથ યત્નો કર્યા છે એ એક વિચારક સાહિત્યકાર અને સિદ્ધાંતોને ચલણી બનાવનાર શિલ્પી રહ્યા છે.

નેહરુનો પચાસ પૈસાનો સિક્કો થાય તે સામે ઉકળાટ કરીશું તો આપણે કોઈનીય કદર કરવા માટે નાલાયક રહીશું. બીજા પણ હક કરતા આવશે, એ ભય ખોટો નથી. પણ એનો ઉપાય જુદી રીતે વિચારવો જોઈએ.

નેહરુ હતા ત્યારે એમનો સિક્કો લાગ્યો જ હતો એ કોણ નથી જાણતું!



'મિનપિયાસી'

વહેલું પ્રભાત

કુમુદનાં દલને શરમાવતું નભ નંલોત્પલ આ ઊઘડી રહ્યું.



ધૂમકેતુ

# ત્રણ વાતો

આપણા નિત્યના જીવનવ્યવહારમાં પ્રત્યક્ષ બોધ આપી શકાય તેવાં આચરણો ભાગ્યે જ આચરીએ છીએ. બોધ આપવા માટે વાતોથી જ બધાં વિચારતાં હોય છે. પણ બોલવા કરતા આચરવાનું મહત્વ કેટલું બધું હોય છે તે તો અનુભવે જ સમજાય. અહીં એવી ત્રણ વાતો છે જે આચરવા જેવી પણ છે...

સારિપુત્ર સ્થવિરની એક વાત છે. એક વખત એક નગરમાં ભગવાન બુદ્ધના ભિખ્ખુસંઘને ખાજાં ખાવાનું એક શ્રેષ્ઠીએ પ્રેમથી આમંત્રણ આપ્યું. માણસો ભિખ્ખુ થઈ જાય તેથી એ રસાસ્વાદથી પણ પર થઈ જાય એવો નિયમ નથી. રસાસ્વાદથી પર થવા માટે તો યત્ન કરવાનો હોય છે. એટલે આ ભિખ્ખુસંઘના દરેકે દરેક ભિખ્ખુએ ધરાઈ ધરાઈને ખાજાં તો ખાધાં ને એમણે ખાધાં પછી પણ ખાજાં તો વધી પડયાં.

એ વખતે સારિપુત્રનો એક શિષ્ય બહાર ગયેલો. એને આ ખાજાં-ભોજનનો લાભ મળ્યો નહીં. એટલે બધાએ સારિપુત્રને કહ્યું કે એ આવશે ત્યારે એને પણ આ ભોજનનો લાભ મળે માટે એના ભાગનાં ખાજાં લઈ રાખો. ખાજાં તો ઘણાં વધ્યાં છે.

એ સાંભળીને શ્રેષ્ઠીએ પોતે જ સારિપુત્રના શિષ્ય માટે ખાજાં આપ્યાં.

સારિપુત્રે એ ખાજાં લીધાં. ને પોતાના શિષ્ય માટે રાખી મૂકયાં.

પણ બન્યું એવું કે પેલો શિષ્ય તો મોડું થયું પણ દેખાયો જ નહિ.

સારિપુત્રે રાહ તો ઘણી જોઈ પણ એનો શિષ્ય આવ્યો જ નહિ.

છેવટે જ્યારે સારિપુત્રને લાગ્યું કે એનો શિષ્ય કયાંક રોકાઈ ગયો લાગે છે. કદાચ કોઈએ ભોજન માટે જ રોકયો હશે ત્યારે એના ભાગનાં જે ખાજાં હતાં તે સારિપુત્રે બગડી જાય નહિ માટે પોતે જ ખાઈ લીધાં.

પણ જ્યાં એણે ખાજાં ખાઈ લીધાં ત્યાં જ પેલો શિષ્ય આવતો દેખાયો.

હવે શું થાય? ખાજાં તો હતાં નહિ. પોતે ખાઈને બેઠા હતા. ને શિષ્ય આવ્યો હતો. લાગતો હતો પણ ભૂખ્યો ડાંસ.

એને આવેલ જોઈને સારિપુત્રે એને કહ્યું: 'આયુષમાન! ખાજાં અત્યાર સુધી તારે માટે સાચવ્યાં ને હમણાં જ મેં ખાધાં!'

શિષ્ય એક તો ભૂખ્યો હતો. ને ખાજાં પોતે ખોયાં હતાં એટલે કાંઈક દંશ લાગે તેવી વાણી તેનાથી બોલાઈ ગઈ. તેણે કહ્યું: 'ભન્તે! રસભરી ચીજ કોણ છોડી શકે? કોને એ અપ્રિય લાગે?'

પણ સારિપુત્ર તો એ વચન સાંભળીને ઊંડા જ ઊતરી ગયા. એના મનમાં એક પ્રકાશ થઈ ગયો. વાત સાચી હતી. મને મધુર લાગી માટે મેં એ ચીજ ખાઈ લીધી હતી.

પણ આ ભૂલમાંથી પોતાની જાત ન ઘડે તો એ સારિપુત્ર શાના?

સારિપુત્રે ત્યાં ને ત્યાં એ જ ક્ષણે મનમાં દૃઢ નિર્ણય કરી લીધો: 'હવે પછી કોઈ દિવસ ખાજાં ખાવાં જ નહિ!'

અને એ નિયમ એમણે જીવનભર પાળ્યો.

ભિક્ષુસંઘમાં આ વાત પ્રગટ થઈ ત્યારે સારિ-

પુત્રની જાગૃતિ માટે બધાને ભારે માન થયું. અને સારિપુત્ર કહેતા હતા કે જાતઘડતર પોતાનું પોતા પાસે જ છે એ સત્ય બધાને હવે સમજાયું.

*

નૈયાઇકો ભેગા થયા છે. વારાણસી નગરીમાં એક ભારે ચર્ચા ઉપડવાની છે. એ બધા વિદ્વાનો ભેગા થઈને ભગવાન કેવો છે એ નક્કી કરવાના છે!
પછી ભગવાન એ રૂપમાં જ દુનિયામાં સિદ્ધ થવાનો છે.
વિદ્વાનો પોતપોતાની વિદ્યાની ભારે ભારે સમૃદ્ધિ લઈને ત્યાં આવ્યા છે. સૌને મનમાં હોંશ છે. પોતે જે રૂપ કલ્પ્યું છે તે સ્વીકારાઈ જાય તો બસ.
દુનિયામાં પછી એ એ રીતે પૂજાવાનો! અને પોતે ભગવાનના પણ કર્તા થવાના. સૌના મનમાં ભારે ઉત્સાહ ભર્યો છે.
ભગવાનના નામને એક પછી એક વિશેષણ લગાડતા આવે છે.
ભગવાનને જાણે રૂપ નહિ માટે એ અરૂપ. એને કોઈ ઉપમા નહિ માટે નિરૂપમ. એને જન્મ નહિ માટે અજન્મા. અનાદિ મરણ નહિ માટે અનંત.
એમ ભગવાન માટેની કલ્પના વધતી વધતી છેવટે વાત ત્યાં આવીને અટકી કે જગતમાં એને અદ્વૈત ગણવા? કે દ્વૈત ગણવા? આપણો જીવાત્મા એ પરમાત્મા એ સાચું કે એકલો એ બીજું કોઈ નહિ—એ સાચું? દ્વૈત કે અદ્વૈત? પુરુષ અને પ્રકૃતિ, જીવાત્મા ને પરમાત્મા જીવ ને શિવ બે વાત છે એ સાચું કે કેવળ એકલો એ છે એ સાચું?
કોઈક કહે છે એકલો પરમાત્મા રહેશે ને બીજું કોઈ નહિ રહે તો ઉથલપાથલ થઈ જશે. પછી સંસારનું કામ જ શું છે? સૌ લંગોટી જ વાળી લ્યે. દુનિયામાં તે રહે કોણ?

પણ પરમાત્માને વિશેષણોથી નવાજતા જ્ઞાનીઓ થાકતા નથી. અજન્મા અનાદિ અનંત ગુણાતીત નિષ્ક્રિય.
પણ છેવટે વાંધો આવી આવીને આંહી અટકે. માણસ નથી તો પરમાત્મા ક્યાં છે? એ વખતે વારાણસી નગરીમાં કબીરજી ભગત રહે. એને કાને આ વાત આવી. એમણે એક જ સવાલ આ પરિષદ પાસે મૂક્યો અને વિદ્વાનો તો આભા બની ગયા. કબીરજીએ પૂછાવ્યું: 'જો પરમાત્મા રૂપ સે નીકલ ગયા, રસ સે, ગંધ સે, ક્રિયા સે, સબ જગાસે નીકલ ગયા વો પરમાત્મા સંખ્યા સે ક્યું નહિ નીકલ ગયા? વો સંખ્યા મેં ક્યું લપટ ગયા? વો સંખ્યા સે ભી પર, ક્યું ઐસા નહિ હો સકતા? દ્વૈત અદ્વૈત ક્યા—સંખ્યાતીત!'
દ્વૈત અદ્વૈતના ઝઘડામાં આટલી સાદી વાત પોતે સમજ્યા નહિ એ જોઈને વિદ્વાનો તો બધા નિરુત્તર થઈ ગયા.

*

કુકડાએ સવારના પહોરમાં પોતાનો પડછાયો જોયો અને એને થઈ ગયું 'અહોહો! આવડો મોટો મારો વિસ્તાર?'
બસ એના મનમાં તો ધૂન ભરાણી કે મારો વિસ્તાર આટલો મોટો છે, એટલો વિશાળ

મારો સંસાર છે કે મારે તો 'આ જોઈશે ને મારે તો તે જોઈશે.
બસ એ તો પોતાની ધૂનમાં જે આવે તે ભેગું જ કરવા મંડ્યો. ક્યાંથી શા માટે? એવી કોઈ વાત જ એના મનમાં આવે નહિ. આંખમાં તો એનો વિશાળ પડછાયો રમ્યા કરે. એમ કરતાં બપોર થયા અને અચાનક એની નજર પાછી પોતાના પડછાયા ઉપર પડી!

ત્યાં કેવો પડછાયો ને કેવી વાત?
એ તો ગભરાઈ ગયો. એ તો આમ ફરે, તેમ ફરે, પોતાના પડછાયાને શોધે, પણ એ મળે ક્યાંથી? હોય તો મળે નાં?
એમ કરતાં સાંજ પડી ને બપોરે તો જરાક પણ દર્શન થયાં હતાં એટલો પડછાયો પણ ત્યાં મળે નહિ!
એનો પડછાયો જ મળે નહિ, એની સામે તો કાંઈ દેખાય નહિ. ને પાછળ એની નજર જાય નહિ!
કુકડાભાઈ તો પોતાના ભેગા કરેલા બધા કાંકરા, દાણા, જે કાંઈ હતું તેમાં જોર જોરથી ખાંખાંખોળાં કરવા માંડ્યા. જો ક્યાંય પડછાયો મળે તો.
એમ કરતાં રાત પડી અને એનો પડછાયો તો શું—એ પોતે જ પોતાને દેખે નહિ એવું થઈ ગયું.
પણ કુકડભાઈ તો હજી પોતાના પેલા પડછાયાને પોતાનું બધું માનીને બેઠા હતા. એટલે વહેલી સવારે કુકરેકુક કરીને પડછાયાને બોલાવવા લાગ્યા.
માણસો સમજ્યાં કે કુકડો ઘણો ઉદ્યોગી છે.
પણ કુકડો સમજે છે કે એની બાંગ કોને બોલાવે છે.
એ બોલાવે છે એના ખોવાઈ ગયેલા પડછાયાને!



'મીનપિયાસી'

## ચંદ્ર–તારા

કોક કહે કે 'ચંદ્ર મહીં મેં દૂરબીનથી જોયું 'તું જે
તારા જેવા ઝબકારા છે.'
હું હસી પડ્યો, ને કીધું કે,
'દૂરબીનથી શું આ આંખેથી
મેં જોયું છે, કે ચંદ્ર મહીં બે તારા છે,
જ્યાં જીવનના ધબકારા છે.'







હરભાઈ ત્રિવેદી

# બાળક અને સલામતી

બાળકની સલામતી પાછળ બહુ ઓછાં માબાપો કે બહુ ઓછાં શિક્ષકો ધ્યાન આપતાં હોય છે. પણ બાળકના વિકાસમાં આ ખૂબ મોટો ભાગ ભજવે છે. બાળમાનસના અચ્છા અભ્યાસુએ ઊર્મિ માટે લખેલા આ ખાસ લેખમાં એ સમજાવ્યું છે......

નાના બાળકના ઉછેરનું કામ ચાલતું હોય ત્યારે તેની માનસિક જરૂરિયાતો તરફ આપણે ઉપેક્ષા સેવી શકીએ નહીં. બાલવયમાં બાળક જ્યારે ફૂદકે ને ભૂસકે પોતાનો વિકાસ સાધી રહ્યું હોય છે ત્યારે વિવિધ પ્રકારની જરૂરિયાતોની અપેક્ષા રહેતી હોય છે. બાળકને જેમ શારીરિક ભૂખ હોય છે તેમ તેને માનસિક ભૂખ પણ હોય છે. તેની શારીરિક ભૂખ સંતોષવાનું કામ માતાપિતા સહેલાઈથી કરી શકે છે પરંતુ બાળકની માનસિક ભૂખનો ખ્યાલ જ હોતો નથી એટલે એ તરફ સારા પ્રમાણમાં દુર્લક્ષ સેવાતું આપણે જોઈ શકીએ છીએ. સ્થૂળ ભૂખ સંતોષતી વખતે આપણને સૌ કોઈ નો અનુભવ થાય છે કે બાળકને ન રુચતી ચીજ આપવાથી બ.ળક અસંતુષ્ટ બને છે અને એવા અસંતોષના પરિણામે નાની મોટી ખાવાની ચીજો તરફ અણગમો સેવવા લાગે છે. બાળકની માનસિક ભૂખનો આપણને ખ્યાલ નહીં હોવાથી તેને શું જોઈએ છે, અથવા તો તેને શું ગમે છે, અથવા તો તેને શું નથી ગમતું તે મોટા ભાગનાં વડીલો જાણી શકતાં નથી. આનું પરિણામ એ આવે છે કે બાળકની માનસિક ભૂખ સંતોષાતી તો નથી પરંતુ ઘણીયે વખત ખોટી રીતે ઓળખાતી હોવાથી બાળકના સમગ્ર વિકાસમાં અડચણરૂપ થઈ પડતી હોય છે. બાળકની આવી ઘણી જરૂરિયાતો પૈકી 'સલામતી'નો અહીં વિચાર કરીએ.

બાળક સલામતી ઇચ્છે છે એટલે કે તેના વિકાસ-ક્રમના દરેક પગથિયે તેને સલામતી જોઈએ છે. તેના મનમાં એવો ખ્યાલ પેદા થાય કે પોતે દરેક રીતે સલામત છે તો જ નચિંત બનીને એ આગળ ડગલું માંડી શકે. આ હકીકતનો સામાન્ય ખ્યાલ તો દરેક માબાપને હોય છે. બાળક બેસવા શીખે ત્યારે એ પડી ન જાય એટલા માટે તેની આસપાસ ગાદી તકીયા ગોઠવવામાં માબાપ ભૂલ નથી કરતાં. એ ઊભું રહેતા શીખે ત્યારે એને ઊભું રાખીને માબાપ બીજે ચાલ્યાં નથી જતાં. બાળકને ચાલતા શીખવવાની પ્રક્રિયામાં ચાલણગાડીનો ઉપયોગ હજી પણ ઘણાં ઘરોમાં જોવા મળે છે. બ.ળકને દાંત આવવાના હોય ત્યારે તેને તકલીફ ન પડે તેની કાળજી લેવાવા લાગી છે. બાળક એવો કશો ખોરાક ન ખાય કે જેથી તેનું સ્વાસ્થ્ય બગડે; તે માટે માબાપ સચિંત રહેતા હોય છે. આ દૃષ્ટિએ જોઈએ તો બાળકની સ્થૂળ સલામતી માટે આપણે ત્યાં ભણેલાં કે અભણ દરેક માબાપ પાસે એક પ્રકારની હૈયાસૂઝ હોય જ છે. સલામતીનો ખ્યાલ એ એક માનસિક પ્રક્રિયા છે તે હકીકત તરફ આપણું લક્ષ ખેંચાયું નથી તે વાતનો અહીં વિચાર કરીએ.

નાનું બાળક મોટું થતું જાય છે તેમ તેમ તેની સ્થૂળ અને સૂક્ષ્મ જરૂરિયાતો વધવા માંડે છે. આ જરૂરિયાતો દરેક મ.બાપ હમેશાં પૂરી પાડી જ શકે તેવું બને નહીં. પરંતુ બાળકના મનમાં જો એવા ખ્યાલો બંધાવા માંડે કે પોતાની જરૂરિયાતો અહીં પૂરી થવાની નથી બલકે પોતાને જે જોઈએ છે તેનાથી કોઈ બીજી જ પરિસ્થિતિ વચ્ચે પોતાને જીવવાનું છે તો તેવું બાળક જીવનમાં કદી આત્મવિશ્વાસ મેળવી શકે નહીં. એવું બાળક પ્રકૃતિથી ભીરુ બને. વાતવાતમાં શંકા સેવવા લાગે અને નિરાશા તો ડગલે ને પગલે પેદા થતી રહે. આ પરિસ્થિતિનો ઉકેલ બાળકને સલામત બનાવવું તે છે. આપણે મોટાઓના જીવનમાં જોઈએ તો પણ જણાશે કે જ્યાં સલામતીનો અભાવ હોય છે ત્યાં જીવન વ્યવસાયમાં ભીરુતા પ્રગટ્યા વિના રહેતી નથી. અને

સમય જતાં આત્મવિશ્વાસ પણ ગુમાવી શકીએ છીએ. આપણી સલામતીનો આધાર અન્ય ઉપર રહેતો હોય છે તેવા ખ્યાલ માત્રથી જ આપણે લાચાર બનીએ છીએ અને પરાધીન પરિસ્થિતિમાં રહેવાનું પસંદ કરીએ છીએ. મોટેરાંઓની આવી મનોદશાના મૂળમાં ડોકિયું કરીએ તો આપણને જોવા મળે છે કે વાતવાતમાં એ સલામતી શોધ્યા જ કરે છે અને સલામતી શોધવા જતાં નિર્વીર્ય બની જાય છે. નાનપણમાં પોતાને જોઈતું હોય તે મળ્યું ન હોય તો પછી મોટી ઉંમરે તેની ઝંખનાની માત્રા અનેકગણી વધી જાય છે અને નથી મળ્યું તે મેળવવા સારુ ગમે તે ઉપાય અજમાવતા સંતોષ થતો નથી. સમાજમાં પીઢ લોકો તરફ નજર કરીએ છીએ તો આવી સંખ્યાબંધ વ્યક્તિઓ જોવા મળે છે. દેખીતી રીતે સલામતી પ્રાપ્ત થઈ છે તેવી પ્રતીતિ અન્યને થતી હોય તો પણ અન્યમાં વિશ્વાસ મૂકવાનું તેને મન થતું નથી. આ રીતે સલામતી તો મળતી જ નથી અને છતાંયે સલામતીની શોધમાં ને શોધમાં એ પોતાનું સમગ્ર જીવન વીતાવે છે અને એવા જીવનનો સરવાળો જોઈએ તો તે લાચારીમાં, નિર્વીર્યતામાં અને પરાધીનતામાં આવેલો દેખાય છે. આ ઉપરથી આપણે એટલું સમજી લેવું જોઈએ કે બાલવયમાં બાળકની સલામતીની ભૂખ અને જરૂરિયાત તરફ આપણે ઉપેક્ષા રાખીએ તો એવી ભૂખ મોટી ઉંમરે વિકૃત સ્વરૂપ પકડે અને કદી સંતોષાઈ શકે જ નહીં. આપણાં ઘરોમાં બાળકના નાના મોટા વ્યવહારો તરફ નજર કરીએ છીએ તો સલામતી માટેની તેની ઝંખના હમેશાં અતૃપ્ત રહેલી દેખાય છે. પાંચ સાત વર્ષનું નાનું બાળક શેરીમાં બીજાં બાળકો સાથે ઝઘડો કરી આવે ત્યારે તેના મનની અપેક્ષા તો પોતાને માબાપની હૂંફ મળશે તેવી હોય છે. એવી હૂંફની અપેક્ષા ન્યાયી છે કે અન્યાયી તેનો વિચાર તેની પાસે નથી હોતો. એ તો માતાપિતા પાસે ફરિયાદ લઈને દોડે છે. માર ખાધો હોય તો બચાવ માટે અને બીજા બાળકને માર માર્યો હોય તો પ્રશંસા માટે. સામાન્ય સમાજમાં આવા પ્રસંગોએ માતાપિતાનું વર્તન આપણે જોઈએ છીએ તે જુદા પ્રકારનું હોય છે. માર ખાઈને આવે તો તું એ જ લાગનો છે એમ કહેનારાં માતા–પિતાઓ ઘણાં. મારીને આવે તો કોઈ વખત શાબાશી મળે તો વધારે વખત ઠપકો પણ મળે. કોઈ માથાનો મળશે. પોતાનું માથું ભાંગી નાખશે તેવો ભય બતાવનારાં માબાપોની સંખ્યા પણ ઘણી મોટી. આવા પ્રસંગોનો વિચાર કરીએ છીએ ત્યારે સાચા ખોટાનો ખ્યાલ ઘડીભર ગૌણ રાખીને વિચારીએ તો બાળકને સલામતીની હૂંફની જરૂર હોય એ તો એમને મળતી જ નથી. દોડીને માતાનો ખોળો શોધતું, અથવા તો દોડીને પિતાને વળગી પડતું બાળક પ્રથમ અપેક્ષા એ રાખે છે કે તેને સલામતી મળે એવી સલામતીની ખાતરી થયા પછી સાચા ખોટાનો વિચાર કરવાનું કે ન્યાય અન્યાયનો વિવેક મેળવવાનું કામ સહેલું બનવાનું છે. તોફાનીને તોફાની કહી નવાજીએ કે ચોરી કરનારને વાત વાતમાં ચોર ચોર જ કહીએ તો તેના પ્રત્યાઘાતો વિપરીત પડવાના છે. બાળકના જીવનના તમામ વ્યવહારો વિવેકભર્યા વિચારોથી નથી થતા તે આપણે હવે સમજી લેવું જોઈએ. બાળકના ખોટા અને અન્યને નુકશાન કરનારા વ્યવહારની પાછળ બાળકનો તેવો કોઈ વિશિષ્ટ ઇરાદો છે તેમ માનવાની ભૂલ પણ આપણે ન કરવી જોઈએ. વિવેકની ખામીનું, કે ઈરાદાઓના આરોપણનું પરિણામ બાળકને ભારે અન્યાય કરનારું નીવડે છે. બાળક જ્યારે નિર્દોષ ચેષ્ટા કરીને માતાપિતાની હૂંફ મેળવવા દોડે ત્યારે માતાપિતાની પહેલી ફરજ તેને હૂંફ આપવાની છે તે આપણે સમજી લેવું જ જોઈશે.

આવા જ પ્રસંગો બાળક દોડતાં શીખે ત્યારે અથવા તો ઊંચી જગાઓ ઉપર ચડતાં શીખે ત્યારે અથવા તો નાનાં નાનાં જોખમો ખેડવા માંડે ત્યારે દરેક





ઘરમાં બનતા આપણે જોઈએ છીએ. બાળકને તેમાં પ્રોત્સાહન મળવાનું જ નહીં. તેને ઠપકો મળવાનો, કે ઉપદેશ મળવાનો; બાલવયના નિર્દોષ વ્યવહારો પાછળ પોતાના વિકાસની જ કેવળ કલ્પના હોય છે. અને બાળકને પોતાના વિકાસ સારુ જે અનેક જરૂરિયાતોની અપેક્ષા રહે છે તે પૈકી સલામતી એ પણ એક ઘણી મોટી જરૂરિયાત છે એ હકીકત સમજી લઈને જ બાળક સાથેના વડીલોના વ્યવહારો ગોઠવાય તે બાળકના વિકાસની ક્રિયામાં એક ઘણી મહત્વની બાબત છે તેમ હવે સમજવું જ પડશે.



ગની દહીંવાળા

## તમે વરસતા રહેજો !

તમે વરસતા રહેજો !
પવન કહી આવ્યો ઉદ્યાને—
બાંધવ ! હસતાં રહેજો !....તમે....

અમે રહ્યા રેતીકણ, નહિ તો પલળ્યા નહિ બંધાયા,
પડી રહ્યા મૃગજળ–માયામાં, આંધીમાં અટવાયા.
રહી ગગન અભિમુખ સૂરજની—
અગનને ગ્રસતા રહેજો !...તમે....

અમે અમારી ફરજ–જમીંમાં દુકાળ દીધો રોપી;
અને રહ્યા નભમાં દગ માંડી, બધું તમોને સોંપી.
ઊભા ભૂમિનું પાત્ર લઈ—
કંઈ કશું પીરસતા રહેજો !....તમે....

અહીં કશું મેળવવું હો તો રહ્યું સતત અકળાવું;
વસંતના દર્શન કરવાને, પડે પાનખર થાવું.
સપન સરસતાંનાં જોવાને—
ટકી નિરસતા રહેજો !...તમે....

બધી ઊણપ ઓછપનું દર્શન, આ બે આંખો ફીકી;
પરિસ્થિતિનો તાગ પામવા આ તગ તગતગતી કીકી.
વિરાટને વહવી દઈ, નાના—
જરી અમસ્તા રહેજો !....તમે....



રાસુ પંડિત

# વિકસતા ઉદ્યોગોની સામાજિક અસર

અર્થશાસ્ત્ર અને ઉદ્યોગ સાથે સંકળાયેલા આ લેખના લેખક અહીં જે વાતો રજૂ કરે છે તેમાં દરેક પ્રકારનાં વાચકોને રસ પડે......

આર્થિક આયોજન વડે આપણા દેશનું ઔદ્યોગીકરણ વધતું જાય છે તેમ તેમ એ ઔદ્યોગીકરણને પચાવી શકે એવાં સામાજિક પરિબળો ઊભાં કરવાં અનિવાર્ય છે. આર્થિક વિકાસનું મૂળ ધ્યેય સમાજકલ્યાણ વધારવાનું છે. આથી ઔદ્યોગીકરણ એવું ન હોવું જોઈએ કે જેથી માનવીના વ્યક્તિગત વિકાસને ધોખો પહોંચે. સાથે સાથે પહેલાં હતી એ જ પ્રકારની શાંત જિંદગીની અપેક્ષા નિરર્થક છે. ઇંગ્લૅન્ડમાં જ્યારે ઔદ્યોગિક ક્રાંતિ થઈ ત્યારે એની સામાજિક અસર વિષે રાજ્ય સભાન ન હતું. સમગ્ર અર્થકરણમાં જે આમૂલ પરિવર્તન થયું, એને સમજી–પચાવી યોગ્ય ઉકેલ આણી શકે એવી સામાજિક સંસ્થાઓ ઊભી થઈ ન હતી; પરંતુ બસો વર્ષના અનુભવ પછી સમાજ ઘણો બદલાયો છે. આર્થિક વિકાસની આપણી પંચવર્ષીય યોજનાઓ ઉપર નજર નાખીશું તો પણ જણાઈ આવશે કે મુખ્ય ભાર ઔદ્યોગિક વિકાસ ઉપર મૂકવા છતાં સમાજકલ્યાણની પ્રવૃત્તિઓને અવગણવામાં આવી નથી. આર્થિક વિકાસ અને સામાજિક વિકાસ બંને એકબીજાનાં પૂરક છે. સામાજિક વિકાસ વિના અર્થકારણ પ્રગતિ કરી શકે નહીં અને આર્થિક પ્રગતિ માટે પણ સામાજિક વલણ અનુકૂળ હોવું ખૂબ જરૂરી છે. બદલાતી જતી પરિસ્થિતિ સાથે સમાજ પોતાની રહેણીકરણી અને રીતરસમ ન બદલે તો આર્થિક પ્રગતિનું વહેણ સહેજે ધીમું પડી જાય. ઔદ્યોગીકરણનું ધ્યેય જીવનની ગતિ વધારવાનું નથી પણ જીવનની ગતિવૃદ્ધિ એ ઔદ્યોગીકરણનું સીધું પરિણામ છે. નવાં કારખાનાં નંખાય એટલે વધુ માનવી ત્યાં રહેવા આવે. ગામડું હતું તે નાનું નગર બને, નગર મોટું શહેર બને. આથી વિસ્તાર વધે અને થોડાં વર્ષ પહેલાં જિંદગી જ્યાં ખૂબ શાંત હતી ત્યાં કોલાહલ વધે, જીવનનિર્વાહનું ખર્ચ વધે અને નાવા નવા લોકો વસવાટ કરવા આવવાથી પ્રણાલિકાભંગ પણ ઠીક ઠીક થાય. ગમે તેટલું ઇચ્છીએ તો પણ આ પરિસ્થિતિ ટાળી શકાય એવી નથી. બહુ બહુ તો એમ કરી શકાય કે ઉદ્યોગોનું આયોજન એવું કાળજીપૂર્વક થાય કે ગંદા વસવાટોની સમસ્યા ઉદ્ભવે જ નહીં અને વસતી જેમ જેમ વધતી જાય તેમ તેમ એને પોષવા માટે જરૂરી સાધનોમાં પણ વૃદ્ધિ થતી રહે.

ઔદ્યોગીકરણ સાધન છે, સાધ્ય નથી, એ આપણે સૌ કબૂલીએ છીએ. માનવીની જે પ્રચંડ બૌદ્ધિક શક્તિ તોતિંગ ઉદ્યોગો ઊભા કરે છે તેના ઉપર અંકુશ રાખવાની આવડત પણ એણે કેળવવી જ રહી. ઉદ્યોગ લોકો માટે છે, લોકો ઉદ્યોગ માટે નહીં—એ દૃષ્ટિ હમેશાં સતેજ રાખવી જોઈએ. ઉદ્યોગમાં કામ કરતાં લોકોનું જીવન યાંત્રિક ન બને અને વિજ્ઞાન અને યંત્રવિદ્યા હમેશાં માનવીનાં ગુલામ રહે,–એનાં સરમુખત્યાર ન બની બેસે—એ જોવું રહ્યું.

રૂઢિવાદી સમાજમાં ઔદ્યોગીકરણ થોડાંક ઘર્ષણો પણ ઊભાં કરે છે. વર્ષોની નોકરી અને અનુભવ પછી ઉચ્ચ સ્થાને બેઠેલા મેનેજરો કાબેલ જરૂર હોય છે, પરંતુ એ એમની પોતાની સિદ્ધિ અને શક્તિ ઉપર પણ ઘણીવાર વધુ પડતા મુસ્તાક હોય છે. તાજી દૃષ્ટિ લઈને આવેલો કોઈ જુવાન અમલદાર નવી કાર્યરીતિ સૂચવે તે પ્રણાલિકાપ્રેમી મેનેજરોને નથી ગમતું. પોતાથી ઉંમરે અને અનુભવે નાના જુવાનિયાઓની સાથે ચર્ચા કરી પ્રશ્ન સમજવા કે સમજાવવાની ધીરજ હોતી નથી. એમને પોતાની આમન્યા રાખનારા અને 'હાજી હા' કરનારા જુવાન અમલદારો વધુ ગમે છે. હુકમ આપવા એ લોકો





એટલા બધા ટેવાઈ ગયા હોય છે કે એમની સામે કાંઈ દલીલ કરવી પણ નવા અમલદારો માટે મુશ્કેલ બની જાય છે. મૂલ્યોનું આ ઘર્ષણ એકાએક દૂર કરવું અશક્ય છે. બંને પક્ષે ખૂબ ધીરજ, સહિષ્ણુતા અને સામૂહિક નેતૃત્વ જરૂરી છે.

ઉદ્યોગ અને સમાજ વચ્ચેના સંબંધો મહદ્ અંશે દેશના રાજકીય માળખા ઉપર પણ અવલંબે છે. સરમુખત્યારશાહી સમાજમાં રાજકીય મૂલ્યો એવાં હોય છે કે મુક્ત વિચાર–વિનિમયને અવકાશ નથી. અર્થકારણ પર રાજ્યનું વર્ચસ્વ લગભગ સંપૂર્ણ હોવાથી વ્યક્તિ રાજ્યને ખૂબ તાબેદાર બની જાય છે ને શક્તિ હોવા છતાં સ્વતંત્ર પગલું ભરવા વિષે એ લાચાર બની જાય છે. માનવીના આત્માને કચડ્યા વિના આર્થિક વિકાસ કરવો હોય તો લોકશાહી અનિવાર્ય છે. લોકશાહીના માળખામાં રહીને ઔદ્યોગિક વિકાસ કરવામાં આવે તો અમુક પ્રકારના સ્વૈચ્છિક શિસ્ત માટેનું વાતાવરણ ઊભું કર્યા વિના છૂટકો નથી. લોકશાહીની ભાવના સમગ્ર સમાજજીવનનો એક અંશ બની જાય તો ઉદ્યોગસંચાલન ઉપર એની તંદુરસ્ત અસર પડવાની જ.

ઔદ્યોગીકરણની પ્રક્રિયા સમાજને માટે પ્રસૂતિની પીડા જેવી છે. શરૂશરૂમાં એ અનેક માનસિક ઘર્ષણો જન્માવે છે અને એ ઘર્ષણો સાથે ગોઠવાવાની ટેવ પાડવી માનવી માટે ઠીક ઠીક મુશ્કેલ બને છે. ઔદ્યોગીકરણ એકસામટું થતું હોય ત્યારે ગમે તેટલું આયોજન કરીએ તો પણ ક્યાંક ને ક્યાંક તો કાચા માલની, વીજળીની, વાહનવ્યવહારની કે તાલીમ પામેલા ઈજનેરોની અછત ઊભી થાય જ છે. રાજ્ય કરવેરાની નીતિ ગમે તેટલી સમતોલ રાખે તો પણ આર્થિક વિકાસનો લાભ અમુક વર્ગને ઝડપથી મળે અને બીજો વર્ગ ઊલટી પરેશાની ભોગવે એવું પણ બનવા સંભવ છે. એનું કારણ એ છે કે આર્થિક વિકાસની સમગ્ર પ્રક્રિયા અર્થકારણમાં એકી સાથે શરૂ થતી નથી. કેટલાંક જૂથો પરિબળોને ઝટ ઓળખીને લાભ લેવામાં હોશિયાર હોય છે; જ્યારે કેટલાંક ધીમાં હોવાથી પાછળ પણ પડી જાય છે. જો કે સામાજિક ન્યાયને માટે એ ખૂબ જરૂરી છે કે લાંબે ગાળે આર્થિક વિકાસનો લાભ દરેક વર્ગને સરખો મળે, સામાજિક વર્ગોમાં પ્રવર્તતી અસમાનતા દૂર થાય અને લોકો લાચારીની અવસ્થામાંથી બહાર આવે. આ કરવું બહુ સહેલું નથી. એને માટે જાગૃત અને પ્રામાણિક રાજકીય નેતાગીરી જોઈએ અને સાથે સાથે સરકારી તંત્રમાં કામ કરતા કર્મચારીઓની કાર્યદક્ષતા અને સમાજ પ્રત્યેની જવાબદારીનું ભાન ઊંચાં હોવાં જોઈએ. આ બે વર્ગો જો સમગ્ર પ્રશ્નો પ્રાદેશિક, ભાષાકીય કે જ્ઞાતીય ધોરણે જુએ તો આર્થિક અને સામાજિક વિકાસ ઉપર જબરો મોટો ફટકો પડે.

ઉદ્યોગની સમાજ પ્રત્યેની સૌથી મહત્વની ફરજ તો એ છે કે એ પોતાની ઉત્પાદન–ક્ષમતા એટલી બધી વધારે કે સમાજને પોતાનો ઉત્પાદિત માલ ઓછામાં ઓછા ભાવે મળી શકે. સંશોધન અને નવી કાર્યપદ્ધતિ ઊભી કરવાના પ્રયત્નમાં ઉદ્યોગો યુનિવર્સિટીઓનો સહકાર મેળવે અને આજે વ્યવહાર અને જ્ઞાન વચ્ચે જે ઊંડી ખાઈ પડી છે તે પૂરવામાં મદદ કરે. યુનિવર્સિટી અત્યારે આપે છે તેવું પોપટિયું જ્ઞાન જ આપ્યા કરે અને ઉદ્યોગો સાવ અણઘડ સ્નાતકો બહાર પાડ્યા બદલ યુનિવર્સિટીને ભાંડ્યા જ કરે એથી પ્રશ્ન ઉકલવાનો નથી. સામાજિક હિતની દૃષ્ટિએ એ ખૂબ જરૂરી છે કે ઉદ્યોગ અને યુનિવર્સિટી વચ્ચે ઘનિષ્ઠ સંબંધ બંધાય કે જેથી શિક્ષણ વધારે વાસ્તવિક અને પ્રગતિપ્રેરક બને.

સમાજ પ્રત્યેની ઉદ્યોગની અનેક ફરજોમાંની એક ફરજ એ પણ છે કે ઉદ્યોગમાં મૂડી રોકનાર અનેક નાનામોટા શેરહોલ્ડરોને વ્યાજબી ડિવિડન્ડ મળી રહે, ઉત્પાદનક્ષમતા મુજબ વેતન મળી રહે, વાપરનાર લોકોને કિંમતના પ્રમાણમાં ઊંચી જાતનો માલ મળી રહે, સરકારને એના હિસ્સા મુજબનો કર મળી રહે

અને એની વિકાસ-યોજનાઓ એવી હોય કે જેથી વધારાનો નફો મૂડી-રોકાણ અને વધુ રોજગારીમાં પરિણમે.

ઔદ્યોગીકરણની સમગ્ર પ્રક્રિયા આપણા દેશમાં આજે માથું પકવી નાખે એવી સમસ્યાઓ સરજે છે એ હકીકત નકારી શકાય એમ નથી. આમ છતાં લાંબા ગાળાનું આયોજન દેશના આર્થિક વિકાસને ઝડપી બનાવશે એ વિષે પણ શંકા નથી. આર્થિક પ્રગતિ દ્વારા સામાજિક વિકાસ સાધવા માટે દૃષ્ટિ વિશાળ કર્યા વિના, શિક્ષણના અને વૈજ્ઞાનિક તાલીમના જટિલ પ્રશ્નોને ઉકેલ્યા વિના, પ્રાદેશિક ભૂમિકામાંથી બહાર આવી રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર્યા વિના અને જે જે વર્ગો આર્થિક વિકાસમાં ભાગ ભજવે છે એ વર્ગોનું કલ્યાણ સાધ્યા વિના પ્રગતિ શકય નહીં બને એ સ્પષ્ટ સમજી લેવું ઘટે છે. રાજ્યે આર્થિક પ્રગતિ માટે ઉદ્યોગ અને સમાજ વચ્ચે સુસંબદ્ધતા ઊભી કરવી જ પડશે એ સુખદ સ્થિતિ સર્જવા માટે કાયદા ઘડવા પડશે, એ કાયદા પળાય એ માટે રખેવાળી કરવી પડશે; લાંચરૂશ્વત અને તુમારશાહી નાબૂદ કરવાં પડશે. વૈજ્ઞાનિક સંશોધનને ટેકો આપવો પડશે. ઔદ્યોગિક વિકાસમાં સહાયભૂત થાય એવા આંકડા એકઠા કરવા પડશે અને શરૂઆતમાં સંરક્ષણ વિના ન ટકી શકે એવા બાળઉદ્યોગોને આકરા આયાતવેરા વડે રક્ષણ આપવું પડશે.

પરિસ્થિતિ આજે જેવી છે એ જોતાં ઔદ્યોગીકરણ સરળ રીતે થવાનું નથી. સામાજિક ઘર્ષણો પણ ઓછાં થવાનાં નથી; પરંતુ જેમ શિક્ષણનો પ્રચાર વધશે અને શિક્ષિત યુવક-યુવતીઓને વધુ ને વધુ પ્રમાણમાં આર્થિક તકો સાંપડતી જશે, તેમ સમાજનાં મૂલ્યાંકનો બદલાશે. ઉદ્યોગો પણ સમાજહિત વિષે વધુ જાગૃત બનશે, લોકોમાં મહેનતુ વૃત્તિ વધશે, ઉદ્યોગોના મેનેજરો અને માલિકો વચ્ચેના સંબંધો વધુ સન્માનીય બનશે અને મજૂર-માલિકો વચ્ચેના મતભેદોનું નિરાકરણ હડતાલ વડે આવવાને બદલે ગોળમેજી પરિષદોમાં આવશે. આ ચિત્ર ઊપસતાં ઘણાં વર્ષો વીતી જશે; પરંતુ એ દિવસ ઊગશે ચોક્કસ. જેટલો વહેલો ઊગે તેટલો સારો એ તો આપણને સહુને લાગે છે.



હસિત બૂચ

## ગાવું !

હોય મેળાની વેળ ત્યારે ભૈ,
રમતાં રમતાં ગાવું !
હોય માથાના ખેલ ત્યારે ભૈ,
ખમતાં-ખમતાં ગાવું !
ગાણું રમતાં-ખમતાં ગાવું !

ગાનવિહોણો રંગ મેળાનો
ઘૂમતો નથી આભ,
મ્હેકતો નથી ગીત વિનાનો
કોઈનો કદી ઘાવ;
દિલ મળ્યું છે દોહ્યલું, તો ભૈ,
રમતાં-ખમતાં ગાવું !

પાર જુઓ, ઓ પાર જુઓ, કે
રુદિયે ઢાળો આંખ;
ક્ષણ નહીં-જ્યાં કણ નહીં, રે
ત્યાંય પસારો પાંખ;
શ્વાસ લેનારાં સહુ જાણે ભૈ,
રમતાં-ખમતાં ગાવું !







chunilal vardhaman shah

# રંગમ્મા

ચુનીલાલ વર્ધમાન શાહ

આપણા વયોવૃદ્ધ વાર્તાકાર અહીં એક નિતાંત સુંદર મૌલિક વાર્તા રજૂ કરે છે. એ સત્યઘટના ઉપરથી લખાયેલી છે એનો ખ્યાલ પણ ન આવે. વાચકો આ વાર્તાનો એટલે જ વધુ સારી રીતે આસ્વાદ પણ પામી શકશે. વાર્તાની અને વાર્તાકારની એ જ સાચી ખૂબી પણ ગણાય......

આશરે એક વર્ષ પૂર્વેની વાત છે. તે વખતે હું અમદાવાદના સીટી પોલીસ ખાતામાં એક ઈન્સ્પેક્ટર હતો.

એક દિવસ સૌરાષ્ટ્રમાંના મારા વતનના શહેરથી મારા પર એક લાંબો તાર આવ્યો. રાજ્યના દીવાનનો એ તાર હતો. રાજ્ય મોટું અને પહેલા વર્ગનું હતું. દીવાન અને મારી વચ્ચે માત્ર આછી ઓળખાણ હતી. કોઈવાર પત્રવ્યવહાર થયો નહોતો, એટલે તેમના ઓચિંતા તારથી હું ચમકી ગયો.

વાત એમ હતી કે રાજ્યના એક મોટા અમલદાર ઉપર આફત આવી પડી હતી. એ અમલદાર મદ્રાસ તરફના બ્રાહ્મણ હતા. એટલે રાવસાહેબના નામે વધુ ઓળખાતા. રાજ્યે અપેલા વિશાળ બંગલામાં વિધુર રાવસાહેબ અને તેમની પુત્રી રહેતા હતાં. રસોઈઓ અને નોકર–ચાકર પણ બંગલામાં સાથે રહેતાં હાતાં. તેમની પુત્રીનું નામ રંગમ્મા. રંગમ્માને રાવસાહેબે ચૌદ વર્ષની નાની વયે પરણાવેલી, પણ દુર્ભાગ્યે એક જ વર્ષમાં વિધવા થઈ હતી. બિચારીએ પતિ ગૃહવાસ પણ કર્યો ન હતો. દ્રવિડ દેશના જુનવાણી કુટુંબ–સંસ્કારથી પ્રેરાઈને અને પત્નીને સંતોષવાને રાવસાહેબે એ એકની એક પુત્રીનું ઉતાવળે લગ્ન કરી નાખ્યું હતું અને પુત્રી વિધવા થતાં તેમને ખૂબ પસ્તાવો થતો હતો. એક વર્ષ વીતતાં તેમની પત્નીનું પણ મરણ થવાથી રાવસાહેબ પાંખ તૂટેલા પંખી જેવી દશાને પામ્યા હતા. રંગમ્માનું કલ્યાણ સાધવાનો ભાર પણ તેમની એકલાની જાત ઉપર આવી પડ્યો હતો. તેથી તે બેચેન બની જતા હતા.

રાવસાહેબ કેળવાયેલા અને વિચારશીલ પુરુષ હતા. એક સમયના પોતાના અવિચારે પુત્રીનું દુર્ભાગ્ય સર્જ્યું હતું, પણ તેથી મૂંઝાઈ જવું એ ડાહ્યા પુરુષનું લક્ષણ નથી એમ સમજીને તેમણે રંગમ્માનું ભાવિ જીવન–ઘડતર પૂરી કાળજીથી કરવાનો નિશ્ચય કર્યો હતો.

રાવસાહેબે ઘેર શિક્ષક રાખી રંગમ્માને સંસ્કૃતનો ખાસ અભ્યાસ કરાવ્યો. ભાષાજ્ઞાન મળતાં તેને આપોઆપ ભાગવત તથા ગીતાના વાચનમાં રસ પડવા લાગ્યો. એ વાચનમાં તેણે પોતાની મેળે આગળ વધવા માંડ્યું. પછી ઊંડા તત્ત્વજ્ઞાનમાં ઊતરવાની રંગમ્માને ઇચ્છા થઈ, તેથી ઉપનિષદોના વાચન માટે રાજ્યાશ્રિત મંદિરમાં વસતા એક વૃદ્ધ બ્રહ્મચારીની વ્યવસ્થા દીવાને કરી આપી, એટલે એ વાચન પણ શરૂ થઈ.

રાવસાહેબ સમજતા હતા કે કદાચ આ અભ્યાસમાં રંગમ્માને શુષ્કતા લાગવા માંડશે, એ કારણથી તેમણે તેને સંગીતના અભ્યાસ તરફ દોરી સ્વરાવલિ, વાદ્યવાદન અને ગાન તેની વૃત્તિને આનંદ–પુલકિત કરશે અને વૈધવ્યથી ખોવાઈ ગયેલા આનંદની પૂરણી થવા પામશે એવી તેમની ગણતરી હતી.

કિશોર વયમાં વિધવા થયા છતાં સંસારમાં વૈધવ્યના સંકટભર્યા સ્થાનને પિછાણી શકવા જેટલી તેની વય થઈ હતી. પિતા પોતાને માટે જે કાંઈ કરતા હતા તે બધું પોતાના વૈધવ્યને સહ્ય બનાવવા માટે જ હતું એવું તે સમજતી હતી; એટલે પિતાના પ્રયત્નમાં તે પૂરો સહકાર આપતી હતી. એકંદરે તો પોતાના કલ્યાણ માટે જ પિતાનો પ્રયાસ હતો ને!

રંગમ્માનો બધો સમય કાંઈ ને કાંઈ પ્રવૃત્તિમાં જતો. તે દિવસે કદાપિ આરામ લેતી નહિ. રાવસાહેબ રાજ્યની કામગીરીમાંથી નવરા પડી સાંજે ઘેર આવતા કે તુરત રંગમ્માની સાથે ફરવા જવા માટે મોટરમાં નીકળી પડતા. રાજ્યે તેમને ખાસ મોટર અને ડ્રાઈવર આપ્યાં

હતાં તે રાજ્યના કામ ઉપરાંત અંગત કામમાં પણ ઉપયોગી થતાં.

રંગમ્માએ એક વાર પિતાને મોટર ડ્રાઈવિંગ શીખવાની પોતાની ઇચ્છા જણાવી તે રાવસાહેબને બહુ ગમી ગઈ. તેના જેવી છોકરીને શારીરિક વ્યાયામ બીજી કોઈ રીતે કરાવવાને બદલે મોટર-ડ્રાઈવિંગ દ્વારા વ્યાયામ મળે તે તેમને વધારે ઉચિત લાગ્યું. તેમણે ડ્રાઈવર લખમણને સૂચના કરી કે તુરત રંગમ્માની ડ્રાઈવિંગની પ્રેકટિસ શરૂ થઈ.

રંગમ્મા ઉત્સાહી યુવતી હતી. એક બાજુએ તત્ત્વજ્ઞાનનાં વાચન, ચિંતન, ચર્ચા ચાલતાં હતાં, તો બીજી બાજુએ સંગીતની ઉપાસના ચાલતી હતી. કોઈ કોઈ વાર વાદન ગાનથી તે પિતાના થાકેલા મગજને આનંદથી અભિષિક્ત કરતી; અને કેટલીક વાર તો લખમણને બાજુએ બેસાડી, ડ્રાઈવરની સીટ પર પોતે બેસી જઈ, મોટર ચલાવી, પિતાને શહેરથી દૂર આવેલા રાજ્યના બગીચા તરફ ફરવા લઈ જતી.

સંકટના પહાડ હેઠળ દબાયેલા રાવસાહેબ આ રીતે પોતાના તન-મનને આરામ આપવા મનન કરી રહ્યા હતા અને દિવસો નિર્ગમન થતા હતા. એવામાં એક દિવસ અણધાર્યો પ્રકાર બન્યો : રંગમ્મા અને લખમણ ગુમ થઈ ગયાં ! રાવસાહેબ જે બનાવની કલ્પના સ્વપ્નમાં પણ કરી શકે તેમ નહોતું તે બનાવ ખરેખર બન્યો હતો. વાત પ્રસરતાં શહેરની વસતી અને રાજ્યનું અમલદાર મંડળ ચોંકી ગયાં હતાં. દીવાન અને બીજા અમલદારો તપાસ કરવા લાગી ગયા હત . આસપાસનાં ગામો તરફ મોટરો દોડવા લાગી હતી. રેલવેનાં જંકશનો પર તથા જુદાં જુદાં સ્થાનોની પોલીસ પર તારો રવાના કરવામાં આવ્યા હતા. અને લખમણના વતનના ગામડા તરફ ઘોડેસવાર ટુકડી દોડી ગઈ હતી.

મને મળેલો તાર તે માટેનો હતો. પોલીસ સુપરિન્ટેન્ડન્ટ ઉપર હતો અને મારો અંગત તાર તો દીવાને ખાસ મોકલ્યો હતો.

આવી છૂપી નાસભાગ બહુધા રેલવે રસ્તે થાય છે, એટલે સુપરિન્ટેન્ડન્ટની સૂચના મુજબ મેં અમદાવાદના સ્ટેશન પર ચાર કોન્સ્ટેબલોને તકેદારી માટે ગોઠવ્યા. તેઓ સૌરાષ્ટ્રમાંથી આવતી ટ્રેનો તપાસવાનું કામ કરતા. બીજે દિવસે મને દીવાનનો અંગત પત્ર મળ્યો, તેની સાથે લખમણ તથા રંગમ્માના ફોટોગ્રાફો પણ મળ્યા. પત્રમાં દીવાને મને ખૂબ કાળજીથી તપાસ કરવા વિનંતી કરી હતી અને રંગમ્માના પિતાના કલ્પાંત તથા માનસિક કષ્ટનો ખ્યાલ આપી મારી કરુણાવૃત્તિને જાગ્રત કરવા પ્રયાસ કર્યો હતો.

દિવસ પછી દિવસ જવા લાગ્યા. મહિનો વીતી ગયો પણ ન મને કશી ભાળ મળી કે ન રાજ્યની પોલીસ તથા અમલદારો કાંઈ બાતમી મેળવી શક્યા.

મળેલી ખબર મુજબ રંગમ્મા પહેરતી તે થોડા દાગીના અને પાંચસો છસો રૂપિયા રોકડા રાવસાહેબના ઘરમાંથી ગુમ થયા હતા, એટલે નાસી જનારાંઓને વહેલી મોડી નાણાંની તંગી પડશે, એવી મારી કલ્પના હતી, પણ તે કલ્પના ઉપરથી તેઓ પોતાની મેળે પાછાં ફરશે એવી ગણતરી નિરર્થક હતી.

ખાતાની નોકરી અંગેના મારા કામકાજમાં મોટર-ડ્રાઈવરોને લાયસન્સ આપવાનાં કામોનો સમાવેશ થતો હતો. એક વાર મારા મદદનીશે મારી સમક્ષ ફોટોગ્રાફ મૂક્યો. લાયસન્સ મેળવવા માટે અરજી કરનાર એક ડ્રાઈવરનો તે ફોટોગ્રાફ હતો. તે જોતાં જ હું ચોંક્યો. રંગમ્માની સાથે નાસી જનાર લખમણનો ફોટોગ્રાફ હતો ! દીવાને મને મોકલેલા ફોટોગ્રાફ સાથે તે મળતો આવતો હતો. તે મેં જોઈ લીધું.

'તમારું લાયસન્સ તૈયાર થઈ ગયું છે તે આવીને લઈ જાઓ' એવો સંદેશો કોન્સ્ટેબલ દ્વારા મેં તેને પહોંચાડ્યો, એટલે તે ઓફિસ પર આવ્યો.

પચ્ચીસેક વર્ષની વયનો તે રૂપાળો જુવાન હતો. મેં તેને પૂછ્યું : 'તમારુ નામ લખમણસિંહ માધવસિંહ ?'





'જી. હા.'

'જૂનું લાયસન્સ લાવ્યા છો?'

'તે તો દેશમાં રહ્યું. હું કાઠિયાવાડનો વતની છું.'

'જાતે કેવા છો?'

'તળપદા કોળી'

'નામ લખમણસિંહ જ છે કે કોઈ બીજું નામ છે?'

તે જરા થોથવાયો: 'બીજું નામ? ના સાહેબ મારું બીજું કોઈ નામ નથી.'

મેં આંખ કરડી કરીને પૂછ્યું: 'સાચું બોલ, તારું નામ લખમણ કેશાજી ખરું કે નહિ?'

તે ગભરાયો અને બોલી શક્યો નહિ.

મેં ગુસ્સાભેર ફરી પૂછ્યું: 'બોલ લખમણ! રંગમ્મા ક્યાં છે?'

કપાળ પરનો પરસેવો લૂછતાં તેણે જવાબ આપ્યો: 'ઘેર છે.'

જે કોન્સ્ટેબલે અરજીમાંના સરનામાવાળું તેનું ઘર જોયું હતું તેને એક સબ ઈન્સ્પેક્ટર સાથે મેં મોટરમાં મોકલ્યો. મેં તેને સૂચવ્યું કે રંગમ્માને મોટરમાં બેસાડીને લાવવી અને જો આવવા આનાકાની કરે તો મને ખબર પહોંચાડવી એટલે વોરંટ મોકલી આપવામાં આવશે.

પણ રંગમ્મા વસ્તુસ્થિતિ સમજી ગઈ એટલે તુરત મોટરમાં આવી. મેં તેને તથા લખમણને અટકાયતમાં જુદી ઓરડીઓમાં રાખ્યાં અને તુરત રાવસાહેબને તાર કર્યો.

રાવસાહેબ રાજ્યના એક પોલીસ ઈન્સ્પેક્ટર સાથે સૌરાષ્ટ્ર મેલ પકડી રાત્રે અમદાવાદ પહોંચ્યા. મોડી રાત્રે તે મને મારા નિવાસસ્થાને મળ્યા. તેમણે ખૂબ નમ્રતાથી મારો આભાર માન્યો અને પોતાના દુઃખની વાત કરતાં રોઈ પડ્યા.

બીજે દિવસે સવારે મુખ્ય પોલીસ મથકમાં મેં પિતા-પુત્રીનો મેળાપ કરાવી આપ્યો. રાવસાહેબે પુત્રીને જોતાં જ તેની ભણી દોડીને તેને હૃદય સાથે ચાંપી અને પછી વાત કરવા માંડી. હું તેમની દૃષ્ટિથી દૂર ખસી ગયો.

તેમણે પાએક કલાક વાત કરી હશે એટલામાં રાવ-સાહેબે મને બોલાવ્યો.

હું ગયો એટલે તે બોલ્યા: 'આ દીકરીને તમે સમજાવો ને સાહેબ! તે પાછી આવવાની ના કહે છે!'

મેં હિતસ્વી મુરબ્બીની રીતે મમતાથી રંગમ્માને કહ્યું: 'એમ ન થાય બહેન! પહેલું તો એ કે તારાથી કોળી જેવા હલકા માણસ સાથે ઘર છોડીને નીકળાય નહિ અને કદાચ ભૂલથી એમ બની ગયું તો એ ભૂલ સુધારી લેવી જોઈએ. એ કોળીની સાથે તારા જેવી ભણેલી બ્રાહ્મણની દીકરીથી રહેવાય!?'

'થયું તે થઈ ગયું! ભૂલ થઈ હોય તો ભૂલ, પણ હું ઘેર પાછી જવાની નથી.'

'એમ ન થાય, દીકરી! લખમણે અને તેં નાસી જઈને ફોજદારી ગુનો કર્યો છે. જો કેસ ચાલે તો તેને કેદની સજા થાય.'

'લખમણે કશો ગુનો કર્યો નથી. મારા કહેવાથી તે મારી સાથે આવ્યો છે. મારો ગુનો હોય તો ભલે મને સજા થાય, પણ હું ઘેર જવાની નથી!'

પુત્રીના શબ્દો સાંભળતાં જ રાવસાહેબ અકળાઈ ગયા! અને દીવાલ પર બે હાથ મૂકી ધડીંગ ધડીંગ કરતા માથું પછાડવા લાગ્યા! મેં તેમને બાથમાં લઈ પાછા ખેંચ્યા અને કહ્યું: 'અકળાઓ નહિ સાહેબ! આપ નિરાશ થાઓ નહિ, હું તેને સમજાવીશ.'

તે વખતે રાવસાહેબને શાન્ત કરવા મેં રંગમ્માને એક કોટડીમાં પૂરી દીધી અને તેને માટે ચા-નાસ્તા મોકલ્યાં.

રાવસાહેબ રડતાં રડતાં મને કહેવા લાગ્યા: 'સાહેબ, ગમે તેમ કરો, પણ તેને મારી સાથે આવવા આપ સમજાવો, એકની એક પુત્રીના વૈધવ્યનું દુઃખ મારાથી વેઠી શકાયું, પણ તેને ગુમાવી બેસવાનું દુઃખ હું ખરેખર નહિ વેઠી શકું. એ પુત્રી જ મારી આંખની કીકી છે; તે કુપાત્રની સાથે રહીને જિંદગી ગાળશે તો તેને કેટલું હેરાન થવું પડે તેની કલ્પના કરતાં હું કમકમી જઉં છું. મારા દેશમાં, મારાં સગામાં

મારી ગેરઆબરૂ થશે તેની મને ચિંતા નથી, પણ મારી રંગમ્મા દુ:ખી થશે તેની મને ખૂબ ખૂબ ચિંતા થાય છે, હોં ઈન્સ્પેકટરસાહેબ!'

'પણ રાવસાહેબ! લખમણુની સાથે રહેવાથી પોતાને દુઃખ ભોગવવું પડશે તેની સમજ એને કેમ નહિ આવી હોય એ મને નવાઈ લાગે છે. તો પછી જ્યાં તેને સુખ ઉપજતું લાગે ત્યાં તે ભલે જાય એમ માની તમે મનનું સમાધાન મેળવી શકો તેમ નથી?'

'ના, બિલકુલ નહિ! જરૂર તેને ઘેલછા વળગી છે, નહિ તો બળતી આગમાં પછાડ ખાઈને તે કદાપિ ન કહે કે પોતે સુખાનુભવ કરી રહી છે.'

'કદાચ તેને લગ્ન જોઈતું હશે, તેણે કાઈ વાર એ પ્રકારનો ખ્યાલ તમને આપ્યો નથી?'

'ના, તેના સુખી જીવન માટે મેં જે કાંઈ કર્યું તેમાં તેણે જરાય ઊણપ કે અસંતોષ બતાવ્યો નથી. છતાં અત્યારે મને જો એ કહે કે મારે લગ્ન કરવું છે તો હું તેને મદ્રાસ લઈ જવા અને ત્યાં મારા સમાજમાં કોઈ સુયોગ્ય યુવાન સાથે તેનું લગ્ન કરી આપવા તૈયાર છું. કાઠિયાવાડના એક કોળી ઉપર તેની પસંદગી કેમ ઊતરી તે હું સમજી શકતો નથી.'

મેં કહ્યું: 'તમારી વાત ઠીક છે. હું બધી વાત સુપરિન્ટેન્ડન્ટને કાને નાખું છું અને કાંઈ ઘટતી વ્યવસ્થા થાય તેમ કરું છું.'

લખમણુને તો સમજાવી કે દબાવી શકાય અને રંગમ્માને છોડી દેવાનું કબૂલ કરાવી શકાય, પણ રંગમ્માને સમજાવવાનું મને અશકય લાગ્યું. જ્યારે રાવસાહેબ માથું પછાડતા હતા ત્યારે રંગમ્મા અડગ અને નિર્વિકાર દૃષ્ટિથી જોઈ રહી હતી! હવે અમદાવાદમાં તેને સમજાવવા વધુ પ્રયત્ન કરવાની જરૂર લાગી નહિ.

મેં સુપરિન્ટેન્ડન્ટને બધી વાત કહી અને તેમની પરવાનગી મેળવી, કાઠિયાવાડ મેલના ફર્સ્ટ કલાસના ડબ્બામાં રંગમ્માને જબરદસ્તીથી હડસેલીને બેસાડી રાવસાહેબ તેનો હાથ મજબૂત રીતે પકડીને તેને મુંબઈ ખેંચી ગયા. તેમને મદદ કરવા મેં એક સબ ઈન્સ્પેકટરને સાથે મોકલ્યો.

બીજી બાજુએ લખમણુને કોટડીમાંથી બહાર લાવી મેં ધમકાવ્યો:

'બેવકૂફ! મોટા અમલદારનો ડ્રાઈવર થઈને તેં તેને આ રીતે દગો દીધો? તને જરાય લાજ ન આવી?'

તેણે મૂંગા મૂંગા નીચું જોયું.

મેં આગળ કહ્યું: 'જો, રંગમ્મા તેના પિતા સાથે મદ્રાસ ગઈ. હું તને હવે છૂટો કરું છું. પરંતુ અત્યારે ને અત્યારે ઘરમાં તારો જે કાંઈ સરસામાન હોય તે લઈને તારે સીધા વતનના ગામ ભેગા થઈ જવાનું છે. તું ટ્રેનમાં બેસીને રવાના થઈશ ત્યાં સુધી મારા બે સિપાઈઓ તારી પાસે રહેશે સમજ્યો?'

તેણે ડોકું ધુણાવ્યું, પણ મોંમાંથી શબ્દ ઉચ્ચાર્યો નહિ. મેં બે કોન્સ્ટેબલોને સૂચના કરી તેની સાથે મોકલ્યા. જો તેની પાસે ટ્રેન ભાડાના પૈસા ન હોય તો તેને આપવા માટે પચીસ રોકડા રૂપિયા પણ તેમને સોંપ્યા, પરંતુ તેનો ઉપયોગ કરવો પડ્યો નહિ. એ રીતે લખમણુ ચમારડી ગામે ગયો.

×

મદ્રાસ તરફ જવા નીકળેલાં એ પિતા–પુત્રીનું પછી શું થયુ તે જાણવા હું ઉત્સુક હતો, પરંતુ મને કશી ખબર મળી નહિ.

મહિનાઓ જવા લાગ્યા. જ્યારે તે પ્રકરણ મને સાંભરતું ત્યારે મનમાં ઉત્સુકતા જાગતી પણ ધીરે ધીરે વિલાઈ જતી.

છ–સાત મહિના વીતી ગયા પછી એક વાર જે દીવાનનો મારા પર તાર આવેલો તેમના સેક્રેટરીને મેં સૌરાષ્ટ્ર એકસપ્રેસમાં જોયા અને ઓળખ્યા. મેં પૂછ્યું: 'કેમ મહાશંકરભાઈ, પેલા રાવસાહેબ એમની દીકરીને અહીંથી લઈ ગયેલા તેનું લગ્ન કરીને પાછા નોકરી પર હાજર થઈ ગયા કે નહિ?'

'રાવસાહેબ તો નોકરીનું રાજીનામું આપીને જ અહીં આવેલા હતા પણ તેમના સંબંધમાં આપને કશી

ખબર હોય એમ જણાતું નથી.'

'ખરેખર, હું કાંઈ જાણુતો નથી. કોઈએ મને કશું કહ્યું નથી.'

'રાવસાહેબ રંગમ્માને હેમખેમ મદ્રાસ તો લઈ ગયા પણ તેણે લગ્ન કરવાની ના પાડી અને જાણે તપસ્યા માંડી હોય તેમ તે જીવવા લાગી. ત્યાર પછી છ મહિને તે મૃત્યુ પામી અને પાછળ રાવસાહેબ પણ પંદરેક દિવસમાં પરલોકવાસી થયા.'

'અરરર. એમ બની ગયું ? બિચારા જીવ.'

ત્યારથી એ આખી ઘટનાના ઓળા મારા ચિત્ત પ્રદેશમાં પથરાઈ ગયા.

રંગમ્માને હું છોકરવાદ સમજતો હતો. ને લખમણથી ફરી ફસાઈ ગઈ એમ માનતો હતો, કદાચ કામવિવશતાથી તેનું મગજ ચસકી ગયું હશે એવી હું કલ્પના કરતો હતો. પરંતુ તે જે પ્રકારે મૃત્યુ પામી હતી તેનો વિચાર મને આશ્ચર્યમાં ડૂબાવી દેતો હતો.

જ્યારે જ્યારે મને રંગમ્માનું સ્મરણ થતું ત્યારે તેનો મનોભેદ જાણવા ઉત્સુક થઈ જતો; પણ હું એ કેવી રીતે જાણી શકું ?

થોડા અંગત કામ માટે પંદર દિવસની રજા લઈ હું વતનમાં ગયો ત્યારે મારા મનમાં વિચાર આવ્યો કે હું લખમણુને મળું અને તેને કંઈક પૂછું.

ચમારડી ગામ મેં જોયેલું નહિ; એક ઓળખીતા પોલીસ ઈન્સ્પેકટરે મને એક કોન્સ્ટેબલની સાથે એ ગામે પહોંચાડ્યો. ગામ નાનું હતું. અજાણ્યા માણસોને ગામમાં આવેલા જોઈ લોકો અમારી સામે કતરાતી આંખે જોવા લાગ્યા. કોળીવાસમાં લખમણનું ઘર હોય, પણ કોળીવાસ આવ્યો ક્યાં ? એક નાના મકાન પર 'બ્રાંચ પોસ્ટ ઑફિસ'નું પાટિયું વાંચી અમે થોભ્યા : અંદર બેઠેલી વ્યક્તિને મેં પૂછ્યું : 'કોળીવાસ ક્યાં આવ્યો ?'

અમારો પોલીસનો ડ્રેસ જોઈને પોસ્ટ માસ્તરે વિનય કર્યો : 'અંદર આવો ને સાહેબ ! હમણાં કોઈક આવે તો તેને આપની સાથે વાસ બતાવવા મોકલું.'

અમે અંદર ગયા એટલે બે સ્ટૂલ બતાવી અમને તે પર બેસવા સૂચવ્યું; અને પૂછ્યું : 'આપને કોને ત્યાં જવું છે ?'

'લખમણ કેશવજીને ત્યાં.'

'લખમણને ત્યાં ? અરે, એ તો ઓટલે જ બેઠો છે ને !' એમ કહી માસ્તરે હાક મારી, 'અલ્યા લખમણ ! અહીં આવ !'

લખમણ ઊઠીને ઉતાવળે અંદર આવી હાથ લંબાવતો બોલ્યો : 'મારો કાગળ આવ્યો છે ? લાવો...'

'કાગળ નથી આવ્યો. આ બેઠા છે તે મેમાન તને મળવા આવ્યા છે.'

લખમણ કાગળ ન મળવાથી નિરાશા અનુભવતો મારી સામે તાકી રહ્યો. તેના ચહેરાને હું ઓળખી શક્યો પરંતુ તેનો મેલો-ઘેલો વેશ, ઉઘાડું માથું, ફાટેલો લેંઘો એ બધું જોતાં તેની હીણી સ્થિતિ મારા ખ્યાલમાં આવી ગઈ.

તેણે સહેજ ઉશ્કેરાઈને મને પૂછ્યું : 'તમે મને ફરી પકડવા આવ્યા છો ?'

'ના, ભાઈ ના. ! તું ગભરાઈશ નહિ હોં !' મેં કહ્યું, 'હું તારા ખબરઅંતર પૂછવા આવ્યો છું.'

તે તિરસ્કારપૂર્ણ મુખમુદ્રા કરી બોલ્યો : 'પૂછ્યા ખબરઅંતર ! તમે જમના દૂત છો, મારો જીવ લેવા આવ્યા હશો !'

'ના, ના, લખમણ !' મેં ઊભા થઈ તેની પીઠ પર હાથ ફેરવી મમતાભર્યા સ્વરે કહ્યું : 'તું જરાય ગભરાઈશ નહિ. મને તારી સ્થિતિ જોઈને દયા આવે છે. તું આ સ્ટૂલ પર નિરાંતે બેસ.'

તે બેઠો એટલે મેં તેને પૂછ્યું : 'તું આ ગામડામાં શું કામ કરે છે ?'

'કશું નથી કરતો. રંગૂનો કાગળ આવવાની રાહ જોઉં છું.'

'રંગમ્મા તને કાગળ લખે છે ?'

'લખતી હશે, પણ મને તેનો એકે કાગળ પહોંચ્યો નથી. રાવસાહેબ મોટા માણસ છે. તેમણે

જેમ મને તમારી પાસે પકડાવ્યો 'તો તેમ રંગૂના કાગળ પણ ગૂમ કરતા હશે.'

'તો ય તું હજી તેનો કાગળ આવવાની રાહ જુએ છે?'

'હાસ્તો! હું અને રંગુ જિંદગીભર સાથે જીવવા અને સાથે મરવા પોતાના બોલથી બંધાયાં છીએ તો કાંઈ અમારાથી છૂટી શકાય? તે કાગળ લખતી જ હશે અને એકાદ કાગળ રાવસાહેબની નજર ચૂકાવીને મારી પાસે જરૂર આવી પહોંચશે!'

'તે તને કાગળ લખતી હશે તેની તને ખાતરી છે?'

'હા, કેમ ખાતરી ન હોય? તેણે આપમેળે મારા પર હેત ઢોળ્યું છે, તે કાંઈ અમસ્થું હોય! તે ભણેલી ગણેલી ને હૈયા-ઉકલતવાળી, અને હું તો ગરીબ અભણ કોળી, ફક્ત માલિકની નોકરી કરી જાણું! અને મોટર ચલાવી જાણું. તોય તેણે મારી આંખમાં અમરત આંજ્યું ને દલથી દલ પ્રોવ્યું. મારી હિંમત ચાલતી નો'તી તે તેણે પોતાના હૈયામાંથી મારા હૈયામાં રેડી તે કાંઈ જેવી તેવી વાત છે! એવી રંગુ મારા હૈયાને ભૂલે જ નહિ! તેનો કાગળ જરૂર આવવાનો. જોજો ને, તમે જ કોઈ વાર કહેશો કે, લખમણ તું તેના કાગળની રાહ નકામી જોતો નો'તો, એ તારી વાત સાચી!'

જેને હું બેવકૂફ અને દગાખોર માનતો હતો તે લખમણની વાત સાંભળીને હું દંગ થઈ ગયો. તેની એટલી વાતથી હું સમજી ગયો કે રંગમ્માને રાવસાહેબે જ્ઞાન-જળમાં ઝીલાવીને, સંગીતના આનંદથી રસતરબોળ કરીને, પ્રવૃત્તિ-પરાયણ રાખીને એકાંગી નિઃસ્પૃહ જીવન ગાળતી બનાવવાના અથાક યત્નો કર્યાં છતાં તેના હૃદયનો ખ્યાલ વીસરી જવાની જે ભૂલ તેમણે કરી હતી તે ભૂલ આ રીતે ઊગી નીકળી હતી. સ્ત્રીનું કેવળ શરીર નહિ, હૃદય પણ જે સુખને ઝંખે છે તે સુખનો ઓળો સાંપડતાં તે તરલિત થઈ જાય છે. તેવું જ રંગમ્માનું બન્યું હતું. તેના હૃદયને રંગવા પિતૃસ્નેહ પૂરતો ન હતો. મેં માન્યું કે તેના હૃદયની અમૃતધારા ઝીલવા લખમણનું હૃદય ભલે સુઘટિત નહોતું, છતાં તે નિષ્ઠાવાન અને નિર્મળ તો હતું. તેથી રંગમ્માના હૃદયાઘાતનો પડઘો લખમણના હૃદયમાં પણ સતત પડી રહ્યો હતો.

લખમણના આશાતુર હૃદય પર વધુ આઘાત કરવાની હિંમત હું ચલાવી શક્યો નહિ. મેં રંગમ્મા અને રાવસાહેબના મૃત્યુની વાત ખુલ્લી કરી નહિ. છેવટે તેના હાથમાં પચીસ રૂપિયા મૂકીને મેં કહ્યું: 'લખમણ, આ રૂપિયા લે, તેમાંથી નવાં કપડાં શીવડાવીને પહેરજે, હો!'

પછી હું ચાલી નીકળ્યો.



જેઠાલાલ ત્રિવેદી

## જેલમાં

આપે જન્મ અનંગને મનડું જે મારું કર્યું કેદ તેં
આવાસે ઉરના સખી! તુજ, થયું છે યોગ્ય એ કેમ કે–
છોડીને ઉરપદ્મનાં પટલ ના તારાં ખસી એ શકે;
તોયે ચેત, મનોજને તક મળ્યે જેલે જ જન્માવશે.







હર્ષિદા પંડિત

# વ્યક્તિત્વનો વિકાસ કેમ સધાય ?

વ્યક્તિત્વને જ્યાં ને ત્યાં મહત્વ આપવામાં આવે છે. પણ આ વ્યક્તિત્વ શું છે, તે શી રીતે આવે છે તે વિષે ઉદ્‌ભવતા અનેક પ્રશ્નો આ મનોવૈજ્ઞાનિક લેખમાં સરળ રીતે છણ્યા છે...

સામાન્ય રીતે સૌ કોઈને વ્યક્તિના વિકાસમાં કોણ જાણે શા કારણે પણ રસ પડે છે. આને લીધે પોતાનું વ્યક્તિત્વ સુધારવાના ઉપાયો અને વ્યક્તિત્વ વિષે વધુ જાણવા અંગે સામાન્ય માનવી પણ મનોવિજ્ઞાનમાં રસ લેતો થયો છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. આપણા ઉત્પાદકો પણ વ્યક્તિત્વ શું અને એનો વિકાસ કેવી રીતે થઈ શકે એની માથાકૂટમાં પડ્યા વગર એમની કંપનીએ બનાવેલું તેલ કે કપડાં સફેદ કરવા માટે બનાવેલો કોઈ રાસાયણિક પાવડરનો ઉપયોગ કરીને વ્યક્તિત્વને દીપાવવાનો અખતરો કરવા અંગેની જાહેરખબરો છાપામાં છપાવે છે. એ વાંચીને મનમાં એમ થયા વિના નથી રહેતું કે લોકપ્રિયતા અને વ્યક્તિત્વ એ બંને વચ્ચેના તફાવતથી પણ જાહેરખબર આપનારા લોકો સાવ અજાણ હોય છે. કેટલીક ધંધાદારી સંસ્થાઓ તો વળી વ્યક્તિત્વના વિકાસ માટે ટૂંકી મુદતના વર્ગો ખોલીને જનતાને આકર્ષવાના અખતરા કરે છે. જાણે વ્યક્તિત્વનો વિકાસ એમના એ વર્ગો ભરવાથી ન થઈ જતો હોય! હકીકત એ છે કે વ્યક્તિત્વનો વિકાસ એક ધીમી પણ સતત ચાલુ રહેતી પ્રક્રિયા છે. જેને માટે ઉપર વર્ણવ્યા તેવા જાહેરખબરિયા પ્રયોગોની કાંઈ જ આવશ્યકતા કે ઉપયોગિતા નથી.

સામાન્ય રીતે વ્યક્તિને વ્યક્તિત્વના વિકાસમાં એ કારણે વધુ રસ પડે છે: વ્યક્તિને પોતાનો એમાં અંગત રસ હોય છે જેથી તે પોતાની શક્તિઓનો ક્યાસ કાઢી શકે, ધ્યેયપ્રાપ્તિ અંગે ઝઝૂમી શકે અને અંતે સુખી થઈ શકે. જ્યારે બીજી બાજુ વ્યક્તિત્વને અને સામાજિક અસરકારકતાને પણ ખાસ સંબંધ છે. એટલે જે ટેવોને લીધે આપણે સૌમાં સ્વીકાર્ય બનીએ છીએ તે બધી વ્યક્તિત્વના વિકાસમાં એક અનિવાર્ય અંગ જેવી બની જાય છે. જો કે આ બંને તત્ત્વો એકબીજા સાથે સંકળાયેલાં છે. જેણે પહેલાં અંગને સિદ્ધ કર્યું છે, એટલે કે વ્યક્તિત્વના સ્વાર્થી તત્ત્વની સિદ્ધિ મેળવી છે એ આખરે તો પ્રેમ, માન અને એના સાથીઓની પ્રશંસા મળે એવું કાંઈક કરવા જરૂર પ્રેરાય છે.

વ્યક્તિત્વ અંગે સામાન્ય જનતામાં ચિત્રવિચિત્ર ખ્યાલો પ્રવર્તતા હોય છે. જેને કોઈ પણ જાતનો વૈજ્ઞાનિક પાયો હોતો નથી એવું એક સામાન્ય દૃષ્ટાંત લઈએ. ઘણા માણસો એમ માનતા હોય છે કે, જે વ્યક્તિની આંખો માંજરી હોય કે વાળ ભૂખરા રંગના હોય એ વ્યક્તિ કપટી હોય. હવે વાળ કે આંખોના રંગને એ વ્યક્તિના સ્વભાવઘડતર માટે કઈ રીતે જવાબદાર ગણી શકાય એ સમજાતું નથી; નાના બાળકને જો નાનપણથી આ અંગે વારંવાર સૂચન કરવામાં આવે તો એ મોટું થઈને સમાજે સેવેલી અપેક્ષા અનુસાર જીવવાનો પ્રયત્ન કરે એમાં કોનો વાંક? એની શારીરિક લાક્ષણિકતાનો કે સમાજનો?

આવી જ રીતે બીજી એક સર્વમાન્ય માન્યતા પ્રચલિત છે કે, ઠીંગણા માણસો ઊંચા અને હષ્ટપુષ્ટ માણસો કરતાં વધુ ચાલાક હોય છે. આ માન્યતા પાછળ કદાચ એવો તર્ક છૂપાયો હોવાની શક્યતા ખરી કે શરીરસૌષ્ઠવ વધી ગયું એટલે માનસિક ક્ષમતામાં કુદરતે થોડો કાપ મૂક્યો અને એ નાજુક શરીરવાળાની પાસે જમા કર્યો. પણ આવું માનીને ચાલનારા લોકો ભૂલી જાય છે કે શારીરિક દેખાવની સાથે ઉંમરને કાંઈ સંબંધ નથી; ખરું મહત્ત્વ તો ઉંમરને આપવું જોઈએ જેમાં બીજું કાંઈ નહીં તો અનુભવસમૃદ્ધિ તો હોય.

૧૯મી સદીના અંત ભાગમાં લોમ્બ્રોસો નામના એક

ઈટાલિયન ગુનાશાસ્ત્રીએ એક નવો સિદ્ધાંત લોકો સમક્ષ મૂક્યો અને એણે જણાવ્યું કે માનવીની અંદર ગુનાહિત વલણો એના અમુક પ્રકારના શારીરિક બંધારણને લીધે રહેલાં હોય છે. દા. ત. નીચલું જડબું વધુપડતું વિકસ્યું હોય, કાન બહાર લટકતા હોય, દાંત વાંકાચૂંકા ને ચહેરાનાં લક્ષણો ભયંકર લાગે તેવાં હોય તો વ્યક્તિ ગુનાહિત માનસ ધરાવતી હોય જ. લોમ્બ્રોસોના આ સિદ્ધાંત પર અમુક માનસશાસ્ત્રીઓએ પ્રયોગો દ્વારા પોતાનો અભ્યાસ ઘણો વધાર્યો છે અને તેઓ તારણ પર પહોંચ્યા કે, શારીરિક બંધારણને અને માનવસ્વભાવ કે વલણને કાંઈ જ સંબંધ નથી. માનસશાસ્ત્રીઓ લોમ્બ્રોસોના આ સિદ્ધાંતની મશ્કરી કરતાં એમ કહે છે કે, અમેરિકાની છૂપી પોલીસના વડા જે. એડગર હુવરનું ચિત્ર ઘણા વિદ્યાર્થીઓને બતાવવામાં આવેલું ત્યારે તેમણે એમને ગુનાહિત માનસવાળા ધારી લીધેલા. જ્યારે વાસ્તવિક હકીકત સાવ જુદી જ હતી. વ્યક્તિત્વનાં દૃષ્ટિબિંદુને અનુલક્ષીને જોઈએ તો મહત્ત્વની વસ્તુ માનવી કેવો દેખાય છે તે નથી પણ એ કેવી રીતે વર્તે છે એના પરથી એનું વિશ્લેષણ કરવું જોઈએ. મનોવૈજ્ઞાનિકો આ સંબંધે ઘણી ટકોર વારંવાર કર્યા કરે છે છતાં પણ લોકો ઝટ એમની રૂઢ માન્યતાઓને બદલતા નથી.

છેલ્લાં થોડાં વર્ષોમાં વળી હસ્તાક્ષરોનું પૃથક્કરણ કરવાનું ગાંડું ચાલ્યું છે, જેમાં પણ તથ્ય બહુ ઓછું છે. યુરોપ–અમેરિકામાં આઈરીશમેન વધારે ઝઘડાળુ હોય, ગોરા માનવીમાં હબસી કરતાં વધારે બુદ્ધિ હોય, જર્મન લોકો જક્કી ઘેટાં જેવા હોય, અને આપણે ત્યાં પટેલ લોકો ગબ્બા હોય, જૈન લોકો કપટી, સ્વાર્થી અને શોષણવૃત્તિવાળા હોય, બ્રાહ્મણભાઈ ભોટ હોય એવી તરેહતરેહની માન્યતાઓ લોકોમાં પ્રચલિત હોય છે. જેની પાછળ જરાય વૈજ્ઞાનિક સંશોધન પડ્યું નથી. મોટા ભાગના લોકો એમ માનતા હોય છે કે, જાડા માણસો આનંદી હોય, પાતળા માણસો શાંત લુચ્ચા હોય, જેના હોઠ પાતળા હોય તે માણસો દુષ્ટ હોય ને જાડા હોઠ હોય તે માણસો વિલાસ હોય વગેરે વગેરે. પણ વ્યક્તિત્વનો અભ્યાસ કરવો હોય તો આ બધી માન્યતાઓ પાયા વગરની છે અને માટે જ ફેંકી દેવા જેવી વાતો છે એમ માનીને આપણે આગળ ચાલવાનું છે.

વ્યક્તિત્વની વ્યાખ્યા જુદા જુદા અભ્યાસુઓએ જુદી જુદી રીતે આપી છે. ઘણા લોકો એમ સૂચવે છે કે ક્યાં તો કોઈ વ્યક્તિમાં વ્યક્તિત્વ હોય છે અથવા તો સાવ નથી હોતું. સાચી વાત એમ છે કે, દરેક વ્યક્તિમાં વ્યક્તિત્વ તો હોય છે જ, પછી તે સારું હોય કે નરસું હોય. વ્યક્તિને એ નિષેધાત્મક રીતે કે વિધેયાત્મક રીતે અસર પહોંચાડતું હોય પણ વ્યક્તિત્વ તો દરેક વ્યક્તિમાં હોય છે જ. આપણે જ્યારે એમ કહીએ છીએ કે અમુક વ્યક્તિ વ્યક્તિત્વશાળી છે ત્યારે આપણે એનો અર્થ એ રીતે ઘટાવતા હોઈએ છીએ કે એના વ્યક્તિત્વની સારી છાપ અન્ય પર પડે છે. વ્યક્તિત્વમાં વ્યક્તિના બધા ગુણો કે લક્ષણોનો સમાવેશ આપોઆપ થઈ જ જાય છે. કાર્લ મેનીન્જર કહે છે તે પ્રમાણે તો 'વ્યક્તિમાં માનવીના આત્માથી માંડીને એની સુગંધ સુદ્ધાંનો સમાવેશ થઈ શકે. વ્યક્તિનું સમગ્ર એકમ, એની ઊંચાઈ, વજન, એનો પ્રેમ, તિરસ્કાર, એની પ્રતિક્ષેપ ક્રિયા, એનું હાસ્ય, આકાંક્ષા, એના વળેલા પગ અને વધેલા કાકડા એટલે એનું સમગ્ર વ્યક્તિત્વ—એનો અર્થ એમ પણ થાય કે વ્યક્તિ જે કાંઈ છે અને જે કાંઈ બનવાનો પ્રયત્ન કરે છે તે.'

મેનીન્જરના આ વિધાનમાં એક વસ્તુ રહી જાય છે કે, આખરે તો માનવીનું વર્તન સામી વ્યક્તિના મન પર કેવી છાપ પાડે છે અને સમાજની અન્ય વ્યક્તિઓ તેને કેવી રીતે જુએ છે અને એનું વર્તન એને કરવાં પડતાં સામાજિક અનુકૂલનો( adjustments )માં કેવો ભાગ ભજવે છે એના પર વ્યક્તિત્વનો આધાર રહેલો છે; કારણ કે માનવીનું વ્યક્તિત્વ અન્ય





વ્યક્તિનાં વ્યક્તિત્વોથી પર રહીને અસ્તિત્વ ધરાવી શકતું નથી. અન્યોન્યના સામાજિક સંબંધો કેટલેક અંશે એ જરૂરી પણ બનાવે છે કે અન્ય વ્યક્તિના વ્યક્તિત્વનું મૂલ્યાંકન કરતાં પહેલાં ખૂબ કાળજી રાખવાની જરૂર છે, નહિ તો એવું થવાનો સંભવ છે કે સામાને મૂલવતાં મૂલવતાં પોતે જ મૂલવાઈ જાય. વ્યક્તિત્વ આખરે તો વ્યક્તિના આનુવંશિક ગુણો, એની વિશિષ્ટતાઓ અને કેળવેલા ગુણોનો એક સુંદર સમન્વય જ છે ને!

એક વસ્તુ દીવા જેવી સ્પષ્ટ છે કે વ્યક્તિ પોતાને મળેલું આનુવંશિક શારીરિક બંધારણ કદી પણ બદલી શકતી નથી. ચીનનો વતની દેશાંતર કરે અને અમેરિકામાં એના વંશજો જન્મે ત્યારે સારો ખોરાક અને આધુનિક રહેણીકરણીને પ્રતાપે એમની ઊંચાઈ સહેજ વધે ખરી પણ એમની આંખો ભાગ્યે જ બદલાય. આ દૃષ્ટિએ વિચારીએ ત્યારે વ્યક્તિત્વના માળખામાં આનુવંશિકતાની અગત્યતા બરાબર સમજાય, પણ એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે આનુવંશિકતા એ વ્યક્તિત્વનું સમગ્ર તત્ત્વ નથી. વ્યક્તિત્વના વિકાસમાં સંજોગો અથવા વાતાવરણનું પણ એટલું જ મહત્ત્વ છે. વ્યક્તિ પોતાના જીવનકાળ દરમ્યાન પ્રવર્તતા વાતાવરણનું સર્જન છે. વ્યક્તિની આજુબાજુ સારું વાતાવરણ સર્જવામાં આવ્યું હોય તો એનું વ્યક્તિત્વ જુદી રીતે વિકસશે અને ખરાબ વાતાવરણમાં એના સારા આનુવંશિક ગુણોયે પ્રગટ થવાનો અવકાશ નહીં મળે તો એ કચડાઈ જશે. આનુવંશિકતા આપણા ચહેરાના અને શરીરના ઘડતર અંગે વધુ જવાબદાર હોય છે. આમછતાં જીવનમાં વ્યક્તિએ પ્રયત્ન દ્વારા કેળવેલા ગુણોનું મહત્ત્વ એના વ્યક્તિત્વના વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવી જાય છે. આપણે શ્રીમતી એલેનોર રૂઝવેલ્ટના જીવનનું દૃષ્ટાંત લઈએ. બાહ્ય સૌંદર્યની દૃષ્ટિએ એ ખાસ સુંદર ન ગણી શકાય તેવાં હતાં પણ કુદરતી રીતે અસુંદર જન્મ્યા પછી પણ પોતાના વ્યક્તિત્વમાં સારા ગુણોને પ્રયત્નપૂર્વક કેળવીને આજે એ ધારી સામાજિક અસર ઉપજાવી શકતાં.

વ્યક્તિત્વના વિકાસમાં બીજું કેળવવા જેવું અંગ એ વ્યક્તિની વાણી છે. વાણીથી વ્યક્તિ ઉઘાડી પડે છે. આથી વાણી દ્વારા સારામાં સારી અસર ઉપજાવતાં વ્યક્તિએ શીખવું જોઈએ અને ઉદ્ગાર ટૂંકા, સ્પષ્ટ અને સરળ હોવા જોઈએ. ઘણા લોકોને લાંબું લાંબું બોલવાની ટેવ પડી જાય છે અને ત્યારે જાહેરમાં પ્રવચન કરતી વખતે અને સામાજિક સંબંધોની જાળવણીમાં પણ લોકમત પરથી તેઓ ઊતરી જાય છે. જે વાત ઓછામાં ઓછા શબ્દોના ઉપયોગથી સારી સમજાવી શકાય તેને માટે લાંબું 'લેક્ચર' કરવાથી પ્રયોજન નથી સરતું.

ઉપરના બધા મુદ્દાની ચર્ચા પરથી મનમાં એક પ્રશ્ન ઊઠ્યા વગર નથી રહેતો કે વ્યક્તિત્વને સુધારી શકાય કે ફરીથી એનું ઘડતર થઈ શકે ખરું? એનો જવાબ સ્પષ્ટ ના છે. દરેક માનવી પોતે ધારે તે બની શકે એ વાતમાં કાંઈ દમ નથી. દરેક વ્યક્તિમાં અમુક મર્યાદાઓ હોવાની જ. એટલે એથી પર થઈને એ પોતે ગમે તેટલો કપરો પ્રયત્ન કરે તો પણ વિકસવાની તક બહુ ઓછી રહેવાની. હા, દરેક માનવી ઓછેવત્તે અંશે સંજોગોને બદલી શકે ખરો અથવા સંજોગોના પરિવર્તનને અનુકૂળ બનીને વ્યક્તિત્વને સુધારી શકે ખરો. પણ આ ખૂબ દુષ્કર વસ્તુ છે, કારણ કે વ્યક્તિત્વનો વિકાસ એ ખૂબ ધીમી પ્રક્રિયા હોવાને લીધે સુધરવાની તક ખૂબ લંબાઈ જવા સંભવ ખરો. બુદ્ધિ વધારવાના પ્રયોગો કરવાને બદલે જો વ્યક્તિ સામાન્ય બુદ્ધિ ધરાવતી હોય તો નમ્રતા, પ્રામાણિકતા, સહકારી વૃત્તિ, અન્યના હક પ્રત્યે માન, સહિષ્ણુતા, વ્યવસ્થિતતા વગેરે ગુણો કેળવે અને વાસ્તવિકતાનો સામનો કરવાની શક્તિ મેળવે તો વ્યક્તિત્વનો વિકાસ સારી રીતે થઈ શકે.

આખરે તો વ્યક્તિમાં વારસો અને વાતાવરણ તથા વ્યક્તિની આ બંનેને અનુકૂળ બનીને માર્ગ કાઢવાની

ધીરતા જ ભાગ ભજવી જાય છે એ આપણે જોયું. જીવનની પરિપક્વ ફિલસૂફી આમાં મદદ કરે ખરી, પણ એ પણ લાંબા અનુભવસમૃદ્ધ જીવનને પરિણામે તારવેલી હોય ત્યારે જ કામની. વ્યક્તિત્વ એ કાંઈ આપણને જન્મથી મળેલી બક્ષિસ નથી; એ તો આપણે રોજબરોજનાં કાર્યોમાંથી સતત વિકાસ દ્વારા સાધેલી પ્રક્રિયા છે. એટલે આપણા મુખ્ય શોખો, ધ્યેય, આપણા પ્રશ્નો, આપણી સિદ્ધિઓ અને આપણી નિષ્ફળતાઓ, આપણી વિચારવાની રીત અને આપણી ટેવો એ બધાંને જ વ્યક્તિત્વના વિકાસમાં પરિવર્તિત બળો જેવાં ગણી શકાય. જેટલે અંશે આ બધાં બળો પર કાબૂ મેળવવામાં સફળ નીવડીએ એટલે અંશે વ્યક્તિત્વના વિકાસમાં પણ સફળતા પ્રાપ્ત કરી શકીએ !



'સરોદ'

## ભજનમાં—

ભજનમાં કોણ લિયે છે ભાગ ?
પરથમ ભાગ લિયે તંબૂરો,
ઓર ભાગ લિયે રાગ;
કલરવતાં મંજીરાં કેરો
ભાગ અહો બડભાગ !
ભજનમાં કોણ લિયે છે ભાગ ?

થઈ જ્યોત ઝળહળવા કેરો
ભાગ લિયે છે ચિરાગ;
ધૂપદાનીના ભાગ મહીં છે
સૌરભવંત સુહાગ.
ભજનમાં કોણ લિયે છે ભાગ ?

રાત ભાંગતી ભાગ લિયે છે
તારક કરી સજાગ;
વાયુ ભાગ લિયે, ભાગ લિયે છે
પ્રકૃતિ તત્ત્વ અથાગ.
ભજનમાં કોણ લિયે છે ભાગ ?

કહે સરોદ, શું ભાગ છે તારો ?
બેઠો કેમ અભાગ ?
ભાગ લિયે છે ભગતો કેરાં
અંતરનો અનુરાગ.
ભજનમાં કોણ લિયે છે ભાગ ?







પન્નાલાલ પટેલ

# જતા અને વળતા

માનવીમાં જે સદંશ, જે સદ્‌ગુણ વસ્યો છે એ સાવ નિરક્ષર દેખાતા માનવમાં પણ ભર્યો પડ્યો છે એ આપણે ઘણીવાર માનવા તૈયાર નથી હોતા. પણ આ વાર્તાના નાયકને એ માન્યતાને ફેરવવા જ જાણે લેખકે સર્જ્યો હોય એટલી સચોટ રીતે અહીં રજૂ થાય છે...

ઢીંચણ સુધીનું ધોતિયું, ખભે નાખેલું કેડિયું, માથે બાંધેલું ફાળિયું ને ગલો ગોવાળ લાકડી સાથે ફળીમાં દાખલ થયો.

પહેલા ઘરવાળાં નાથીભાભી ભેંશને છાશ પાણી પાતાં હતાં. ગોવાળને જોઈ ભડક્યાં. પૂછવા લાગ્યાં: 'ઢોર હડવવાની વેળા થઈ કે શું ગલાભાઈ?'

ગલો ગોવાળ ફક્કડ (એકલો) માણસ હતો. બેઉ ટંક ગામમાં વારે રોટલો ખાતો હતો. ગોવાળે કહ્યું: 'ના ભાઈ ના. હું તો અમથો (અમસ્થો) આવ્યો છું.'

ગોવાળના ટૂંકા અને લૂખા જવાબોથી ફળીનાં લોક સમજી ગયાં કે ગોવાળ આજે ખુશમાં નથી.

સામા ઘરની ચોપાડમાં કુંભીનો ટેકો લઈને બેઠેલાં દીવાડોશી પૂછ્યા વગર ન રહી શક્યાં: 'કેમ ગલા, ઢીલો લાગે છે?'

ઊઘાડા અંગ ઉપરથી માખો ઉડાડતો હોય એ રીતે હાથ વીંઝતા ગોવાળે કહ્યું: 'ના રે કાકી.' હસવાનો પ્રયત્ન પણ કર્યો.

ડોશી પણ પછી કંઈ ન બોલ્યાં. જો કે છીંકણી સૂંઘતાં સૂંઘતાં મનમાં તો થતું હતું: 'ના કહે છે પણ કાંક ને કાંક છે ખરું. નહિ તો આમ મૂંગો મૂંગો જાય ખરો કે?'

વાત સાચી હતી. ગોવાળનો સ્વભાવ આનંદી અને ટીખળી હતો. બીજે દિવસ હોત તો નાથીભાભીને એણે આવો જવાબ આપ્યો હોત: 'ભેંશે નથી દીધું એ હું જાણી ગયો છું. ખબર રાખો ઢોરાં આજે વહેલાં છોડાવું છું કે નહિ જો!...બોલો, વારાને દન ખાવામાં પાશેર દૂધ આપશો?'...

કચરુભાઈને પણ હસતાં હસતાં પરખાવ્યું હોત: 'વારો જોઈને ભડકો છો એવા દૂધે ભરેલી વટલોઈ જોઈને તો નથી ભડકતા! એ વખતે કેમ ગલા ગોવાળને નથી પૂછતા: આજે ક્યાં લઈ જઈને આવાં ઢોર ધરવ્યાં હતાં ગલાભાઈ?'

દીવાકાકીના સવાલે ગલો ગોવાળ સભાન થયો. ને ચોથા ઘરના આંગણામાં વાસીદું વાળતી છોકરીને કહેવા લાગ્યો: 'કંકુડી, તારી ગાયનો ડેરો ટૂંકો કરજે.' પેલી બાજુએ બાંધેલી ગાય તરફ હાથ લંબાવી કહ્યું: 'જો ને બાપડી, પાછલા પગે કેટલી બધી છોલાઈ ગઈ છે!' આમ કહી ગોવાળે જમણી બાજુના ઘર તરફ મોં ફેરવ્યું.

છતાંય દીવાડોશીને સંતોષ ન થયો. 'ના...! નીતની પેઠે રાજીમાં હોત તો ગાય પાસે જાત. ગાયને પંપાળત. પગે બરાબર જુવત. આગળથી જુવત. પાછળથી જુવત. ને દવા પણ કાંક ને કાંક તો દેખાડત જ. ભલું હોત તો ઢોર હડવાની હજુ ખાસ્સી વાર છે એટલે ડેરોય પોતે જ કાપી આપત. ગાયનેય ઠપકો કરત: 'હરાડી ન થઈ હોત તો શું કામ તારી કોટે (ગળે) બાંધવો પડત!......ડાહી થઈ જઈશ તો એ જ દનમાં છોડાવી દઈશ. માટે...'

પણ ગોવાળે આવું કશું ન કહેતાં કંકુડીને ફરીથી માત્ર યાદ જ દેવડાવ્યું: 'કે'જે તારા બાપાને તે ડેરો કાપી નાખે.'

ને સામા ઘરની ચોપાડમાં પેસતાં હાંક પાડી: 'છો કે જીવાભાઈ ઘેર?'

ઘરમાંથી જીવાભાઈનો જવાબ આવ્યો: 'ગલો કે કોણ?...બેસ ખાટલા ઉપર. હું જરા અંબાડીની માને દવા પાતો આવું.'

ચોપાડમાં ખાટલો ઢાળેલો હતો. પાંગત તરફ બેસતાં ગલાએ કહ્યું: 'આવો નિરાંતે. બેઠો છું.'

આ પછી એણે ખભેથી કેડિયું ઊતાર્યું. ખિસ્સામાંથી

માટીની બીડી કાઢી. ને એ આંગળીઓની વચ્ચે બીડી રાખી ખીસામાંથી ગડાકુ કાઢી. આસ્તે આસ્તે એ કાંકરીનો ભૂકો કરવા લાગ્યો...

પેલી બાજુ જીવાભાઈ પણ ગલા ગોવાળને આવેલો જોઈને વિચારમાં પડી ગયા હતા. 'કાલે મેં પાડો વેચ્યો એટલે નક્કી ગોવાળ ઇનામની આશા કરીને આવ્યો છે......એય આશા તો કરે જ ને ? છોકરું પાસ થાય તો માસ્તર આશા કરે એમ ગોવાળેય આશા તો રાખે જ ને ? એક ઢોરની વરત હવેથી બંધ જ થઈ ને...રિવાજ તો નથી પણ માગશે તો રોકડો રૂપિયો જ આપવો પડશે'...

હોકો ભરી જીવાભાઈ બહાર નીકળ્યા. ખાટલા ઉપર બેઉ પગ ચઢાવી ઓશિકા તરફ જમાવતાં ગોવાળને સવાલ કર્યો : 'ક્યાંથી ગલા અત્યારમાં ?'

'આખી રાત ઊંઘ્યો નથી જીવાભાઈ !'

'કારણ કાંઈ !' જીવાભાઈ વિચારમાં પડી ગયા.

બીજું તો કાંઈ નહિ પણ તમારા જેવા ભગત આમ કરે પછી બીજાની તો વાત જ ક્યાં રહી !'

જીવાભાઈ જરા તીખા સ્વભાવના હતા. તતડી ઊઠ્યા : 'શું કર્યું ભગતે ભાઈ ?'

ગોવાળ કંઈક દુઃખી તો હતો જ ને એમાં પાછા ભગત છેડાઈ પડ્યા, છતાંય એણે વાત કરવાની ઢબ ન બદલી. બોલ્યો : 'કાંઈ નહિ તો ધરતીનો પોરો આવી રહ્યો !'

ચીઢ દબાવતાં જીવાભાઈ જરા ટાઢા પડ્યા. કહ્યું : 'અલ્યા પણ વાત કર પૂરી. શાની ધરતી ને શાનો પોરો ? તું તારું ફૂટ ફૂટ કરે છે પણ મારેય સમજવું તો જોઈ ને ગાંડા શી વાત છે ? વાત તો કર એક ફેરા શું છે એ ?'

ગોવાળે હોકામાંથી અંગારો લેતાં કહ્યું : 'વાત તો— પાડો વેચ્યો એ. બીજી શી હોય જીવાભાઈ ?'

'એમાં તારું શું બગડી ગયું ? તારી વરત કપાશે એ જ ને ?'

ડાબા હાથની આંગળીઓ વચ્ચે બીડી રાખી ગોવાળે પાંચ-સાત વખત બચ બચ કરી તમાકુ સળગાવવાનો પ્રયત્ન કર્યો. પછી અંગારા ઉપર ફૂંક મારતાં બોલ્યો : 'વરતનું હું ફૂટતો હોઈશ જીવાભાઈ ?' મોંએ બીડી માંડતાં જીવાભાઈ સામે પણ એક નજર નાખી લીધી.

જીવાભાઈ જેવા તાતા જીવના હતા એવો જ સામે ગોવાળ ટાઢોબોળ હતો. એમને એવી તો ખીજ ચઢતી હતી. પણ શું કરે ? ગલો ગોવાળ જેવો આખા ગામને વહાલો હતો એવો એમનેય એ ગમતો હતો. ને એમણે હસીને ચીઢ વેરતાં કહ્યું : 'પણ તો—તું જ્યાં લગી વાતનો ફોડ ના પાડે ત્યાં લગી મને ગમ શી પડે ભલા આદમી !'

'પાડો વેચ્યો એનું તો મને કાંઈ નથી જીવાભાઈ, પણ વેચી વેચીને આ બકરાંવાળાને વેચ્યો ?'

'કેમ બકરાંવાળાને ?'

'ત્યારે કોણ હતા એ લેનારા ?'

'કાળો ચોર હોય ભલા આદમી, આપણે તો પૈસા લઈને માલ આપ્યો છે ને ?'

પણ માલ તમારો જશે ક્યાં એ તો જરા જોતા ?'

ગોવાળના અવાજમાં ભારોભાર દુઃખ હતું.

'તું કે'તો હોય તો માલને પૂંછડે બંધાઈ જાઉં તો ખબર પડે ક્યાં જાય છે એ.'

'ઠીક ભાઈ !' આમ કહી ગોવાળ બચ બચ કરતો બીડી તાણી રહ્યો. પણ ગોવાળનું મૌન તો જીવાભાઇને ઉલટાનું વધારે અકળાવતું હતું. બોલ્યા : 'તો તો તારું કે'વું એમ કે ઢોર અમારે વેચવું જ નહિ ?'

'કોણે ના કહી ?' ગોવાળની ટાઢી આંખો એકદમ તાતી થઈ ગઈ.

'તો પછી ?' જીવાભાઈને જવાબ જ ન જડ્યો.

ગોવાળે કહ્યું : 'આ બેઠાં સામે જ દીવાકાકી. પૂછો એમને. કેયે તમારો પાડો લુહારિયાંને વેચ્યો ત્યારે ચુંય મીં કર્યું 'તું ?'

'તો પછી મારા પાડામાં શું વાંકું પડ્યું ?'





'પૂંછડું શું તે!' આમ કહેતાં ગોવાળે બીડી પણ ઢાલવી દીધી.—એવા જોરથી કે અંગારો છેક આંગણામાં જઈ પડ્યો. બોલ્યો : 'હેંડ્યો હેંડ્યો જશે હેંડ કટણખાને. ખબર છે કાંઈ?'
'ગમે ત્યાં જાય ગાંડાભાઈ. કહેનારે કહ્યું છે કે વેચ્યાં ઘોડાં ખાણ ખાય!' જીવાભાઈએ કહ્યું.
'સાચું કે'જો.' કહી ગોવાળે જીવાભાઈ સામે નજર માંડી. પૂછ્યું : 'ન'તી ખબર આ પાડો કટણખાને જવાનો છે એ?'
'આપણે શું કામ ઊંડા પાણીમાં ઊતરવું ગાંડા?'
'કેમ ન ઊતરવું? ઘણા દન આપણે એને ચારપૂળો કર્યો છે ને એની સાથે આપણો સવાસ (શ્વાસ) આટલાં વરસથી ઘેરાયેલો છે. કેમ ખબર ન રાખીએ કે એ તો સુખમાં જાય છે કે દુઃખમાં જાય છે.' જીવાભાઈને મૂંગા જોઈ ગોવાળે ઉમેર્યું : 'બીજે વેચીએ તો કદાચ બે પૈસા ઓછા આવે એ જ ને?'
'લાવ ને જો વેચી આપતો હોય તો. પચાસને બદલે પિસ્તાળીસ અરે ચાળીસ—જો એ લોકોની પેઠે કોઈ ખરી ઉપર ખખડાવતું હોય તો. બોલ, કે'તો હોય તો—પાડો તો એ લોક વળતી વખતે લઈ જવાના છે એટલે ઘેર જ છે પણ પૈસા એમને આપી આવું પાછા. ઘડી પહેલાં જ ગામ છોડ્યું છે. બોલ, છે કોઈ બીજો ઘરાક?'
ગોવાળની પાસે ક્યાં કોઈ ઘરાક હતો? અરે પચાસનો માલ પચ્ચીસમાં આપો તો પણ ઘરાક મળવો મુશ્કેલ હતો.
ને બે પાંચ પળ મૂંગા રહ્યા પછી ગોવાળે પૂછ્યું : 'તમારે શું એટલી બધી ભીડ આવી 'તી તે ઊભા ઊભનો ઘરાક ખોળ્યો?'
'ભીડ આવી હશે ત્યારે જ ને ગાંડા?'
ગોવાળ એટલું તો જાણતો હતો કે જીવાભાઈની સ્થિતિ નરમ છે. પણ—
અને એણે જીવાભાઈને જ સવાલ કર્યો : 'પાડો વેચ્યે ભીડ ભાંગશે જીવાભાઈ?'
'ભીડ ન ભાંગે પણ હાલ તરત કામ તો નીકળે ગાંડા.'
જીવાભાઈ એકલા જ નહિ આખું ગામ જાણતું હતું ગલા ગોવાળને ઢોર પ્રત્યે કેટલી બધી મમતા છે એ. કોઈના ઢોરને કશું દર્દ થયું હોય તો જે રીતે માણસ પોતાના સંબંધીની ખબર કાઢે એ રીતે ગલો ગોવાળ ખબર કાઢવા જતો. કોઈની ભેંશ પીડાતી હોય ને કોઈ કારણસર વિયાતી ન હોય તો આખી રાત ભેંશ આગળ એ ઘરના ધણીની સાથે બેસી રહેતો. બને તેટલા ઉપાય પણ અજમાવતો...
એટલે જીવાભાઈ, ઢોર પ્રત્યેની ગોવાળની લાગણીને સારી પેઠે સમજતા હતા. એટલે જ તો કહ્યું ને!—
'ગલા! તને તો ઠીક પણ દરેક ઢોરિયાં (ઢોરવાળાં) મનેખને જેટલાં છોરાં વા'લાં એટલાં જ ઢોર વા'લાં. પણ તને શી ખબર મારા ઘરમાં તારી ભાભી મરવા પડી છે એ?'
'ના ભાઈ!' ગોવાળના મોં ઉપર દુઃખનું વાદળું ઊતરી આવ્યું એ એટલું જાણતો હતો કે જીવાભાઈનાં વહુ સુવાવડમાં છે. પણ એટલાં બધાં માંદાં છે એની એને ખબર નહિ. ને સવાલ કર્યો :
'નાનીભાભી એટલાં બધાં માંદાં છે એમ?'
'એટલાં કે દવાખાને લઈ જતાંય "છોરાંના ભાગ્યમાં હોય તો બચે વળી!' આમ કહી જીવાભાઈએ જોરનો શ્વાસ લીધો. બોલ્યા : 'એટલે જ તો ગાંડા, કોઈ આંખ આડા કાન કરે એમ મારેય જાણે ગાંડા થઈને આ પાડાનો કથલો (ધંધો) કરવો પડ્યો ને? વાણિયો ધીરે નહિ ને સગા સંબંધીઓમાંથી ઉછી પાછીના આવી મળે એવુંય નો'તું. એટલે પછી, 'પાડાનો લેનાર જાણે ને એનો રામ જાણે' એમ કરીને વેચવો પડ્યો!' જીવાભાઈએ કહ્યું. ભારે એક શ્વાસ લઈને ઉમેર્યું : 'જો એમ કરતાંય છોકરાંના ભાગ્યમાં હોય ને દવાખાને લઈ જતાંય બચે તો!'

ગોવાળ તો એવો મૂંગો બની ગયો હતો કે શું બોલવું એની જ સૂઝ નો'તી પડતી.

પણ જીવાભાઈએ તો એની લાગણીની જ કદર કરી; ઊઠતાં ઊઠતાં કહ્યું: 'છતાંય તને જો એમ લાગે કે મનેખનું થવાનું હોય એ થાય પણ આ બકરાંવાળાને હાથ પાડો નથી આપવો તો એમ કરીશ જા.' કહી જીવાભાઈએ પગ ઉપાડ્યો.

ઘરમાં પેસતાં વળી થોભ્યા. ગોવાળ સામે નજર માંડતાં કહ્યું: 'મશ્કરી નથી કરતો ગલા! કતલખાને ઢોર આપવું કે ખાટલામાં પડેલા મનેખને મરવા દેવું એની મને ગમ નથી પડતી!' હસવાનો પ્રયત્ન કરતાં બોલ્યા: 'ઘણોય ભગત પણ સવારથ (સ્વાર્થ) તો વળગેલો ને? એટલે તારા ઉપર મેલું છું. તું કહીશ એમ કરીશ જા.' ઘરમાં જતાં જતાં ઉમેર્યું: 'સાંજે તારી વાટ જોઈશ.'

ગલો ગોવાળ પણ ઊઠીને ચાલતો થયો—આવ્યો હતો એ જ રસ્તે...

કુંભીને અઢેલીને છીંકણી સૂંઘી રહેલાં દીવા ડોશીએ જોયું તો આવતી વખતે તો કંઈકેય એ ઠીક હતો પણ જતી વખતે જાણે ભોંયમાં પેસી ગયો હોય એવો જ લાગતો હતો—ઊંધું ઘાલીને જઈ રહ્યો હતો—જીવાભાઈનો જવાબ જાણે ધરતીમાંથી શોધતો ન હોય: કતલખાને જતો પાડો બચાવવો કે બિમાર માણસનો ઉપચાર કરવો?



પ્રો. ગોવિંદભાઈ પટેલ

## જઈને જોવું ઓલી કોર

જઈને જોવું ઓલી કોર, હો સાથી! જઈને જોવું ઓલી કોર,
આંખ જુએ તે અંકોડો, સાથી! સેર તો માંહ્યલી કોર.
  રંગ જોઉં ફૂલ ફૂલના ન્યારા, માણું જુદી જુદી ગંધ,
  ક્યાંક થતું ઉર વેગળું વેગે, ક્યાંક તો સંગથી અંધ,
રાત માની લઉં જેહને તે તો આંખ ખૂલ્યે થાય ભોર.
જઈને જોવું ઓલી કોર, હો સાથી! જઈને જોવું ઓલી કોર.

  ઝરણાનાં કલગીતમાં ન્હાઉં ખોબે ખોબે છાંટી નીર,
  નીર સૂકાતાં હાલતો થાઉં રાખી પછાડી એ તીર,
જાણું તો જાણું નીર સુકાણું, જાણું ન શોષનો શોર.
જઈને જોવું ઓલી કોર, હો સાથી! જઈને જોવું ઓલી કોર.

  ગોકુળની જોઉં ધેન રૂપાળી, સાંભળું બંસરી–બોલ,
  કાંઠડે ડાળ કદંબની જોતાં રણકી રે' રાસકિલોલ,
કોકિલ શો અવ ખોળવો ખાંતે સાંવરો નંદકિશોર.
જઈને જોવું ઓલી કોર, હો સાથી! જઈને જોવું ઓલી કોર.







ઈશ્વર પેટલીકર

# પસંદગીનો પાયો

લગ્નમાં સાથીની પસંદગીના પાયામાં રહેલો લગ્નનો હેતુ પહેલો વિચારવો જોઈએ. પછી એ લગ્ન પોતાની પસંદગીના હોય કે વડીલોએ નક્કી કરી આપ્યા હોય. લગ્નજીવનનું એ જ સાચું અને પહેલું સોપાન ગણાય. અહીં એ વિગતે ચર્ચવામાં આવ્યું છે...

લગ્નસાથીની પસંદગી અનુભવી માબાપ કરે કે ઉત્સાહી યુવકયુવતી પોતે કરે, તેથી જ એ પસંદગી યોગ્ય થશે તેમ માની લેવાની જરૂર નથી. પસંદગી કરનાર પાસે એ અંગે કેવાં મૂલ્યો છે તે ઉપર તેનો આધાર રાખે છે. એ મૂલ્યોનો આધાર લગ્નના હેતુ ઉપર રહેલો છે. હિન્દુ સમાજે જન્મથી મૃત્યુપર્યંતના મનુષ્યજીવનના સોળ સંસ્કાર પ્રબોધ્યા છે, તેમાં લગ્ન એ સૌથી મહત્ત્વનો સંસ્કાર છે. સ્મૃતિઓએ લગ્નનો હેતુ કેવળ કામેપણા, સંતાનેપણા રાખ્યો નથી: સૌથી મુખ્ય લક્ષ ધર્મ ઉપર આપ્યું છે. ધર્મ, સંતતિ અને રતિક્રીડા માટે લગ્ન સંસ્કારનું હિન્દુ સંસ્કૃતિએ મહાત્મ્ય કરેલું છે અને તે લગ્નની સપ્તપદીમાં જોવા મળે છે.

પહેલું પગલું કન્યાને ભરવાનું જણાવતાં વર કહે છે: ઈચ્છાશક્તિ પ્રાપ્ત કરવાને માટે એક પગલું ભર. મારું વ્રત પૂર્ણ કરવામાં મને મદદ કર.

કન્યા પહેલું પગલું ભરતાં કહે છે કે હું તમારા પ્રત્યેક સત્ય સંકલ્પમાં સહાય થઈશ.

બીજે પગલે વર કહે છે—તેજ પ્રાપ્ત કરવાને માટે બીજું પગલું ભર. મારું વ્રત પૂર્ણ કરવામાં મદદ કર.

કન્યા બીજું પગલું ભરતાં કહે છે, હું તમારા પ્રત્યેક સત્ય સંકલ્પમાં સહાય થઈશ.

ત્રીજે પગલે વર કહે છે—કલ્યાણની વૃદ્ધિને અર્થે ત્રીજું પગલું ભર. મારું વ્રત પૂર્ણ કરવાને મદદ કર.

કન્યા—હું સદા તમારે સુખે સુખી અને તમારે દુ:ખે દુ:ખી રહીશ.

ચોથે પગલે વર—આનંદમય થવાને માટે ચોથું ભર. મારું વ્રત પૂર્ણ કરવામાં મદદ કર.

કન્યા—સદા તમારી ભક્તિમાં તત્પર રહીશ. સદા પ્રિય બોલીશ. સદા તમારા આનંદ ચાહીશ.

પાંચમે પગલે વર—પ્રજાની સેવાને અર્થે પાંચમું પગલું ભર. મારું વ્રત પૂર્ણ કરવામાં મદદ કર.

કન્યા—તમારી પ્રજાસેવાના વ્રતમાં પદે પદે તમારી સાથે રહીશ.

છઠ્ઠે પગલે વર—નિયમપાલનને માટે છઠ્ઠું પગલું ભર. મારું વ્રત પૂર્ણ કરવામાં મદદ કર.

કન્યા—યમનિયમના પાલનમાં હું તમારી અનુગામી થઈશ.

સાતમે પગલે વર—આપણા બંનેમાં પરસ્પર મૈત્રી રહે તે અર્થે સાતમું પગલું ભર. મારું વ્રત પૂર્ણ કરવામાં મદદ કર.

કન્યા—મારું પુણ્ય ફળ્યું કે તમે મારા પતિ થયા. તમે મારા પરમ મિત્ર છો, પરમ ગુરુ છો, પરમ દેવતા છો.

કન્યાના પિતા વરને કહે છે, તારે જે ધર્માચરણ કરવું પડે તે આ કન્યાની સાથે જ આચરવું, ધર્મમાં અર્થમાં, કામમાં આ કન્યાની સાથે એકનિષ્ઠ રહેજે, વ્યભિચાર કરીશ મા.

વર—ધર્મ, અર્થ, કામમાં વ્યભિચાર નહીં કરું, નહીં કરું, નહીં કરું.

આ સપ્તપદીની પ્રતિજ્ઞા જોઈએ તો એ લેવડાવનાર વર અને કન્યા પુખ્ત ઉંમરનાં અને લગ્નની જવાબદારી સમજનારાં શિક્ષિત હોવાં જોઈએ. આમાં પુરુષ ધર્મ, અર્થ, કામની પોતાની મહેચ્છા પૂર્ણ કરવા લગ્ન કરે છે અને એને સહાય કરવા ઊતરતા દરજ્જાથી જોડાતી હોય તેમ એને અનુસરવાની પ્રતિજ્ઞાઓ લે છે. સ્ત્રીને પણ એવાં જ ધર્મ, અર્થ અને કામ છે અને બંને અરસપરસ એકબીજાનાં ને ધ્યેય પાર પાડવા પરણે છે તેવી સમાનતાવાળી પ્રતિજ્ઞાઓ



જોવા મળતી નથી. છેલ્લે સાતમે પગલે પુરુષ સમાનતારૂપે મૈત્રી સખ્યભાવની પોતાની ઇચ્છા જાહેર કરે છે. અને તેવી કક્ષાએ પહોંચવાનું મળતાં કન્યા કૃતકૃત્ય થઈ ગઈ હોય તેમ પૂર્વભવનાં પુણ્ય અને પતિને પરમ દેવતા માને છે. કન્યા વરને કોઈ પ્રતિજ્ઞા લેવડાવતી નથી. એના પિતા કન્યાનો હાથ વરને સોંપતાં એને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લેવડાવે છે.

સ્ત્રીપુરુષની સમાનતાના નવા આદર્શ પ્રમાણે બંને સાથે પ્રતિજ્ઞા લેતાં હોય તેની ભાષા યોજી શકાય. આપણે બંને દંપતી તરીકે ઇચ્છાશક્તિ પ્રાપ્ત કરવાને માટે પહેલું પગલું ભરીએ. આપણાં વ્રત પૂર્ણ કરવામાં એકબીજાને મદદરૂપ બનીએ.

પરંતુ ધાર્મિક વિધિની પરંપરા એવી રહી છે કે આજનાં દંપતી નવા આદર્શ પ્રમાણે જીવન જીવવા લગ્નથી જોડાતાં હોય તો પણ એમને પ્રતિજ્ઞાઓ પરંપરાગત વિધિ પ્રમાણે લેવી પડે છે. એમાં ક્રાંતિ પશ્ચિમમાં પણ થયેલી જોવા મળતી નથી. એનો છેલ્લો રસિક પ્રસંગ ૨૦મી માર્ચ '૬૪ ના રોજ બની ગયાનો છાપામાં પ્રગટ થયેલો જોવા મળ્યો છે. બ્રિટનના વડા પ્રધાન સર એલેક ડગ્લાસ હ્યુમની ૨૪ વર્ષની બીજી પુત્રી કુ. મેરિઅલનાં એ તારીખે ૨૬ વર્ષના મિ. ઓડ્રયન ડાર્બી સાથે લગ્ન થયાં. વર ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં અર્થશાસ્ત્રના ટ્યૂટર તરીકે કામ કરે છે. ઈસ્ટરના તહેવારોના ખુશનૂમા વાતાવરણમાં હજાર ઉપરાંત સ્ત્રીપુરુષોની હાજરીમાં ધાર્મિક લગ્નવિધિ થઈ હતી. ખ્રિસ્તી પાદરીએ જ્યારે નવવધૂ પાસે 'To love honour and obey'ના સોગંદ લેવડાવ્યા ત્યારે એણે 'Obey'ને બદલે Cherish શબ્દ ઉચ્ચાર્યો!

સ્ત્રીપુરુષના સમાનતાના આદર્શમાં પતિને 'આજ્ઞાધીન' રહેવાના સોગંદ લેવા તે યોગ્ય ન ગણાય માની 'તેને હૈયામાં સ્થાપીશ' તેમ એણે સુધરેલા સોગંદ લીધા. અને તેના ભાઈ ડેવિડે ખુલાસો કરતાં કહ્યું કે લગ્ન અંગેની આ પ્રાર્થનામાં Obeyને બદલે Cherishનો વિકલ્પ આપેલો છે અને પોતાની બહેનને અને એમને પણ એમ લાગ્યું કે Obey શબ્દ જરી પુરાણો થઈ ગયો છે! આધુનિક સ્ત્રી શું પોતે એકલી આજ્ઞાધારક થવાના સોગંદ લે?

પરંતુ રમુજ એ થઈ કે રૂઢિચુસ્ત પક્ષના ગણાતા લંડનના દૈનિક 'ધી ડેલી ટેલિગ્રાફ'માં આ અહેવાલ આવ્યો તેની સાથે જ બીજા દૈનિક પત્ર 'ધિ ગાર્ડીઅન'ના અહેવાલે એમ જણાવ્યું છે કે 'પાછળથી મારી દીકરીએ 'Obey' શબ્દ ઉચ્ચાર્યો હતો અને એ રીતના સોગંદ લીધા હતા!'

એ કન્યાએ Obey શબ્દ ઉચ્ચાર્યો કે નહિ તેના સંશોધનમાં પડવાની આપણે કાંઈ જરૂર નથી, પણ રૂઢિ કેવી બળવાન છે તે આમાંથી પ્રતીત થાય છે. બ્રિટનના વડા પ્રધાનનાં પત્નીને પણ એને વશ થઈ રૂઢિપૂજક ખુલાસો જાહેર કરવો જરૂરી લાગે છે. પશ્ચિમમાં ધાર્મિક વિધિ પ્રમાણે ખ્રિસ્ત છોકરીઓ એ જાતની પ્રતિજ્ઞા લઈને લગ્નવિધિ પતાવે છે, છતાં નવા જમાના પ્રમાણે આજ્ઞાધીન રહેવામાં એ સ્ત્રીનું ગૌરવ માનતી નથી. સમાનતાથી વર્તે છે. આથી આપણી સપ્તપદીમાં ફેરફાર ન થયો હોય તેથી આશ્ચર્ય પામવાનું નથી કે એ ન થાય તેથી એ પ્રતિજ્ઞાઓની ભાવના કન્યાના જીવનમાં ચાલુ રહેવાની છે તેમ માનવાનું નથી.

એ પ્રતિજ્ઞાઓમાં મુખ્ય હેતુ ધર્મનો છે, તે સ્પષ્ટ જોવા મળે છે. દરેક પગલે વર કન્યાને કહે છે—મારું વ્રત પૂર્ણ કરવામાં મને મદદ કર. કન્યા જવાબમાં કહે છે—સત્ય સંકલ્પમાં હું સહાય થઈશ. મતલબ કે તારું વ્રત સતપંથનું હોવું જોઈએ.

વર લગ્ન દ્વારા કન્યા પાસે એ સહધર્મચારિણી બને તેમ ઇચ્છા રાખે છે. ધર્મમાર્ગે જવા માટે, વ્રતપાલનમાં વરમાં જે ઇચ્છાશક્તિ છે તે પત્નીના સહકારથી વધે તેમ એ આશા રાખે છે. વરમાં જે તેજ

છે તેમાં પત્નીના સાથથી વધારો થાય તેમ ઈચ્છે છે. ધર્મના કલ્યાણ માર્ગે પત્નીના સાથની ઝડપી પ્રગતિ ઝંખે છે અને વ્રતનો માર્ગ કઠોર ન બનતાં આનંદદાયી નીવડે તેવું પગલું ભરવા એને કહે છે. સંતાનની, પ્રજાની એપણા પાંચમા પગલામાં આવે છે. કન્યા-પિતા વરને એકનિષ્ઠ રહેવાની પ્રતિજ્ઞા લેવડાવે છે, તેમાં છેલ્લે કામેપણાનો હેતુ આવે છે.

આ લગ્નના હેતુ પ્રમાણે વરકન્યાની પસંદગી અંગે ઋષિ મુનિઓ અને ગ્રંથોએ મૂલ્યો સૂચવેલાં છે. ધર્મમય વ્રતપાલનવાળું જીવન જો પુરુષ જીવવા માગતો હોય અને તેમાં પત્નીનો સાથ ઇચ્છતો હોય તો સૌ પ્રથમ એને એ સંસ્કાર વારસામાં મળેલા હોય તો એ માર્ગે એ સહજ રીતે અભિમુખ થાય. આથી વરની પસંદગીમાં ઉત્તમ કુળનો મહિમા ગાયેલો જોવા મળે છે. આજે પણ નાતમાં કુળવાન ઘરનું મહત્ત્વ થતું જોવા મળે છે. પરંતુ હાલની પરંપરામાં સાપ ગયા અને લીસોટા રહ્યા તેવી કરુણ સ્થિતિ જોવા મળે છે. વિદ્યા ભણવી-ભણાવવી એ બ્રાહ્મણનું લક્ષણ છે. અને તેથી સમાજમાં એ શ્રેષ્ઠ વર્ણ ગણાયો છે. પરંતુ એ ગુણ અને સદાચાર ન હોય તો પણ બ્રાહ્મણને ઘેર જન્મ્યો માટે એ શ્રેષ્ઠ—ઊંચો તેમ મનાય છે. કુળવાનની સ્થિતિ પણ લગભગ એવી છે. પાછલી પેઢીઓથી એ ઘર ઊંચું ગણાતું આવ્યું છે માટે આજની પેઢીના માનવીમાં કોઈ લાયકાત ન હોય તો પણ એને પરંપરાને લીધે ઊંચું ઘર માનવામાં આવે છે.

બધા ઋષિઓ અને ગ્રંથોએ કુળને ખાસ મહત્ત્વ આપ્યું છે. તે સાથે ઉત્તમ કુળની કસોટી પણ એમણે એવી જ ઊંચી આંકી છે ઉત્તમ કુળ એને ગણવામાં આવ્યું છે કે જેમાં મા અને બાપ બંને પક્ષની દસ પેઢી સુધીના પૂર્વજોમાં તપ, સત્કર્મો અને વિદ્યાની પરંપરા ચાલી આવતી હોય. એ પેઢીઓનો લગ્નસંબંધ શુદ્ધ લોહીનો ચાલ્યો આવતો હોય. શુદ્ધ લોહીનો અર્થ સ્વજાતિ—સરખા સંસ્કારમાં લગ્નસંબંધ થયો હોય છતાં સગોત્ર ન હોય, પિતાની સાત પેઢી અને માતાની પાંચ પેઢીની અંદર લગ્ન થયું હોય. બંને પક્ષે આવું ઉત્તમ કુળ ન હોય તો ઓછામાં ઓછું પિતાના પક્ષે તો હોવું જોઈએ.

આજે માબાપો કન્યા આપતી વખતે નાતમાં કુળવાન ઘર છે તેમ સમજીને પગલું ભરતાં હોય છે. ભારે ઉચ્ચ કુળની વ્યાખ્યા ઋષિમુનિઓએ જે આપી છે તે રીતે કેટલાં કુળવાન ઘરની મૂલવણી કરતા હોય છે ? વરનું કુળ ઊંચું હોવું જોઈએ તેવું શાસ્ત્રોએ કહ્યું છે તેમ એ સંતાનો સમક્ષ દલીલ કરતાં હોય છે, પરંતુ શાસ્ત્રોની વ્યાખ્યા પ્રમાણે એ અનુસરતા નથી તેનું શું ?

આવું ઉત્તમ કુળ હોવું એ સુલભ નથી. કર્ણને જ્યારે દાસીપુત્ર તરીકે હલકા કુળનો ગણીને ઉતારી પાડવામાં આવતો હતો ત્યારે એણે કહ્યું હતું કે, ઉત્તમ કુળમાં જન્મવું કે હલકા કુળમાં જન્મવું એ પ્રારબ્ધના હાથની વાત છે, મનુષ્યના હાથની વાત નથી. એ ગમે તે કુળમાં જન્મ્યો હોય, પણ સત્કર્મ કરવાં ને એ દ્વારા તમે મારી કિંમત આંકો તેમ કર્ણની કાયમ ઝંખના રહી હતી. આવી ઉત્તમ કુળ પછી વરની બીજી લાયકાત આવે છે. તેનું પોતાનું ચારિત્ર્ય અને વિદ્યાસંપન્નતા ઉત્તમ કુળની પરંપરા વારસામાં મળી હોય તેને ધર્મમય માર્ગે જવું સહજ બને તેવું ચારિત્ર્ય ઘડાયું હોય. પરંતુ વ્યક્તિ એ વારસા સિવાય પણ કર્મ કરીને પોતાનું ભાવિ અને ચરિત્ર ઘડી શકે છે. યુવકે એના બ્રહ્મચર્યકાળમાં કેટલી વિદ્યા સંપન્ન કરી છે અને ચારિત્રબળ પ્રાપ્ત કર્યું છે તે વર તરીકેની એની લાયકાત છે. એનું કુળ ઉત્તમ ન હોય તો પણ જો એણે વિદ્યા અને ચારિત્ર્ય મેળવ્યું હશે તો એ વ્રતપાલનના માર્ગે ચાલી શકશે અને સહધર્મચારિણી તરીકે જોડાનાર કન્યાને એની અનુગામી બનવામાં દુઃખ નહિ આવે.

મનુએ સંપત્તિવાન ઘર હોય પણ અભણ, અસંસ્કારી કુટુંબ હોય તો કન્યા આપવા માટે ત્યાજ્ય ગણ્યું છે.

ભારદ્વાજે બુદ્ધિ, વિદ્યા અને કુળને સૌથી વધુ મહત્ત્વ આપવાનું કહ્યું છે. તો સૌન્દર્ય અને સંપત્તિને સૌથી ઓછું મહત્ત્વ આપવાનું કહ્યું છે. માનવ અને વારાહ ગૃહ્યસૂત્રોમાં વિદ્યાને સૌથી વધુ પ્રાધાન્ય આપ્યું છે. યાજ્ઞવલ્કયે ઉત્તમ કુળમાં ગુણો ઉપરાંત આરોગ્યને પણ સ્થાન આપ્યું છે. દસ પેઢી સુધીના પુર્વજો વારસાગત રોગથી મુક્ત હોવા જોઈએ. મહાભારતે કુળ, વિદ્યા અને સંપત્તિની સમાનતાવાળાં કુટુંબોમાં લગ્ન સંબંધ બાંધવો હિતાવહ ગણ્યો છે. મનુએ સર્વ પક્ષે કુળ હલકું હોય પણ કન્યા રત્ન સમી હોય તો તેની સાથે પરણવાની હરકત નથી તેવી છૂટ આપી છે.

વર–કન્યાની પસંદગીમાં સૌન્દર્યને પણ સ્થાન આપવામાં આવેલું છે, મનુએ હંસ કે હાથી જેવી ચાલવાળી, સપ્રમાણ વાળવાળી, નાના દાંતવાળી અને નાજુક કન્યા વરવા કહેલ છે. મનુએ અતિ ટૂંકા કે અતિ લાંબા બંને પ્રકારના માથાના વાળ ખોડવાળા ગણ્યા છે. પીળી આંખોવાળી અને વાતોડિયણ કન્યાને ખોડમાં ગણી છે. વિષ્ણુપુરાણે કન્યાના ચહેરા, હાથપગ, ઘૂંટણ, શરીરનું કદ અને સ્વર વગેરેનાં સૌન્દર્ય ધોરણો સૂચવ્યાં છે. વિશાળ નિતંબ અને પાતળી કમ્મરવાળી સ્ત્રીને સુંદર ગણી છે. બુદ્ધિમાન, સુંદર, સુશીલ, શુભ લક્ષણોવાળી અને તંદુરસ્ત કન્યા પરણવી જોઈએ. સૌંદર્યનો એટલે સુધી મહિમા કર્યો છે કે જેના પર આંખ ઠરે તેને વરવી જોઈએ અને બીજાની ટીકાની પરવા ન કરવી જોઈએ.

આ પસંદગીમાં વિચિત્ર લાગે તેવો કોઈ મુદ્દો હોય તો વરકન્યાની ઉંમરનો તફાવત છે. કન્યા વર કરતાં નાની હોવી જોઈએ તેટલી સર્વસામાન્ય પસંદગી આજે પણ જોવા મળે છે. પરંતુ કેટલી નાની હોવી જોઈએ તે બાબતમાં ભિન્ન ભિન્ન ધોરણ જોવા મળે છે. કામસૂત્રમાં ઓછામાં ઓછી ત્રણ વર્ષે નાની હોવી ઘટે તેમ કહ્યું છે. પુરુષની લગ્ન વય ૨૦, ૨૫, ૩૨, ૪૪, ૫૬ એમ આધુનિક યુગમાં મોટી ઉંમરે લગ્ન કરવાની વૃત્તિ વધતી જાય છે તેનેય વટાવી જાય તેટલી ૫૬ વર્ષ સુધી મોટામાં મોટી કહી છે અને તે વિધુર માટે નહિ પણ કુંવારા માટે! મનુસ્મૃતિમાં ૨૪ વર્ષના પુરુષ માટે ૮ વર્ષની કન્યા અને ૩૦ વર્ષના પુરુષ માટે ૧૨ વર્ષની કન્યાની છૂટ છે! વિષ્ણુપુરાણમાં કન્યા કરતાં વરની ઉંમર બમણી ગણી છે. મહાભારતમાં ૭ અને ૧૦ વર્ષની કન્યા માટે અનુક્રમે ૨૧ અને ૩૦ વર્ષના વરને યોગ્ય કહ્યો છે!

આમ કન્યાની નાની ઉંમર અને વરની મોટી ઉંમરનાં કજોડાંનો ખ્યાલ કરતાં સપ્તપદીની પ્રતિજ્ઞાની ભાવના બંધ બેસતી લાગતી નથી. ૭, ૮, ૧૦, ૧૨ વર્ષની કન્યા વર લેવડાવે તે પ્રતિજ્ઞા માટે કેટલી યોગ્ય ગણાય? વળી ૧૦ વર્ષની કન્યા એનાથી ત્રણ ગણી ઉંમરવાળા ૩૦ વર્ષના વર સાથે સખ્યભાવ–મૈત્રીભાવની સમાનતા કેવી રીતે સાધી શકે? અંગિરસે કન્યા બે, ત્રણ, પાંચ કે વધારે વર્ષ નાની હોવી જોઈએ તેમ કહ્યું છે તેમાં પાંચ વર્ષ સુધીનો તફાવત હોય ત્યાં સુધી તે યોગ્ય ગણી શકાય. આમ ઓછામાં ઓછો તફાવત બે કે ત્રણ વર્ષનો જે બતાવ્યો છે તે યોગ્ય છે પણ એનો અતિરેક ત્રણ ગણી ઉંમરના તફાવતનો છે તે જોતાં સ્ત્રી વિષે એ ઉલ્લેખ કરનારાનો કેવો ખ્યાલ હશે તે કલ્પતાં કંપારી આવે છે.

અંતમાં, એટલું જ કહેવાનું કે લગ્નની પસંદગીનો આધાર માબાપ ઉપર હોય કે યુવક–યુવતી ઉપર હોય, તેનાં મૂલ્યો લગ્નના હેતુ ઉપર નિર્ભર છે. આથી લગ્નની પસંદગી કરવા નીકળતા પહેલાં એ હેતુઓ જો નક્કી કરી શકશે તો એનું કાર્ય સુગમ થઈ પડશે. જો એ હેતુઓ જીવનમાં વિશિષ્ટ હોય તો પસંદગીમાં પણ કંઈ વિશિષ્ટ હોવાનો સંભવ નથી. સર્વસામાન્ય પસંદગી એને પણ અનુકૂળ પડશે. મોટે ભાગે લગ્નના હેતુઓ જનસમાજમાં સર્વસામાન્ય હોય છે એટલે તેમની પસંદગી ચાલુ રૂઢિ રિવાજ પ્રમાણે થતી હોવા છતાં એમના સુખમાં બાધા ઊભી થતી નથી.



ઈશ્વરભાઈ પટેલ

# ખરો જીવનસાથી

સાહસ કથાઓનું સાહિત્ય અંગ્રેજીમાં સભર ભર્યું છે. એવી જ એક દિલ ધ્રુજાવનારી યુદ્ધ કથાનાં સાહસો અંગ્રેજી ઉપરથી તૈયાર કરેલી આ કથામાં તરી આવે છે જે વાચકોને સારી એવી પકડ અનુભવાવશે અને કિશોર વાચકોમાં હિંમત આણશે...

કાન ફોડી નાખે તેવો કડડડ ..ભૂસ...એવો અવાજ થયો. એની પાછળ આવી જબરદસ્ત ગર્જના, ભલભલાનાં હાજાં ગગડાવી દે તેવી આ અવાજઘટના. ભૂખે કૃશ બનેલું એક એકાકી કુરકુરિયું આ અવાજ-માંયે ખડું થઈ ગયું પણ તાકાતહીન અવસ્થામાં ગુલાંટિયું ખાઈ ગબડી ગયું ને એના મુખમાંથી તીવ્ર વેદના ચીસ સરી પડી.

એનું આશ્રયસ્થાન હતું એક કૃષકગૃહ. આ ખેડૂતઘર આવેલું ફ્રાન્સ જર્મની વચ્ચેના બિનમાલિકિયા પ્રદેશમાં અને તેય બે સંરક્ષણ હરોળો વચ્ચે. ૧૯૪૦ના ફેબ્રુઆરીનો કાળ એટલે મેજીનોટ ને સીજફ્રીડ વચ્ચે આવેલો આ પ્રદેશ ઉભયનો માર ખાતો. થોડા દિવસ પૂર્વે એટલે કે ૧૨મી ફેબ્રુઆરીના રોજ એક જબરદસ્ત તોપમારાના ભોગ બની, આ ખેડૂતઘર ખેદાન-મેદાન થયેલું, અને એમાં પેલા આલ્શેસિયન કુરકુરિયાની માતા ને સહોદરો મૃત્યુને ભેટેલાં. ખેડુકુટુંબ સહી-સલામતીની શોધમાં ગૃહત્યાગ કરી પલાયન થયેલું. નાનું સરખું ભૂખે સબડતું આ શ્વાનબાળ, જ્યારે જ્યારે આવો અવાજ થતો ત્યારે જરાક ધુરકિયું કરી પાછું શાંત થઈ જતું. જો કે આ વખતની ગર્જના બોમ્બ કે તોપમારાની નહોતી. એ હતો નિરીક્ષણાર્થે નીકળેલા એક વિમાનના તૂટી પડવાનો અવાજ. એને અનુસરતો હતો પેટ્રોલના ભભૂકવાનો ધડાકો. ચંદ મિનિટોમાં વિમાનમાંથી સહીસલામત કૂદી નીકળેલા ફ્રેન્ચ વિમાની-દળના બે વિમાનીઓની દૃષ્ટિએ આ ગૃહ પડ્યું. વિમાનીને તો પગના ફેંચામાં ગોળી વાગેલી હતી એટલે સાથેનો તોપચી જુન બોઝડેક તલાશાર્થે નીકળી પડ્યો.

રસોડાના દ્વારમાં ડગ મૂકતાં જ હળવા શ્વાસોચ્છ્વાસનો અવાજ એના કર્ણે પકડ્યો એટલે રિવોલ્વર તૈયાર કરી એણે પડકાર ફેંક્યો, 'જે હોય તે શરણે આવી જાવ.'

ક્યાંયથી ઉત્તર આવ્યો નહીં એટલે ધડકતે હૈયે એ વિમાનીએ ભીતરીય ભાગમાં ડગ દીધું ને ભગ્નાવશેષ ભીતર ઝીણી નજરે જોયું.

'અરે! બની ગયા!' એમ કહી એ હસી પડ્યો.

એના હાસ્યમોજાનો પડઘો પાડતો હોય તેમ લોહી દદડતા પિયરીએ અંદર આવી સવાલ કર્યો, 'છે શું?'

'અરે! જો તો ખરો, મેં એક જર્મનને પકડ્યો છે!' જોને જવાબ વાળતાં પેલા નાના શ્વાનબચ્ચાને ઊંચકી લીધું. બચ્ચું ભયથી ધ્રૂજતું હતું ને તાકાત નહોતી તોય એના દૂધમલ દાંતથી જોનને બચકું ભરવા મિથ્યા પ્રયત્ન કર્યો.

'છાનું મર,' એમ જોને એને સવહાલ થાબડતાં આગળ ચલાવ્યું, 'તને ખબર છે, મોતના મોંમાંથી મેં તને બચાવ્યું છે. મારો રિવોલ્વરનો ઘોડો જરાકમાં જ દબાતો રહી ગયો છે!' જોનના શબ્દોએ બચ્ચામાં વિશ્વાસ પ્રેર્યો અને એના હાથમાં એ આરામવશ બન્યું.

ચારેકોર ધન મેઘરવાને કારણે આ વિમાનીઓની હસ્તીની નોંધ કોઈને લાધી નહોતી પણ એ ધુમ્મસ કવચ ક્યારે હટી જાય તે કહેવાય નહીં એટલે રાત્રિના ઓળા ઊતર્યા પછી ફ્રેન્ચ સરહદે પહોંચવાનું મનમાં નક્કી કરી, બન્ને એ કુટિરમાં જ સ્થિર થયા.

ઘવાયેલો પિયરી એક ખુરસીમાં લંબાવી, આંખ મીંચી ગયો. જોને પોતાનું ચોકલેટનું રેશન કાઢી, એમાંથી એક ટુકડો પેલા બચોળિયાને ધર્યો. એણે એને સૂંઘ્યો પણ દાંત વચ્ચે લીધો નહીં. એટલે જોને એને ઓગાળી આંગળીઓ પર ચોંટાડ્યો. કુરકુરિયું એને ચાટી ગયું

અને પછી સસંતોષ એના હાથમાં જ ઊંઘી ગયું.

એક હાથનો ઉપયોગ કરી જેને આ વિસ્તારનો નકશો કાઢી એમાં જોયું તો લગભગ એક માઈલ દૂર એક જંગલ હતું. ત્યાં એ પહોંચે તો ફ્રેન્ચ વિસ્તારમાં આવી જાય. સાંજના ૬ વાગ્યા એટલે જેને પિયરીને ઊઠાડયો ને જણાવ્યું, 'અંધારું જામતું જાય છે. હવે આપણે ઊપડવું જોઈએ.'

ઊપડતાં એમની નજર ઊંઘતા શ્વાનબાળ પર પડી. એનામાં જીવ જરાક લોભાયો પણ આ ફૂતરું કયાંય ભસી બેસે તો એમની હસ્તી છતી કરી દે એ ભયે થોડુંક ખાવાનું એને માટે રાખી, પ્રવેશ આડું દ્વાર મૂકી એ સરકી ગયા.

જંગલ તરફ પ્રયાણ એ કરતા હતા ત્યાં જ તોપમારો શરૂ થયો. ચાર પગે એ લોકો સરકવા લાગ્યા પણ એવામાં તો એક મેગ્નેશિયમ બોમ્બના ઝળહળાટે સર્વત્ર ઝળાંહળાં થઈ ગયું. બન્ને જણ જમીન આડા ચત્તાપાટ સૂઈ ગયા પણ આ પ્રકાશ બુઝાયો ત્યાં તો ઘરના પ્રવેશદ્વાર આડેથી કુત્તાના રુદનયુક્ત ભસવાનો અવાજ આવ્યો. ફૂતરાનું મોં બંધ કરવું જ પડે એટલે પિયરીને ત્યાં પડયા રહેવાની સૂચના કરી, છરી બહાર કાઢી, જેન પાછો ઘર ભણી ઊપડયો. કુરકુરિયું પોતાની સર્વશક્તિથી પેલી દ્વારઆડને ખસેડી રસ્તો કરવા યત્ન કરતું હતું. જેને દ્વારઆડેથી અંદર નજર કરી તો શ્વાનબાળની વિનંતિયુક્ત દયામણી દૃષ્ટિમાં એની દૃષ્ટિ મળી ગઈ. એણે આંખ ફેરવી લીધી. છરીથી ફૂતરાને મારવાનું અશકય લાગતાં એકાદ ભારે લાકડી એણે શોધી. પિયરીની ક્ષણિક યાદ આવતાં એ ઉતાવળમાં પડયો ત્યાં તો પેલા કુરકુરિયાની હૃદયદ્રાવક ચીસ એને કાને પડી. એને પૂરું કરવાની એની રહીસહી વૃત્તિ ઓગળી ગઈ. અંધારામાં નીચા નમી એણે પેલા બચ્ચાને ઊંચકી લીધું અને પોતાના જાકીટમાં સંતાડી, એ નીકળી પડયો.

પૂરા સાત કલાકના પરિશ્રમને અંતે એ પેલા ફ્રેન્ચ જંગલે પહોંચ્યા. પિયરી શક્તિહીન હતો; જેન લોથપોથ થઈ ગયો હતો. આ સમગ્ર કસોટીકાળ દરમિયાન લપાતાં છુપાતાં કે ઘસડાતાં પેલા બચ્ચાએ નિરવ શાંતિ જાળવી હતી. હવે એ ભસવા લાગ્યું. તંદ્રામાંથી જાગેલા જેને એને શાંત રહેવા જણાવ્યું ત્યાં પિયરીએ ઉમેર્યું, 'જરા કાન ધર. આપણને ન સંભળાતું કશુંક એના કાને પડતું લાગે છે.' પિયરીના શબ્દો પૂરા થયા ન થયા ત્યાં તો એક ડાળીનો પિસ્તોલ ફૂટી હોય તેવો ભાગવાનો અવાજ થયો. જેન કુદકો ને ઊભો થઈ ગયો. એક હાથમાં એણે ઊંચકયું ફૂતરું ને બીજા હાથે સંભાળી રિવોલ્વર. પણ આછા ચંદ્રપ્રકાશમાં એની નજરે ચઢયો ફ્રેન્ચ યુનિફોર્મ ને એને સમજાયું કે પોતે સહીસલામત સ્થાનમાં ને હાથમાં છે.

બે રાયફલ અને એક ઓવરકોટનો સ્ટ્રેચર બનાવી બે સૈનિકો પિયરીને પાસેની લશ્કર છાવણીએ લઈ ગયા ને વળતે દિવસે એને ઇસ્પિતાલમાં દાખલ કરી દીધો. જેન, કુરકુરિયા સાથે, પહોંચી ગયો એક શહેરમાં પોતાના મથકે. ત્યાં હતા એના છએક સાથીદારો. આ સપ્તમંડળી મૂળે હતી એક વિમાની દળની. હિટલરે ચેકોસ્લોવાકીઆને પોતાની એડી નીચે આણી દીધું ત્યારે આ સાતેય બહાદુરો ફ્રાન્સ પહોંચ્યા ને ત્યાંથી હિટલરનાં દળોનો સામનો કરતા રહ્યા.

સાતેય કુટુંબ વગરના—ઘર વગરના હતા એટલે જેનના શ્વાનબચ્ચા પ્રતિ સૌનું દિલ કૂણું રહ્યું. એમણે એને અપનાવ્યું ને એનું નામકરણ કર્યું 'એન્ટીસ'. હરેક રાત્રે એ જેનના પગ આગળ સૂઈ જતું. સપ્તાહો વીત્યાં ને એ શ્વાનબાળમાંથી અચ્છો શ્વાન બન્યું. પ્રેમપૂર્વકની તાલીમ અને આપહોંશિયારીને કારણે એ સૌની સાથે હસ્તધૂનન કરતાં શીખ્યું, સૌનાં પ્રેમ ને વફાદારીનું પાત્ર રહ્યું અને જેન તથા એન્ટીસના જીવનસાથીપણાનાં પગરણ મંડાયાં.

એ જ વસંતઋતુમાં હિટલરની પાન્ઝર ટુકડીઓએ ફ્રાન્સને પોતાની એડી નીચે દબાવી દીધું ને આ





ચેક વિમાનીઓને નવું ઘર શોધવાનું થયું. પારીસ પડ્યું તે દિવસે ટુકડીના ફ્રેન્ચ સરદારે નિવેદન કર્યું, 'સદ્‌ગૃહસ્થો, આપણી ટુકડી હવે વિખરાઈ જાય છે. હવે હરેક પોતે પોતાની કામગીરી શોધી લેવાની રહે છે. પ્રભુ સૌની સાથે હો !'

સાતેય ચેકે મસલત કરી ઠરાવ્યું કે એ લડવા આવ્યા હતા, ભાગવા નહીં. એટલે એમણે સવેળા ઇંગ્લેંડ પહોંચી હિટલરનો સામનો ચાલુ રાખવો. પંદર મિનિટમાં ટુકડીએ પોતાનો સામાન બાંધી એક ગાડામાં ભર્યો. તે પર એન્ટીસને બેસાડી દક્ષિણ પ્રતિ ધસતા નિરાશ્રિતોના ટોળામાં એ જોડાઈ ગયા. કૃતનિશ્ચયી અને નસીબદાર હોવાથી, બેએક સપ્તાહમાં એ જિબ્રાલ્ટર પહોંચી ગયા. બ્રિટિશ સત્તાવાળાઓને એમના ચેક આગમનની ખાત્રી થઈ એટલે એમને શાહી વિમાની દળમાં ભરતી કરી દીધા અને લિવરપૂર જતી એક સ્ટીમરમાં એમનું ઇંગ્લેંડ જવાનું નિશ્ચિત થયું. પ્રશ્ન રહ્યો એક જ અને તે એન્ટીસનો. સ્ટીમરના નિયમાનુસાર શ્વાનને લઈ જઈ શકાય તેમ નહોતા. લાઈનબંધ ઊભા રહી આ ચેક વિમાનીઓએ એન્ટીસને રેઈન કોટ નીચે સંતાડી સ્ટીમરના ભંડારિયામાં પહોંચાડી દીધો. ત્યાં કોલસા પર એક કામળ નીચે એને સંતાડી જેન ઊભો.

બીજે દિવસે સ્ટીમરનું એન્જિન બગડ્યું ને બધા મુસાફરોને સ્ટીમરબદલી કરવાની થઈ. ચેકમંડળીના દરેક સભ્યે જેનનો થોડો થોડો સામાન પોતાની કોથળીઓમાં સમાવી દીધો જેથી એની કોથળીમાં એન્ટીસને છુપાવી શકાય. એમની આ તરકીબ નવી સ્ટીમરના તૂતક પર પહોંચ્યા ત્યાં સુધી ઠીક ચાલી. ખભા પરની થેલીનો બોજ સહજ ખસેડવા જેન અટક્યો ત્યાં વહાણના દુભાષિયાએ એમને ત્વરિત ગતિએ આગળ ધપવા સૂચના આપી. અજાણ્યો આ અવાજ કાને પડતાં કોથળીમાંનું કૂતરું હાલ્યું અને કોથળી જીવંત બની ! કૂતરું હાલ્યું તે સાથે જ જેનના હાથમાંથી કોથળીનું નાકું ઢીલું થઈ ગયું ને એન્ટીસે ડોકું કાઢી બ્રિટિશ અફસરની આંખમાં આંખ પરોવી. સાતેય ચેક કાપે તો લોહી ન નીકળે તેવા થઈ ગયા. પણ પેલા કપ્તાને પરિસ્થિતિ પામી જણાવ્યું, 'મફતિયો મુસાફર છે—ખુદાબક્ષ ખરું ને ! હશે ! બિચારાને બહાર કાઢો, નહીં તો ક્યાંક ગૂંગળાઈ મરશે.' જેને દોરી છૂટી મૂકી એટલે એન્ટીસ સ્વચ્છ તૂતક પર ઊતર્યો ને શરીર ફફડાવી ચારે કોર કોલસી ઊડાડી.

'કપ્તાન આ બધું જુએ તે પહેલાં એને નીચે લઈ જઈ સ્નાન કરાવી લો.' એમ જણાવી પેલો અફસર બીજા મુસાફરો પ્રતિ વળ્યો. મુસાફરોનું જૂથ જેમ વધતું ચાલ્યું તેમ જેન ને એન્ટીસ આગળ ધપતા ચાલ્યા. બાકીની મુસાફરી સુખચેનમાં ગઈ. એન્ટીસને સર્વ પ્રકારની સવલત તથા પૂર્ણ સ્વાતંત્ર્ય–છૂટ રહી એટલે એ તગડો બન્યો. લિવરપુલ આવવાનું થયું ત્યારે વળી ચિંતા જાગી. બ્રિટિશ ધારાધોરણ હેઠળ પાલતૂ જાનવરોને છ માસ બંદર પર અલગ વાસ આપવો પડે ને એનું ખર્ચ માલિકને ભોગવવાનું હોય. ચેક મંડળી પાસેના બધા પૈસા ભેગા કરે ત્યારે માંડ એન્ટીસનો ત્રણ સપ્તાહનો ગુજારો ભરપાઈ કરી શકાય. ગુજારાનની રકમ ન મળે તો પ્રાણીને ગોળીએ દેવાય, આમ છતાં દૈયાઉકલતવાળા લોકો આથીય અઘરા સવાલો ઉકેલતા હોય છે તે આ સપ્ત મંડળી તરકીબ–પાવરધી થઈ ગઈ હતી.

કિનારે ઊતરવાને દિવસે બપોરે બે વાગ્યે બધા પ્રાણીઓને સ્ટીમરના સત્તાવાળાઓએ કબજે કરી લીધાં. થોડીવાર પછી જેનને તેડું આવ્યું ને કડકાઈ ભરપૂર સવાલ એને કરાયો, 'તારો કૂતરો ક્યાં ?'

'મને માલૂમ નથી !'

'તને ખબર છે કે આ બાબત અતિ ગંભીર છે ?' કપ્તાને પૂછ્યું.

'મેં કશું કર્યું નથી ને હું કશું જાણતો નથી !'

કપ્તાનના હુકમથી સ્ટીમરના ખૂણે ખોચળાની ખોજ

હાથ ધરાઈ. ત્રણ કલાક પરસેવા પાડી એમણે એ ખોજ ત્યજી.

ઉતરાણના સમયે સામાન ઊતારતાં ચેક મંડળીએ ખાસ કાળજી લીધી અને બધો સામાન ખડકાઈ ગયો તે પછી એના પર જેનના નામવાળો સામાન બેગ મૂકાઈ. એક કલાકમાં તો આ બધી સામાન-થેલીઓ લિવરપુલ સ્ટેશને સફાઈપૂર્વક ગોઠવાઈ ગઈ ત્યારેય સૌથી ઉપર જેનની થેલી હતી. ગાડી આવતા અગાઉ ત્રણ મિનિટે સિપાઈઓની એક ટુકડી કૂચ-કદમ કરતી ત્યાં આવી પહોંચી, સ્થંભી ને હથિયાર સ્કંધ કર્યાં. આ ક્રિયામાં એક રાયફલનું પૂછોટયું પેલી 'જેન' નામની કોથળીને વાગ્યું ને થેલીમાંથી જોરદાર 'વિરાધ નોંધ' ઊઠી ! ઝપાટાબંધ મીલીટરી પોલીસ સામાનગંજ પર ત્રાટકી. એક ટુકડી સહાય તત્પરતા દાખવતી, શોધમાં લાગી અને સિફ્તપૂર્વક એમણે એન્ટીસવાળી બેગ હાથોહાથ એવી અલોપ કરી કે એ શોધ વિસ્તાર બહાર પહોંચી ગઈ. સમય વીતાવવા એમણે છેતરામણી સંજ્ઞાઓ પેશ કરી, શોધ કરનારાને અવળા દોર્યા. ગાડી આવી એટલે પોલીસે હારી થાકી શોધ પડતી મૂકી અને સમગ્ર ચેકમંડળી જુલાઈ ૧૨, ૧૯૪૦ના રોજ ઈંગ્લેન્ડ મધ્યેની પોતાની પ્રથમ છાવણીએ સએન્ટિસ પહોંચી ગઈ.

છાવણીમાં આ લોકોને વિમાની શાળાનાં પાઠ પઢવાનું કંટાળાજનક લાગ્યું. તેમાંય અંગ્રેજી ભાષા શીખવાનું એમને ભારે કઠણ પડયું—ખાસ કરીને એની શબ્દ-જોડણી. પરિણામે જ્યારે જ્યારે જર્મન હુમલા થતા ત્યારે એ ખુશ થતા કારણ એ નિમિત્તે એમને અભ્યાસમુક્તિ મળતી. જેન પોતાનો ફાજલ સમય એન્ટિસને તાલીમ આપવામાં ગાળતો. એ પોતે કોઈ નિષ્ણાત તાલીમબાજ નહોતો એટલે એન્ટીસ કોઈ માનવબાળ હોય એમ એ એને તાલીમ આપતો. એન્ટીસ અતિશય બુદ્ધિપૂર્વક અને આજ્ઞાધારિતા સહ જેનને સહકાર આપતો. એણે ઝપાટાબંધ બધી આજ્ઞાઓ શીખી લીધી સૂચના આપે દ્વાર બંધ કરતાં એને આવડયું અને જેનના સાથીઓ બહાર જવા તૈયાર થાય એટલે એનાં હાથમોજાં એ લાવી દેતો. જેન વર્ગમાં જોડાયો હોય ત્યારે કૂતરો સંરક્ષકદળ સાથે બેસતો. શત્રુવિમાનોના આગમનને કળવાની એણે તાકાત કેળવેલી એટલે મથક–વિમાની ચેતવણી આપે તે પહેલાં એન્ટીસ આપી દેતો. જર્મનો વૃક્ષ-સપાટી જેટલે ઊતરી આવતા ત્યારે મથકની ચેતવણી સંજ્ઞા નાકામીયાબ નીવડતી પણ એન્ટીસ ત્યારેય એમને સમયસર ચેતવણી આપતો અને સૌ રક્ષણ શોધી લેતા. તેમને આ વાત ગળે ઊતરતી નહીં કારણ એ હંમેશ વર્ગમાં હોતો એટલે એને પ્રત્યક્ષ અનુભવ થયેલો નહીં પણ એક રાત્રિએ અભ્યાસમગ્ન હતો ત્યાં એન્ટીસ અચાનક ઊઠયો ને કાન સરવા કરી, સહેતુ દ્વાર નજદીક જઈ ખડો થયો. વરસાદ પડતો હતો ને અન્ય કોઈ અવાજ કાને આવતો નહોતો એટલે જેને એને મૂરખતા આદર્યા સિવાય પાછા સૂઈ જવા કહ્યું પણ એન્ટીસ વળગ્યો રહ્યો. જેન ઊઠયો નહીં એટલે એન્ટીસ કાન ટટ્ટાર કરી દ્વાર નજદીક જ બેઠો રહ્યો. અર્ધા કલાક પછી ફરજ પરનો સંત્રી આવી જેનને કહેવા લાગ્યો, 'આજે તો પેલો જર્મન જો નીચે આવ્યો હોત તો ખતમ જ કરી નાખત !'

'આજે વિમાન આવ્યું હતું ? મને તો અવાજેય કાને પડ્યો નહીં !'

'એ અર્ધા કલાક અગાઉ બનેલું. ઘણું ઊંચું હતું ને પંદરેક માઈલ દૂર પણ સમજીને પાછું ફર્યું.'

'કૂતરો કહેતો હતો પણ મેં માન્યું નહીં.' એમ કહેતોક ને જેન ઊઠયો ને એન્ટીસના કાને ગલીપચી કરી પાછો ફર્યો.

પાનખરમાં ચેક મંડળીની લિવરપુલથી પાંચ માઈલ દૂર સ્પેકની છાવણીમાં બદલી થઈ. લિવરપુલ પર ભારે બોમ્બવર્ષા થતી. વિમાનનાં ધાડેધાડાં ઊતરી આવતાં ત્યારે એન્ટીસની ચેતવણી સૌને હુમલા-રક્ષણ મેળવવામાં અતિ સહાયભૂત નીવડતી.





એક રાત્રિએ જેન અને બ્લાસ્ટા શહેરમાંથી પાછા ફરતા હતા અને એક તોતીંગ દરવાજા નજદીક આવ્યા ત્યારે એન્ટીસે એનું ચિંતાયુક્ત ભસવાનું શરૂ કર્યું. લિવરપુલ પર નજર કરી તો સર્ચલાઈટના પ્રકાશથી શહેર ઝળાંહળાં થઈ રહ્યું હતું પણ વિમાની ચેતવણી અપાઈ નહોતી. કૂતરાએ ભસવાનું ચાલુ રાખ્યું એટલે જેને જણાવ્યું કે વિમાની ધાડાં આજુ-બાજુ આવતાં હશે. આપણે સવેળા આ દરવાજાનું રક્ષણ લઈએ. એ રક્ષણ હેઠળ પહોંચ્યાં ન પહોંચ્યાં ત્યાં તો વિમાનનો ઘુરરાટ કાને પડ્યો ને ક્ષણવારમાં તો એ ઊભા હતા તે સ્થાને જ મોટો બૉમ્બ પડ્યો ધડાકા પર ધડાકા થવા લાગ્યા ને દરવાજા બાજુની ઘરની હારમાળા ભગ્નાવશેષ થઈ ગઈ. થોડી વાર શાંતિ પથરાઈ એટલામાં તો કોઈની ચીસ સંભળાઈ.

બ્લાસ્ટાએ કહ્યું, 'ચાલો આપણે પેલાને બહાર કાઢીએ.'

એ મહોલ્લામાં પ્રવેશ્યા ત્યાં તો લોહીથી ખરડાયેલ એક આદમી બૂમો પાડતો નીકળી આવ્યો.

'એને બચાવો, એને બચાવો. એ પેલા નીચે છે. અમે ચા પીતાં હતાં...' એનો અવાજ રુંધાઈ ગયો અને એ ડૂસકે ચઢી ગયો.

બચાવ ટુકડીના એક કાર્યકરે જેનને કોદાળી આપી એટલામાં તો એન્ટીસ એક ખૂણે ભસવા લાગી ગયો હતો. જેને ઝીણી નજરે જોયું તો ઢેખાળાના ઢગલામાં એણે પાંચ આંગળીઓ ફરતી જોઈ. એ જોરથી ખોદવા લાગી ગયો અને એણે એક લોહી નીતરતી, મૂઢ બનેલી સ્ત્રીને જીવતી કાઢી.

પેલા બચાવ કાર્યકરે એન્ટીસને શાબાશી આપી અને એને બીજી બાજુ બોલાવ્યો. એક મોટા અવશેષઢગલા પાસે એ જઈ પહોંચ્યા ને ત્યાં એન્ટીસને આજ્ઞા થઈ, 'શોધી કાઢો તો.' એન્ટીસ સૂંઘતો સૂંઘતો ઢગલાની ટોચે પહોંચ્યો ને પછી સ્થિર થયો. ત્યાં ખોદ્યું તો નીચેથી એક જીવતો આદમી મળી આવ્યો. પેલા કાર્યકરે જણાવ્યું, 'તાલીમ પામેલો કૂતરો હોય એટલે નિરાંત.'

જેને જણાવ્યું, 'આને કોઈએ તાલીમ આપી નથી. એ તો માત્ર સારો કૂતરો છે એટલું જ.'

રાત્રિના બે સુધી એ કામ કરતા રહ્યા પછી પેલા કાર્યકરે વિદાય લેવા સૂચવ્યું એટલે જેન ને બ્લાસ્ટા એન્ટીસને દવાખાને લઈ જવાનું વિચારતા હતા કારણ એને પગે ઈજા થયેલી હતી, પણ એન્ટીસ જેનને પકડી બીજી દિશાએ લઈ જવા મથતો હતો. જેને કહ્યું, 'હવે જવા દે.' પણ કૂતરો વળગ્યો રહ્યો ને બન્ને દોસ્તો ઈંટો ને પ્લાસ્ટરના ગચીયાં ખસેડવા લાગી ગયા. છેક નીચેથી એક મૃત સ્ત્રી હાથ આવી ત્યાં એન્ટીસ ખૂણા ભણી ઈશારા કરતો હતો. ત્યાં જોયું તો એક બાળક જીવતું અવશેષ છત્ર નીચે છૂપાયેલ હતું.

પેલી ઉગાર મંડળીના નાયકને ખૂબ લાગી આવ્યું ને એણે ઉમેર્યું: 'એન્ટીસ સિવાય આપણે કશું કરી શકયા ન હોત!'

[ ક્રમશઃ ]

'પારાશર્ય'

## સ્થિતિભેદ

શીળાં નિર્મળ નીરમાં વિહરતા
પદ્માન્તરોમાં રહી
ગાતા માનસના મરાલગણની
જ્યાં પાણ્ડુ પાંખો થતી

ત્યાં આજે વિધિને બળે પ્રતિપદે
સર્વત્ર શેવાળમાં
સ્વચ્છન્દે જળકૂકડાં-બક તરે
કોલાહલે રાચતાં.

☆



ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# મનને પ્રશાન્ત કરનારી દવાઓ

શરીરને રાહત આપવા માટેનાં ઔષધોની શોધ નવી નથી. એમાં સુધારા અને સંશોધન થતું રહે છે એટલું જ. પણ મનનેય રાહત આપતાં ઔષધોની શોધ વિજ્ઞાને આદરી છે એ આ લેખ કહેશે...

આધુનિક વૈદક વિજ્ઞાનમાં ઓગણીસમી સદીમાં નિદાનની કળા સંપૂર્ણ બની તો વીસમી સદી ચિકિત્સા યુગ તરીકે લેખી શકાય. આ સદીમાં સિફિલિસની સારવાર માટે આરલેનો એન્ઝોલ, ડાયાબેટિસ માટે ઈન્સ્યુલિન, ક્ષય માટે આઈસોનિયાઝાઈડ ને ખાસ ચેપી રોગો માટે સલ્ફા ને એન્ટીબાયોટિક ઔષધો અને હોરમોન ને સ્ટેરોઈડ શોધાયાં છે. હમણાં વળી મનને પ્રશાન્ત કરનારી ટ્રાન્કવીલાઈઝર દવાઓ શોધાઈ છે, જે આજે સૌથી વધારે વપરાતાં એન્ટીબાયોટિક ઔષધો પછી બીજા ક્રમમાં વપરાય છે.

આજના પરમાણું કે સ્પુટનિક જમાનામાં માણસના મનને પ્રશાંત અને અક્ષુબ્ધ બનાવવાની અગાઉ કદીયે જરૂર પડી ન હતી એનાથી વધારે જરૂર પડી છે આધુનિક જમાનાના સંઘર્ષભર્યા જીવનના બોજ ને તાણથી શારીરિક અને માનસિક રોગોનો ઉપદ્રવ વધ્યો છે. લાગણી અને બીજી ઉત્તેજનાઓના મગજ ઉપરના સતત આઘાતોને લીધે માનસિક રોગો તો થઈ આવે છે ઉપરાંત લોહીનું ઊંચું દબાણ, હોજરીનું ચાંદું, કોરોનરી થ્રોમ્બોસીસ, કોલાઈટિસ અને નિર્બળતા વગેરે શારીરિક રોગાવસ્થાઓ પણ થઈ આવે છે. આજકાલ દુનિયાના દેશોમાં મનોવિકાર અને માનસિક કારણોને લીધે મનોગત અને શારીરિક રોગો થતું હોવાનું સાબિત થયું છે. જો કે અનિદ્રા, વ્યગ્રતા ને ઉન્માદ માટે ઊંઘદાયી શામક અને માદક દવાઓ વપરાશમાં હતી પણ આજનાં ચિંતા અને બોજની સ્થિતિ, આશુક્ષોભ( નર્વસ ) શિરોવેદના, જ્ઞાનતંત્ર–મનોરોગના બરાડા અને લાગણીઓના અમેળ માટે વૈદકીય ચિકિત્સા અને માનસોપચારની અગત્યતા ઘણાં વધ્યાં છે. અગાઉ આ સ્થિતિઓ માટે વપરાતાં બ્રોમાઈડ અને બારબીટોન ઔષધો રોગીને અજાગ્રત બનાવી શામક ગુણ આપનારાં છે જ્યારે આજનાં શોધાયેલાં ટ્રાન્કવીલાઈઝર ઔષધો ઘેન કે ઊંઘ આણ્યા વગર મનની શાતા આણે છે. જૂની શામક દવાઓની સુસ્તીમંદતા આણનારી અસરો ઉપર ટ્રાન્કવીલાઈઝરની નવીનતા ચપળતા જગાવવા ઉપરાંત મનની અક્ષુબ્ધતા આણવાની છે, વિચારવાની શક્તિ મંદ ગણાયા વગર જાગ્રતઅવસ્થામાં પલટો આણવાની છે, વળી માદક દવાઓ જેમ એની ટેવ પડતી નથી. હા, મોટી માત્રામાં ટ્રાન્કવીલાઈઝર દવાઓ હતોત્સાહ કે ખિન્નતા આણનાર છે પણ મનની પ્રશાન્તતા આણનાર માત્રામાં તે માનસિક કામગીરી, જાગ્રતતા કે ચપળતા ઘટાડ્યા વગર લાંબા સમય સુધી વાપરી શકાય છે.

મનને અસર કરનારી દવાઓની શોધ નવી નથી. માનવ જેટલી જૂની છે. કામચલાઉ ઘેલછા ઉપજાવે એવાં કાષ્ટ, દવાઓનો વપરાશ જૂના કાળનો છે. મગજના રોગો માટે આયુર્વેદમાં સર્પગંધા અને બીજા ઔષધોનો ઉલ્લેખ છે. દૂધનો પ્યાલો, સંગીત, ગરમ ખાણું અને આ બધાનાય કરતાં બહુત્તર પ્રાર્થના કામચલાઉ મનની શાંતિ આપનારાં છે. આ માટે અગાઉનાં મંત્રવિધિ અને મેલી વિદ્યા હજી પણ ચાલુ છે. મનને શાંત કરનારું શ્રેષ્ઠ પીણું દારૂ હજી પણ લોકપ્રિય છે. પ્રશાન્તક દવાઓની જરૂર પડે એવાં માનસિક બોજ અને ચિંતા આદિકાળથી ચાલતાં આવ્યાં છે. અને એમને મટાડનારી દવાઓ પણ કાળક્રમે નવી શોધાતી આવી છે.

૧૮૫૬માં શોધાયેલું બ્રોમાઈડ એ જ્ઞાનતંત્રમાંના બગાડ માટે સૌ પ્રથમ રાસાયણિક ઔષધ છે. આ જો કે ગુણકારી નીવડ્યું છે પણ કદીક તે અમુક માનસિક માંદગીને વધારનાર છે. પછી બારબીટયુરેટ





દવાઓ શોધાઈ. બ્રોમાઈડ કરતાં શ્રેષ્ઠ જણાયેલું આ ઔષધ ઉશ્કેરાટને શમાવનાર અને નિદ્રાપ્રેરક તરીકે પુષ્કળ વપરાય છે પણ આના બે અવગુણ છે. એક તો, સુસ્તી આણવાનો અને બીજો, લાંબા વપરાશથી ગળે પડવાનો. માનસિક તાણની 'અવસ્થામાં એનો વપરાશ મર્યાદિત છે કારણ ચિરકાળ તાણવાળાને સુસ્ત બનવું ના પરવડે, જીવવા ખાતર તેને કામકાજ કરવાનાં રહે છે. આથી કોઈ પણ ઈજાકારી અસરો વિનાની ઔષધોની શોધ ચાલુ રહી.

વૈદક વિજ્ઞાનની બીજી શોધોની જેમ મન ઉપર અસર ઉપજાવનારી દવાની શોધ આકસ્મિક થઈ છે. અરગટના સત્વ ઉપર સંશોધન કરતા સ્વીસ વિજ્ઞાની હોફમેને પીપેટ (કાચની નળી) દ્વારા મોઢામાં કશુંક દ્રવ્ય શોષ્યું. અડધા કલાકમાં તો મનનો ગુંચવાડો ચિત્ત વિકલતા અને ચિત્તભ્રમની અવસ્થા પ્રાપ્ત થઈ. વિજ્ઞાનીએ ગભરાઈને ઘેર દોડી જઈ પુષ્કળ દૂધ પીધું. પણ ઘડી ભરની ઊંઘ આવતા સુધી તે સ્થળ અને કાળનું ભાન ભૂલ્યો.

ચાર દિવસ પછી પ્રયોગશાળામાં આવીને તેણે ભૂલથી પીધેલા પદાર્થની તપાસ કરી તો તે લાયસરજીક એસિડ હોવાનું જણાયું. બીજી વખત તેણે તેની ઘણી થોડી માત્રા લીધી અને અગાઉના જેવાં જ માનસિક ચિહ્નો પાંચ દસ મિનિટ સુધી અનુભવાયાં. આ સાઈઝોફ્રેનીઆ નામના ગાંડપણનાં ચિહ્નો હતાં અને તે દવાની અસર નીચે પ્રાયોગિક રીતે ઉપજાવી શકાતાં હતાં પછી તો આ દ્રવ્યની દુનિયાભરમાં કસોટી થઈ. આ પ્રયોગો દ્વારા ગાંડપણની સ્થિતિનું કોઈ રાસાયણિક કારણ શોધવાનું હતું, દવાઓ આપવાથી સુધરી શકે.

દવા દ્વારા ગાંડપણ ઉપજાવવાનાં સંશોધનો સાથેસાથ ગાંડપણના ઉપચારમાં ઉપયોગી નીવડે એવી દવાઓની શોધ પણ થઈ છે. આમાં ઘણી મુશ્કેલી હતી. પુષ્કળ મહેનત છતાં આજના જ્ઞાનતંત્ર-વિશારદોને મગજની ઉચ્ચ ક્રિયાના વ્યાપારોના અધૂરા ખ્યાલ હતા. કોઈ પણ માનસિક બગાડના વ્યાપારોનાં કારણો હજુ પણ અગમ્ય છે. આ કારણોને લીધે માનસિક રોગોની દવા શોધવા માટે પ્રાણીઓ ઉપરના અખતરાની શ્રદ્ધાપ્રેરક રીતો આપણી પાસે નથી. ડાયાબેટિસ, ટાયરોઈડ, લોહીનું ઊંચું દબાણ અને હોજરીનો સંકોચ પ્રાણીઓમાં ઉપજાવી નવાં શોધાયેલાં ઔષધો તેમના ઉપર વાપરી, કોઈ સફળ ઔષધ ઉપચાર માટે સ્વીકારાય છે. આવી રીતે પ્રાણીને સાઈઝોનિક કે ઉશ્કેરાટભર્યું બનાવતી કોઈ રીત પ્રાપ્ય નથી અને કદાચ કોઈ પ્રાણીમાં વ્યામોહ કે ભ્રમ ઉપજાવવામાં આવે તો પણ બુદ્ધિશાળી એવું ચિમ્પાન્ઝી પણ તેમના પોતાના વિષે બહુ કહી શકે એમ નથી. પ્રાયોગિક રીતે પ્રાણીઓમાં ઉપજાવેલી સ્થિતિ અને માનવીના માનસિક રોગ ને તેનાં લક્ષણોમાં કોઈ સામ્ય ન હોવાથી એના અર્થ તારવવામાં પણ સંદિગ્ધતા ઉપજે છે.

આમ હોવા છતાંય આપણે પ્રાણીઓ ઉપરના પ્રયોગો ઉપર વિશ્વાસ રાખવાનો છે. મનોવિજ્ઞાનનાં ઔષધો માટે આધુનિક જ્ઞાનતંત્ર વિજ્ઞાન અને પ્રાયોગિક વિજ્ઞાનની રીતો માછલી ને કરોળીઆથી માંડી વાંદરાં અને માનવ ઉપર અજમાવવામાં આવે છે. આમાંની સાદી રીત પ્રાણીઓને મોઢા વાટે કે ઈન્જેકશનથી દવાઓ આપવાની છે. આ પછી સંશોધનની બીજી રીત મગજ ઉપર દવાઓ લગાડવાની છે. આનાથી આશ્ચર્યજનક પરિણામો જાણવા મળ્યાં છે. પ્રાણીઓના વર્તનના અભ્યાસ ઉપરથી ઔષધની સર્વસાધારણ અસર જાણી શકાય છે. વાંદરાં જેવાં કેટલાંક હુમલાખોર વર્તનવાળાં પ્રાણીઓ ઉપરનું નિરીક્ષણ મહત્વનું નીવડ્યું છે. ખોરાક આપનારના હાથમાં દાંત ભરાવી દે એવાં તોફાની અને દાંતીયાં કરતાં વાંદરાં રિસરપાઈન કે ક્લોરપ્રોમેઝાઈન દવાઓથી જ બેશુદ્ધ બન્યા વગર ચપળ રહેવા છતાં સાલસ બને છે. પ્રાયોગિક અજમાયશ માટે સરળ બને છે. હુમલાખોર રાની બિલાડી બિલાડીનાં બચ્ચાંની જેમ

રમતિયાળ બને છે, ક્રૂર ઓસ્ટ્રેલિયન ડિન્ગો પૂંછડી પટપટાવી રખેવાળનાં આંગળાં ચાટે છે અને પીંજરામાં પૂરેલું ઉશ્કેરાયેલું વાંદરું હળી ગયું હોય એમ ચોકીદારના હાથ ઉપર બેસે છે. આજનાં આ પ્રકારનાં ઔષધોના ગુણ, ક્રિયા અને વપરાશમાં ઔષધી ગુણો જુદા હોવા છતાંય તેમને માટે વપરાતો ટ્રાન્કવીલાઈઝર શબ્દ સંતોષકારક નથી. આ તો વાંદરાં ઉપરના અજમાયશ ઉપરથી માનવો માટે વપરાશમાં આવેલાં ઔષધોનું એક સામાન્ય નામાભિધાન થયું છે.

૧૯૨૧માં ફ્રાન્સમાં ક્લોરપ્રામેઝાઈન શોધાયું. શરૂઆતમાં બેભાન બનાવનારી દવાઓમાં સહાયભૂત નીવડવા તેનો ઉપયોગ થતો હતો, પાછળથી તે અમુક જાતના ગાંડપણ અને બાળકોના વિચિત્ર વર્તનના માનસિક બગાડા માટે ઉપયોગી જણાયું છે.

આના પછી રિસરપાઈન શોધાયું, તે આપણા દેશની વનૌષધિ સર્પગંધામાંથી સ્વીસ વિજ્ઞાનીએ જુદું પાડેલું ક્રિયાશીલ સત્વ છે. મૂળ ઔષધની જેમ આ પણ લોહીના ઊંચા દબાણ માટે વપરાય છે. આયુર્વેદમાં સર્પગંધાનો વિશિષ્ટ ઉપયોગ ગાંડપણ માટે થતો હોઈ તીવ્ર ઉશ્કેરાટ અને ગાંડપણમાં રિસરપાઈનથી સફળતા મળે છે. આ દવાની અસર મધ્યસ્થ જ્ઞાનતંત્ર ઉપર છે પણ ઊર્મિમગજ ઉપર અસર થવાના કારણે તે મનને પ્રશાન્ત બનાવે છે. તેનો ખાસ ઉપયોગ ચિત્તક્ષોભ અને ચિત્તભ્રમની સ્થિતિ માટે છે. આ દવાના અવગુણોમાં મોટામાં મોટો અવગુણ ઉદાસીનતા આણવાનો છે. આની અસર નીચે રોગી આત્મહત્યા કરવા પ્રેરાય છે. ક્લોરપ્રોમેઝાઈન અને રિસરપાઈનથી વ્યક્તિત્વમાં ગંભીર ફેરફાર આવે છે એટલે આ દવાઓથી રોગીને લાભ થતો હોવા છતાંય વાસ્તવિક માનવ જેવો તો નથી જ રહેતો.

ત્રીજી શોધાયેલી દવાનું નામ મેપ્રોબ્રોમેટ છે. પ્રાણીઓ ઉપરના અખતરા બાદ ૧૯૫૫થી માણસો માટે વપરાય છે. ઈક્વાનીલ અને મિલ્ટાઉનના નામે બજારમાં વેચાય છે. મનસ્તાપ, તાણ, આશંકા વૈમનસ્ય દૂર કરી સુખાકારીની લાગણી જન્માવે છે. ઊર્મિમગજમાં અસર ઉપજાવી મનની અક્ષુબ્ધતા આણનાર તરીકે એની નામના છે. ઉપરાંત ઉલટી ને હીક્કાને અંકુશમાં આણે છે.

ઓછામાં ઓછી ખરાબ અસરોવાળી પ્રશાન્તક (ટ્રાન્કવીલાઈઝર) દવા બેનેકટીઝાઈન હાઈડ્રોકલોરાઈડ છે. ૧૯૩૫માં સ્વીસ વિજ્ઞાનીઓએ શોધેલી આ દવાના બોજ અને તાણ શમાવવાના ગુણ સ્કેન્ડીનેવીયાના વિજ્ઞાનીઓએ પ્રાણીઓ ઉપરના અખતરા ઉપરથી ૧૯૫૫માં સાબિત કર્યા છે. માનસિક વ્યાધિગ્રસ્ત રોગીઓ માટે આ દવા ગુણદાયી છે.

પ્રશાન્તક દવાઓથી ઉલટા ગુણવાળી મનની હતાશાને હઠાવી ચિત્તને ઉલ્લાસિત કરનારી દવાઓ પણ શોધાઈ છે. માનસિક રોગીઓ વધારે અને ઓછી માનસિક ક્રિયાના મિશ્રણવાળું વર્તન દાખવે છે આ કારણે તેમના મગજને ઉત્તેજક દવાઓની જરૂર રહે છે. આમાંની જુનામાં જૂની દવા એમ્ફેટેપાઈન નામની છે. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન હવાઈ સૈનિકોની ઊંઘ અને થાક હઠાવવા આનો વિપુલ વપરાશ થતો હતો. એનાથી ભૂખ દબાય છે એટલે મેદોવૃદ્ધિની સારવારમાં પણ તેનો ઉપયોગ છે. ભૂખ ઉપર અસર ઉપજાવ્યા વગર માત્ર ચિત્તવૃત્તિને ઉલ્લાસિત કરનાર નવું ઔષધ મિથાઈલ ફેનીડેઈડ છે, જેનું બજારૂ નામ રિટાલિન છે. આ એમ્ફેટેમાઈન જેવી શક્તિશાળી તો નથી, વળી ઊંઘ બગડતી નથી. આમાં છેલ્લી શોધાયેલી દવા આઈપ્રોનિયાઝાઈડ છે. તીવ્ર ઉદ્વેગ અને વિષાદ શમાવવાના એના ગુણ છે.

માનસિક ઉશ્કેરાટ અને લાગણીના વિસંવાદમાં ટ્રાન્કવીલાઈઝર ઔષધોનો વિશેષ ઉપયોગ છે. બહારની દુનિયાનાં દબાણો ને માગણીઓ અને મનની જરૂરિયાતો ને સ્વાભાવિક ઈચ્છાઓ સંતોષવા વચ્ચે દરેક વ્યક્તિએ કોઈ જાતની સમતુલા રાખવી જોઈશે. કૌટુમ્બિક સંબંધો, આર્થિક મુશ્કેલીઓ,





રહેઠાણના પ્રશ્નો, અસ્તિત્વ માટેના ધમપછાડા અને શારીરિક બેચેની વગેરે માનસિક સમતુલા ઉપર પુષ્કળ બોજ ઉપજાવનારાં કારણો છે. આજના જમાનામાં કોઈ પણ વ્યક્તિ માનસિક બોજ કે મનસ્તાપથી મુક્ત નહિ હોય. આ સ્થિતિમાં માનસિક પ્રશાન્તતા કે અક્ષુબ્ધતાની ખાસ જરૂર છે. આ માટે આધ્યાત્મિક માર્ગે વળી મનની શાંતિ મેળવી શકાય છે. બાકી સામાન્ય માનવી માટે તો જ્ઞાનતંત્ર ઉપર આવતી ઉત્તેજનાઓ રોકવાથી કે રક્ષવાથી આ સ્થિતિ પ્રાપ્ત થાય છે. આ કાળ આજની ટ્રાન્કવીલાઈઝર દવાઓ સારી રીતે ઉપાડે છે.

ટ્રાન્કવીલાઈઝર નવી શોધાયેલી દવાઓ છે. જિંદગીની આકરી જંજાળોમાંથી છટકબારી શોધવા અગર તો તેમાંથી સમાધાન મેળવવા પશ્ચિમના લોકોએ તેમને ઘણી આવકારી છે. લોકોની માગણીને પહોંચી વળવા તેમની સંખ્યા વધતી જાય છે અને આકર્ષક રીતે જાહેરાતો થાય છે. આ દવાઓના ઉપયોગથી અમેરિકાની માનસિક હૉસ્પિટલોમાં અસ્વસ્થ વર્તનવાળા રોગીઓનું પ્રમાણ અડધું થયું છે.

કોઈ પણ દવાની ઉપયોગીતા સિદ્ધ થતા અગાઉ તે ત્રણ તબક્કામાંથી પસાર થાય છે. પહેલા તબક્કામાં તેનો ઉત્કટ સ્વીકાર થાય છે. બીજા તબક્કામાં નિર્ણય બદલાઈ તેની ઉપયોગીતાની શંકા ઊઠે છે. ત્રીજા તબક્કામાં એની સાચી કીમત અંકાય છે. વૈદકીય ક્ષેત્રમાં ઉપયોગી અને માનસિક ચિકિત્સામાં અનિવાર્ય એવાં ટ્રાન્કવીલાઈઝર ઔષધો ઝેરી સંભાવનાવાળાં હોવાથી બેધારી તલવાર જેવાં છે. તેનાથી એલર્જી થવા ઉપરાંત સંવેદના અને નૈતિક બંધારણમાં સુધરે નહીં એવી ઈજા અને આત્મહત્યા ભણી દોરનારી નિરાશા પ્રાપ્ત થાય છે. ભય કે ફિકરમાંથી આગળ વધવાની કે સુધરવાની પ્રાપ્ત થતી પ્રેરણા ગુંગળાય છે. એક લેખક તો લખે છે કે 'ભય ચિંતા અને અપરાધની સંવેદનાઓ દૂર હડવાથી માનવ, માનવ તરીકે હેઠો પડશે. આમ હોવાથી એમના વપરાશમાં ડહાપણ અને વિવેક હોવાં જરૂરી છે. આ દવાઓનો અત્યારે ખોટો ઉપયોગ થઈ રહ્યો છે. મનસ્તાપ જ્યારે ખરેખર નિર્બળ બનાવનાર નીવડે ત્યારે જ પ્રશાન્તક દવાઓનો સાચો ઉપયોગ છે; તેય પણ કામચલાઉ ધોરણે જ. આ દરમિયાન મનસ્તાપનાં કારણો શોધીને દૂર હઠાવવાનાં છે. ખરું પૂછાવો તો થોડા પ્રમાણમાં ચિંતા ને ફિકર જિંદગીના થોડા પ્રશ્નોના ઉકેલ માટે સારાં છે; અરે જરૂરી છે.

રોગો સામેના મોરચામાં ટ્રાન્કવીલાઈઝર અને બીજાં ઔષધોની શોધ એ વૈદકવિજ્ઞાનની મહાન સિદ્ધિઓમાં ઉમેરો છે. અમેરિકાની માનસિક હૉસ્પિટલોમાં દર વરસે વધતી જતી રોગીઓની સંખ્યા ૧૯૫૫થી ઘણી ઘટવા માંડી છે. આ દવાઓ જો કે માનસિક માંદગી મટાડનાર તો નથી પણ લંગડાને બગલઘોડી જેવી ઔષધીય ટેકો છે, જેની સહાયથી બેલગામ રોગીની માનસચિકિત્સા સરળતાથી થઈ શકે છે. ટ્રાન્કવીલાઈઝર જુથની કેટલીક દવાઓએ ધાર્યાં પરિણામ નથી આપ્યાં અને કેટલીક ધારીએ એટલી બિનજોખમી પણ નથી. એમનાથી માનસચિકિત્સા કે બીજી સારવારો નકામી નીવડી છે એમ પણ નથી પણ એમનાથી માનસિક રોગોના ઔષધોપચારનો આરંભ થયો છે અને એમની શકયતાઓ ઘણી છે. મનની દવાઓના ઇતિહાસનું છેલ્લું પ્રકરણ લખાવાનું હજુ બાકી છે.



રવિશંકર મં. રાવળ

# મુલાકાત ફોગટ ગઈ

ગુજરાતના જાણીતા કળાગુરુએ ઊર્મિનાં વાચકો માટે ખાસ અંગ્રેજી ઉપરથી તૈયાર કરેલી આ સચિત્ર કૃતિનું આગવું મહત્ત્વ છે. આજના યુગને વણી લેતી આ કૃતિ એટલે જ વાચકો આવકારશે અને એ વિષે વિચાર પણ કરશે...

એક અખબાર તરફથી 'શાંતિ ફિરસ્તા' (શાંતિનો દેવદૂત)ની મુલાકાત લઈને તેની સાથેની વાતચીત લખી મોકલી આપવાનું કામ મને સોંપાયું. મને પૂરો ખ્યાલ હતો કે આ કામ સાવ સહેલું નથી. શાંતિ ફિરસ્તો કંઈ રેઢો પડ્યો નથી. તેને પણ ઘણી જવાબદારીઓ હોય છે. વળી બીજા સાધારણ અને નીચી કોટિના દેવદૂતોની જેમ તે શરીરધારી નથી એટલે તેની છાયા સરખી મળે નહિ. જે હોય તે હો, કામથી હારી ખાવું કે છોડી દેવાનું મારા સ્વભાવમાં નથી. 'ગમે તેમ કરી હું આ કામ સિદ્ધ કરીશ' એવો સંકલ્પ કરી તેની યોજના વિચારી કાઢી.

આ કારણે મારા વૃત્તાંતમાં નહિ જોઈતી નકામી વિગતોનો ભાર વધારતો નથી. મારા રેડિયો ટેલીફોન દ્વારા સ્વર્ગની કચેરીમાં કેટલીયે વાર ટેલીફોનની ઘંટડી



ખખડાવ્યા કરી છતાં જવાબ મળતો કે શાંતિનો ફિરસ્તો તેના કામને અંગે દૂરના પ્રવાસે ગયેલ છે. આજે ઈરાકમાં હોય તો કાલે દક્ષિણ વિયેટનામમાં હોય અથવા ક્યૂબામાં રોકાઈ ગયેલ છે અથવા ડલાસને મળવા ગયો છે. ચીન પાકીસ્તાન હિંદુસ્તાનમાં ગુંચવાયો છે' વગેરે જવાબો મળતા.

હું તો નિરાશ થઈ ગયો. શાંતિના ફિરસ્તાને તેના મથક પર હાથ કરવાનું મુશ્કેલ જણાયું. હવે એક વાર પ્રયત્ન કરી જોઉં અને ન મળે તો વાત છોડી દઉં એમ માની ફોન જોડ્યો...અને સાંભળ્યું:

'જુઓ! શાંતિના ફિરસ્તા પોતે ફોન પર આવ્યા છે. તેમની સાથે વાત કરો?'

મેં કાન માંડ્યા. એક મધુર મૃદુ શાંત સ્વરમાં સાંભળ્યું:

'શાંતિદૂત બોલે છે! આપની સેવા ફરમાવો.'

મેં તુરત જ મારી પિછાન આપી અને મારી મળવાની વિનંતી ગંભીરપણે દર્શાવી.

જવાબમાં જરા હાસ્ય સંભળાયું અને સાગેથી પ્રશ્ન થયો:

'એમ છે' તો તમે ક્યાં, કયા, પ્રકારે મળવાની ઇચ્છા રાખો છો?'

'એ હું કેવી રીતે કહી શકું?' મેં જ કહ્યું: 'આપ જે નિર્ણય કરશો તે મને કબૂલ છે.'

'મને મળવાને તમે સ્વર્ગમાં આવો એમ તો કહું જ નહિ.' ફિરસ્તાનું મૃદુ હાસ્ય કરતાં બોલ્યા.

'કહો તો તેમ કરું. અમારાં અવકાશયાનો હવે તો'—

'હં. હં. પણ તમે પોતે આકાશયાત્રી નથી અને મને મળેલી માહિતી પ્રમાણે હજુ આકાશ યાત્રા માટે પ્રવાસીઓ લેવામાં આવતા નથી.'

'તો પછી શું થાય?'

'મને મળવાની તમારી તીવ્ર ઇચ્છા છે ?'

'સાહેબ, તીવ્રતમ ઇચ્છા છે' શાંતિદૂતને મારી નિષ્ઠાની ખાત્રી આપવાના આવેશમાં હું બોલી ઊઠયો.

'સારું ત્યારે, આપણે પૃથ્વી ઉપર જ ભેગા થઈશું.'

'ખરેખર ! સાહેબ આપ ખરા ફિરસ્તા જેવા જ ભલા છો. તો પછી હું કયા સ્થાન પર આપની પ્રતીક્ષા કરૂં ?'

'રહો ! આવાં મિલનો સાધારણ રીતે કઈ જગ્યાએ યોજાય છે ? હું ધારૂં છું કે કોઈ રેસ્ટોરાં કે બીજી જગ્યાએ ?'

'હું આવતી કાલે ત્રણ વાગ્યા પછી બપોરે નવરો પડીશ. તમને ફાવશે ?'

'બાખૂબ. જરૂર.'

આનંદના ઉછાળે મેં મારા માનીતા રેસ્ટોરાંનું નામ-ઠેકાણું ફિરસ્તાને આપી દીધું અને ફોન બંધ કર્યો. ઠરાવેલ સમયે હું રેસ્ટોરાંમાના એક ટેબલને ખૂણે શાંતિ ફિરસ્તાની રાહ જોતો બેઠો. મારી ઘડિયાળમા પોણાત્રણ વાગ્યા. મારે સાફ કહેવું જોઈએ કે મારા મનમાં બહુ જ ચટપટી થતી હતી. પૃથ્વીની હવામાં મેં કદી સાચો ફિરસ્તો નજરોનજર જોયો જ નહોતો. વળી સ્વર્ગના ફિરસ્તામાં વધારે શું હશે ? તેનો પણ ખ્યાલ નહોતો. અર્ધ નારી, અર્ધ પુરુષ, સફેદ ઝભામાં બે બાજુ પાંખો હોય, માથાની આસપાસ તેજનું વર્તુલ હોય, હાથમાં તાલવૃક્ષની ડાળી ધરીને એકાએક સામે દેખાશે શું ? જો તે મુખ્ય દરવાજેથી દાખલ થશે તો નોકરો પણ તુરત તેને તો ઓળખી લેશે. એ કેવો દેખાવ થશે ? તેના સ્વાગતમાં શું મંગાવવું ! જો તે સ્ત્રી પાત્ર હશે તો લીકર:આસવ અગર મરદ હશે તો કંઈ વધુ તેજ પીણું ?

છેવટે નક્કી કર્યું કે દ્રાક્ષરસ અને ફળો જ ઠીક પડશે. બરોબર ત્રણ વાગ્યા, તે જ વખતે બહુ ઊંચો નહિ સુદૃઢ અને ઘાટવાળો મર્દાનગીભર્યા ચહેરાવાળો જુવાન રેસ્ટોરાંમાં પ્રવેશ્યો. એણે ખંડમાં ચોતરફ નજર ફેરવી



અને મારી તરફ ચાલી આવ્યો અને મૂંગો મૂંગો મારી પાસેની ખુરશી પર બેસી ગયો.

મને ખૂબ જ આશ્ચર્ય થયું અને ધીરેથી તેને પૂછ્યું: 'આપ જ છો ?' જવાબમાં મિત્રતા દર્શાવતું હાસ્ય કરી તેણે હકારમાં માથું નમાવ્યું. તેના નિશ્ચળ ચહેરા પ્રતિ હું પળેપળ જોઈ રહ્યો અને તેના પર મારો સ્નેહ વધ્યો. તેની દાઢી દૃઢતાભરી હતી. ચહેરો જરા થાકેલો લાગ્યો. પણ તેની નજર મૈત્રીપૂર્ણ હતી. તેના ભરાવદાર કાળા વાળો વચ્ચે ધોળા તાર જોઈ મને નવાઈ લાગી. વાળ બહુ સફાઈથી પાછળ ઓળેલા હતા એટલે અનુભવ અને બુદ્ધિ દર્શાવતા વિશાળ ભાલ સ્પષ્ટ દેખાતું હતું. હું તેને ખૂબ જોઈ રહ્યો છું તે જાણી તે બોલ્યા:

'તમે મારા આ ધોળા વાળ જોઈ રહ્યા છો ખરૂં ને ? હમણાં પાસિફીક સાગરમાં કારીબીયન ટાપુઓ પર જે ભયંકર હોનારત થઈ ગઈ તેની એ અસર છે.'

એમની સાથે વાતની શરૂઆત કેમ કરવી તેની મુઝવણમાં મેં આસવનો પ્યાલો ધર્યો. તેમણે એક ઘૂંટ લઈને પ્યાલો બાજુએ મૂક્યો અને બહુ ભાવથી

મારા ખભા પર તેમનો હાથ મૂક્યો.

'તમે બેચેન થઈ ગયા છો એવું લાગે છે. એ તો સ્વાભાવિક છે. તમને વાંધો ન હોય તો કહેવા જેવું કેટલુંક હું તમને કહું? શાંતિના આ દૂત વિશે સ્પષ્ટ અને ચોક્કસ પરિચય તમને આપવાની મારી ઈચ્છા છે' તેઓ મંદ હસતા બોલ્યા.

'આધુનિક શાંતિના દેવદૂત તરીકે હું કેવો છું અને કેટલો વિરાટ અફાટ મારો કાર્ય પ્રદેશ છે જેમાં સર્વ પ્રકારના સંત જનોનું કર્તવ્ય સમાઈ જાય છે તેનો ખ્યાલ આપું છું. આ તમારી પૃથ્વી ફિરતારની એક અદ્ભુત સુંદર કૃતિ છે. તેમાં સુખ શાંતિ જળવાય તે માટે કેટકેટલા સંતજનો દિરસરાત અવિશ્રાંતપણે જહેમત ઉઠાવી રહ્યા છે તેનો તમને ખ્યાલ છે ખરો? તેનું પ્રતીતિકર વિવેચન આપના નિકીતા ક્રુશ્ચોવ, મર્હુમ જહોન કેનેડીએ દુનિયા સમક્ષ આપ્યું છે. જેને માટે ભારતમાં ગાંધીજી અને અમેરિકામાં જોન કેનેડી શહીદ થયા છે. વિનોબાએ સૂત્રો પોકારતાં દેહ ગાળવા માંડ્યો છે અને જવાહરે જિંદગી ખરચી નાખી. તે બધાનાં શબ્દોમાં અને કાર્યોમાં, લાગણીમાં ધૈર્યમાં અને વિચારોમાં હું પ્રકટ છું. મારા કામનાં અનેક સ્વરૂપો છે. હું દૂર ગયો છું એ તમે જાણ્યું ત્યારે નારાજ તો થયા હશો?' મેં જરા ખભા હલાવ્યા.

'જરૂર, તમને માઠું લાગ્યું હશે એ હું સમજી શકું છું પણ જ્યારે પૃથ્વીના કોઈ ભાગમાં તણખા ઊડે ત્યાં તુરત મારે મથક છોડી પહોંચી જવું પડે છે. મારા કામનો કદી અંત નથી. નિશસ્ત્રીકરણનું જ કામ કોઈના પણ મગજને ચક્કર ખવરાવે તેવું છે. અખબારો, લેખો, ભાષણો, ચોપડીઓ દ્વારા જેહાદ ચલાવવાની હોય છે. દરેક ક્ષેત્રે મારે હાજર રહેવું પડે છે અને બધામાં કામ કરવું પડે છે પણ સૌથી કઠણ કામ તો લોકોનાં મન સાદા સીધાં રાખવાનું છે.'

ફિરસ્તાને આ બાબતમાં વધારે વિસ્તારથી સમજ પાડવા મેં વિનંતી કરી ત્યારે તેમણે આ પ્રમાણે કહ્યું:

'જુઓ ભાઈ! આ શાંતિ સંબંધે અનેક લોકોએ ચિત્રવિચિત્ર ખ્યાલો બાંધ્યા છે. કેટલાકના મત પ્રમાણે યુદ્ધને ઠંડુ રાખવું અને શાંતિના પ્રચારને ગરમ કરવો આ રીતે, યુદ્ધ અને શાંતિની સરહદ અચોક્કસ અને ભ્રામક રહેવાની અને જાણે અજાણે ગરમ શાંતિ ગરમ યુદ્ધ બની જતાં વાર નહિ લાગે. રાસાયણિક દ્રવ્યોની જેમ હાલ આ વાત ઘણા લોકોના ગળે ઝટ નહિ ઊતરે એટલે મારે બધી બાજુએ ધીરજ રાખી કામ લેવાનું છે. પોલાદની ખોપરીમાં ગાંડપણનો ધુંધવાટ હજી એવો ને એવો જ છે. એમને પણ સીધા રાખવાનું કામ છે. એ બધાને ઠંડા પાડવાનો શ્રમ અને પ્રયત્ન કેટલો છે એનો તમને ખ્યાલ છે ખરો? ટૂંકામાં આજના યુગમાં શાંતિકાર્ય કરવું એટલે કોઈ મોજ નથી. પણ પછી કરવા જેવું છે પણ શું? બીજું થાકી બેસવાનું મારા માટે છે જ નહિ'

અમે અમારા ગ્લાસ સામ સામા ટકરાવ્યા અને સલામતી ચાહી પી ગયા.

શાંતિ ફિરસ્તો એકદમ ટેબલ પરથી ઊભો થઈ ગયો અને કહ્યું:

'માફ કરો હવે મારે ઉપડવું જોઈએ: તમે મને બહાર જવા સાથ આપો.'

'બેશક' હું બોલ્યો. પણ સૂઝયું કે ફિરસ્તા સાથે મેં તો પ્રશ્નોતરી કરી જ નહિ. પણ હવે તે માટે તેમને રોકવાને મોડું થઈ ગયું હતું. અમે ખંડમાંથી બહાર જવાના બારણા સુધી તો પહોંચી ગયા હતા.

'હવે આપ અહીંથી ક્યાં પધારશો?'

'આપણે અહીં તેની વાત નહિ કરીએ.'

ક્લોઝરૂમ(ઓવરકોટ રાખવાના ઓરડા)માંથી તેણે સાદો સૂકો રૂનો કોટ અને હેટ પહેરી લીધાં અને રસ્તા પર ઊતરી ગયો.

'ચાલો ત્યારે ગુડબાય' (સલામ) કહી હાથ મીલાવ્યા કે તુરત તેની પીઠમાંથી પાંખો ઊઘડી (એના કોટ





જાકીટમાંથી તે બહાર નીકળે એવી ન દેખાય તેવી સીલાઈ કરી હશે) આ પાંખો અશ્રાંત કાર્યકર ને માફક એવી મજબૂત અને પહોળી હતી. એણે પાંખો જરા ફફડાવી અને અવાજ કરતાંય વધુ ઝડપે સર-સરાટ આકાશમાં તે અદ્રશ્ય થઈ ગયો. હું તો પગથાર ઉપરથી મોઢું વકાસી ઊંચે જોતો રહી ગયો. રસ્તે જતા માણસો કંઈ જોયા કે સમજ્યા વિના મને ધક્કો મારતા કે કંઈ બબડતા પસાર થઈ ગયા. હું જોયું તેનો વિચાર કરતો ઉપરનું આકાશ જોતો ઊભો. થોડી વારે સ્વસ્થ થયો અને ઉતાવળે ઘેર પહોંચી શાંતિ ફિરસ્તા સાથે મુલાકાતની વાતચીત થઈ ન શકી તેનો વૃત્તાંત લખવા બેઠો.

☆

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**પ્રસન્ન દામ્પત્ય :** ઈશ્વર પેટલીકર. પાનાં ૨૯૯. રૂ. ૭/૫૦. આર. આર. શેઠની કંપની, મુંબઈ ૨. **સિનેમાની સૃષ્ટિ :** ચંદ્રકાન્ત શાહ. પાનાં ૩૨. પૈસા –/૫૦. **બાળકો તોફાન કેમ કરે છે ? :** મૂળશંકર મો. ભટ્ટ. પાનાં ૩૨. પૈસા –/૫૦. **પથરી :** ડૉ. ભાનુ ર. શાહ. પાનાં ૩૨. પૈસા –/૫૦. **ઓલિમ્પિકની કથા :** સી. એસ. એ. સ્વામી. પાનાં ૩૨. પૈસા –/૫૦. —ચારેયના પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, મુંબઈ ૧. **આલ્બર્ટ સ્વાઈત્ઝર :** મોહનભાઈ શંકરભાઈ પટેલ. પાનાં ૧૧૧ રૂ. ૧/૭૫. **આદિવાવાસીઓના પ્રશ્નો :** વિમલ શાહ. પાનાં ૩૩૮. રૂ ૪/–. —બન્નેના પ્રકા૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૧૪. **અભિષેક :** લે૦ પ્ર૦ શાંતિભાઈ કે. મહેતા, લીંબડી. પાનાં ૮૨. રૂ. ૩/—. **પયામે મશરિક :** ઈક્બાલ. અનુ. સય્યિદ અઝીમુદ્દીન 'મુનાદી'. પાનાં ૨૪૫. રૂ. ૧૦/–. પ્રકા. ઈકબાલ એકેડેમી, કરાચી. **બાપુના પત્રો—શ્રી નારાણદાસ ગાંધીને :** પાનાં ૫૨૭. રૂ. ૫/–. **સર્વોદય સમાજનાં લક્ષણો :** ઝવેરભાઈ પટેલ. પાનાં ૧૨૦. રૂ. ૧/૨૫. બંનેના પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૪.

☆

પ્રબોધ

### પ્રણય–તન્દ્રા

નાથ ! ન જાગે દિલ !
ધીમે ધીમે ઉર પર કોનું
બાજે કોમળ બીન ? નાથ ! ૦
સ્મરણોના સાગરનાં ગર્જે
આઘે આઘે નીર;
પડી રહું એ સ્મરમય, હૈયે
ઘેન ચડે ગંભીર. નાથ ! ૦

પુષ્પતણી સૌરભ લઈ ધીમે
સ્પર્શી જાય સમીર,
આકાશે શારદ અજવાળાં
આવે જાય લગીર. નાથ ! ૦

ના જાગે ઉરછાઈ સૂતેલી
કોની છાની પ્રીત ! નાથ ! ૦

☆



ડૉ. નરસિંહ મૂ૦ શાહ

# કાનપુરની ટેકનોલોજી ઇન્સ્ટીટ્યુટ

આપણી વિજ્ઞાન સંસ્થાઓમાંની એક પવાઈ ઇન્સ્ટીટ્યુટનો પરિચય ગયા અંકમાં આવી ગયો. ઊર્મિનાં વાચકો માટે જ તૈયાર કરેલો આ પરિચય-લેખ પણ એટલો જ મહત્ત્વનો છે...

આજથી ચારેક વર્ષ પહેલાં, કાનપુરથી લગભગ ૭ માઈલ દૂર આવેલ કલ્યાણપુર નામના ગામડા નજીક બારસો એકર જેટલી જમીનનો મોટો વિસ્તાર લગભગ ઉજ્જડ જેવો પડચો હતો. એના થોડા ભાગમાં લોકો થોડી ઘણી ખેડ કરતા : બાકીનો ભાગ બિલકુલ વેરાન પડચો હતો. આજે આ ભૂમિ પર ઇન્ડીઅન ઇન્સ્ટીટ્યુટ ઓફ ટેકનોલોજી (આઈ. આઈ. ટી.) નામની ઉચ્ચ ટેકનિકલ કેળવણીની સંસ્થાનાં સુંદર અને આકર્ષક મકાનો નજરે પડે છે. આ ઇન્સ્ટીટ્યુટની સ્થાપના બાદ સુષુપ્ત કલ્યાણપુર જાણે જાગી ઊઠયું છે અને વાતાવરણ આધુનિક વિદ્યોપાસના અને જ્ઞાનપ્રાપ્તિમાં મશગૂલ વિદ્યાર્થીઓની વ્યાપક પ્રવૃત્તિઓથી ધમધમતું બન્યું છે—કલ્યાણપુરનું ગ્રામ્ય સ્વરૂપ બદલાઇ ગયું છે. કાનપુરમાં આ ઇન્સ્ટીટ્યુટની સ્થાપના ૧૯૬૦માં થઈ. ભારતમાં સ્થાપિત ચાર આવાં ઇન્સ્ટીટ્યુટોમાંનું આ એક છે : એક ખરગપુરમાં, બીજું મદ્રાસમાં, ત્રીજું પવાઈ (મુંબઈ) માં અને ચોથું, આ કાનપુરમાં. અત્યારે આ ઇન્સ્ટીટ્યુટમાં એન્જીનીઅરીંગના પાંચ વિભાગો—મિકેનિકલ, સિવિલ, ઇલેકટ્રીકલ, કેમિકલ અને મેટાલર્જીકલ(ધાતુવિષયક)ના વિષયોમાં સ્નાતક થઈ શકાય એવી કક્ષાના શિક્ષણની અને ભૌતિક વિજ્ઞાન, રસાયણવિજ્ઞાન અને ગણિતવિજ્ઞાનના વિષયોમાં અનુસ્નાતક શિક્ષણ અને ડૉકટરેટ જેવી ઉચ્ચ પદવી મેળવી શકાય એવા શિક્ષણની વ્યવસ્થા છે. ઇન્સ્ટીટ્યુટનું મુખ્ય લક્ષ્ય આંતરરાષ્ટ્રીય કક્ષાએ સંશોધનનો વિકાસ કરવાનું છે. આ લક્ષ્ય સિદ્ધ કરવા અમેરિકાની નવ અગ્રગણ્ય ટેકનીકલ શિક્ષણ સંસ્થાઓ કાનપુર–ભારત–અમેરિકા સહકાર કાર્યક્રમ સ્થાપી ઇન્સ્ટીટ્યુટને આગળ ધપાવી રહી છે. આ સહકાર–કાર્યક્રમમાં અમેરિકાની નવ સંસ્થાઓ—માસાચ્યુએટ્સ, કાર્નેજી, કેસ, કેલિફોર્નિયા એમ ચાર ટેકનોલોજીના ઇન્સ્ટીટ્યુટો અને ઓહિઓ સ્ટેટ, પ્રિન્સટન, પર્ડ્યુ, કેલિફોર્નિયા અને મિશિગન એ પાંચ યુનિવર્સિટીઓ પોતાનો સાથ આપી રહી છે. ટેકનિકલ શિક્ષણના ક્ષેત્રમાં આ સંસ્થાઓ દુનિયાભરમાં ખ્યાતનામ છે. કાનપુર–ભારત–અમેરિકા સરકાર કાર્યક્રમમાં જોડાયેલી આ નવ સંસ્થાઓ કાનપુર આઈ. આઈ. ટી.ના વિદ્યાર્થીઓ માટે ટેકનીકલ કેળવણીનો સંપૂર્ણ સુગઠિત શિક્ષણ–કાર્યક્રમ સુલભ કરવા માટે સહકારમાં કાર્ય કરી રહી છે. આ ઇન્સ્ટીટ્યુટમાં શિક્ષણ પદ્ધતિની વિશેષતાઓમાં ટયુટોરિયલ પદ્ધતિ, અગાઉથી જાહેર કર્યા વિના ટેસ્ટ (પરીક્ષા), વિદ્યાર્થીઓ સાથે પરામર્શ, અભ્યાસકાળમાં પણ કમાવાની તકો મળે એવી વ્યવસ્થાનો સમાવેશ થાય છે. અભ્યાસ ઉપરાંત, રમત ગમતો, સાંસ્કારિક પ્રવૃત્તિઓ, ચર્ચામંડળો, છાત્ર જીવન અંગે કાર્યક્રમોમાં ભાગ અને પોતપોતાની રુચિ અનુસાર હોબી કેળવવી—આ બધી પ્રવૃત્તિઓ અંગે વિદ્યાર્થીને પ્રોત્સાહિત કરવામાં આવે છે.

આ ઇન્સ્ટીટ્યુટ અસ્તિત્વમાં આવ્યા ફક્ત ચાર વર્ષ થયાં છતાં તેનું કામ સારી રીતે આગળ વધી રહ્યું છે. અત્યારે અધ્યાપકગણ—પ્રોફેસરો અને લેકચરરો—ની સંખ્યા ૭૦ છે અને વધીને ૨૫૦ પર્યંત પહોંચશે એવી અપેક્ષા છે. ઉપ–સ્નાતક વર્ગોમાં પ્રથમ વર્ષમાં ૨૦૦, બીજા, ત્રીજા અને ચોથા પ્રત્યેક વર્ષમાં સો સો એમ ૫૦૦ વિદ્યાર્થીઓ માટે અધ્યયનની વ્યવસ્થા છે. સંસ્થામાં અભ્યાસક્રમ પાંચ વર્ષનો છે.

ઇન્સ્ટીટ્યુટ નવ વિભાગોમાં કામ કરે છે : ઉપર દર્શાવેલ એન્જીનીઅરીંગની પાંચ શાખાઓના પાંચ વિભાગ, મૂળભૂત વિજ્ઞાનના વિષયોના ત્રણ વિભાગો ઉપરાંત એક કલા અને સાહિત્યનો વિભાગ, આ





ઉપરાંત એક ઇલેક્ટ્રોનિક કેલ્ક્યુલેટર કેન્દ્ર છે, જે બધા વિભાગોના ઉપયોગ માટે છે.

આઈ. આઈ. ટી.માં 'ઈન્ટર ડિસીપ્લીનરી' શબ્દ સામાન્ય થઈ પડ્યો છે. ડિસીપ્લીન એટલે જ્ઞાનની કોઈ શાખા યા વિષય, અહીંઆ 'ઈન્ટર ડિસીપ્લીનરી' શબ્દ પર ખાસ ભાર મૂકવામાં આવે છે, કારણ કે જ્ઞાન એક પૂર્ણ એકમ છે, જેની વિધવિધ શાખાઓ યા અંગો પરસ્પરાશ્રિત છે, અને અન્યોન્ય જરૂરી છે. આ સંસ્થામાં શિક્ષણક્રમની શરૂઆતથી જ આ દૃષ્ટિબિંદુ પર ભાર મૂકવામાં આવે છે. પ્રથમ ત્રણ વર્ષ સુધી બધાંને એક જ પ્રકારનો અભ્યાસક્રમ શીખવાય છે. ત્યારબાદ જે વિષયમાં વિદ્યાર્થીને ખાસ પ્રવીણતા મેળવવી હોય તે વિષયનો અભ્યાસ તે પસંદ કરી આગળ વધે છે. અધકચરા જ્ઞાનના પાયા પર સ્પેશ્યેલાઈઝેશનની ઈમારત ઊભી કરવા દેવામાં આવતી નથી.

વૈજ્ઞાનિક સંશોધન પર ખાસ ભાર મૂકવામાં આવે છે કારણ કે ભારત જેવા વિકસતા દેશ માટે એની આવશ્યકતા છે. ઈન્સ્ટીટ્યુટમાં છેલ્લાં બે વર્ષથી અનુસ્નાતક શિક્ષણ, ખાસ કરીને સંશોધન અંગે ચાલુ થયું છે, જેમાં આગળ વધીને પીએચ. ડી.ની પદવી મળવી શકાય છે. ભૌતિક, રસાયણ અને ગણિત વિજ્ઞાનોમાં આ અંગે વ્યવસ્થા ઈન્સ્ટીટ્યુટે કરી છે.

સામાન્ય માન્યતા એવી છે કે ટેકનિકલ શિક્ષણની સંસ્થા સમાજ વિજ્ઞાન, સાહિત્યકલાના શિક્ષણ માટે ઉપર્યુક્ત સ્થાન નથી. પણ કાનપુર ભારત અમેરિકા સહકાર કાર્યક્રમના નેતા પ્રોફેસર નોર્મલ સી ડેઈલે આ વિષયોને અભ્યાસક્રમમાં ખાસ રાખ્યા છે. તેઓ કહે છે કે ભારતમાં ટેકનિકલ જ નહીં પણ સામાજિક સમસ્યાઓ પણ ઊભી છે. અમે અમેરિકામાં અનુભવ્યું છે કે આ વિષયોના શિક્ષણ પર વિવેકપૂર્ણ ભાર મૂકવાથી સારી સિદ્ધિ મળી છે.

પુસ્તકાલયમાં અત્યારે ૨૦ થી ૨૫ હજાર પુસ્તકો છે, પુસ્તકાલયની સ્થાપનાની જવાબદારી પર્ડ્યુ યુનિવર્સિટીએ લીધી છે. એ યુનિવર્સિટી અમેરિકામાં એન્જીનીયરીંગ કે વિજ્ઞાનનાં ગમે તે પુસ્તકો પોતાના માટે ખરીદે તેની બે કોપી લે છે અને એક કોપી સૂચીબદ્ધ કરી કેટલોગ કાર્ડ સાથે કાનપુર મોકલે છે.

આઈ. આઈ. ટી. માં શિક્ષણ અને સંશોધન પર ભાર મૂકયા છતાં વિદ્યાર્થીઓને તેમાં જ બાંધી રાખવામાં આવતા નથી. છાત્રજીવનની પ્રવૃત્તિઓમાં ભાગ લેવા ઉત્સાહિત કરવામાં આવે છે. આ બાબત ફક્ત વિદ્યાર્થીઓને જ નહીં પણ શિક્ષકોને પણ લાગુ પડે છે. 'અમે ઇચ્છીએ છીએ કે સંસ્થાનું વાતાવરણ એટલું મુક્ત રહે કે વિદ્યાર્થી સ્વતંત્રતાપૂર્વક વિચાર કરી વિકાસ સાધી શકે' એમ સંસ્થાના નિયામક કહે છે. વિદ્યાર્થી અને શિક્ષકોનો સંબંધ બિલકુલ અનૌપચારિક છે. કારણ કે આઈ. આઈ. ટી. રેસિડેન્શીયલ (જ્યાં વિદ્યાર્થીને ભણવા-રહેવાની વ્યવસ્થા હોય એવી) ઈન્સ્ટીટ્યુટ છે. છાત્રાલયમાં રહેવાના કમરા મોટા, પ્રકાશવાળા અને સગવડભર્યા છે. વ્યવસ્થા છાત્રો પોતે જાળવે છે. શિક્ષકો તો મામૂલી દેખરેખ રાખે છે. વિદ્યાર્થીઓ પોતાના જીમખાનામાં સાહિત્ય સંગીત, ફિલ્મ, નાટક વગેરેની સગવડો રાખી પોતાનો શોખ પૂરો પાડે છે.

પ્રોફેસર દીઠ ૧૨–૧૫ વિદ્યાર્થીઓ સોંપવામાં આવ્યા છે. તેઓ ભેગા મળીને વિચાર વિનિમય કરે છે—અમેરિકામાં થાય છે તેમ.

કાનપુર ભારત–અમેરિકા સરકાર યોજનાના બે મુદ્દાઓ નોંધપાત્ર છે;

(૧) અમેરિકામાં શિક્ષકો અને તજજ્ઞો જે કાર્ય કરે અને તેમાં જે સાધનો જોઈએ તે, હિંદમાં અપ્રાપ્ય હોય તો, ત્યાંથી અહીંઆ મોકલવામાં આવે છે. દાખલા તરીકે રેડિયો ફ્રિકવેન્સી કાઉન્ટર યંત્ર (ભારતમાં અપ્રાપ્ય) ઈન્સ્ટીટ્યુટમાં સુલભ છે.

(૨) અમેરિકાથી આવેલા પ્રોફેસરો પોતાનો પગાર અમેરિકાની પોતાની યુનિવર્સિટીમાંથી લે છે. આમ અમેરિકાના સહકારથી કાનપુરમાં ટેકનિકલ શિક્ષણ માટે એક ઉચ્ચ કોટિની સંસ્થાનો લાભ ભારતને મળ્યો છે.





છોટુભાઈ સુથાર

# વાતાવરણ અને ઉષ્ણતામાન

વાતાવરણમાં ઉષ્ણતામાનની જે અસર આપણે અનુભવીએ છીએ તે ઉષ્ણતામાન બીજા ગ્રહોમાં કેવું વધારે કે ઓછું હોય છે તે આજે ચંદ્ર પર જવાની તૈયારી થતા યુગમાં જાણવું જરૂરી છે..

પૃથ્વીની ચારે બાજુ હવાનું આવરણ આવેલું છે. આ વાતાવરણ અનેક વાયુઓનું બનેલું છે. જેમાં ઓક્સીજન અને નાઇટ્રોજન મુખ્ય છે. પૃથ્વીનું વાતાવરણ ૧,૦૦૦ કિલોમીટરની ઊંચાઈ સુધી ફેલાએલું છે. આ વાતાવરણ બધે એક સરખા ઘટત્વવાળું નથી. પૃથ્વીની સપાટી પર તે ઘાડું છે જ્યારે ઊંચે આછું. ઘણે ઊંચે તે અત્યંત આછું બની જઈ છેવટે શૂન્યાવકાશમાં પલટાઈ જાય છે.

સૂર્યનાં કિરણ પૃથ્વીની સપાટીને ગરમ કરે છે. સપાટી ગરમ થતાં એના સંસર્ગમાં રહેલી હવા ગરમ થાય છે. ગરમ થયેલી આ હવાના આધારે આપણે હવાનું ઉષ્ણતામાન માપીએ છીએ. પૃથ્વી પરનું ઊંચામાં ઊંચું ઉષ્ણતામાન ૬૦° સેન્ટિ. (યા ૧૪૦° ફેરન.) છે. આપણા ગુજરાતનું સામાન્ય ઊંચું ઉષ્ણતામાન ૪૫° સેન્ટિ. (યા ૧૧૨° ફેરન.) લેખાય છે. મનુષ્યનું શરીર આ ઉષ્ણતામાન બરદાસ્ત કરી શકે છે અને તેથી આપણો જીવન-વહેવાર ચાલે છે. ઉષ્ણતામાન ઘણું ઊંચું થાય યા ઘણું નીચે ઊતરી જાય ત્યારે જીવનની મુશ્કેલી ઊભી થાય છે. અત્યંત તાપ પડે છે ત્યારે યા કડકડતી ઠંડીના દિવસોમાં હિમ પડે છે ત્યારે અરક્ષિત શરીર મૃત્યુને ભેટે છે.

પૃથ્વીની પેઠે અન્ય ગ્રહોને પણ વાતાવરણ છે. આજકાલ ચંદ્ર તેમજ ગ્રહો પર ઉતરાણ કરવાની યોજનાઓ ચાલી રહી છે. ચંદ્ર અને શુક્ર સુધી રૉકેટો મોકલી શકાયાં છે. દુનિયા આખીનું ધ્યાન આ દિશામાં ખેંચાએલું છે. મંગળની સફરની પણ તૈયારીઓ ચાલે છે. જો કે ચંદ્ર અને ગ્રહો પર હજી મનુષ્યનું ઉતરાણ થયું નથી પણ એની પૂર્વ તૈયારી રૂપે મનુષ્યને પૃથ્વીના વાતાવરણમાં ફેરવી એનું પાછું પૃથ્વી પર ઉતરાણ કરાવવામાં આવ્યું છે.

રૉકેટોની અવકાશી યાત્રાનો હેતુ મનુષ્યની આંતરગ્રહીય યાત્રાની સલામતી બક્ષતાં રક્ષણાત્મક સાધનો તૈયાર કરવા અંગેનો પણ છે. પૃથ્વીથી ઊંચે જતાં વાતાવરણ પાતળું થતું જાય છે. વળી એનું ઉષ્ણતામાન પણ ઘટતું જાય છે. આવા વાતાવરણમાં મનુષ્ય સુરક્ષિત જીવી શકે કે કેમ એનું સંશોધન ચાલ્યું ત્યારે માલૂમ પડ્યું કે પૃથ્વીનું વાતાવરણ તેના ઉપરના ભાગે આપણે માનીએ છીએ તેવું ઓછા ઉષ્ણતામાનવાળું નથી. ૧૦-૧૨ કિલો.મીટરની ઊંચાઈએ તેનું ઉષ્ણતામાન શૂન્યની નીચે ૬૦° સેન્ટિ. થઈ જાય છે, પણ ૪૫ કિલોમીટરની ઊંચાઈ સુધી જતામાં એ ૩૦° સેન્ટિ. થાય છે. વળી તે પાછું ઘટે છે અને વધે છે. નવાં સંશોધનો અનુસાર પૃથ્વીથી ૨૫૦ કિલોમીટર જેટલી ઊંચાઈએ વાતાવરણનું ઉષ્ણતામાન ૧,૦૦૦ હોવાનું માલૂમ પડ્યું છે।

વાત સાંભળતાં ધ્રાસ્કો પડે એવું છે ને? અઢીસો કિલોમીટર ઊંચાઈએ આટલી ગરમી હોય તો એને બરદાસ્ત શી રીતે કરી શકાય એ પ્રશ્ન સહેજે ઉદ્‌ભવે. પણ વૈજ્ઞાનિકો એથી વિચલિત થતા નથી.

કારણ?

કારણ કે તેઓ જાણે છે કે અતિ ઊંચું ઉષ્ણતામાન હોય ત્યાં ખૂબ ગરમી હોય છે એમ સદૈવ બનતું નથી. વળી ઉષ્ણતામાન પદાર્થના ગરમપણાની સ્થિતિ દાખવે છે એની ગરમી નહીં. ઉકળતા પાણીનું ઉષ્ણતામાન ૧૦૦° સેન્ટિ. હોય છે. એવા ૧૦ ગ્રામ પાણીમાં જેટલી ગરમી હોય છે તેથી ઘણી વધુ ગરમી ૧૦° સેન્ટિ. ગરમ કિલોગ્રામ પાણીમાં હોય છે. ખરી રીતે ઉષ્ણતામાન, એ, પદાર્થના અણુ પરમાણુઓ જે રીતની ગતિ યા સ્પંદન કરતા હોય છે તેના દરનું માપ છે.

આપણા ઉપલા વાતાવરણમાં અણુ તેમજ પરમાણુઓ





ઝડપથી ગતિ કરે છે તેમજ સ્પંદિત થાય છે આ કારણે એમનું ઉષ્ણતામાન ઊંચું રહે છે. પણ તેમ છતાંય ત્યાંની અતિ પાતળી હવામાં ખૂબ જ ઓછા અણુ પરમાણુઓ આવેલા હોવાને કારણે વાતાવરણે ધારણ કરેલી કુલ ગરમી અત્યંત અલ્પ હોય છે.

સૂર્યની સપાટીનું ઉષ્ણતામાન ૬૦૦૦° સેન્ટિ. છે. પણ સૂર્ય–સપાટીથી ઊંચે ૧ લાખ કિલોમીટર છેટેના વાતાવરણનું ઉષ્ણતામાન ૧૦ લાખ સેન્ટિ. છે! સૂર્યકિરીટનું આટલું ઊંચું ઉષ્ણતામાન હોવાનું કારણ આપણે અગાઉ જોઈ ગયા તેમ વાતાવરણમાંના અણુ પરમાણુઓની તીવ્ર ગતિને જ આભારી છે. સૂર્યનું કિરીટ આવરણ પૃથ્વીના વાતાવરણની સરખામણીમાં ઘણું પાતળું આવરણ છે અને તેથી એ દ્વારા ધારણ કરાતી ગરમીની માત્રા તદ્દન સ્વલ્પ છે. વાયુની ઘટતા જેટલી ઓછી ગરમી પણ તેટલા પ્રમાણમાં ઓછી થઈ જાય છે.

ઉપર્યુક્ત દૃષ્ટિએ હવે મંગળનો વિચાર કરીએ. મંગળની સપાટીનું સામાન્ય ઉષ્ણતામાન ૧૦° થી ૨૦° સેન્ટિ. (૫૦° થી ૭૦° ફેરન.) રહે છે. મંગળનું અત્યંત ઊંચું ઉષ્ણતામાન ૩૦° સેન્ટિ. (૮૫° ફેરન.) જેટલું છે. પૃથ્વીના હિસાબે આ ઉષ્ણતામાન બરદાસ્ત કરી શકાય એવું છે. પણ મંગળના હિસાબે તે સાવ અમંગળ છે. તમે પૂછશો, 'એમ શાથી વારું?'

મંગળ પરનું વાતાવરણ ઘાડું નથી એ આપણે જાણીએ છીએ. સંભવ છે કે તે પૃથ્વીના વાતાવરણના હિસાબે કેવું છે તે ઘણાં ન જાણતાં હોય. મંગળની સપાટીને સ્પર્શતું જે વાતાવરણ છે તેની ઘટતા પૃથ્વીની સપાટીથી ૧૬ કિલોમીટર ઊંચે આવેલા વાતાવરણના જેવી છે. મતલબ કે મંગળની સપાટી પરનું વાતાવરણ પૃથ્વીની સપાટી પરના વાતાવરણના હિસાબે અત્યંત પાતળું છે. એક તો ઓછું ઉષ્ણતામાન અને તેમાંયે વળી આછું પાતળું વાતાવરણ. આ વાતાવરણ કેટલી ગરમી ધારણ કરી શકવાનું! અને વાતાવરણમાં ગરમી ન હોય તો ઠંડી પોતાનું રાજ્ય ચલાવવાની. આમ અગર કોઈ અવકાશયાત્રીને મંગળની ભૂમિ પર ઉતરાણ કરવું પડ્યું તો એને મંગળયાત્રામાં ઠંડી લાગવાની. ગરમી મેળવવા એણે મંગળની તપેલી જમીન પર વારેઘડીએ સાષ્ટાંગ પ્રણિપાત કરવા રહ્યા યા આળોટીને કસર પૂરી કરવી રહી!

ચંદ્રનું ઊંચામાં ઊંચું ઉષ્ણતામાન ૧૦૦° સેન્ટિ. છે. ચન્દ્ર પર હવા નથી. અગર છે એમ કહીએ તો તે પૃથ્વીના વાતાવરણના કરોડમા ભાગની ઘટતાવાળી છે એમ કહેવું રહેશે. 'આવા વાતાવરણમાં શેકાઈ જવાની ધાસ્તી નથી એમ હવે સમજાયું હશે. ઊલટાનું ચંદ્ર પર ઉતરાણ કરવું પડે ત્યારે ઠંડીથી રક્ષણ કરવાની તકેદારી રાખવી રહેશે. ચન્દ્રની પેઠે બુધને પણ વાતાવરણ નથી. એટલે ત્યાં પણ ઠંડીનો સામનો કરવાની વાત આવવાની. જો કે પગ શેકાઈ ન જાય તેની ખાસ ચિંતા ચંદ્ર તેમજ બુધ પર કરવી રહેશે. ચંદ્રની સપાટીનું ઊંચામાં ઊંચું ઉષ્ણતામાન ૧૦૦° સેન્ટિ. છે. એટલે પગને ઊકળતા પાણીમાં બોળી રાખ્યા હોય તેવી મજા માણવાની મળશે: જ્યારે બુધ પર એ મજા ભારે સજા થઈ પડશે. ત્યાં ઊકળતા સીસામાં પગ બોળી રાખવા જેવું લાગશે. આપણી ઇચ્છા ઠંડી તેમજ ગરમીનો સામનો કરવાની હોય તો તે માટેનો યોગ્ય પોષાક તૈયાર કરવાનો પ્રશ્ન પણ વિચારવાનો રહેશે.

અને આ પ્રશ્ન પણ ઊંચા ઉષ્ણતામાનની પેઠે ઓછો ચિંતાજનક નથી એ પણ કબૂલ રાખશો ને?

★

'મિત્રા'

## માતૃત્વ

ઝાલ્યો 'તો તેં મુજ કર જે દિને
માન્યું પૂર્ણ મુજ જીવન–આશ સર્વે.
ભીંજ્યું ભર્યું હૈયું હસી રહ્યું હતું
ખીલ્યું મુજ સ્ત્રીત્વ ત્યારે બહારમાં.
ધીરે ધીરે હૃદયમાં કૈંક ઓછપ લાગી,
ઓટ આવી શું પૂર્ણ ભરતી પછીની?
ના, ના, પ્રેમમાં નહીં: પરંતુ હૈયું
અકથ્ય અધૂરપથી ભીંસાતું રહે'સાતું.
પૂર્ણતા સ્ત્રીત્વ તણી—ત્યાંયે અપૂર્ણતા
જ્યારે હૈયે જાગી માતૃત્વની ઝંખના.

★




આ સંસારમાં સંપૂર્ણ સુખી જીવન લાધ્યું હોય તેવા દાખલા ભાગ્યે જ જોવા મળે. સંસાર અસાર છે તેના કરતાં કહીએ કે માનવીની પ્રકૃતિ જ એવું સ્વરૂપ ખડું કરે છે જ્યાં ઘર્ષણ ઊભાં થાય અને પછી કુદરત તેમાં સાથ પુરાવે.

જીવનમાં તડકા છાંયડા આવે છે અને તે કુદરત—પરમેશ્વર બતાવે છે તેમ કહેવાય છે. આવતી કાલે શું થવાનું છે તેની આજે જાણ નથી થતી એવું અણધાર્યું, અણકલ્પ્યું ઘણું એવું માનવીના જીવનમાં બન્યા કરે છે. કુદરત પાસે માનવીનું બધું જ ધાર્યું પાર પડતું નથી છતાં પુરુષાર્થ વગર માનવીની ચડતી નથી, આનંદ નથી. પોતાના જ પુરુષાર્થથી આગળ વધેલી વ્યક્તિ, આપબળે પ્રાપ્ત થયેલી આકાંક્ષાને જીવનની ધન્ય પળ સમજે છે અને તેને જીવનભર સાચવી રાખવા કમર કસે છે. પરંતુ જીવનમાં માત્ર એક જ મહત્વાકાંક્ષા નથી હોતી. જીવનની ચાર અવસ્થાઓ—બાલ્યાવસ્થા, કુમારાવસ્થા, યૌવનાવસ્થા પ્રૌઢાવસ્થા—જિંદગીના જુદા જુદા અનુભવો કરાવે છે. બાલ્યાવસ્થામાં વિકાસ ઘણો મોટો થાય છે પણ બાળક આપમેળે લાંબુ વિચારી શકતું નથી. આ વયે તેને જીવનની આંટીઘૂંટીઓની કંઈ જ સમજ નથી હોતી. નાના બાળકને તો ભગવાનની સાથે સરખાવાય છે.

બીજી અવસ્થામાં તે મહત્વાકાંક્ષા સેવે છે. પોતાની બુદ્ધિને તોળે છે અને ભવિષ્યનાં સ્વપ્નાં સેવે છે. અભ્યાસ દ્વારા તે ઘણું જ્ઞાન મેળવે છે. આ ઉંમરે પણ તે સાંસારિક પ્રવૃત્તિઓથી અજ્ઞાન જ હોય છે.

ત્રીજી અવસ્થા—યૌવનાવસ્થા જિંદગીની મહત્વની અવસ્થા; જેની ઉપર જીવનનો આધાર રહેલો છે. આ જ અવસ્થામાં માનવી મહત્વાકાંક્ષાઓને સંપૂર્ણ રીતે પોતાની બનાવવામાં સફળતા મેળવે છે, ક્યારેક નિષ્ફળતા પણ. આર્થિક, શારીરિક અને માનસિક સુખ-દુઃખનો અનુભવ આખાય જીવન ઉપર પ્રત્યાઘાત પાડે છે. કુમારાવસ્થામાં લાધેલું જ્ઞાન વાપરવાની કળા યુવાવસ્થામાં કરવાની છે અને તે આવડત ઉપર જીવનનો આધાર રહેલો હોય છે. જીવનસાથી શોધવાનો અને શોધ્યા પછી એકમેકને નિભાવવાનો પ્રશ્ન પણ આ જ અવસ્થામાં ખડો થાય છે. અને એ પ્રશ્ન પણ કંઈ નાનોસૂનો નથી. કૌટુંબિક જીવન સરળતાથી, આનંદથી જીવી શકાય, આ દુનિયામાં મારું કંઈક છે એ અનુભવી શકાય એ લાગણી દર્શાવવા કુટુંબભાવના ઉત્પન્ન થઈ. માનવી માનવી વચ્ચે પ્રકૃતિ—સ્વભાવ કેવાં મૂળગત નીવડે છે તેનો ખરો અનુભવ પણ આ વખતે જ થાય છે. દરેક વ્યક્તિ સંપૂર્ણ તો નથી જ. દરેક વ્યક્તિને પોતાનું આગવું વ્યક્તિત્વ હોય છે. અને જીવન જીવવાની મહેચ્છા પણ પોતાની રીતની હોય છે. બે વ્યક્તિ, ખાસ કરીને પતિ-પત્ની ઘણી રીતે એકબીજાને ઓળખતાં હોય છતાંપણ મતભેદ તો તેમની વચ્ચે ઊભા થાય જ છે. એવે વખતે કોઈ પણ એક વ્યક્તિ જતું કરી શકે, બીજી વ્યક્તિને અનુકૂળ થવા પ્રયત્ન કરે તો સંઘર્ષનાં મૂળ ઊંડાં નથી નંખાતાં. બીજી મુશ્કેલીઓનો સામનો કરવામાં




પણ શક્તિમાન નીવડે છે. પરંતુ ઘણીવાર જીવનમાં ધાર્યા કરતાં વિપરિત પરિસ્થિતિ સર્જાય છે. તેવે સમયે અટલ અને અડગ રહી નિખાલસ નહિ બનવાથી ઘણું નુકશાન સહન કરવું પડે છે. આ સંઘર્ષને નિવારવાનું પણ મુશ્કેલ બને છે અને દુઃખી દુઃખી જીવન જીવે છે. કયાં એકબીજાથી અલગ રહેવાનો રસ્તો શોધે છે. છતાં સરવાળે શાંતિ નથી મળતી.

જીવનના સુખદુઃખનો બધો જ ભાર યુવાવસ્થાએ જ લઈ લીધો છે. જીવનના મહત્વનાં વર્ષો જ એ છે. પ્રૌઢાવસ્થાનો પ્રશ્ન જ જુદો છે. પતિ–પત્ની બન્નેને એકબીજાની હુંફની ખૂબ જ જરૂર રહે છે. તેવે વખતે એકની હયાતી ન હોય તો જીવન નીરસ બની જાય છે. પરંતુ પોતાનાં બાળકોના સંસારમાં વધુ રસ ઉત્પન્ન થાય છે તે કારણે જીવવાનો લોભ વધે છે.

જીવનના સુખદુઃખનો બધો જ આધાર માનવીની પ્રકૃતિ ઉપર રહેલો છે. તે ઇચ્છે તો દુઃખને પણ સુખમાં ફેરવી શકે છે.

## પશ્ચાત્તાપની આગ

કુટુંબમાં બધાં જ ભાંડુઓમાં કોઈ એક બાળક પ્રત્યે માબાપ વધુ આશાભરી નજરે જોતાં હોય છે ત્યારે સ્વાભાવિક જ બીજાં બાળકો, પછી તે મોટાં હોય તો પણ આવડત વગરના ઠોઠ નિશાળિયા જ દેખાય છે. અને સમજદાર માબાપ પણ આવા પક્ષપાતને કારણે તેને અજાણપણે પણ એમ ટોકતાં અચકાતાં નથી.

સંજયનો નંબર તેના ચાર ભાઈઓમાં ત્રીજો હતો. સામાન્ય રીતે સૌથી નાના અગર તો મોટાના માન ઘરમાં વધુ હોય છે. પરંતુ અહીંઆ તો સંજયનું માન ખૂબ હતું. સંજયનો મોટો ભાઈ વિનય તેના નામ પ્રમાણે વિનયી હતો અને સ્વભાવે શાંત–ભોળો હતો. તેના દિલમાં કયારેય કપટ નહોતું દેખાયું અને તેને બધા જ તેના જેવા સરળ દેખાતા. ભણવામાં બહુ હોશિયાર નહિ. જ્યારે સંજય બોલવામાં શૂરો અને જબરો પણ ખરો. કોઈને નમતું ન જોખે. ભણવામાં તે કંઈ વિનય કરતાં વધુ હોશિયાર નહોતો જ. પરંતુ સ્વભાવને કારણે નાનપણથી તેના તરફ પક્ષપાત રહેતો.

પોતાની કાપડની પેઢી હતી એટલે વધુ અભ્યાસની કંઈ જરૂર નહોતી. મળતાવડો, ઘૂસણીઓ સ્વભાવ હોય તો તે બહારગામના આડતીયાઓ સાથે સારૂં કામ લઈ શકે તેવી તેમના પિતાની માન્યતા હતી. અને તે માટે સંજય તેમને લાયક લાગેલો. વિનય પેઢીમાં જ બેસતો હતો. પણ એની અણઆવડત જલદી દેખાઈ આવતી. આમ તે ઘરમાં અણમાનીતો થઈ પડયો. અને સંજયના વખાણ થવા લાગ્યા. સંજયભાઈને આ કારણે ફુલાવાનું સારું મળ્યું. બન્ને ભાઈઓ વચ્ચે અંતસ વધ્યું. વિનય પોતાની નમ્રતા, વિવેક ભૂલ્યો નથી પણ હમેશાં તેને ઉતારી પાડવામાં તેનાં બા–બાપુજી કારણભૂત છે અને એક જ લોહીના બન્ને બાળકોના ઉછેરમાં મોટો તફાવત ઊભો કરી કુટુંબમાં ઘર્ષણ ઊભું કરી રહ્યાં છે તેનાથી તે અજાણ નહોતો. વિનય કેટલીક બાબતમા ઓછી આવડતાવાળો હતો એટલે તે બિલકુલ બિનઆવડત ધરાવે છે તેવું તો નહોતું જ. એક જ પેઢીમાં બન્નેના કામ અલગ અલગ હતાં. છતા સંજયના જ વખાણ થતા તે તે જાણતો હતો.

વિનયની નમ્રતાએ દિલ ઉપર પથ્થર મૂકયો અને એવી વાતો તરફ બેધ્યાન રહ્યો. તેની પત્નીને પણ તેણે એ રીતે સમજાવેલી એટલે બોલીને બગાડવામા તેણે કયારેય વિચાર્યું નહિ પરંતુ પત્નીએ પોતાની આવડતથી સંજોગોવશાત બધો જ ઘરનો ભાર તેના માથે લઈ લીધો. આમ ઘરમાં તેનું ચલણ થયું. દરેક બાબતમાં તેની સલાહ લેવી પડતી. સંજયને આ નહોતું ગમ્યું પણ તે તો માત્ર બોલીને જ રહી ગયો. સંજય હવે સ્વચ્છંદી બની ગયેલો.

ઘરમાં કોઈનું સાંભળતો નહિ અને તે કરે એ બધું જ સાચું અને તે મુજબ બધાંએ વર્તવું જોઈએ તેમ માનતો હતો. આ કારણે કુટુંબમાં ઘર્ષણ જન્મ્યું. માતાપિતા બન્નેને પણ લાગ્યું કે સંજયને ખોટો ચઢાવી માર્યો જેનું વિપરીત પરિણામ આવ્યું અને સહન તો કુટુંબને જ કરવું પડ્યું. આમ પશ્ચાત્તાપની આગમાં સપડાયા ત્યારે જ વિનયની નમ્રતા દેખાઈ અને તેને કરેલા અન્યાય બદલ પશ્ચાત્તાપ કરવા લાગ્યા.

## બોલવાના ને ચાવવાના જુદા

હાથીના ચાવવાના અને બતાવવાના દાંત જુદા હોય છે. તેમ મનુષ્યના એક જ જાતના દાંત હોવા છતાં તેના વર્તનને અનુરૂપ જુદી જુદી ઉપમાઓ દ્વારા સમજવા પડે છે. ઘણીવાર ખૂબ જ મોટી મોટી વાત કરનાર વ્યક્તિ વર્તનમાં ખૂબ જ જુદી તરી આવતી હોય છે. અનુભવે આવી વ્યક્તિઓથી ભરમાઈને અંતે પસ્તાવાનો જ વારો આવે છે.

નીલિમા લાડકોડમાં ઉછરેલી એકની એક પુત્રી હતી. પૈસાની રેલમછેલમાં ઉછરેલી નીલુ નાનપણથી જ ઠરેલ, સમજુ અને વિવેકી હતી. શ્રીમંતાઈનો અભિમાનનો છાંટોય તેનામાં નહોતો. મધ્યમવર્ગનાં કુટુંબો સાથે તેને સદ્‌ભાવ હતો અને તે વર્ગની જ એની સખીઓ હતી. તેના સગાં-કુટુંબોમાં તે રીતે નીલુ ટીકાપાત્ર ગણાતી હતી. પરંતુ એ કશાની પરવા કરવાની નીલુને પડી ન હતી.

સંગીત તો તેનું ખૂબ જ સુંદર હતું. એના એ પ્રિય વિષયે એને મેડલ અપાવેલો અને સારી ખ્યાતી અપાવી. બી. એની ઉપાધિ પણ એણે સારા નંબરે મેળવેલી તેમા માતાપિતા એની પ્રવૃત્તિ વિકસાવવામાં ખૂબ મદદરૂપ થતાં અને તેના શોખને પૂર્ણ કરવામાં સહાય આપતા. તેના આગવા વ્યક્તિત્વને હણવા કે ટપારવા કયારેય તેમણે પ્રયત્ન સુદ્ધાં કરેલો નહિ. એને એની રીતે વધવા દીધી હતી.

નીલુ હવે ભર યૌવનમાં પાંગરતી હતી. યુવાનીની મસ્તીભરી છોળો, ટીખળી સ્વભાવ અને લાગણીથી મિત્રોને તે સંતોષી શકતી હતી. અને તે કયાસ પણ કાઢી શકતી હતી. કોઈ પણ વ્યક્તિને ઓળખવી સહેલી નથી તે તે સમજતી હતી છતાં પહેલા જ અનુભવે તે કયાસ કાઢી લેતી હતી.

તેના મિત્રોમાં કવીન પણ હતો. સામાન્ય રીતે નીલિમાના અને કવીનના વિચારો ઘણા મળતા આવતા હતા. આધુનિક યુગમાં બન્ને આધુનિક વિચારો ધરાવતાં અને કોઈ જાતના રૂઢિના બંધનને આવકારતાં નહિ. કવીન અભ્યાસ પછી ધંધામાં પડી ગયો હતો. પૈસા કમાવાની જરૂરિયાત ઉપર વધુ ભાર મૂકતો. છતાં નીલિમાની પ્રગતિમાં તે સંપૂર્ણ રસ ધરાવતો અને ઘણો મદદરૂપ થતો. ચર્ચાઓને અંતે નીલિમા અને કવીનને લાગ્યું કે તેઓ બન્ને એકબીજા સાથે જોડાય તો ઘણું સંતોષી જીવન જીવી શકશે.

બન્નેનાં વડીલોએ ખૂબ જ ઉત્સાહપૂર્વક આ વિચાર વધાવી લીધો અને નજદીકના ભવિષ્યમાં મુહૂર્ત જોવડાવી લગ્ન પણ લઈ લીધાં.

શ્રીમંત કુટુંબનો જ નબીરો હતો પરંતુ નીલિમાના કુટુંબ કરતાં બીજે નંબરે આવે એવા કુટુંબનો હતો. નીલુ-કવીનના વિચારોમાં કે વર્તનમાં ખોટો આડંબર વરતાતો નહોતો. સખીઓમાં સારી પ્રતિષ્ઠા જાળવી રાખી શકેલી અને તેમાંય આવું સુદર જોડું ભેગું થયું એટલે મિત્રોમાં તો તેમના સુખની પ્રશંસા થવા લાગી.

લગ્ન પછી થોડો સમય તો ખૂબ સુંદર ગયો. થોડા સમય પછી નીલિમા અસ્વસ્થ રહેવા લાગી, બહારથી આમ તો કોઈનેય ખ્યાલ ન આવે પરંતુ એની નિકટની મિત્ર પાસે એક વાર તે દિલ મોકળું કરી શકી.

કવીનની વાચાળતા મોટી મોટી વાતો માત્ર વાતો કરવા, ચર્ચા કરવા માટે જ હતાં તે તેને અનુભવે સમજાયું.

નીલિમા ઉપર અમુક જાતનાં Restrictions




(અવરોધ) મૂકવા માંડ્યાં. અમુકની સાથે અમુક રીતે જ વાત કરી શકાય. એના કહેવા મુજબ બહારની પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનો. તેનો મુખ્ય વિષય સંગીત - તેમાં પણ અવરોધ આવ્યો. અને એથીય વધુ ધાર્મિક બાબતોમાં ખૂબ રૂઢિચુસ્તની માફક વર્તવાનો આગ્રહ સેવાયો. નીલુ આ બધું બરદાસ્ત ન કરી શકી એટલે અંતરમનના વિખવાદો અને ચર્ચાઓ શરૂ થયાં. નીલુ સ્વતંત્ર વ્યક્તિત્વ ધરાવતી હતી અને ખૂબ વિચારીને આ પગલું ભર્યું હતું છતાં આ પરિણામ જોઈને સાશ્ચર્ય નિરાશ થઈ. નાની નાની બાબતોના મતભેદ તેમને ખૂબ જ ડંખવા લાગ્યા. પણ નીલુને તો શાંત જ રહેવાનું હતું. કવીને તેને જબરી થાપ ખવરાવી અને મનુષ્યના પરિચયમાં આવ્યા પછી ઓળખી શકવાનો તેનો દાવો કેવો ભૂલભરેલો નીકળ્યો તે આજે જ સમજાયું. જાતે જ શોધેલું એટલે પોતાના વ્યક્તિત્વને મનદુઃખ કરીને પણ અમુક અંશે રહેંસવું પડ્યું. કારણ બીજો માર્ગ લેવા તેની તૈયારી નહોતી. પણ કવીનને પોતાના પ્રેમથી તે સુધારવા ઇચ્છતી હતી. કવીનને માઠું લાગે તોપણ તેના બોલવાના અને ચાવવાના દાંત જુદા છે તેમ તે વારંવાર ટકોરતી.

## બોજારૂપ સેવાધારી

આઝાદી નહોતી મળી ત્યાં સુધી ગુલામીમાંથી મુક્ત થવાની ધગશ હતી. અંગ્રેજોને હાંકી કઢવા મૃત્યુને ભેટવાની તૈયારી બતાવનાર પણ હતા. અને જ્યાં આઝાદી મળી ત્યાં તો જાણે મુક્તિનો અર્થ ઘણો મોકળો થઈ ગયો. સત્તા મેળવવાની ધગશ સૌ કોઈને રહેવા લાગી. જ્યાં શક્ય બન્યું, લાગ મળ્યો ત્યાં જોડાઈ ગયાં.

ગામડામાં સેવકોની ઘણી જરૂર રહી. પછાત ગામડાંનો ઉદ્ધાર કરવો જરૂરી હતો. શહેરી જીવન છોડીને ગામડામાં રહેવાની તમન્ના ખૂબ જ ઓછી વ્યક્તિઓમાં હતી. ફક્કડભાઈ થઈને ફરતા હોય એટલે કે એકલપંડ હોય અને જુસ્સો હોય એટલે સેવાની પાછળ જિંદગી અર્પી દેવાનું ગમે. અમુક ગામડાંઓ ઉપર તેનું વર્ચસ્વ પણ રહે, પૂછ્યા વગર એક ડગલું પણ ના ભરે અને આમ સત્તાનો શોખ સંપૂર્ણ માણી શકાય.

વીરેન્દ્ર આવા જ એક ગામડામાં નાનકડી ઝૂંપડી બાંધીને રહેતો હતો. ગ્રામસેવા એનું ધ્યેય હતું. આજુબાજુનાં ગામડાંમાં પગે ચાલીને પહોંચતો અને ફંડફાળા ઊભા કરીને અજ્ઞાનતા દૂર કરવામાં મદદરૂપ થતો. ધીમે ધીમે નાની બાલવાડીમાંથી પ્રાથમિક શાળા શરૂ કરી, અને આશ્રમજીવનનો ખ્યાલ આપવો શરૂ કર્યો. ગૃહઉદ્યોગો અને સ્વચ્છતા શીખવવાના પાઠો આપ્યા. અણઘડતા અને વહેમ-રૂઢિથી દૂર રહેવા ઘેર ઘેર જઈને સમજાવવા પ્રયત્ન કર્યો. સરવાળે લોકોનાં મન જીતી લીધાં. ગામલોકોએ વીરેન્દ્રના ખૂબ વખાણ કર્યા. સેવાર્થે આવેલા ભાઈને પોતાનામાંનો જ એક માનીને તેની સગવડના સાચવવા પાછળ તત્પર રહેતા.

આમ વીરેન્દ્રે ગામડામાં બરોબર રસ કેળવ્યો. બહારથી નામાંકિત વ્યક્તિઓને બોલાવી ગામનું નામ રોશન કર્યું.

વીરેન્દ્રે થોડા સમય પછી લગ્ન કર્યાં. હવે તો પોતાની જરૂરિયાત બેવડાઈ. તેની પત્નીએ પણ આશ્રમમાં ખૂબ રસ લેવા માંડ્યો. બન્ને જણ કામ કરવા લાગ્યાં. શહેરની મુખ્ય મુખ્ય સંસ્થાઓના સંપર્કમાં રહેવા લાગ્યાં, તેમના ગામના પ્રતિનિધિ તરીકે વારંવાર મીટીંગોમાં તેમને જવું પડતું. સરકાર પાસેથી, બીજા સંબંધીઓ પાસેથી રકમ મેળવી નવાં નવાં કામ શરૂ કરાવ્યાં. કીર્તિકળશ બરોબર ઢોળાયો એટલે વધુ સત્તાનો લોભ લાગ્યો.

કુટુંબ વિસ્તર્યું એટલે ભવિષ્યનો વિચાર ઉપસ્થિત થયો. પોતાનું બીજું તો કોઈ નિભાવ માટેનું સાધન હતું નહિ એટલે રસ્તો શોધ્યા વગર છૂટકો જ નહોતો. લોકોના પૈસે ઘી કેળાં ઉડાવાતા હોય તો શું કામ

ન ઉડાવવા ! કલ્પનામાં પણ ન આવે એવા મોજ-શોખ શરૂ થયા. દેખાવમાં સાદાઈ હોય, પણ બીજી સાદાઈ નહિ. તેમાં વળી વીરેન્દ્રભાઈની તબિયત બગડી. જલદી સાજા થઈ જાય તે માટે ફ્રૂટના કરંડિયા આવવા લાગ્યા પછી તો આટલી બધી રોજની માગણી થઈ ગઈ. ફંડ દ્વારા પોતાને માટેનું મકાન તૈયાર કરાવ્યું.

ગાડી પાટા પર ચઢી ગઈ પછી તો કોઈ વિમાસણ રહી નહિ. લોકોની આંખમાં આવે તેમ પૈસો ખરચાવા લાગ્યો, કામની ધગશ ઓછી થઈ ગઈ અને જે લોકો માન આપતા હતા તે જ લોકો વિરૂદ્ધ બોલવા લાગ્યા. સાચી સેવા કરીને વેતન લેવું સારું પણ સેવાને નામે ધતીંગ તો ન જ કરાય ને? કામ કર્યા વગર લોકો કેટલો વખત નભાવે ..!



'સુધાંશુ'

## સમ્રાટ

સબઘટનો સમ્રાટ—
યૌવન ! અજરામરનો તું માટ;
જ્યાં અગન ન પહોંચે,
શબ્દ સંકોચે
ત્યાં જન્મ–અજન્મની વાટ;
સબઘટનો સમ્રાટ...
છબતા ના પાહુલ પૃથ્વીથરે
પડતા મોળા મહેરામના ઘાટ;
અંકાશ ગુંબજ ત્હારી નજરૂના ઘુમ્મટ
ચેતન ફાટંફાટ;
સબઘટનો સમ્રાટ....
મૃત્યુ–પાથેય ને કાળનો કટોરો,
બગલથેલે આતમનાથ;
ગોળા ફૂટે બોમ્બાઅગન તૂટે
મારા યૌવન સન્મુખે દ્વંદ્વે બાથ;
સબઘટનો સમ્રાટ....
માણે વિલાસ ને રૂપહીના–બાસ,
એનું હૈયું કંઈ વસંતના હાટ;
ઊભલા હોયે ત્યાંથી આગેઆગે
એને આડે ના પળોજણ–ફાંટ;
સબઘટનો સમ્રાટ....
સહુનો ચેલો, યૌવન સહુનો ગુરુ
અવધૂત–જોદ્ધાની ભસમ છે ભાત;
એવો ઊંચો એવો સોહમ્-શૃંગે
કે એ હંસાને સબ છે પછાત;
સબઘટનો સમ્રાટ....



'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.




Oormi-Navrachana November 1964 મૂલ્ય રૂ. ૧/૨૫ : વિદેશમાં રૂ. ૧/૫૦ Regd. No. G. 68

લેખકો, વાચકો, ગ્રાહકો, શુભેચ્છકો, સલાહકારો, એજન્ટો અને જાહેરખબર આપનાર

ભારતી સાહિત્ય સંઘની પ્રવૃત્તિઓ સાથે
એક યા બીજી રીતે
સંકળાયેલાં
સર્વ મહાનુભાવોને

અને

## અભિનંદન

મુંદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ



વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦ વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ : રૂ. ૩૭/૫૦ વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

# ઊર્મિ—નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ • ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ • ગાંધીરોડ • **અમદાવાદ, ૧**

—: આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ લવાજમ ભરી શકાય છે :—

૧. એન. એમ ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩. એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪. આરોગ્યધામ, અચુબ મેન્શન, વિન્સેન્ટ રોડ, માટુંગા, મુંબઈ, ૨.
૫. વિજય સ્ટોર્સ, ૩૮૧/એ, કાલબાદેવી રોડ, ૩જે માળે, નરોતમવાડી, મુંબઈ, ૨.
૬. ઈન્ટરનેશનલ બુક હાઉસ, ૯ એશ લેન, મ. ગાંધીરોડ, મુંબઈ, ૧.
૭. નિર્મલ એજન્સીઝ, ૧૦૮ શેખ મેમણ સ્ટ્રીટ, બીજે માળે, મુંબઈ, ૨.
૮. લોક મિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર, ૧.
૯. સાહિત્ય ભંડાર, ૧૪, અમરત્તલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૦. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, રાવપુરા, વડોદરા.
૧૧. ગુજરાત પુસ્તકાલય સ. સ મંડળ, કોંગ્રેસ ભવન, રાજમહેલ રોડ, મહેસાણા.
૧૨. ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલા, સૂરત.
૧૩. બાબુભાઇ પ્રેમશંકર ત્રિવેદી, ગંજ બજાર, પાટણ.
૧૪. વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ, આણંદ.
૧૫. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૬. સાહિત્ય મિલાપ, ડૉ. યાજ્ઞિક રસ્તો, રાજકોટ, ૧.
૧૭. પોપ્યુલર બુક સપ્લાય, પો. બો. નં. ૭૬૯, કંપાલા. (યુગાન્ડા—પૂ. આફ્રિકા.)
૧૮. જનરલ બુક સેલર્સ, પો. બો. નં. ૧૨૭૮, દારે સલામ (ટી. ટી.—પૂ. આફ્રિકા.)
૧૯. યુનાઇટેડ જનરલ સ્ટોર્સ લિ. પો. બો. ૮૦૮, કિસુમુ (કેન્યા—પૂ. આફ્રિકા.)
૨૦. કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. બો. નં. ૨૪૬, જિન્જા (યુગાન્ડા પૂ. આફ્રિકા)
૨૧. મુલ્લા સલમાનજી મુલ્લા હેપતુલ્લાભાઈ, પો. બો. નં. ૧૩૭૭, મોંબાસા (કેન્યા—પૂ. ,,)
૨૨. નીલકંઠ પી. સ્વામી, પો. બો. નં. ૩૯૧, મોંબાસા (કેન્યા પૂ. આફ્રિકા)

અંક ૯ : ડિસેંબર'૬૪
સળંગ અંક ૪૧૭
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૫
'નવરચના' : વર્ષ ૨૯
સાહિત્ય પ્રેરતુ સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

'ઊર્મિ–નવરચના'

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.




## અવિરત સાધના

આપણો ઇરાદો હોય કે ન હોય, આપણી ઇચ્છા હોય કે ન હોય, આપણને ગમતું હોય કે ન ગમતું હોય પણ કેટલીક વાર સંજોગો જ એવા ઊભા થઈ જાય છે કે આપણાથી આપણી ઇચ્છા વિરુદ્ધનું પણ થઈ જાય છે. ત્યારે આપણું મન આપણને વારંવાર ડંખે છે પણ એનો જાણે કોઈ ઉકેલ જડતો નથી.

આવું હંમેશ બને છે એવુંય નથી હોતું અને આપણું મન દર વખતે આવું નબળું બની જાય છે એવું પણ નથી હોતું. પણ એક એવી મીઠાશ આપણને ગળે વળગી જાય છે કે એ મીઠાશ જ આપણે માટે કડવા ઝેર જેવી નીવડે છે. મનને અપાતી આ લાલચ કે લાંચ ખૂબ આકરી સજા અપાવે છે. એ સજાને પાત્ર આપણે છીએ કે નહિ એની પ્રતીતિ તો આપણને ત્યારે થાય કે જ્યારે આપણે આખી દુનિયામાં એ વિષે શોધખોળ કરવા બેસીએ.

પણ આ શોધવા માટે દુનિયા ભટકવાની જરૂર નથી હોતી. આપણું મન એટલું બધું નાનું હોવા છતાં દુનિયા કરતાંય વિશાળ થઈ શકે છે, હોઈ શકે છે. એ વિશાળતા આપણે કેળવવી પડે છે એ વાત ખરી અને મનની વિશાળતા કેળવાય—મેળવાય એટલે એને કોઈ લાંચ લાલચ સ્પર્શે જ નહિ. આ બધું મનની સંકુચિતતાનું જ કારણ હોય છે, એનું જ પરિણામ હોય છે.

દર વખતે આપણા અંતરતમ મનને સજાગ રાખીએ, આપણે તેના પ્રત્યે પૂરતા વફાદાર રહીએ તો આપણા જીવનમાં ઊઠતા પ્રશ્નો એકાએક હલ થઈ જાય. પછી સંજોગો આપણને ઘડવાને બદલે આપણે સંજોગોને ઘડવા લાગી જઈએ છીએ. ઇચ્છા પ્રમાણે આપણે ચાલવાને બદલે ઇચ્છા આપણી સાથે ચાલે છે. અણગમો તો ત્યાં ટકતો જ નથી, આપણને જે ગમતું હોય તે જ આપણે કરવા લાગીએ છીએ. પણ ભલભલા અધ્યાત્મવાદીઓને આ એક જ સાધ્ય નથી હોતું. બધા પ્રયત્નો એ માટેના હોય છે એ વાત સાચી, પણ જીવતરના અંત સુધી એ અવિરત સાધના ચાલુ રાખવી પડે છે, ત્યારે એ માટેનો સાચો માર્ગ દેખાય છે. પછી ત્યાં પહોંચવામાં બહુ વખત નથી લાગતો હોતો.

★



'રાજહંસ'

# સમયનાં શોર-બોર

## મહત્ત્વ મથામણનું છે—સિદ્ધિનું નથી

જગતની કેટલીક કરુણતાઓ—ટ્રેજેડીઝ છે. કુદરત બલિદાન માગે છે છે—લીધા વિના છોડતી નથી એ એક કરુણ સત્ય છે. કોઈ નવો શુભ વિચાર દૃઢ થાય તે પહેલાં ભોગ લેવાય છે. સર્જનની વેદનાનું બલિદાન ધરવું પડે છે. એમ પ્રજા અને દેશની સંસ્કૃતિ ઊંચે ચઢે છે ત્યારે એનું આયુ ટૂંકાતું જાય છે. આગળનાં ચઢાણનો અવકાશ તો છે જ, પરંતુ એ મજલ બીજાએ કાપવાની ઠરે છે. લંકા સુધી આર્ય સંસ્કૃતિ ફેલાવવા માટે સીતાનું હરણ અને લંકાનું દહન બંને નિમિત્તોની—વિપદાઓની જરૂર પડી હતી. અને ગાંધી-કેનેડીનાં બલિદાનો તો ગઈ કાલનાં જ હોય એવાં તાજાં છે.

આખા જમાનાનું—વીસમી સદીના ઉત્તરાર્ધનું પણ એવું બીજું કરુણ બલિદાન ચાલુ છે. આપણા સૌની આંખ આગળ એ રોજરોજ અપાઈ રહ્યું છે પણ એ શાંત બલિદાનનો ઉહાપોહ જાગ્યો નથી પછી એ સંભળાય તો શાનો જ?

માણસ એના સમાજના ઉપલા થરમાં જવા રોજ મથે છે. કોઈ કોઈના પગ એ પગથિયે ચઢે છે, ટકે છે, પરંતુ ઘણા પાછા નીચે પડે છે. ઉચ્ચ જીવન-ધોરણ કરો કે જીવનનાં સુખ-સફળતા માનો પણ ક્રમ તો બધે જ એવો છે. આ મથામણને આપણે જીવનવિકાસ માટે જરૂરી ચિહ્ન માન્યું છે. જેનામાં આટલું પણ નથી તેની વિસાત કોઈ સમાજમાં થતી નથી. માનવીને ખાસ મળેલી શક્તિઓ આની મથામણમાં ખીલે છે.

એ મથામણમાં જે સફળ નીવડે ને સીડીના ઉપલે પગથિયે પહોંચે છે તેની વાહવાહ આપણે ઘણીવાર કરીએ છીએ. પરંતુ એ પછી એનું માન ઘટતું જાય છે. એના ગુણ દેખાતા નથી. એની નિંદા થવા લાગે છે. એના દોષ અનેક છિદ્રો વાટે ફૂટી નીકળે છે. દુઃખી માણસો એનો દ્વેષ કરતાં થાકતા નથી, શરમાતા નથી. ન્યાયની દૃષ્ટિ જ રહેતી નથી.

જેમ વ્યક્તિ વિષે આ કરુણતા છે, તેમ પ્રજા અને દેશ વિષે છે.

સુખ મેળવવાની સૌની ઇચ્છા છે, પરંતુ સુખ પામ્યા પછી સહાનુભૂતિ ગુમાવવી પડે છે—દુનિયા આખીની. સુખ સુધી પહોંચેલી વ્યક્તિ, સમાજ, પ્રજા કે દેશ લોકનજરમાં ખૂંચતો થઈ જાય છે. એના ગુણ સાંભરતા નથી, દેખાતાયે નથી; ઉપરથી અવગુણોના આરોપ ચઢતા જાય છે.

પ્રયત્ન અને પરિણામનો કેવો મોટો ફેર પડે છે. પ્રારંભમાં જેની કદર છે તેનો અંતે દ્વેષ આવી પડે છે. આ કરુણ સત્યોમાંનું એક આપણી નજરમાં ઠેરઠેર ભોંકાય છે પણ એના ઘા કોઠે પડી ગયા છે, જણાતાયે નથી.

## અપાત્રની સમાનતા શી?

શું માનવીને સુખનો અધિકાર જ નથી? શું સુખ ઉપર મર્યાદાની આણ ચાલે છે? શું સુખ મેળવવાનું હોય ત્યારે જાતે, અને મેળવ્યા પછી સૌની માલિકીનું બની જાય છે? શું એ વહેંચીને, આપીને, ખાલી થઈને જ ભોગવી શકાય છે? શું સુખમાં અસ્થિરતાનું તત્ત્વ ક્યારેય વિખુટું પાડી શકાય એમ નથી?

ધર્મે આના જવાબ શોધ્યા છે. એ કહે છે કે શાશ્વત સુખ જુદું જ છે, આ નહીં. આ તો બંધન છે.





સમાજ વળી બીજી વાત કરે છે. કહે છે કે જન્મે ત્યારે સૌ કોઈ ઊંચાનીચા આડાપાતળા કે સુખી દુઃખી સ્થાનમાં ભલે હોય, પણ પછી તો પૃથ્વીના સૌ સરખા હકદાર બની જાય છે. ગઈ પેઢીનાં શ્રમ-બલિદાન, જ્ઞાનસંશોધન, આચાર-વિચાર એ બધાંમાં સૌનો સરખો હિસ્સો રહેલો જ છે, કોઈને વહેંચી આપવું પડતું નથી. આંખનો ડોળો બેસાડવાની ક્રિયા ભલે જેણે શોધી હોય તેણે—એ માનવજાતની મૂડી થાય છે. અંતરીક્ષમાં ભલે રશિયનો કે અમેરિકનો ઊડે, એનાં લાભહાનિ તો સૌનાં સરખાં બને છે. રૂની સારી જાત જે ઉગાડે તે—એના એકલાથી પચાવી શકાતી નથી. આમ ધન, સત્તા, સુખસગવડ, શક્તિ, કળા, કે બીજી પ્રાપ્તિના હકદાર ઘણા લોકો થઈ જાય છે. એમને યથાર્થ લેખે એવું સમાનતાનું સૂત્ર હમણાં તો ફેલાતું જાય છે. ને અણવિકસિત દેશો હક કરીને વિકસિત દેશોનાં ખિસ્સામાં હાથ નાખી રહ્યા છે. હવે મહેરબાનીના દિવસો પૂરા થયા, આપ્યે જ છૂટકો છે.

આમાં ઘડીભર ઇતિહાસનો ન્યાય જણાય છે. જેમણે છીનવીને મેળવ્યું છે તેણે લૂંટાઈ જઈને પાછું આપવું પડશે. જેણે પરદેશોમાં જઈને લોહી લીધાં છે, એમણે રેડવાં પણ જોઈશે. ગોરી પ્રજાઓએ ઘણા અત્યાચારો કર્યા છે. તે બે વિશ્વયુદ્ધોમાં પણ ધોવાયા નથી. અને અપકૃત્યોનાં પાપ સુકૃત્યોનાં યશ કે ફળને સૂકવી નાખે છે. આ ન્યાયનો અમલ કેટલે વર્ષે થાય છે તેનું ગણિત હજી ઇતિહાસે તૈયાર કર્યું નથી.

પરંતુ કરુણતા એ છે કે પુરુષાર્થ વિના, પાત્રતા વિના જવાબદારીનું ભાન ના હોય તો પણ હકના દાવા જોરશોરથી થતા જાય છે—ઈર્ષ્યાથી, પ્રમાદથી, ને લાલચથી, એ હકદાવા ઠસાવવા કપટ ચાલે છે, દમદાટી થાય છે, જોરજુલમ કરે છે, બીજાણુ અત્યાચારોનાં તાંડવ મચી રહે છે તો પણ પેલા હકદાવા અખંડ રહે છે. સમાનતા એ શું યોગ્યતા કરતાં ચઢિયાતી ચીજ છે?

## ભય—બહારના અને અંદરના

ક્રુશ્ચોવ પછીની રશિયન સરકારે હમણાં તો ચીનને મચક આપી નથી. મતલબ કે ક્રાંતિ માટે યુદ્ધ અનિવાર્ય છે એવો ચીનનો મત થંભી ગયો છે.

પરંતુ ચીનનો ભય ઘટ્યો નથી. ઉત્તર કોરિયાનો અડધો કોળિયો એના પેટમાં પડેલો છે. એમ ઉત્તર વિયેટ નામ અને ઉત્તર લાઓસ પણ એણે ગળ્યાં છે. કંબોડિયા ચીનને શરણે ગયું છે. ઇન્ડોનેશિયા એના પગે પડ્યું છે. બર્મા એની દાઢી પસવારે છે. કાઠમંડુએ ચીનના હજારો ટેકનીશ્યનોને માર્ગ (બાંધવા) આપ્યો છે. સિક્કિમ-ભૂતાન તો જાણે ચપટીમાં છે. પાકિસ્તાને સામેથી પૈસા આપનારી પાતરનો પાલવ પકડી લીધો છે. જાપાને એની સાથે વેપાર કર્યો છે. બ્રિટન, કેનેડા, જર્મની, ઓસ્ટ્રેલિયા વગેરે ઘણા દેશો એની સાથે વેપારની દોસ્તી રાખે છે. ને ચીનનું બળ દિનપ્રતિદિન વધતું જાય છે. એ બળ વધે તેથી ચીનના સીમાડાની પ્રજાઓને ભય નથી એવું કોણ કહી શકશે?

ભારતની ઉત્તર સરહદે ચીની સૈન્યના મોરચા મંડાયા છે. એ વખતે દેશમાં ત્રણ ચીજો ઘણી ખૂંચે એવી છે: અનાજની અછત, લાંચરૂશ્વત, અને વહીવટની ગેરવ્યવસ્થા.

અનાજની છત શી રીતે થાય એ તપાસવાની કોન્ગ્રેસની ધીરજ નથી, દાનત નથી, આવડત નથી. એને ભૂમિહીનોના હકની વાતો હાંકીને મત મેળવવા છે. અંકુશોનું ભારણ વધારીને પોતાની લાગવગ જમાવવી છે, કંટ્રોલના સકામાંથી ગેરલાભ ખાટી જવા છે, અને એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં દોડાદોડી તથા માલની ઓચિંતી હેરફેર કરીને ગેરવ્યવસ્થા ફેલાવવી છે. ઘઉં, ચોખા ને જુવાર બાજરીનું ઉત્પાદન કરનાર ખેડૂતો સામે ધરવા જેવું આ સરકાર પાસે શું છે?

શાસ્ત્રી-નંદાએ લાંચરૂશ્વત સામે બળાપો કર્યો, કંઈક પ્રયત્ન પણ કર્યો પરંતુ એમનું ચાલ્યું નથી. જાહેર

થઈ ગયું છે કે સો અમલદારોમાંથી સાઠ તકસાધુઓ છે. એમને કાબૂમાં લઈ શકે એવી આ સરકાર પાસે તાકાત નથી.

અને જાહેરક્ષેત્રે જે કામ થયાં છે તેમાં પુષ્કળ સમય વીતે છે, અઢળક ખરચ થાય છે, અને એમાંથી માલનું ઉત્પાદન થવું જોઈએ તે થઈ શકતું નથી. નહેરો, વીજળી, લોખંડ—બધે આ સ્થિતિ છે. અને તેમ છતાં ખાનગી વેપારઉદ્યોગોની કનડગત વધતી જાય છે. સરકારી કારખાનાંને જે સગવડો મળે છે એ પછી એમનો વહીવટ ઉત્તમ જણાવો જોઈએ, અને નહીં તો એક પણ નવું કારખાનું જાહેરક્ષેત્રમાં ન જવું જોઈએ.

ચીનનું બળ છે. પણ એ જીતશે તો એની ચઢીયાતી વિચારધારાથી કે સિદ્ધાંતોને લીધે નહીં, આપણી લાલચો, એવકુફી ને કવખતના સિદ્ધાંત આગ્રહને લીધે આપણે હારીશું.

### કમજોર કેબિનેટથી શું નીપજે ?

આપણો ઉગારો અશક્ય નથી. ભાવિ તો આપણુંયે સારું છે. પણ એ ઘડવાનો ઉત્સાહ જાણે દેશમાં રહ્યો નથી. હમણાં તો કોઈ આગેવાન જ નથી, કોન્ગ્રેસની સંસ્થાએ પણ પક્ષ અને જુથનું ધોરણ સ્વીકારી લીધું છે. દેશના ભાવિની એમને હમણાં તમા નથી રહી.

ઘણું મોડું થાય તે અગાઉ શાસ્ત્રી-નંદાએ રાજીનામાં આપી દેવાં જોઈએ. કેબિનેટમાં એમનું ચાલતું નથી. આજે જે કહે-કરે તે કાલે મોળું કરી નાખવું પડે છે. એ માણસો ભલા છે પણ એમનું ગજું ઓછું છે. એમને ભૂતકાળનાં ઘણાં વળગણ છે. ઘણા જણને રીઝવવા પડે છે. એનાથી દેશના ભાવિનું કામ ઉકલે એમ નથી. જેમને બીજાને પૂછી પૂછીને કહેવું કરવું પડે તેમનાથી રાજ્ય શું ચાલવાનું હતું ? એમની નજર સામે ગંતુર-દુર્ગાપુરની ઉડાઉગીરી ચાલે, પછી 'બે ટંક ભાત નહીં ખાઉ' એવી શાણી વાત કરે તો એ કોણ માનવાનું હતું ?

હમણાં રાજ્યસત્તા ત્રણ જણ પાસે છે—કામરાજ, પાટીલ, ને અતુલ્ય ઘોષ. કામરાજે વરસગાંઠ ઉજવીને લાખોનો ધુમાડો કરાવ્યો. એની વાસ એમની મૂછોમાંથી નીકળવાની નથી. પાટીલની છાપ હોંશિયારીની છે પણ એ માણસ વિષે બધાને શંકા પડે છે. એ વિશ્વાસ ઉપજાવી શકતા નથી, પ્રેરણા તો શી આપે ! ને અતુલ્ય ઘોષ હજી અંડરગ્રાઉન્ડ રહ્યા છે. અશોક મહેતા આંકડામાં અટવાય છે, ને બીજા કેબિનેટ પ્રધાનો પોતાનું સ્થાન જાળવી રાખવાની વેતરણમાં રહે છે. એટલે દેશની કેબિનેટમાં જોર નથી. અને કમજોર હોય એવાને કનડગત કરવી બહુ ગમે છે, ખટપટો સૂઝે છે, ને ગાડું ગબડતું રહે એથી સંતોષ લે છે. એવા રાજ્યમાં કોનો ભલીવાર હોય !

### ગોવાના લોકમતમાં જોખમ છે

આવું પોલું જોઈને મહારાષ્ટ્રે ગોવાના લોકમતની વાત આગળ ધરી છે, કૈંક અંશે દમદાટી આપી છે.

ગોવા ભારતનો પ્રદેશ છે. પહેલાં પોર્ટુગીઝોની સત્તા હતી તે માંડ માંડ, આઝાદી મળ્યા પછી ચૌદ વર્ષે કાઢી શક્યા છીએ. એ પછી ગોવાના લોકમતની વાત મહારાષ્ટ્ર એકલું જ કરે એ કેવી નવાઈ છે ? દેશના કોઈ પણ ભાગમાંથી લોકમત લેવાની વાત હજી થઈ નથી.

આજે ગોવાનો લોકમત મંગાય છે, નાગ પ્રદેશનો મંગાય છે, કાશ્મીરનો મંગાય છે. એ ચેપ ગામેગામ લાગી શકે. તારાસિંઘ તરાપ મારવા તલપાપડ છે જ. પછી કાઠિયાવાડ પણ એવું કહેશે, કેરળ પણ કહેશે. ને ત્યારે સિક્કિમ-ભુતાન ભારતનું કેમ માનશે !

જે રીતે ગોવાના લોકમતની માગણી ચવાણે કરી છે એ પછી એમનો ભારતપ્રેમ કેટલો આંકવો ? ને લશ્કરના પ્રધાન તરીકે એમની પાત્રતા કેવી સમજવી ? એમની આખી કારકિર્દી—પ્રાંતવાદને પોષનારી રહી છે, અને વિરોધપક્ષ જોડે સમાધાનો કરવામાં—વિરોધપક્ષને જીત અપાવવામાં મુંબાઈમાં એમનાં સ્વાગત રખડી પડે એમ છે. પાટીલે પણ ડૂબકી મારી છે-ત્યાં બીજા કોનું ગજું ચાલી શકે ?

સ્પષ્ટ છે, ગોવાનો લોકમત એ પાર્લામેન્ટની હાંસી છે.

**શિવાજીની છબી અને ગોડસેનું ભૂત**

પરંતુ, હાલમાં મહારાષ્ટ્રનો મિજાજ તેજ છે. ગુજરાતને મુંબાઈમાંથી લાત મારીને કાઢ્યા પછી, એના મુખ્યપ્રધાનને લશ્કર સોંપાયું છે. ને ગુજરાતના મોરારજી કોન્ગ્રેસના એકારોની યાદીમાં મુકાયા છે.

હવે નેહરુ પણ નથી. મુંબાઈની અગત્ય રોજ વધતી જાત છે. પરદેશના ઉદ્યોગપતિઓ ભારતીય સહકારમાં કારખાનું નાખે તો પહેલી શરત કરે છે કે મુંબાઈની આસપાસ કારખાનું નાખવું. મુંબાઈ જોતજોતામાં એંશી લાખની વસતીએ પહોંચી જશે. એવું મોટું નગર મહારાષ્ટ્રના વહીવટમાં છે. એ પછી એમના ચવાણમાં જે તેજી દેખાય તે મરેઠાઓમાં પણ આવે જ.

અને પૂનામાં સભા ભરીને એમણે નથુરામ ગોડસેના ફોટાની પૂજા કરી, ગોપાળ ગોડસે અને વિષ્ણુ કરકરેને અભિનંદન દીધાં. વળી જાહેર કર્યું કે ગાંધીજીની હત્યા થવાની છે એવું તો અમે ક્યારથી જાણતા હતા ! આ નફટાઈની હદ છે. ખુલ્લું છે કે ગાંધીને રાષ્ટ્રપિતાનું બિરુદ મળ્યું છે તે એમને ખૂંચે છે. એમણે શિવાજીને આગળ કર્યા છે અને કોર્ટ કચેરીમાં બધે શિવાજીની આણ વર્તાવી છે. ભારતની કોર્ટ કચેરીઓમાં સુપ્રીમ કોર્ટની સત્તા નથી રહી, મરેઠાઓની છે, શિવાજીની છે. એ શિવાજીનો ઝંડો આગળ લઈ જનાર ચવાણની છે. ને ચવાણ પાસે ભારતનું લશ્કર મુકાયું છે.

નથુરામ ગોડસેને ફાંસી દેવાઈ છે, પરંતુ એનું ભૂત જીવતું થયું છે.

**લોકશિક્ષણનો સરકારી નમૂનો**

અમદાવાદમાં રાજ્ય સરકારે અંગ્રેજી બહિષ્કારના આંદોલનમાં પક્ષકાર બનીને દિવાનની શાળાની ગ્રાંટ બંધ કરી છે. કેળવણીનો પ્રશ્ન આથી રાજકીય પ્રશ્ન બન્યો છે. તે વધારે ગૂંચવાયો છે. ગુજરાતની કોન્ગ્રેસ કિન્નાખોરી રાખતી આવી છે, હવે એની સરકાર પણ એવું શીખી છે. આ રોગ જાહેર સંસ્થાઓમાં ઊતરવાનો, ને પ્રજા પણ એનો ભોગ બનવાની.

કેટલીયે વાતોમાં રાજ્યસરકારને ગમ ખાવી પડે છે એમાં કેટલુંક શાણપણ હોય છે. મામલાને ઉશ્કેરી મૂકવો સહેલો છે. એવું કરવાનું મન દાબી દેવું, ને ઉદારતા રાખવી એ મોટાનું ભૂષણ છે. પરંતુ સત્તાની તલવાર ખેંચી ને ધસી જતાં શીખ્યા તો લોક શિક્ષણ પણ એવું જ રહેવાનું ।

ગુજરાતનું સદ્‌ભાગ્ય છે કે શિક્ષણના કેન્દ્રપ્રધાન મહમદ કરીમ ચાગલાએ ગુજરાતનો પડકાર ઝીલી લીધો છે. આપણે આશા રાખીએ કે એ મક્કમ રહી શકશે. બાકી ગુજરાતને નસીબ મોરારજીનો મિજાજ ટકે છે ત્યાં લગી આવી એક કે બીજી વિપદાઓ જ વહોરવાની અને કર્તવ્યનિષ્ઠ પુરુષો અકળાઈ જવાના.

**નેહરુ અને જગતની નવી પ્રજા**

સંભવ છે કે ૧૪ મી નવેંબરનો દિવસ નેહરુની સ્મૃતિમાં જગતભરનો બાલદિન બની રહેશે.

નેહરુ લોકકથા-નાયક બની ચૂક્યા છે. દેશના પૂર્વજોમાં એમને અજોડ સ્થાન મળી ચૂક્યું છે. એ પૂર્વજની સ્મૃતિ જળવાય એનું આપણે ગૌરવ થવું જોઈએ. જેમને એટલું પણ નથી થતું, ને જેમને હજી પણ એમના વિરોધનો સંતોષ લેવો છે તેમને શું આપણે ભારતીય જનો કહી શકીશું ? નવાઈ છે કે આ વિરોધીઓ નેહરુ સ્મારક કમિટી ઉપર આવવા મથે છે અને એ નાણાં ક્યાંથી મળે તેનો વિચાર કરવાને બદલે પોતે જ ઈચ્છે એ રીતે વાપરી નાખવા ઉત્સુક છે. પરંતુ રાવણને લીધે રામ ઓળખાયા એમ આ વિરોધીઓને લીધે નેહરુ પ્રકાશમાં આવ્યા છે.

૧૪ મી નવેંબરનો બાલદિન જગતની નવી પ્રજાના ઘડતરમાં મહત્ત્વનું અંગ બની રહો.

*

દિલખુશ બ૦ દિવાનજી

# આપણી કેળવણીની કરુણ દશા

ભારતની સ્વતંત્રતાને સત્તર વર્ષો વીતી ગયાં પણ કેળવણીક્ષેત્રે એ સ્વાતંત્ર્ય હજુ પોતાની સિદ્ધિ દાખવી શક્યું નથી એ ગાંધીવિચારસરણીના વિખ્યાત અનુયાયીએ ઊર્મિ માટે ખાસ લખેલા આ લેખમાં રજૂ કર્યું છે...

ભારત દેશની કેળવણી હજી પણ અંગ્રેજ સરકારે શરૂ કરેલી પ્રચલિત પદ્ધતિ પ્રમાણે ચાલ્યા કરે છે. સુધારા માટે બધા જ આગ્રહ રાખે છે, પરંતુ જૂની ઘરેડને છોડી નવી ઘરેડ પાડવાની હિંમત ભાગ્યે જ કોઈ કરે છે. સ્વરાજ્ય સરકારે કેળવણીના જુદા જુદા પંચો નીમેલાં તેમના અહેવાલો પણ પ્રગટ થયા છે. અહેવાલોનાં પાનાં પર જ તે સુધારા પણ સૂચવાયા છે. પરંતુ હજી પંચ–અહેવાલોના પાના પર જ તે સાચા સુધારા આરામ લે છે. પરિણામ એ આવે છે કે કરોડોની પ્રજા હજી અજ્ઞાન અને વહેમોની જંજાળમાં સપડાયેલી રહે છે. જ્યાં કરોડો રૂપિયા જેટલો ખર્ચ ભારત દેશની સર્વ પ્રકારની કેળવણી પાછળ થાય છે પરંતુ એ ખર્ચ પાછળ હજી અંગ્રેજ સરકારની નિર્જીવ પદ્ધતિનો જ હઠાગ્રહ ચાલુ છે.

કંઈક પણ શિક્ષણ પ્રજાને મળે છે તે જીવનને ઉત્તરોત્તર ખર્ચાળ કેમ બનાવવું એ ધોરણે અપાય છે.

આ ખર્ચાળ શિક્ષણમાં રહેલી પાર વિનાની વિષમતા સમજી લેવાની જરૂર છે. પ્રથમ તો ખર્ચનું પ્રમાણ જ એ રીતે રાખવામાં આવ્યું છે કે વિદ્યાર્થીઓની સંખ્યા ઘટતી જાય તેમ ખર્ચનું પ્રમાણ વધતું જાય. શાળા મહાવિદ્યાલયો વગેરે પર જે ખર્ચ થાય છે તેની વિગત અંદાજે નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| પ્રાથમિક શાળાના એક વિદ્યાર્થી પાછળ | | | રૂ. ૨૦/૧૨ |
| માધ્યમિક શાળાના | ,, | ,, | રૂ. ૫૮/૦૦ |
| મહા વિદ્યાલયોના | ,, | ,, | રૂ. ૭૧/૩૧ |

આનો અર્થ એટલો જ થયો કે ઉચ્ચ શિક્ષણ પ્રાથમિક શાળાના શિક્ષણ કરતાં અઢારગણું વધારે ખર્ચાળ છો આટલું બધું ખર્ચાળ શા માટે? એનાં પરિણામો કેટલાં ભયાનક આવે છે?

શિક્ષણની આખીયે પદ્ધતિની રચના પાછળ કરોડો ભારતવાસી પ્રજાની ગરીબ સ્થિતિની પૂરેપૂરી અવગણના જ કરવામાં આવી છે.

(૧) જેમ જેમ શિક્ષણ ઉચ્ચ થતું જાય છે તેમ તેમ તેના અધ્યાપકો, તેનાં મકાનો, તેનાં રાચરચીલાં, તેનાં શિક્ષણસાધનો વધુ ને વધુ મોંઘાં જ થતાં જાય છે. અધ્યાપકોની તો વિચિત્ર વિગત એ છે કે જેમ પગાર મોટા તેમ કામ કરવાના દિવસો ઓછા અને ભણાવવાના વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી. પ્રાથમિક શાળાના શિક્ષકના પગાર ઓછા, કામના દિવસો તેમજ કલાકો વધારે અને રજા ઓછી. વળી એ શિક્ષકોને વધારે મોટી સંખ્યાના વિદ્યાર્થીઓને ભણાવવાનું હોય છે!

(૨) આવી કઢંગી સ્થિતિ કેમ? શિક્ષણનો ઉદ્દેશ જ જાણે એવો જ રાખવામાં આવ્યો છે કે જેમ જેમ ભણતર વધે તેમ તેમ ભણનાર અને વિદ્યાર્થીનું જીવનધોરણ પણ વધારે ખર્ચાળ થાય. આ ભણતરની આસપાસનું બધું જ વાતાવરણ વધારે ખર્ચાળ જીવનની ટેવોને ઉત્તેજન આપે છે.

(૩) આવી ખર્ચાળ શિક્ષણ પદ્ધતિ જ્યાં જ્યાં પ્રસરે છે ત્યાં ત્યાં શાળા બહારની પ્રજાને પણ વધુ ખર્ચાળ જીવનની કુટેવોના ચેપ તે લગાડે છે. જે ગામડામાં હાયસ્કૂલો શરૂ થાય છે ત્યાં શહેરી જીવનનો ભયાનક ચેપ લાગે છે. પ્રજા તો કંગાળ જ હોય છે. આજનું શિક્ષણ એમની ઉત્પાદનશક્તિમાં તો વધારો કશો જ કરી શકતું નથી—એમાં ઉલટો ઘટાડો થાય છે. પરિશ્રમની ટેવ પરવારી બેસે છે. આમ કમાણી કરવાની શક્તિ ઘટે છે પરંતુ જીવનમાં ખર્ચાળ ટેવો તો ઘર ઘાલી બેસે છે. ઊગતી પ્રજાનું હીર બેવડી રીતે ચુસાય છે.

(૪) અંગ્રેજ સરકારે શરૂ કરેલી શ્રમ વિઘાતક ખર્ચાળ શિક્ષણ પદ્ધતિનો વારસો એટલો બધો હઠીલો નીવડતો જાય છે કે સ્વરાજ્ય સરકાર પણ એવા જ ખર્ચાળ ધોરણે નવી શિક્ષણ સંસ્થાઓ ઊભી કરે છે. કરોડો માટે આથી યોગ્ય સર્વાંગી શિક્ષણની પૂરી સગવડ કરવામાં ભયાનક ખર્ચને પહોંચી વળવા સ્વરાજ્ય મળ્યા પછી પણ પ્રાથમિક શિક્ષણ સર્વવ્યાપક તો શું, ઠીક ઠીક વ્યાપક પણ કરી શકાતું નથી.

ગુજરાતની વસ્તી ૧૯૬૧ના આંકડા પ્રમાણે ૨૦૬૧૨૨૮૫ છે. ગુજરાતમાં પ્રાથમિક શિક્ષણ મેળવતા વિદ્યાર્થીઓની કુલ સંખ્યા માંડ ૨૩૨૧૮૦૯ છે.

ગુજરાતની કુલ વસતીનાં લગભગ ૨ કરોડમાંથી માંડ ૨૦ લાખને જ આપણે હજી પ્રાથમિક શિક્ષણનો લાભ આપી શક્યા છીએ. હજી વસ્તીના ૯મા ભાગને એટલે કે ૧૮૨૯૦૧૭૬ ની વિશાળ વસ્તી પ્રાથમિક શિક્ષણમાંથી વંચિત છે. સ્વરાજ્યપ્રાપ્તિના ૧૭ વર્ષમાં પણ આપણા દેશની આ કરુણ દશા છે. આનું કારણ સ્પષ્ટ છે. અંગ્રેજ સરકારે પ્રચલિત કરેલી રેઢિયાળ શિક્ષણ પદ્ધતિની જૂની ઘરેડ આપણે છોડી શકતા નથી.

૧૯૩૭માં જ્યારે પ્રાંતોની સરકાર મહાસભા પક્ષે સંભાળી લીધી ત્યારે ગાંધીજીએ તરત જ મહાસભા સરકારને આ ખર્ચાળ કેળવણી માટે સખત ચેતવણી આપેલી. જૂની ઘરેડના વિઘાતક ચીલામાંથી નીકળી જવા માટે જ તેમણે દેશને નઈ તાલીમનું દર્શન કરાવેલું. પ્રથમ તો પ્રાથમિક શાળાઓ પૂરતો જ તેનો વિચાર થયો હતો; પરંતુ ૧૯૪૫માં નઈ તાલીમનું કાર્યક્ષેત્ર જીવનવ્યાપી કરી દીધું હતું. જન્મથી મરણ સુધી એ શિક્ષણની યોજના વિચારાઈ છે; નઈ તાલીમે પ્રચલિત શિક્ષણની ઘરેડમાંથી તરત જ નીકળી જવાની હિંમત બતાવી છે. કરોડો પ્રજાજનને અનુલક્ષીને જ એની વિચારણા થઈ છે. આથી જ શિક્ષણની દુનિયામાં પ્રથમ જ 'સ્વાવલંબી શિક્ષણ'નું દર્શન જગતને થાય છે. નઈ તાલીમ વધુ પડતી ખર્ચાળ નથી, એટલું જ નહિ, પરંતુ શિક્ષણને જે રીતે વિચારાયું છે કે એમાં પ્રજાની ઉત્પાદન શક્તિ વધતી જાય, સરકારને એમાં ઓછો ને ઓછો ખર્ચ થતો જાય–શિક્ષણ લેનાર વિદ્યાર્થી વર્ગ પણ જીવનમાં વધુ સાદાઈ કેળવી શકે છે. સર્વોદય સમાજની એ સર્વોત્તમ કેળવણી હોવાથી એમાં શિક્ષણમાં રહેલી હરેક પ્રકારની વિષમતાને દૂર કરવાના સતત પ્રયત્નો થતા રહે છે. ભારત સરકાર નઈ તાલીમના સિદ્ધાંતને સ્વીકારે છે પરંતુ એની સાથે સંકળાયેલા કેટલાયે ક્રાંતિકારી તત્ત્વોથી તો હજી એ ભડકે જ છે. આથી કેળવણી હજી જૂની ઘરેડમાં જ ચાલે છે—વિષમતા હજી હઠીલી નીવડે છે.

નઈ તાલીમમાં રહેલી પ્રચંડ શક્તિને સરકાર કે ભણેલો સમાજ હજી ઓળખી શક્યો નથી. એ શક્તિ એ છે કે નઈ તાલીમ પ્રજામાં રહેલી સ્વાવલંબન તેમજ શ્રમઉત્પાદકશક્તિને સ્પર્શ કરી તેને નવપલ્લવિત કરે છે. ડગલે ને પગલે બધાં જ ક્ષેત્રોમાં વધુ ને વધુ ખર્ચાળ ટેવો પાડવાની આજની કેળવણી પદ્ધતિઓનો સ્વભાવ છે. નઈ તાલીમ એ સ્વાભાવમાં આમૂલ પરિવર્તન કરવા માગે છે. સ્વાવલંબનના સંસ્કારો ઉપરાંત નઈ તાલીમ બાળક-બાળાઓમાં સાદાઈની ટેવ પાડે છે. આથી પ્રજાજીવનનું યોગ્ય ઘડતર કરવાની દિશામાં નઈ તાલીમ અનુકૂળ વાતાવરણ ઊભું કરી શકે છે. જૂની ટેવો ખંખેરી નાખવાની ક્રાંતિ શક્તિ આથી નઈ તાલીમ પ્રગટાવી શકે છે. અંગ્રેજ સરકારે પ્રચલિત કરેલી કેળવણીના પ્રતાપે તો આપણી ભણતી અને ભણેલી પ્રજામાં સુખ સગવડ પાછળ જીવનને પરજીવી બનાવી દેવાની નિર્માલ્ય ટેવ ઊભી થતી જાય છે. શિક્ષણ ખર્ચાળ હોવાથી પ્રજામાં પણ ખર્ચાળ ટેવો આજની કેળવણી વધારી દે છે. ભણેલી અને ભણતી પ્રજા આથી ખેવડા શ્રાપનો વારસો મેળવે છે અને પ્રજાનું જીવન એમાં ગુંગળાતું જાય છે. સેવાવૃત્તિ, દેશપ્રેમમાંથી



નીતરતું સંપબળ અને જૂની ટેવો ખંખેરી નાખવાનું ખમીર બાપુએ સ્વતંત્રતાની લડતમાં પ્રગટાવેલા સ્વ-રાજ મળતાં જૂની કેળવણી હઠીલી નીવડી એટલે આ તેજસ્વી સંસ્કારો મૃતઃપ્રાય થવા માંડ્યા છે. પરદેશી સામ્રાજ્યને શાંતિને માર્ગે ખતમ કરવાની જે ક્રાંતિ શક્તિ બાપુએ કંઈક ભણેલામાં તેમજ વિશાળ અભણ ગણાતી પ્રજામાં પ્રગટાવેલી તે મરી પરવારતી લાગે છે. આથી સરકાર તેમજ સમાજને મૂંઝવી નાખનારા ભયાનક કોયડાઓ સ્વરાજ્ય મળ્યા પછી ઊભા થતા રહ્યા છે. આ કોયડાને ઉકેલવાની સમજ આપણે કેળવી શક્યા નથી એનું કારણ જ એ છે કે સ્વરાજ મળ્યા પછી પણ અંગ્રેજ સરકારની નિર્માલ્ય કેળવણીનો મોહ આપણે છોડી શક્યા નથી. કેળવણીને સુધારવાને માટે પંચો અને સમિતિઓ ઢગલાબંધ નીમાય છે પરંતુ કોઈને હજુ જૂની ઘરેડમાંથી કેળ-વણીને મુક્ત કરવાની દિશા સૂઝતી નથી અને સૂઝે છે તો તે પ્રમાણે કેળવણીનું આમૂલ પરિવર્તન કરવાની હિંમત આવતી નથી. પરિણામ કેટલું કરુણ અને ભયંકર આવતું રહ્યું છે તેનું સ્પષ્ટ ભાન પણ મોહ-પાશમાં ગુંગળાતી ભણેલી પ્રજા તેમજ સરકારને થતું નથી. ભણતી અને ભણેલી પ્રજાનું ધોરણ સપાટાબંધ નીચે ઊતરી રહ્યું છે. દૂર ગામડામાં વસતી પ્રજાને પણ આ નિર્માલ્ય કેળવણીનો મોહ લાગવા માંડ્યો છે એટલે એ અભણ ગણાતી પ્રજા પણ ઝપાટાબંધ ખર્ચાળ ટેવો અને બેઠાડુ જીવનમાંથી પરિણમતી આળસુ નિષ્ક્રિય જીવન પ્રણાલિકામાં ગુંચવાતી જાય છે. સુખ, સગવડ મેળવવાની અતૃપ્ત રહેલી ઝંખનાની ઘેલછા બધે જ વધતી રહે છે, એની પાછળ પડેલી પ્રજાનાં મૂલ્યો બહુ જ હલકાં પડતાં ગયાં છે. લાંચરૂશ્વત, કાળાં બજાર, સત્તાલોલુપતા, વ્યાપારી હરીફાઈમાંથી જન્મતી ભયંકર મોંઘવારી, અત્યાર સુધી સચવાઈ રહેલા પરિશ્રમ નિષ્ઠા અને ઉત્પાદનશક્તિ પ્રતિ ઉત્પન્ન થયેલો ભયંકર અણગમો વગેરે વિઘાતક કુટેવોના વિષચક્ર આજે પ્રજાનું હીર ચૂસી લે છે. અંગ્રેજ સરકારે દ્રઢીભૂત કરેલી નિર્માલ્ય કેળવણીનો ભોગ થઈ પડેલી ઊગતી પેઢીમાંથી પ્રજા-ઘડતરના સાચા સંસ્કારો ક્ષીણ થતા જાય છે. દ્રવ્ય-પ્રાપ્તિની એક માત્ર ઘેલછાની પછાડી ભણેલા દોટ માંડી રહ્યા છે, અને તેથી નૈતિક સદાચારને તિલાંજલિ આપી ભણેલી પ્રજા ઊભા થયેલા મુઝવતા કોયડામાં ફસાઈ પડી છે. પ્રજાનું નૈતિક ધોરણ ઝપાટાબંધ નીચું ગયું છે તે આ નિર્માલ્ય કેળવણીનો પ્રતાપ છે. આભ ફાટ્યું છે ત્યાં માત્ર થીગડાં દેવાની સૂઝ સમજ સરકાર તેમજ ભણેલા સમાજને રહેલી છે. એ થીગડાં મારવાના વ્યર્થ પ્રયાસોમાં બધા ગુંચવા-યેલા રહે છે. આવી ભયાનક દશા હોવા છતાં બાપુએ આજની કેળવણીમાં આમૂલ ક્રાંતિકારી પરિ-વર્તન કરવાનો નઈ તાલીમનો જે માર્ગ બતાવ્યો છે તેને કોઈ હજી સમજી શક્યું નથી. જ્યાં સુધી બાપૂએ બતાવેલી નઈ તાલીમમાં રહેલી શક્તિને ઓળખી નહિ લઈએ અને તે પ્રમાણે આપણા શિક્ષણનું નવ-સંસ્કરણ નહિ કરી શકીએ, ત્યાં સુધી આપણે પેલા વિઘાતક વિષચક્રમાં જ ગોથાં ખાયા કરવાના રહેશે, સાચી નઈ તાલીમ કંઈ શાળાના પાટીયાં બદલવાથી ઊભી થઈ શકતી નથી. પ્રજા શિક્ષણને જો નઈ તાલીમની સાચી દિશામાં લઈ જવાનું હશે તો શાળામાં તેમજ ઘરમાં સ્વાવલંબન, પરિશ્રમ, નિષ્ઠા, સાદાઈ પડોશપ્રેમ વગેરેના ઉચ્ચ સંસ્કારો આપણે ફરીથી કેળવવાના રહેશે. એ જ માર્ગે પ્રજાનું નવઘડતર કરવાનું શિક્ષણ ઊભું કરવું પડશે. હજી આપણે ચેતશું.



બ્રિટનની એસોસિયેટેડ ઇલેક્ટ્રિકલ ઇંડસ્ટ્રિઝ (એ. ઈ. આઇ.) નામના પેઢીએ હેરવાફેરવી શકાય તેવાં સસ્તાં ટેલીવિઝન યંત્રો બનાવ્યાં છે. આ ક્લોઝ-સર્કિટ ટેલીવિઝન પદ્ધતિ પાછળ માત્ર રૂ. ૬,૬૮૦ નો ખર્ચ થાય છે. સંપૂર્ણ રીતે ટ્રાન્ઝિસ્ટર પદ્ધતિની આ વ્યવસ્થા મોટરો માટેના એ ૧૨-વોલ્ટ બેટરી ઉપર ચાલી શકે છે. તેમાં કેમેરા અને નિયંત્રણ વ્યવસ્થાના બે સાદા એકમો હોય છે.





ઈશ્વર પેટલીકર

# સપ્તપદીની ભાવના

લગ્નમાં પસંદગીને આજે બંને પક્ષે મહત્ત્વ અપાય છે. સપ્તપદી તો આજે પણ લગ્ન પ્રસંગે દંપતીને સંભળાવવામાં આવે છે. પણ સપ્તપદીની એ જૂની ભાવના આજે જરાય દેખાતી નથી. આજે નવયુગલોની આકાંક્ષા નવતર બની છે તે સમજાવતો આ અભ્યાસુ લેખ છે....

સપ્તપદીમાં લગ્નની જે ભાવના છે તેમાં ધર્મને મુખ્ય સ્થાન છે, તે દ્વારા જ સંતાનેચ્છા અને કામેચ્છાના સુખનો સંતોષ માનવાનો છે. પુરુષે ધર્મમય જીવન ગાળવાનું જે વ્રત લીધું છે તેમાં પત્નીએ સહાયરૂપ બનવાનું છે. એ અર્થમાં પત્ની સહધર્મચારિણી છે. આજે એમાંથી ધર્મનો પાયો હચમચી ગયો હોય તેવી સ્થિતિ છે. પુરુષ ધર્મનિષ્ઠ જીવન ગાળવા માગતો નથી ત્યાં એને સહધર્મચારિણી શું કામ લાગે? જો એવી પત્ની હોય તો એને આડખીલીરૂપ થાય—સત્ સંકલ્પ ન હોય તો એ સહાય ન કરે એટલું જ નહિ પણ તેનો વિરોધ કરે. પતિને ધર્મને માર્ગે ચાલવાનો આગ્રહ કરનાર પત્નીઓ કેટલી? અમલદાર લાંચ લેતો હોય તો એ અનીતિની કમાણીનો કેટલી પત્નીઓએ વિરોધ કર્યો છે અને તે નાણાંને હરામ ગણ્યાં છે? વેપારી ગેરરીતિઓથી કમાણી કરે તેનો કેટલી પત્નીએ વાંધો લીધો છે? સ્થિતિ એથી ઊલટી જોવા મળે છે. પુરુષ ઓછી કમાણી કરતો હોય તેનો અસંતોષ મોટે ભાગે સ્ત્રી વ્યક્ત કરતી હોય છે. પોતાનો પતિ પ્રમાણિક રહી નોકરીના પગારથી સંતુષ્ટ રહે તો લાંચ લેતા પુરુષ કરતાં એ ઓછો બાહોશ-હિંમતવાળો છે તેમ પત્નીને લાગે છે. વેપારી તરીકે જે ગેરરીતિઓથી કમાય છે તેની પત્ની હરખાય છે. કારણ કે, એ કમાણીથી એ મોજશોખ અને સાહ્યબી ભોગવી શકે છે.

આ સ્ત્રીઓ પતિની સહધર્મચારિણીઓ છે તેમ ન કહેવાય, સાથી છે એમ કહી શકાય. સાથી અને સહધર્મચારિણીમાં મૂળભૂત ભેદ છે. સારા કે ખરાબ, ગમે તે પ્રકારમાં સાથ આપે, સાથે રહે અને સહકાર કરે તે સાથી સહધર્મચારિણી. કેવળ ધર્મમય માર્ગમાં જ સાથ આપી શકે, અધર્મ માર્ગમાં એ સાથ આપી શકે નહિ. આથી સપ્તપદીમાં વર કન્યા પાસે મદદરૂપ થવાની માગણી કરે છે ત્યારે ગમે તે કામમાં મદદરૂપ થવાની વાત નથી. મારું વ્રત પૂર્ણ કરવામાં મને મદદ કર તેમ વર કહે છે. વ્રત એટલે ધર્મમય કાર્ય. અધર્મના કાર્યને વ્રત કહેવાય નહિ. કોઈએ ગાંધીજીને પ્રતિજ્ઞા અંગે પ્રશ્ન કર્યો હતો કે, એક જણે અમુક પ્રતિજ્ઞા લીધી છે, તે વખતે એને ખબર નથી કે આ અધર્મ છે. પછી એ નિયમ તોડે તો પ્રતિજ્ઞાભંગ થયો ગણાય કે નહિ? ગાંધીજીએ એનો જવાબ આપતાં લખ્યું હતું કે, કોઈએ દરરોજ દારૂ પીવાની કે પત્નીને માર મારવાની પ્રતિજ્ઞા લીધી હોય તો એને પ્રતિજ્ઞા ન કહી શકાય. પ્રતિજ્ઞા ધર્મમય માર્ગની જ હોઈ શકે. એની વિરુદ્ધની હોય તો એ તોડવામાં પ્રતિજ્ઞાભંગ થતો નથી. એ જ રીતે વ્રતમાં મદદરૂપ થવાનું એનો અર્થ ધર્મના માર્ગમાં જ. પરિણામે, સાપ ગયા અને લીસોટા રહ્યા તેમ પત્ની સહધર્મચારિણીરૂપે ધાર્મિક વિધિઓ વખતે પતિ સાથે બેસતી જોવા મળે છે. પરંતુ સપ્તપદીમાં જે સહધર્મચારિણીની ભાવના છે તે કેવળ વિધિઓના આચારમાં સાથ આપવો તેવો ક્ષુલ્લક નથી. જીવનમાં પતિના ધર્મમાં સાથ આપવો તે છે. વર પણ તે પ્રકારની ઇચ્છા સપ્તપદીમાં બતાવે છે. પરંતુ આધુનિક સ્ત્રી-પુરુષ કદાચ પોકારી ઊઠશે કે એ જૂનો આદર્શ અમારી આજની ભાવના સંતોષી શકશે નહિ. પુરુષ કહેશે—મારે પગલે પગલે અનુચરની માફક ચાલી આવે તેવી સહધર્મચારિણીનો મારે ખપ નથી. મારે જોઈએ છે જીવનસાથી—જે મારાં સ્વપ્ન સમજે અને મારી સાથે આકાશમાં ઊડે. સ્ત્રી પોકારી ઊઠશે—પતિ-પત્નીની સમાનતા ન હોય તેવો ઊંચનીચનો ભાવ, પતિને પગલે પાછળ ચાલવાની વાત મને મંજૂર નથી. હું

સમાનતા ચાહું છું અને સાથીથી ઊતરતો દરજ્જો મને સ્વીકાર્ય નથી.

સપ્તપદીની ભાવના પુરુષપ્રધાન કુટુંબરચનાની સંસ્કૃતિને લક્ષમાં લઈને રચાયેલી છે એટલે એ પ્રતિજ્ઞામાં સ્ત્રીપુરુષની સમાનતાનો ભાવ જોવા મળતો નથી, તે કબૂલવું જોઈએ. એમાં એકપક્ષી સ્ત્રીને પ્રતિજ્ઞાઓ લેવાની હોય છે અને વરને છેવટ કન્યાપિતા પ્રતિજ્ઞા લેવડાવે છે, કન્યાને તે હક અપાયો નથી. પરંતુ પરંપરામાં શબ્દાર્થ સુધાર્યા વિના ભાવાર્થ—ભાવના બદલાતી રહેતી હોય તો એમાં કજિયો કરવાનું કારણ ન હોવું જોઈએ. બાકી, સાથી કરતાં સહધર્મચારિણીમાં ઊતરતી કક્ષા છે, અનુચરની—તેમ માનવાનું કારણ નથી. જે સ્ત્રી પતિના સત્ સંકલ્પમાં સહાય કરવા માગતી હોય તેનામાં એ પ્રકારની લાયકી ન હોય તો શી રીતે સહાય કરવાની હતી ? સહધર્મચારિણીમાં એ રીતે સાથીનો ભાવ આવી જ જાય છે અને ઉપરાંત એક વધુ લાયકાત એ આવે છે કે અનુચરની જેમ પાછળ આવનાર પત્ની નથી, એ સત્ માર્ગે જ પાછળ ચાલનાર છે. જ્યાં એ માર્ગ નહિ હોય ત્યાં એ પાછળ આવવાની ના પાડી દેશે. સારા કે ખોટામાં સાથ આપનારને સાથી કહેવાય, પણ જે કેવળ સારામાં સાથ આપે છે અને ખોટામાં વાળે છે તે સત્સાથી—સન્મિત્ર છે. સહધર્મચારિણી એ અર્થમાં સન્મિત્ર છે.

પુરુષપ્રધાન કુટુંબરચનાને લીધે પુરુષનું આગેવાનપણું અને સ્ત્રીનું અનુયાયીપણું હોય તેવી લગ્નની પ્રતિજ્ઞાઓ છે. પરંતુ દામ્પત્યજીવન જેમ જેમ વહેતું જાય તેમ તેમ એ અંદર ઓછું થઈને બંને વચ્ચે સમાનતાનો સખ્ય ભાવ વિકસે અને એ સખ્યપણું સમાનતા એ જ લગ્નનો છેવટનો આદર્શ હોય તેમ સાતમા પદની પ્રતિજ્ઞા સખ્યભાવની છે. જે સમાનતા આજનો યુગ લગ્નની શરૂઆતથી જ માને છે, અને એ માનવી પણ જોઈએ, પરંતુ સ્ત્રીપુરુષની સમાનતા અને સાથીપણાનો ભાવ અપૂર્ણ છે. જ્યાં સુધી એમાં સહધર્મનો ઉચ્ચ આદર્શ ન ભળે. આજે સમાનભાવ ભર્યો છે તે પ્રગતિ છે, તો સહધર્મના આદર્શનો લોપ થતો રહ્યો છે તે પીછેહઠ છે. સાચી પ્રગતિમાં જૂનામાંથી જે સારું હોય તે સાચવવું જોઈએ અને નવામાંથી જે સારું હોય તે ગ્રહણ કરવું જોઈએ.

દંપતીમાં સહધર્મપણું સળંગ સૂત્ર જોવા મળતું નથી. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ મનુષ્ય જીવનનાં પાસાં છે. મનુષ્યે ધર્મમય માર્ગે અર્થસંપત્તિ પ્રાપ્ત કરવાની છે. જાતીય સુખની કામવૃત્તિ અને બીજી ભૌતિક કામનાઓ પણ ધર્મનો માર્ગ ચૂક્યા વિના પ્રાપ્ત થઈ શકે તેમાં તૃપ્તિ માનવાની છે. એ ત્રણ પગથિયાં જો સાબૂત હશે તો મોક્ષનું ચોથું પગથિયું ચડવાનો અધિકાર પ્રાપ્ત થવાનો છે. પરંતુ આપણે જોઈએ છીએ કે, અર્થપ્રાપ્તિ માટે ધર્મનો, નીતિનો, પ્રમાણિકતાનો જ માર્ગ ગ્રહણ કરવો તે વલણ ઓછું થતું જાય છે. યેનકેનપ્રકારેણ ધનપ્રાપ્તિ કરવાની દોડ ચાલી રહી છે. એમાં જે ફાવે છે તેને સમાજમાં પ્રતિષ્ઠા મળે છે. ધન મેળવવામાં ધર્મ માર્ગ લીધો નથી, તે અંગે પાછળ ટીકા થતી હોય તો પણ પ્રત્યક્ષ માનપાન અપાય છે. આમ અર્થમાં કે ભૌતિક કામનાઓની પ્રાપ્તિમાં નીતિ-ધર્મ પળાતો નથી તેવી લગભગ સ્થિતિ થઈ છે.

છતાં દંપતી જીવન મોટે ભાગે સુખી અને સ્થિર જોવા મળે છે તેનું કારણ સ્ત્રીપુરુષના જાતીય સંબંધમાં ધર્મમાર્ગનું લગ્નમાં પ્રતિપાદન થયેલું છે તે પાળવાની વૃત્તિ જોવા મળે છે. અર્થ કે, બીજા ક્ષેત્રે જે ધર્મમાર્ગ છોડે છે તેને ચારિત્રહીન માનવામાં આવતા નથી. તે સંજોગોમાં બિનવફાદાર સ્ત્રીપુરુષને ચારિત્રહીન માનવામાં આવે છે. આ અર્થમાં દંપતીના જાતીય સંબંધ પૂરતો ધર્મ પળાય છે ને શુભ ભાવનાને લીધે સમાજમાં અતૂટ દામ્પત્યની સ્થિતિ જળવાઈ રહી છે. ઉદાત્તપણું એમાં રહેલું છે કે દંપતીજીવનમાં જે ધર્મમય માર્ગનું વફાદારીપણું છે, તે જ નીતિ અર્થ કે બીજા ક્ષેત્રે પળાવી જોઈએ ? તે જો જોખમાઈ હોય





તો તેને મજબૂત કરવી જોઈએ. તેને બદલે વિકૃત પવન શરૂ થયો છે કે અર્થ ક્ષેત્રે જો નીતિધર્મની હાડછેડ રહી નથી, તો કામક્ષેત્રે શું કામ તે મૂલ્ય અકબંધ રહેવું જોઈએ? અપ્રામાણિક વેપારીને ચારિત્રહીન કહેવામાં આવતો ન હોય તો વ્યભિચારીને ચારિત્રહીન શું કામ ગણવો જોઈએ. આ ઊતરતા ઢાળની દોટ છે. એમાં કોઈ પ્રકારે ઉન્નતિ નથી. ખરી રીતે કામક્ષેત્રે, અર્થક્ષેત્રે, કે બીજા કોઈ ક્ષેત્રે અધર્મમય માર્ગ લેવાય તે સરખો ચારિત્ર્યહીન ગણાવો જોઈએ. બીજા ક્ષેત્રે એ મૂલ્યને ઢીલું કરવામાં આવ્યું તેથી એ ક્ષેત્રો વધુ ને વધુ ભ્રષ્ટ થતાં ચાલ્યાં છે. એ ભ્રષ્ટતા અટકાવવી છે કે ફેલાવવી છે? એને અટકાવવી હોય તો જે આગ્રહ ચારિત્ર્ય બાબતમાં સ્ત્રીપુરુષના સંબંધે રખાય છે તે બીજા ક્ષેત્રમાં પણ રખાવો શરૂ થવો જોઈએ અને તે રીતે વ્યક્તિનું મૂલ્ય-ગૌરવ થવું જોઈએ. એ મૂલ્ય સમાજ કરે તેમ જો આપણે આશા રાખતા હોઈએ તો એની શરૂઆત પ્રથમ ઘરમાંથી શરૂ થવી જોઈએ. પુરુષે ધર્મમાગનું વ્રત લેવું જોઈએ અને તે ભંગ કરવા ઢીલો પડે તો પત્નીએ તેને રોકવો જોઈએ. સાચા અર્થમાં સત્સાથી બની સહધર્મચારિણીરૂપ પત્નીએ પ્રગટાવવું જોઈએ.

લગ્નની ઉદાત્ત ભાવના પ્રમાણે ધર્મ દંપતીના હરેક ક્ષેત્રે વ્યાપેલો હોવો જોઈએ, પણ હાલ તે કેવળ પતિપત્નીના જાતીયસંબંધની વફાદારી પૂરતો સીમિત બનેલો જોવા મળે છે. આમ ધર્મનું સ્થાન લગ્નજીવનમાં મર્યાદિત બન્યું છે, તો સંતાનેચ્છાનું બીજું સ્થાન હતું અને કામેચ્છાનું તે પછીનું હતું તેમાં પણ પલટો આવ્યો છે. કુદરતે પ્રાણીમાત્રમાં સંતાનેચ્છા પ્રબળ મૂકી છે તેથી એ પ્રબળતા દંપતીમાં જોવા મળે છે, પરંતુ બુદ્ધિએ એને મર્યાદિત બનાવી છે અને વિજ્ઞાને એમાં સહાય કરી છે. કુટુંબનિયોજનને લીધે ભવિ કુટુંબો ભૂતકાળના જેટલાં મોટાં નહિ હોય. ઓછાં બાળક શિક્ષિત અને સુધરેલાં દંપતીનું લક્ષણ બન્યું છે. કામેચ્છાનું સ્થાન મુખ્ય બન્યું છે. બે–ત્રણ બાળકો પ્રાપ્ત થતાં સંતાનની તૃષ્ણા પૂર્ણ થાય છે અને વધુ બાળકો અનિચ્છનીય બને છે, જ્યારે કામેચ્છા લાંબો કાળ ચાલુ રહે છે. વળી પુરાણા કાળથી માંડી ઔદ્યોગિક સંસ્કૃતિના આગમન સુધી એના તરફ બને તેટલી ઉપેક્ષા પ્રજા સેવે તે માટે એને હીન માનવામાં આવી હતી. એટલી હદ સુધી કે કેથોલિક પાદરીઓએ બાળકની ઈચ્છા વિનાના દંપતીના કામને પણ વ્યભિચાર સુધી હલકો ગણ્યો છે! મહાત્મા ગાંધીએ પણ તે મતનું પ્રતિપાદન કર્યું છે પરંતુ નવા વિચારો પ્રમાણે દામ્પત્યમાં કામેચ્છાની ઉપેક્ષા કરવાનું વલણ ઈચ્છનીય નથી તેમ સ્વીકારાતું જાય છે. દામ્પત્યનું મૂળભૂત બળ કામ છે એનું મહત્ત્વ પિછાણી તે સુખને લગ્નમાં યોગ્ય સ્થાન આપવું જોઈએ. પરિણામે પ્રેમનો, પરિચયનો, પસંદગીનો મહિમા વધતો ચાલ્યો છે. પશ્ચિમના સમાજશાસ્ત્રીઓ માને છે કે ફ્રાંસની ક્રાંતિના સમયથી લગ્ન રોમેન્ટીક પ્રેમના પરિણામરૂપ હોવું જોઈએ એ વિચાર વિકસિત થતો રહ્યો છે. આપણે ત્યાં રોમેન્ટીક પ્રેમના સંજોગો અપવાદરૂપને પ્રાપ્ત થાય તેવા છે. પરંતુ હરેક શિક્ષિત યુવક–યુવતીને રોમેન્ટીક પ્રેમનું સ્વપ્ન આવ્યા વિના રહેતું નથી. એમને ભલે પ્રત્યક્ષ પ્રેમનું પાત્ર મળતું ન હોય પણ પેલું સ્વપ્નનું પ્રેમ–પાત્ર મેળવવા માટે લગ્નની પસંદગી વખતે શોધ ચાલતી હોય છે. આથી સમાજમાં સામાન્ય યુવક કે યુવતીને વગર પસંદગીએ, કેવળ માબાપની ઇચ્છા પ્રમાણે પરણી જવાનું કહેવામાં આવે તો એ ના જ પાડી દેશે—મારી પસંદગી વગર પરણવાનું કેવું! હું એનો પરિચય સાધીશ, વિચારોની આપલે કરીશ અને મારું મન માનશે તો હા પાડીશ!

આમાં કોઈ યુવક–યુવતીનો દોષ જોવો કે જમાનો બગડી ગયો છે તેમ માનવું બરાબર નથી. પચાસ વર્ષમાં જમાનો કેટલો બદલાઈ ગયો છે તે રીતે એનું મૂલ્ય કરવાનું છે. બરાબર પચાસ વર્ષ ઉપર, ૨૬

વર્ષની ઉંમરે, વરસો સુધી ઈંગ્લેન્ડમાં રહીને બેરિસ્ટર થઈને આવેલા જવાહરલાલ નેહરુનું લગ્ન ૧૭ વર્ષની કમલા સાથે થયું ત્યારે દેશના શિક્ષિતમાં શિક્ષિત અને શ્રીમંત કુટુંબમાં પણ પરિચય પછી લગ્ન કરવાનો પ્રવાહ શરૂ થયો ન હતો. જવાહરનો વિવાહ માબાપે એમની સંમતિ સાથે કર્યો હતો અને જવાહરે તેને જોઈ પણ હતી પરંતુ બંને ખાસ મળ્યાં ન હતાં, મળ્યાં હોય તો વડીલોની હાજરીમાં અને વાતચીત થોડી થઈ હોય તે પણ ઔપચારિક. લગ્ન અંગેના વિચારોની આપલેની તો નહીં જ. વિવાહ પછી એક વરસે લગ્ન થયું હતું, જવાહર પશ્ચિમના રંગે રંગાયેલા હતા, છતાં એ ગાળામાં એમણે કમલાને મળી પરિચય સાધવાનું કે તેના વિચારો જાણવાનો પ્રયત્ન કર્યો ન હતો. માબાપે જેની પસંદગી કરી હતી તેને સ્વીકારી એમણે પરણી લીધું હતું. ઊંચા, આગળ વધેલા, શિક્ષિત કુટુંબમાં આટલી મોટી ઉંમરે લગ્નના સંજોગો હતા, બાકી તે જમાનામાં બાળપણમાં જ મોટે ભાગે લગ્ન થતાં હતાં.

પચાસ વર્ષમાં જમાનો કેટલો બધો બદલાઈ ગયો છે! સામાન્ય ખેડૂતનો ગ્રેજ્યુએટ થયેલો દીકરો પણ આજે પસંદગી વિના પરણવાની ના પાડી દે છે! અગાઉ આવી પસંદગી રાજામહારાજાઓના અને એમની કુંવરીઓના ભાગ્યમાં લખેલી જોઈ શકાય છે. સ્વયંવરની પ્રથા એનો પુરાવો છે આજે એ સદ્ભાગ્ય સામાન્ય યુવક-યુવતીને પસંદગીના હકથી પ્રાપ્ત થયું છે. એની પાછળ રોમેન્ટીક પ્રેમનો પુરસ્કાર છે. પ્રેમને ભલે ઉતારી પાડવામાં આવે પણ એક યા બીજા રૂપે તેનો સ્વીકાર થયેલો છે. એ પ્રેમનું સ્થૂલરૂપ જાતીય આકર્ષણ છે. એટલે તેટલા પ્રમાણમાં કામેચ્છાનું લગ્નમાં મહત્ત્વ પ્રત્યક્ષ કે પરોક્ષ વધ્યું છે. એ ઉપરાંત, સૌથી મોટો ફેર લગ્નભાવનામાં સ્ત્રી-પુરુષની સમાનતાને લીધે થયો છે. પુરુષે એનું જૂનું ધણીપણું સાવ નથી ખોયું તો પણ એને કેવળ અનુચર જેવી પત્નીથી સંતોષ રહ્યો નથી. સ્ત્રીનું એકરૂપ અનુચરનું હોય તો પણ બીજું એના સાથીનું હોવું જોઈએ, તે એની નવી ઝંખના છે. એને ભલે ધર્મમાર્ગે ન જવું હોય, પણ જીવનપંથ તો કાપવો છે. એ પંથમાં એની સાથી બને તેવી પત્ની જોઈએ છે. પરિણામે, પુરુષ એક કાળે સૃષ્ટિના સૌન્દર્યથી લોભાતો હતો, આજે પણ લોભાય છે, પરંતુ કન્યાની લગ્નની લાયકાત માટે ખાનદાન ઘર, દાયજો, સૌન્દર્ય એટલું પૂરતું નથી. સૌથી મોખરે જો કોઈ નવી લાયકાત આવી હોય તો તે શિક્ષણ. કન્યાના વેવિશાળ માટે જ્યારે માગુ નાખવામાં આવે છે ત્યારે એનું શિક્ષણ જો પૂરતું ન હોય તો ત્યાં જ વાત કપાઈ જાય છે.

આથી લગ્ન વખતે ભલે સપ્તપદી જૂની ભણાતી હોય, પરંતુ એ ભાવના અને દંપતીના પ્રત્યક્ષ જીવનની આકાંક્ષામાં ભિન્નતા જોવા મળે છે. આ નવી આકાંક્ષાને લક્ષમાં લઈ લગ્નની પસંદગીનો પ્રશ્ન વિચારવાનો રહેશે.



ટ્યુબ વગરના ટાયરને મોટરમાંથી કાઢ્યા સિવાય માત્ર ૩૦ સેકન્ડમાં દુરસ્ત કરી શકાય તેવાં સાધનો ઈંગ્લેન્ડમાં સસેકસ ખાતેની એપેસીલ લિ૰ નામની પેઢીએ બનાવ્યાં છે. આ પેઢીનો એવો દાવો છે કે સમારકામની પદ્ધતિ ઘણી સરળ અને કાર્યક્ષમ છે. અને સમારકામમાં ટાયરની હસ્તી સુધી ફરી જોવું પડતું નથી. પાણી, તેલ, ગ્રીસ કે તેજાબની પણ તેને કશી અસર થતી નથી. ટાયર દુરસ્તી માટેની વસ્તુ પ્લાસ્ટિકમાંથી બનાવવામાં આવેલ છે અને સામાન્ય રીતે વપરાતી વસ્તુઓની સરખામણીમાં તે વધુ ટકાઉ ને મજબૂત હોય છે.





ડાહ્યાભાઈ પટેલ

# ધનનો ઉન્માદ

ધનનો ઉન્માદ ભલભલાનાં દિલને ડહોળી નાખે છે, બદલી નાખે છે, સાવ વિરુદ્ધ દિશામાં વહેવડાવી મૂકે છે. આફ્રિકાવાસી બેરિસ્ટર-લેખકે ખાસ ઊર્મિનાં વાચકો માટે લખેલી આ કરુણાંત વાર્તાની સચોટતા ભલભલાં વજ્જરહૃદયી વાચકોને પણ હૃદય સોંસરી સ્પર્શી જશે ..

સુંદરલાલ જિનશાસન પ્રમાણે આયંબિલતપનું આરાધન કરે છે. આટલી નાની ઉંમરમાં પણ આ પ્રમાણે ધાર્મિક વૃત્તિવાળા સુંદરલાલને જોઈ હરિહરસૂરીજી તેની ઉપર ઓવારી જાય છે. નિત્ય નિયમિત સામાયિક કરતા સુંદરલાલનું અંતર અને મન પ્રફુલ્લ રહેતાં 'નમો અરિહંતાણં-નમો સિદ્ધાણં'થી શરૂ કરી એ પંચ મંગલ સૂત્રનું જ નહિ પણ સામાયિક ચૈત્યવંદન સૂત્ર, દેવસિરાઈ પ્રતિક્રમણ સૂત્રનું આરાધન કરતા.

આવો સુંદરલાલ અમદાવાદના એક સામાન્ય પણ પ્રભુથી ડરનાર વીરચંદ વોરાને ત્યાં જન્મ્યો હતો. માતાપિતા સમયસર જગત છોડી ચાલ્યાં ગયાં હતાં. જતા પહેલાં જીવનસાથી તરીકે જશોદા નામની યુવતી સાથે તેનું લગ્ન પણ કરતાં ગયાં હતાં. આથી સુંદરલાલનો એક નાની ઓરડીમાં વસતો સંસાર સીધો સાદો, કોઈ પણ જાતનાં પ્રગતિ ઉન્નતિ વિકાસ પ્રસ્પંદ કે આનંદ પ્રમોદ વિનાનો હતો. પરંતુ આ જીવનમાં એક અભ્યંતર આનંદ ઝળઝળતો. ઓમ અર્હં નમઃ નો મંત્ર જપતાં અને એ મંત્ર તેની જીભ ઉપર દિવસ રાત અનાયાસે વિરાજીત બનતાં તેનું હૈયું દિવ્ય આનંદથી નાચી ઊઠતું. તેની પત્ની જશોદા પણ પ્રેમાળ અને સંતોષી હોઈ તેના પતિના સુખમાં પોતાનું સુખ જાણનારી હતી. સુંદરલાલ સટ્ટા બજારના જાણીતા સટોડિયા પાનાચંદ શાહના ગુમાસ્તા તરીકે ટૂંકા પગારની નોકરી કરતો. વાણિયાનો દીકરો કરકસરિયો હોય, અરે થોડો કંજૂસ પણ હોય જ. આથી જશોદા થોડા ખર્ચામાં ઘર ચલાવતી. શ્રી ઋષભદેવ ભગવાનની સુપુત્રી સુંદરીનું પવિત્ર ઉદાહરણ લક્ષ્યમાં રાખી શ્રદ્ધાથી રસત્યાગ અને ઇંદ્રિયનિગ્રહ કરવા તે ઉપવાસ કરતી.

આમ સુંદરલાલ અને જશોદાનું જીવન પવિત્ર, મહર્ષિ ચરક મુનિએ કહ્યું છે તેવું 'હિતમુક્ મિતમુક્ ઋતમુક્ અરુક્' અર્થાત ખાવા પીવામાં પ્રકૃતિને અનુકૂળ, મિતાહારી અને સત્યની કમાણીથી પોષાયલું નીરોગી હતું.

આવા જીવનનો આનંદ પરમ અને દિવ્ય હોય છે. જગતની બાહ્ય જંજાળ એ જીવનને પણ અધમ બનાવે છે. જ્યારે જ્યારે પ.નાચંદ સટ્ટા મારતા અને લાખોની ઊથલ પાથલ કરી નાખતા ત્યારે ત્યારે સુંદરલાલનું મન લાલચમાં લપટાઈ જતું. આંખ ફરકના જુગારમાં પાનાચંદ ઘણી વખત હજાર રૂપિયા એક આંકડા ઉપર મૂકી નવ હજાર રૂપિયા જીતતા ત્યારે એ રૂપિયાની મહેનત વિના કમાયેલી નોટોની થપ્પીઓ જોઈ સુંદલાલનું સુંદર મન કલુષિત બની ચંચળ બની જતું.

પણ જ્યારે એ પાછો અપાસરે જઈ મુનિ હરિહરજીના દર્શન કરતો, તેમના મુખની પદ્માસન પરમેશ્વરીની પ્રતાપી દિવ્ય વાણી સાંભળતો ત્યારે એ બધી લાલચો દૂર થઈ જતી.

હરિહરસૂરીજી એક સિદ્ધ મુનિ છે. તેમની પાસે ચમત્કારી વિદ્યા છે તેમ પણ કહેતી હતી. તેમના ભક્તોને તેઓએ ન્યાલ કરી દીધા છે તેમ પણ બધા કહેતા. તેમની મુખમુદ્રા ગંભીર જ્ઞાનભારથી નયન ઢળેલાં હરહંમેશ પ્રાર્થનામાં રચીપચી રહેતી સર્વ પ્રવૃત્તિઓ, તેઓની વાણીના ભક્તિસૂત્રો સરળ હોય, સર્વ-મંગલમાંગલ્યં, સર્વ-કલ્યાણ-કારણમ્ પ્રધાનં સર્વ-ધર્માણાં, જૈન જયતિ શાસનમ્ આમ જૈનની પ્રશસ્તિ ગાતી એ વાણીમાં કાંઈક અવનવી ચમત્કૃતિ છે એવા સર્વને ખાત્રી હતી.

ઘણા ભક્તો તો એનો લાભ લેવાની ઇચ્છાથી જ

તેમનાં દર્શન કરવા આવતા. કોઈ કોઈ વખત એ જ્ઞાનવેત્તા મુનિ એકાદ આંખફરકનો આંકડો કહી પણ દેતા. એક દિવસ ખુશ થઈ તેમણે સુંદરલાલને ગમેતેમ વાત વાતમાં કહ્યું પણ ખરું કે કાલે પંચો આવશે.

મુનિ આમ કહી અંતર્ધાન બની ગયા. સુંદરલાલ ઘેર ગયો. તેની પત્નીને તેણે પૂછ્યું 'તારી પાસે કેટલા રૂપિયા છે? મારે આજે જોઈએ છે.'

'પણ છે શું?'

'અરે જશોદા, આજે મહારાજશ્રી મારી ઉપર પ્રસન્ન થયા. કાલે પંચો આપવાનો છે. માટે તારી પાસે હોય તે બધા રૂપિયા મને આપ.'

'તમને શી રીતે ખબર પડી કે પંચો આવશે?'

'અરે હરિહરસૂરીજીએ પોતે મને કહ્યું.'

'શું કહો છો?'

'હા હા—'

પતિ પત્ની બન્નેએ જે કાંઈ બચત હતી તે પંચા ઉપર હોડમાં મૂકી. રૂપિયા ત્રણ હજારની રકમ રાત દિવસ પેટે પાટા બાંધી બચાવેલી એ રકમનું કાલે શું થશે! પંચો ના આવ્યો તો! બન્ને આશા નિરાશાના ઝૂલે ઝૂલતાં આખી રાત ઊંઘ્યાં નહિ.

પણ બીજે દિવસે જ્યારે એ ત્રણ હજારના નવ ગણા સત્તાવીસ હજાર થયા ત્યારે સુંદરલાલ અને જશોદાની જાણે દુનિયા જ બદલાઈ ગઈ. જાણે એ નવી જ દુનિયામાં વિચરતા હોય તેમ તેને લાગ્યું. રૂપિયાની થેલી લઈ સાંજે તે મુનિ પાસે ગયો. ગદ્ગદ કંઠે બોલ્યો, 'મહારાજશ્રી, તમારા ચરણમાં'. મહારાજે પ્રસન્ન થઈ કહ્યું, 'સુંદરલાલ, આ તમારા કિસ્મતનું ધન છે. પણ અર્ધા દેવાલયને મરામત કરવા પ્રભુચરણમાં મૂકો અને અર્ધા તમારા પુત્ર માટે રાખો.'

'પણ મહારાજશ્રી મારે ઘેર પારણું જ નથી બંધાયું.'

'તો તીર્થંકરોની કૃપાથી એ પણ બનશે.' હરિહરસૂરીજીની વાણીમાં વરસતી દિવ્ય પ્રસાદીના અલૌકિક વરદાનથી દિગ્મૂઢ બનેલો સુંદરલાલ ગદ્ગદિત હૈયે મુનિના ચરણે ઢળ્યો.

મુનિનું વરદાન સાંભળી જશોદાનો આનંદ સમાતો નથી. પાંચ પાંચ વરસથી પરણ્યાં હોવા છતાં તેમને ત્યાં પારણું બંધાયું નહોતું.

અને એ સિદ્ધ મુનિનું વરદાન સાચું જ પડ્યું. નવમે મહિને આનંદમૂર્તિ સમો પુત્ર જશોદાની કૂખે જન્મ્યો. પુત્રનું નામ પાડ્યું સુમતિલાલ.

ભાગ્યનો પલટો થાય છે ત્યારે વાર લાગે છે અને આ ઝડપી યુગમાં જે ફેરી કરતા તે કરોડપતિ બની ગયા છે. તો સુંદરલાલ સટ્ટાના ધંધામાં લખપતિ બન્યો તેમાં કાંઈ વધારે ના કહેવાય.

સુંદરલાલને હવે ધંધાને કારણે અપાસરે જવાનો ઝાઝો સમય પણ મળતો નથી. તે સટ્ટા બજારનો અગ્રણ્ય સટોડિયો ગણાય છે. એ ધંધામાં વિના મહેનતે તે લાખ્ખો કમાઈ ગયો. અમદાવાદમાં લાખ્ખોની મિલકત પણ વસાવી. પુત્ર સુમતિલાલ પણ જુવાન બની ગયો. કૉલેજમાંનું ભણતર પૂરું કરી તેને આજકાલના મીનીસ્ટરોના છોકરાં વિલાયત જરા પોલીશ થવા જતાં તેમ તેને પણ જશોદાબહેનની ઇચ્છાની અવગણના કરી ઇંગ્લેન્ડ મોકલવામાં આવ્યો. સુંદરલાલને શાની ખામી હતી? ધન વૈભવ અને માન સદ્ગુણી પત્ની અને ગુણીયલ પુત્ર. આ બધું હોવા છતાં સટ્ટાના આનંદમાં પડેલો સુંદરલાલ શુક્રવારે વલણના દિવસે મનને સ્પંદિત કરતા મદ્યપના જેવા એ અધમ, અફીણીના જેવા વ્યસની આનંદને છોડી શકે તેમ નહોતો.

એક દિવસ તેણે બે ત્રણ લાખ રૂપિયા ગુમાવી દીધા. તે તો હાર્યો જુગારી બમણું રમે તે સિદ્ધાંતની રૂએ જીતવાની અમર આશામાં બમણા દાવ ખેલવા લાગ્યો. ભાઈ જુગાર છે. ઘડીમાં પૈસાવાળા તો ઘડીમાં નિર્ધન પણ બની જવાય. એ બધા પૈસા તો પ્રાપ્ત થયા હતા વિના મહેનતે, અર્થશાસ્ત્રની અટપટી આંટીઘૂંટીના લાભને ઉથાપીને સુંદલાલ કે બીજા સટોડિયા-





ઓએ કે ધનિક વાણિયા કે મારવાડી લોકોએ ક્યાં ખેતરમાં હળ ખેડ્યું હતું કે મીલમાં મજૂરી કરી હતી ?

પૈસા ઓછા થવા લાગ્યા એટલે જે ધર્મ અને મુનિ વિસારે પડી ગયા હતા તે સુંદરલાલને યાદ આવ્યા. જે અપાસરો અને દેરાસર તે લગભગ ભૂલી ગયો હતો તે સ્મરણ ઉપર આવ્યાં.

હા સટ્ટાની કમાણીમાંથી એ દાન તો કરતો જ. એમ તો તેણે એક નવું મંદિર પણ બંધાવ્યું હતું. પણ જ્યારે સ્થૂળ મંદિર નહોતું બંધાવ્યું ત્યારે તેનું મન જ મંદિર હતું પણ આ મંદિર બંધાવતાં મન મંદિરના દેવોને તે બંધાવેલા મંદિરમાં સ્થાપિત કરી આવ્યો.

'કેમ સુંદરલાલ, આજકાલ ઉદાસ છો ?'

'મહારાજશ્રી, આજકાલ વેપારમાં ઘણી નુકશાની આવી. પહેલાં રૂના સટ્ટામાં પૈસા ખોયા અને પછી સોનામાં.' મુનિ હરિહરસૂરીના પ્રશ્નનો જવાબ વાળતાં સુંદરલાલે કહ્યું.

'સુંદરલાલ, ખબર છે ને કે અતિ લોભ તે પાપનું મૂળ. આ મહા દૂષણને લીધે આ ધર્મ વગોવાય છે. માટે પૂર્વજીવનને યાદ કરી આ લોભી અધમ વૃત્તિનો નાશ કરો. તેમાં તમારું કલ્યાણ છે.'

મુનિનાં સદ્દવચન હતાં તો શ્રેયસ્કર પણ મનથી તે એમ વર્તે ખરો કે ? સુંદરલાલે તો એક પછી એક એમ અનેક સટ્ટા ખેલવા માંડયા. ગુમાવેલા પૈસા એક વખત પાછા મળે તો પછી આ ધંધો છોડી જ દઈશ એમ મનમાં સંકલ્પ પણ કર્યો. પરંતુ આ સંકલ્પ માટે તો આત્મશક્તિ કેળવવી પડે ને ? અને જુગારી પાસે આત્મશક્તિ શાની !

સુંદરલાલ આજકાલ અત્યંત વ્યાધિગ્રસ્ત બની ગયો. શત શત પરિતાપથી તેનું ચિત્ત ભમવા લાગ્યું. શું મારે શુક્રવારને દિવસે વલણ ચુકવવા મારી મિલ્કત વેચવી પડશે ! હું આ સટ્ટામાં આવેલી પાંચ લાખ રૂપિયા ખોટ ના આપું તો આબરુ જશે ! લોકો મારી ઉપર દાવા કરશે ! મારું નામ બદનામ થઈ જશે. મારી જાહોજલાલી, મારા વૈભવ ચાલ્યા જશે ? આમ અનેક વિચારથી તેનું ઉદ્દિગ્ન મન શ્રમિત બનવા લાગ્યું.

તે ઘેરથી નીકળ્યો ત્યારે તેની પત્નીએ પૂછ્યું : 'તમે કેમ આમ બેબાકળા બની ગયા છો ? પૂરું જમ્યા પણ નહિ.'

સુંદરલાલે જશોદાબહેનને જવાબ આપ્યો : 'જશોદા, વાત એમ છે કે પરમ દિવસે શુક્રવાર છે. પાંચ લાખ રૂપિયા રોકડા ચુકવવા પડે તેમ છે. ક્યાંથી લાવવા તે પ્રશ્ન છે !'

જશોદા તેના પતિના દુઃખે દુઃખી થતાં બોલી : 'ભગવાન ઉપર શ્રદ્ધા રાખો.'

'ભગવાન શું કરવાનો હતો ? ઓછો એ પાંચ લાખ રૂપિયા આકાશમાંથી નાખવાનો હતો ?' સુંદરલાલ ચીઢાઈને બોલ્યો.

જશોદા ધીર ગંભીર બની બોલી, 'ભગવાન ઉપર શ્રદ્ધા હશે તો એ પણ થશે. ભૂલી ગયા ? તે દિવસે જ્યારે ત્રણ હજારના સીધા સત્તાવીસ હજાર મળ્યા હતા.'

જશોદાના શબ્દોથી સુંદરલાલના અંધકારથી છવાયલા મનઃપ્રદેશમાં પ્રકાશ પથરાયો. સિદ્ધિ જેમના કબજામાં છે, જે તાંત્રિક વિદ્યાના નિષ્ણાત છે તે મુનિ હરિહરસૂરીજી તેનું દુઃખ ટાળી શકે તેમ છે. તેમની કૃપાથી આ દુઃખ દૂર થઈ જશે. આ ખ્યાલે તે રાચી ઊઠયો.

ઘેરથી તે સીધો હરિહરસૂરી પાસે ગયો. આમ એકાએક ઘણા દિવસ પછી આવેલા સુંદરલાલને જોઈ મુનિ આશ્ચર્ય પામ્યા. સુંદરલાલની રડતી સૂરત જોઈ, તેની આંખમાંની નિરાશા અને વ્યગ્રતા જોઈ, તેમણે પુત્રને દુ:ખી જોઈ જેમ પિતા મમતાથી પૃછે તેમ પૂછ્યું, 'સુંદરલાલ, ઘણા દિવસે દેખાયા ! કેમ બિમાર હતા કે શું ?'

'બિમાર તો નહિ અને સાજોય નહિ.' સુંદરલાલે

રડતા સૂરે કહ્યું.

'કેમ શું થયું ?'

'મહારાજશ્રી, વાત ના પૂછો. એટલી તકલીફમાં આવી ગયો છું. બચવાનો કોઈ આરો નથી.'

'પણ થયું શું ?'

'આ શુક્રવાર સુધીમાં રૂપિયા પાંચ લાખની જરૂર છે, કાંઈક એવું વરદાન—એવો રસ્તો દર્શાવો......' એમ કહેતાં આંસુભરી આંખે મુનિના પગ પકડી સુંદરલાલ ઢળી પડયો.

'સુંદરલાલ, મેં તને કહ્યું હતું કે આ ધનનો મોહ વિનાશ લાવનારો છે.'

'મહારાજશ્રી, એક વખત તમારી સિદ્ધિનો સહારો આપો.'

સુંદરલાલનાં અશ્રુ જોઈ મુનિનું હૈયું દ્રવિભૂત બની ગયું. તેમનું હૈયું દયાથી ભરાઈ આવ્યું. તેમણે કહ્યું : 'સુંદરલાલ આ પ્રમાણે તું મિથ્યા વલોપાત કરે છે. વાણિયાનો દીકરો આમ હિંમત હારે ખરો ? તેને આબરુની તલવારે લડવાનું હોય છે. માલમિલ્કત જર ઝવેરાત બધું વેચીને પણ દેવું પતાવી આબરૂ સાચવી લે. કાલે ફરીથી પાછો એ માલ-મિલ્કત મેળવવા સમર્થ થશે. પણ એક વખત આબરૂ ગઈ, નામ ગયું કે પછી એ કીર્તિ પાછી નહિ મળે.'

'પણ મુનિ મહારાજ, મારી પાસે વેચવા જેવું રહ્યું પણ શું છે ? પાંચ પચીસ હજાર હોય તો ઠીક છે. પણ આ તો લાખોની વાત છે.'

સૂરીજી બોલ્યા : 'સુંદરલાલ પણ હું એમાં શું કરી શકું ?'

'મહારાજશ્રી તમારી એક કૃપાદૃષ્ટિમાં તો હું ન્યાલ થઈ ગયો હતો. કાલે મારો પુત્ર આવશે તે જોશે કે તેના પિતા તારાજ થઈ ગયા છે, નાદાર-દેવાળિયા બની ગયા છે, અરે તેનું હૈયું ભાંગી જશે. મહારાજ, મારી ઉપર કૃપાદૃષ્ટિ કરો,' સુંદરલાલની કાકલુદી ઉપર કરુણા દર્શાવતાં મુનિ બોલ્યા, 'સુંદરલાલ, આવતી કાલે સવારે વહેલો ઊઠી નાહી ધોઈ અહીં પાંચ વાગ્યે આવી જજે.'

હરિહરસૂરીજીની વાણી સાંભળી સુંદરલાલનું અંતર પ્રફુલ્લ બની ગયું. તેને શ્રદ્ધા હતી કે આ સિદ્ધ મુનિ કાંઈક ચમત્કાર કરશે, એવો કોઈ દ્રવ્યપ્રાપ્તિ કે સર્વસિદ્ધિ મંત્ર જપશે કે તેનું દુઃખ ટળી જશે. આથી ખુશ થઈ તે બીજા દિવસની સવારની રાહ જોતો આશાના દોરે અનંતમાં ઊડતો હતો, તે તેના પુત્ર આગમનની વાત પણ તેની પત્નીને કહેવાનું એ સંભ્રમિત પરિસ્થિતિને કારણે વિસરી ગયો.

બીજે દિવસે એ નાહીધોઈ ૐ હ્રીં નમો અરિહંતાણું —ૐ હ્રીં નમો સિદ્ધાણું—એમ સ્મરણ કરતો મુનિ પાસે આવી પહોંચ્યો. મુનિ તેની રાહ જ જોતા હતા. 'સુંદરલાલ, ચાલ મારી સાથે' એમ કહી હરિહરસૂરી અપાસરાના એ સેંકડો વર્ષો જૂના પુરાણા ભંડારમાં સુંદરલાલને લઈ ગયા.

'સુંદરલાલ, આ ભંડાર જો. સેંકડો વર્ષની તપશ્ચર્યા અને ધર્મધ્યાનથી સિદ્ધ કરેલી વિદ્યાથી ઉત્પન્ન થયેલી આ મનવાંછિત વસ્તુઓ પ્રાપ્ત કરાવનારી દિવ્યતા અને ગુહ્ય શક્તિવાળી આ સર્વ સામગ્રી છે. આજે અશ્રદ્ધા સ્વાર્થ અને અધઃપતનને કારણે આ નિર્જીવ મામુલી લાગતી વસ્તુઓનું મહાત્મ્ય અને સામર્થ્ય ઘટી ગયું છે. કદાચ આવતી કાલે એ નિર્મૂલ બની જાય. જો આ માદળિયું. છે તો એ નાનું સોનાનું જૂના પુરાણા તાવીજ સમું પણ જે મનુષ્ય રાત્રિએ એ કોટે પહેરી જે કાંઈ ઈચ્છિત વસ્તુ માગે તે મળે. પૂર્વે એ વસ્તુપાળ અને તેજપાળને મહામુનિએ આપ્યું હતું તેમની મંગલકારી જીવન પ્રવૃત્તિઓએ, કાર્યરતતાને કારણે આનાથી તેમની મનોકામના પૂરી થતી. સુંદરલાલ, આનો ઉપયોગ અત્યંત ગુહ્ય અને ગહન છે પણ તું મને અત્યંત પ્યારો છે આથી તારી તકલીફ દૂર કરવા માટે હું તને એક વખત તેનો ઉપયોગ કરવા આપું છું. તારું કાર્ય સિદ્ધ થાય એટલે તું મને પાછું પરત કરી દેજે.'

મુનિના પગ પકડી અહોભાવે સુંદરલાલ બોલ્યો: 'મહારાજ, તુરત જ હું પાછું આપી જઈશ.'
મુનિ સુંદરલાલના હાથના સ્પર્શથી ધ્રૂજી ઊઠ્યા: 'સુંદરલાલ, તું અહીંથી ચાલ્યો જા. ચાલ્યો જા.' તે એકાએક કંટાળી બોલ્યા.
'પણ મહારાજશ્રી તમે હમણાં જ મને માદળિયું આપવાનું કહ્યું અને એકાએક આમ ગુસ્સે થઈ ગયા !'
'સુંદરલાલ, મને અંતરમાંથી અવાજ આવ્યો કે આ તારા હિતમાં નથી. માટે તું ચાલ્યો જા.'
'મહારાજ એક વખત કૃપા કરી મારી આબરૂ રાખો. મને આજનો દિવસ આનો ઉપયોગ કરવા દો.' એમ કહી બન્ને હાથ જોડી સુંદરલાલ ધ્રૂજતા અંગે નમન આપી એ સિદ્ધ તંત્રવિદ્યાના પ્રખર વિદ્વાન મુનિની સામે ઊભો રહ્યો.
દ્વિધામાં પડેલા મુનિએ યંત્રવત્ એ માદળિયું સુંદરલાલના હાથમાં મૂકી દીધું. સુંદરલાલ માદળિયું હાથમાં આવતાં તેના હર્ષથી છલકતા હૈયે અને આનંદાશ્રુથી ભીની બનેલી આંખે વંદન કરી ચાલવા લાગ્યો. તેને રોકતાં મુનિ બોલ્યા: 'સુંદરલાલ રાત્રિએ બાર વાગ્યે આ માદળિયું તારા ગળામાં પહેરજે. પંચમંગલ સૂત્રનો સો વખત જાપ જપી જે ઇચ્છા હોય તે વસ્તુની માગણી કરજે. જા પ્રભુ તારું કાર્ય પૂરું કરશે.'
સુંદરલાલ ઝડપથી અપાસરાના એ પુરાણા ભંડારમાંથી બહાર નીકળી ગયો. ઘેર આવ્યો ત્યાં સુધી તેણે અનેક વખત માદળિયાને તપાસ્યું. સાવચેતીથી ઘેર આવી તેણે માદળિયાને તીજોરીમાં મૂકી દીધું.
તેની બધી વૃત્તિઓ જાણે કોઈ અવનવી સૃષ્ટિમાં ના વિચરતી હોય તેમ તેને લાગ્યું. આવતી કાલે કેટલા પૈસા ચુકવવાના છે તેનો પૂરેપૂરો આંકડો તે જાણતો નહોતો. આથી તે ઑફિસે ગયો. મુનીમને બોલાવી તેણે બધા ચોપડા મંગાવ્યા, મુનીમે કહ્યું શેઠ, લગભગ ચાર લાખ પચીસેક હજાર વાપરવાના થશે એમ લાગે છે. પચીસ હજાર વત્તા કે ઓછા થાય, પણ ચાર અને સાડા ચાર લાખ વચ્ચે થશે એટલું કહી શકાય.'
'કાંઈ વાંધો નહિ.' સુંદરલાલે મુનીમને કહ્યું: 'પૂરા પાંચ લાખ જ માગીશ,' એમ મનમાં બબડતો એ ઊઠ્યો. આનંદના આવેગમાં અને રૂપિયા જરૂર મળવાના એવી શ્રદ્ધા હોવા છતાં ક્યાંથી મળશે તેના વિચારમાં તેણે સટ્ટા બજારમાં આંટા માર્યા.
તેને ક્યાં ખબર હતી કે પેલું માદળિયું પાછું લેવા હરિહરસૂરી તેને ઘેર વાટ જોઈ રહ્યા છે. પણ ભાવિમાં જે બનવાનું હોય તે કોણ મિથ્યા કરી શકે તેમ છે !

સાંજના સમયે સંધ્યાકાળ ટાણે મુનિ કદી કોઈ ને ઘેર જાય નહિ. પૂજ્યપાદ મૂકી આવા મહાત્મા સાધુ તેને ઘેર કેમ આવ્યા તેના વિચારમાં આશ્ચર્યથી મૂઢ બનેલી જશોદા બાઘાની જેમ એ તેજસ્વી મુનિને જોઈ રહી.
ગંભીર મુખમુદ્રાવાળા મુનિ પ્રકોપથી લાલપીળા થતા હતા. 'સુંદરલાલને બોલાવો ને.' મુનિએ તેમના ગુસ્સાને દબાવતાં કહ્યું.
'એ તો ઘેર નથી.'
'ક્યારે આવશે ?'
'રોજ તો આવી જાય છે. પણ ખબર નહિ આજે કેમ આવ્યા નથી. કાંઈ કામ હતું ?' જશોદા નમ્ર સૂરે બોલી.
'હા અત્યંત અગત્યનું કામ છે, હું બેઠો છું.' મુનિ તેમના સ્વભાવની વિરુદ્ધ વર્તતા હતા. જે વાણી માધુર્ય અને પ્રસાદીભરી, ઋજુતા અને વિનમ્રતાભરી હતી તે વાણી આજે કુદ્ધતા, અધીરાઈ અને કટુતાભરી લાગી.
થોડા સમય રાહ જોયા પછી મુનિ સૂર્યાસ્ત થતાં અકળાઈ ને બોલ્યા, 'હું જાઉં છું પણ આટલો સંદેશો સુંદરલાલને કહેજો.'
'જી, શો સંદેશો છે.' જશોદા મુનિના વર્તનને સમ-

જતી નહિ હોવાથી આશ્ચર્ય પામી બોલી.
'સુંદરલાલને કહેજો, અસત્ય અનૃત જૂઠાણું જીવનમાં અનર્થ લાવે છે.' જે મુનિ કામ, ક્રોધ, મદ, મોહ, લોભને જીત્યા હતા તે આજે ગુસ્સામાં બોલતા હતા.
'મહારાજશ્રી હું સમજી નહિ.' વિનયી શબ્દોમાં નત મસ્તકે હાથ જોડી જશોદા બોલી.
'અરે, સુંદરલાલે મને કહ્યું હતું કે તેમની પાસે કાંઈ માલમિલકત નથી. મેં તેમને મદદ કરવા મારી ગહન સિદ્ધિ આપી. પણ મને પાનાચંદ શાહે હમણાં થોડા સમય પહેલાં જ જણાવ્યું કે સુંદરલાલ પાસે હજી લગભગ દસથી પંદર લાખનાં તો અમદાવાદના બજારમાં મકાનો છે. ઉપરાંત આ રહેવાનો બંગલો જુદો. હું જાઉં છું. સુંદરલાલને કહી દેજો કે મેં આપેલું માદળિયું મને પાછું આપી જાય. એનો ઉપયોગ મહા અનર્થ અને દારૂણ દુઃખ લાવશે.' એમ કહી મુનિ ઝડપથી સુંદરલાલના બંગલામાંથી ચાલ્યા ગયા.
જશોદા અવાક બની જતી મુનિને જોઈ રહી.
થોડી વાર પછી જ્યારે સુંદરલાલ ઘેર આવ્યો ત્યારે જશોદાએ બધી વાત કરી. સ્વાર્થી અને લાલચુ મનુષ્ય તેનાં પ્રજ્ઞાચક્ષુ ગુમાવી બેસે છે. તે અંધજનોથી પણ વધારે અંધ બને છે. સુંદરલાલે જશોદાને કહ્યું:
'મેં સાચું કહ્યું નહિ આથી સૂરીજી જરા ગુસ્સે થયા છે પણ આપણું કામ પાર પડે એટલે તેમને હું મનાવી લઈશ. એ દયાળુ છે આથી તેમનો ગુસ્સો ઊતરી જશે. બાકી કાલ સુધીમાં બીજું તો શું અનર્થ થવાનું હતું. આવતી કાલે પૈસા ના મળે અને આપણી મિલકતો વેચવી પડે તેનાથી મોટું દુઃખ કયું!'
સુંદરલાલે રાતે બાર વાગે હરિહરસૂરીએ જે પ્રમાણે મંત્રવિધિ દર્શાવી હતી તે પ્રમાણે માદળિયાને તેના ગળામાં પહેર્યું. સો વખત પંચમંગલ સૂત્રનો જાપ કર્યો. તેણે મોટેથી માગ્યું, 'આવતી કાલે વલણ ચૂકવવાના સમય પહેલાં મને પાંચ લાખ રૂપિયાની પ્રાપ્તિ થાય.'
જશોદાને ઓરડો અને આખું ઘર ધ્રૂજતું હોય તેમ લાગ્યું. તેનું હૈયું ગૂઢ ડરથી, ભયંકર આગાહીથી ભયભીત બની ગયું. તેણે ચીસ પાડી સુંદરલાલને કહ્યું, 'ના માગશો આવા મફતના, આવા અસત્યના અનૃતના પૈસા સ્વામીનાથ! ના માગશો.' એમ કહેતાં અર્ધમૂર્છિત અવસ્થામાં જશોદા જમીન ઉપર ઢળી પડી.
સુંદરલાલ થોડી ક્ષણ માટે તો ગભરાઈ ગયો. પણ તે સ્વસ્થ થતાં બોલ્યો, 'જશોદા, ગભરાય છે શા માટે? કાલે તો આ માદળિયું હું મહારાજને પાછું આપી દઈશ. ઊઠ, ડર નહિ.' એમ કહી તેણે જશોદાનો હાથ પકડી પથારીમાં સુવાડી દીધી.
પતિ-પત્ની બન્ને આખી રાત ઊંઘી શક્યાં નહિ. સુંદરલાલ વહેલી સવારે નાહીધોઈ ઑફિસે જવા નીકળી પડ્યો. તેનું ચિત્ત બેચેન હતું. પૈસા નહિ આવે તો? આવશે ખરા? કોઈ ધીરશે? મુનિએ તેને બચાવવા કોઈ કરોડપતિ શેઠને તો નહિ કહ્યું હોય?' આમ અનેક વિચારથી તેનું મગજ ભરાઈ ગયું.
બાર વાગ્યે તો વલણનો સમય હતો. આથી દસ વાગ્યા સુધી એ અધીરો બની ઑફિસમાં બેસી રહ્યો. અકળામણને લીધે તે બાજુમાં આવેલી પાનાચંદની ઑફિસે ગયો. દસ મિનિટમાં તો પાછો એની પોતાની ઑફિસમાં આવ્યો.
'અરે આ શું? પાંચ લાખ રૂપિયાનો ચેક!' તેના ટેબલ ઉપર પડેલા પાંચ લાખના ચેકને તે ફાટી આંખે જોઈ જ રહ્યો. પ્રથમ તે માની જ શક્યો નહિ. તેણે ચેકને બન્ને હાથમાં લીધો. બે ત્રણ વખત ફરી ફરી વાંચ્યો. આનંદથી જાણે તે અનંતનું ઉડ્ડયન કરતો હોય તેમ ખુશ બની નાચી ઊઠ્યો.
ચેક લઈ તે મોટરમાં સડસડાટ ઘેર પહોંચી ગયો.
'જશોદા, જશોદા, જોયું મુનિ મહારાજની સિદ્ધિનું પરિણામ.' એમ કહી પાંચ લાખનો ચેક તેણે જશોદાના હાથમાં મૂક્યો.
જાણે જીવતા નાગને પકડતી હોય, જાણે સળગતા

અંગારાને પકડતી હોય તેમ ચૅક હાથમાં લેતાં જશોદા ભયથી કંપી ઊઠી. તેના ધ્રૂજતા હાથમાંથી ચૅક જમીન ઉપર સરી પડ્યો.

તે જ સમયે બારણા ઉપર ટકોરા પડ્યા. જશોદા અને સુંદરલાલ બારણા નજીક આવ્યાં. બારણું ખોલતાં એક અજાણ્યો આધેડ વયનો પુરુષ દાખલ થયો. સુંદરલાલે પૂછ્યું, 'કેમ કોનું કામ છે?'

'તમે સુંદરલાલ?' આગંતુકે પૂછ્યું.

'હા.'

'હું તમારી ઑફિસે ચૅક મૂકી ગયો હતો. તમે ઑફિસે નહોતા આથી ઘેર સમાચાર આપવા આવ્યો છું.' એમ કહી આવનાર માણસે નીચું જોયું.

'તમે ક્યાંથી આવો છો?'

'હું એર-ઇન્ડિયાની ઑફિસનો મૅનેજર છું.'

જશોદા આવનાર માણસના વદન ઉપરની શોકછાયા જોઈ બોલી, 'આ પૈસા તમે શાના આપ્યા?'

'એ પાંચ લાખ રૂપિયા તમારા દીકરા—સુમતિલાલ તમારો દીકરો થાય ને?'

'હા હા અમારો દીકરો થાય તેનું શું છે?' ધણી-ધણીયાણી અધીરાં બની બોલ્યાં.

'તેમના વીમાના છે.'

'શાનો વીમો?' ભયંકર આગાહી કરતાં સુંદરલાલ બોલ્યો.

મૅનેજરે નીચું જોઈ કહ્યું, 'સુમતિલાલે લંડનથી એરોપ્લેન ઊડતાં બેસતા પહેલાં વીમો લીધો હતો તેના......એરોપ્લેન તૂટી પડ્યું......'

મૅનેજરના શબ્દો મોઢામાંથી બહાર ના પડ્યા ત્યાં તો સુંદરલાલ અને જશોદાના હૈયામાંથી દિશાઓને ભેદી નાખતી હૃદયફાટ કારમી ચીસ પડી, 'હાય મારા સુમતિ, મારા વહાલા પુત્ર સુમતિ......'

એ અકથ્ય, એ અવર્ણનીય વેદનાની જ્વાલાથી સળગતા સુંદરલાલે તેનું માથું પછાડતાં જમીન ઉપર પડેલા ચૅકના ફાડીને ચૂરેચૂરા કરી નાખ્યા, પણ તેથી મૃતપાય સુમતિ પાછો સજીવન શી રીતે થાય!



'મધુરમ્'

## મનની મોસમ મ્હોરી

હો મનની મોસમ મ્હોરી
જો ગાય ચોગરદમ હોરી.
સરોવરની સુંદરતા આવી
નદિયુંની નિર્મળતા ભાવી
ફૂલડાંની ફોરમ લઈ આવી
પ્રીત પ્રફુલ્લિત ફોરી
હો મનની મોસમ મ્હોરી.
સાગરની વ્યાપકતા આવી
નભની તો નીરવતા ભાવી
સમીરણની શીતળતા લાવી
મિત મનોહર ઢાળી
હો મનની મોસમ મ્હોરી.
નયનો નમણાં નૂતન ભાળી
ધરતીની ચારુતા ભાળી
હરિયાળી માનવતા ન્યાળી
મનગોપી બની ગઈ હોરી
હો મનની મોસમ મ્હોરી.
હો ફૂલડે ફૂલડે ફોરી
જો મનની મોસમ મ્હોરી.



મધુસૂદન કંચનરાય દેસાઈ

# આપણું કાબર કુટુંબ

આપણા આંગણામાં કે ગમે ત્યાં કાબરનો કલબલાટ આપણે સાંભળીએ છે. પણ એ પંખી વિષે અને તેના કુટુંબનાં બીજાં પંખીઓ વિષે માહિતી તો આપણને જાણીતા પક્ષી-વિશારદ અહીં આપે છે ત્યારે જ ખબર પડે છે...

### પવાઈ મેના

પવાઈ મેનાનું કદ કાબરથી ઘણું નાનું રહે છે. તેનું માથું અને પીઠ રાખોડી રંગનાં હોય છે. અને પેટાળ તથા પૂંછડી નીચેનો રંગ ચળકતો ભગવો હોય છે. પાંખો કાળા રંગની, ચાંચ મૂળમાં ભૂરી અને છેડો લીલાશ પડતો પીળો, આંખો ધોળી રહે છે. નરમાદામાં ખાસ તફાવત જણાતો નથી.

તેની ખાસિયત આગળ આવતી બ્રાહ્મણી મેના અથવા બબ્બાઈને ઘણી મળતી આવે છે. પણ તે ખાસ ભોંય ઉપર ચારો શોધવા ઉતરતી નથી અને તેનો વસવાટ આઘી વનરાજીવાળાં વનમાં છે. પણ તેવાં વનની નજીકનાં વાડી ખેતરમાં તે જરૂર આવે છે. કેટલીક વખત તે માનવ સહવાસમાં આવતાં દેખાઈ આવે છે. સ્વભાવે સમૂહચારી છે અને બીજાં તેનાં કુટુંબીઓ સાથે ફરતાં પણ દેખાય છે. તેની ઉડાન તેજ કહી શકાય એવી છે. વૃક્ષવાસી હોવા છતાં કોઈક સમયે ભોંય ઉપર ઊતરતાં દેખાઈ આવે છે. તેનો આહાર ફળફળાદિ છે. તેમાં લાલટેનનાં ફળ, ટેટા બોર અને એવાં બીજાં ફળોનો સમાવેશ થાય છે. તેમાં કીટા અને બીજી જીવાતનો સમાવેશ કરે છે. અને શીમળાના વૃક્ષ ઉપરનાં ફૂલમાંથી મધુ ચૂસવા તો અવશ્ય આવે છે.

પવાઈની બચ્ચાં ઉછેરવાની મોસમ માર્ચથી જૂન માસમાં હોય છે અને વૃક્ષની કુદરતી બખોલ કે લક્કડખોદે બનાવેલ માળાના કાણામાં તરણાં, ઘાસ, મૂળીયાં, પીછાં વગેરે ભરીને માળો બનાવી તેમાં ત્રણથી પાંચ આછા ભૂરા રંગનાં ઈંડાં મૂકે છે. નર-માદા માળો બનાવવામાં અને બચ્ચાંના ઉછેરમાં સરખો હિસ્સો આપે છે. માત્ર નર ઈંડાં સેવતો નથી. પવાઈ મેનાને અંગ્રેજીમાં The grey-headed Myna અને sturnus Malabarica (Gmelin) એ એનું વૈજ્ઞાનિક નામ છે

### બબ્બાઈ અથવા બ્રાહ્મણી મેના

લગભગ પવાઈ મેનાના કદ જેટલી જ આ બબ્બાઈ મેનાની પીઠ રાખોડી અને શાંના પીછાં કાળા રંગનાં હોય છે. પૂંછડી નીચે ધોળાં પીછાં રહે છે. માથા ઉપર નરને લાંબી ચોટી અને માદાને ટૂંકી ચોટી રહે છે જે પીઠ ઉપર પડેલી રહે છે અને મરજી આવે ત્યારે ઊભી કરી શકે છે. બાકીનો રંગ ભગવો પીળો હોય છે. ચાંચનો રંગ મૂળમાં ભૂરો બાકી પીળો, પગ પીળા રંગના અને આંખો આછી રાખોડી. માદા રંગે જરા હલકી અને કદમાં નાની રહે છે.

બબ્બાઈ માનવ સહવાસમાં પણ ઠીક પ્રમાણમાં વસવા લાગી છે. એટલે વીજળીના થાંભલા કે મકાન પાસેના વૃક્ષ ઉપરથી તેનું મધુર સંગીત સાંભળવામાં ઘણો આનંદ આવે છે. તેમાં ખાસ કરીને જ્યારે બચ્ચાં ઉછેરવાની મોસમ હોય ત્યારે તો નરનું સંગીત દિલ ખુશ કરી નાખે છે. તેની બચ્ચાં ઉછેરવાની મોસમ એપ્રિલ મે જૂન છે. એ વખતે તેની હસ્તી વધારે નજરે ચડે છે. નાનપણથી પાળી હોય તો ઘણી હળી જાય છે અને એક વરસે તો પૂરું સંગીત સંભળાવે છે.

સૌરાષ્ટ્રમાં અને ગુજરાતમાં તથા લગભગ આખા ભારતમાં તેની વસ્તી છે. અને જ્યાં વસે છે ત્યાં કાયમી છે. છતાં ચારા માટે થોડો સ્થાનિક પ્રવાસ કરતી પણ હોય છે.

બબ્બાઈ પોતાનો માળો ટુકટુકના માળામાં છાપરાનાં નળીઆં નીચે ભીંતના કાણામાં અને જ્યાં એવી સગવડ મળી જાય ત્યાં ઘાસ, પાંદડાં, પીંછાં, વાળ, ઊન વગેરે વાપરી માળો બનાવી તેમાં ઘેરા આસમાની રંગનાં ઈંડાં મૂકે છે. ખાસ કરીને વર્ષામાં તે





બચ્ચાં ઉછેરે છે.

બબ્બાઈને અંગ્રેજીમાં The Brahiminy અથવા Black-headed myna કહેવાય છે. અને sturnus pagodarum (gmelin) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

આ બબ્બાઈને બ્રાહ્મણી મેના એટલા માટે કહેતા લાગે છે કે તેને સવાર સાંજ નહાયા વગર ચાલતું નથી; નહાવાનો તેને ઘણો શોખ હોય છે.

## વૈયું

કાબર જેટલા કદનું વૈયું માથા અને ગરદન ઉપર ચળકતા કાળા રંગનું હોય છે અને આખા દેહનો રંગ ગુલાબી રહે છે પણ શિયાળામાં તે ઘણો ઝાંખો હોય છે. પાંખ અને પૂંછડી કાળા રંગનાં, ચાંચ ગુલાબી પણ શિયાળામાં તેનો રંગ પીળો હોય છે અને પગનો રંગ ગુલાબી કથ્થાઈ રહે છે. માદાનો રંગ ઝાંખો હોય છે અને છાતી ઉપર ધોળાં ટપકાં દેખાય છે. તેની ચાંચ કથ્થાઈ પીળી અને આંખો કથ્થાઈ રંગની હોય છે. વૈયાં સમૂહચારી છે એટલે મોટી સંખ્યામાં જ જણાય છે.

જુલાઈના છેલ્લા અઠવાડીઆમાં કે ઑગસ્ટના પહેલા અઠવાડીઆમાં તેની ટુકડીઓ આવી પહોંચે છે તે સમયે તેઓ કાંટમાં વસતાં માલૂમ પડ્યાં છે અને ત્યાં થતી જીવાતથી પેટ ભરે છે. અને વધારે પંખીઓ આવતાં જાય તેમ તેનાં ટોળે ટોળાં સવાર સાંજ ગગનમાં જતાં અને આવતાં જોવામાં આવે છે. વળી સાંજના એક વૃક્ષ ઉપર બેઠા પછી એકદમ આખું ટોળું ઊડે અને એક બે ચક્કર મારી વળી પાછાં બેસી જાય છે. પણ જ્યારે ધાન્ય પાકે છે ત્યારે તો તે પાકેલું ધાન ખાવા તેનો સમૂહ ઊતરી પડે છે એ સમયે જોતાં એમ જ લાગે કે આ તો પાકને નુકસાન કરવાવાળાં પંખી છે પણ ખરી રીતે તે તેમાં થતી જીવાત એટલી બધી વીણી લે છે કે નુકસાન કરતાં ફાયદો વધારે થતો હોય એમ જણાય છે.

જ્યારે શિયાળો પૂરો થાય છે ત્યારે તેનો મોટો સમૂહ પાછા વાળવા માટે ભેળો થાય છે. તે સમયે તેનો ઘેરો ઊડતો દૂરથી જોવામાં આવે તો ધુમાડાનો ગોટો ઊડતો હોય એવું દૃશ્ય થાય છે. મોડામાં મોડાં તે એપ્રિલ માસમાં વળતો પ્રવાસ કરતાં જણાયાં છે. તે સમયે રાતના બશેરામાં મોટો શોર કરે છે. આમે તે બહુ કચકચીયાં તો છે જ. એટલે જ્યાં બેઠાં હોય ત્યા અછતાં ન રહે. તેની ઉડાન સામાન્ય રીતે સીધી છે અને ઉતાવળી પણ કહેવાય.

વૈયા ભારતમાં યાયાવર પંખી છે અને પોતાનાં બચ્ચાં ઉછેરવા માટે યુરોપ, પશ્ચિમ એશિયા અને ઉત્તર સાઈબીરીઆનો પ્રદેશ પસંદ કર્યો છે. ગુજરાત રાજ્યમાં તે શિયાળામાં તમામ જગ્યાએ જોવામાં આવે છે.

વૈયાનો આહાર ફળફૂલનો છે તેમજ જીવાત પણ ખાય છે અને દાણાનો પણ ચારો કરે છે. ટેટા પેપા, પેપડી કેરડાં અને આપણામાં એક કહેવત છે કે 'પીલુ રાણે ચાંચ પાકી' એટલે વૈયાં આપણે ત્યાંથી બીજા દેશમાં ચાલ્યા જાય એવી સમજણ જૂનાં જમાનામાં ન હતી એટલે પીલુ ખાઈ તેની ચાંચ પાકી જાય છે અને મરી જાય છે એમ માનતા હતા. આવાં ફળો ખાવાનો શોખ હોવાથી તેનાં બિયાં તેની બીટ મારફત વેરીને નવાં વૃક્ષો ઉગાડવામાં તેનો મોટો ફાળો છે.

વૈયાને અંગ્રેજીમાં The Rosy Pastor અથવા Rose-Coloured starling કહેવાય અને Sturnus Roseus (Linn) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

## તેલીયું વૈયું

વૈયા જેટલા જ કદનું આ તેલીયું વૈયું રંગે બહુ ચળકતા કાળા રંગમાં લીલા રંગની અને જાબુંડીઆ રંગની ઝાંયવાળું છે. તેમાં ધોળા ટપકાં પણ હોય છે. તેની ચાંચ પીળાશ પડતી રહે છે. આ વૈયાં બહુ મોટા સમૂહમાં જોવામાં આવતાં નથી. નર-માદા સરખા રંગનાં રહે છે. દૂરથી તો વૈયાં જેવાં જ

જણાય છે પણ રંગ તેને તરત જ ઓળખાવી આપે છે.

ભાવનગરમાં ક્યારેક ક્યારેક આ કાળાં વૈયાની એકાદ પાંચ સાત પંખીની ટુકડી જાળા ઝાંખરામાં અને ખેતરમાં દેખાઈ આવે છે. તે બહુ લાંબી ઉડાન કાઢતાં નથી અને ઢોર પાછળ ચાલીને ઊડતી જીવાત કે તીડ પકડીને પેટ ભરતાં જોવામાં આવે છે.

બચ્ચાં ઉછેરવા માટે તેઓ મધ્ય એશિયા અને તુર્કસ્તાન, કાશ્મીર અને પાકીસ્તાન તરફ ચાલ્યાં જાય છે. ગુજરાત રાજ્યમાં તેની બહુ થોડી સંખ્યા આવે છે. આહાર તો વૈયાં જેવો જ છે.

તેલીયા વૈયાને અંગ્રેજીમાં The starling કહેવાય છે અને વૈજ્ઞાનિક નામ છે sturnus Vulgaris (linn).

### કાબર

કાબરના કંદ માટે કહેવું એ તો તેની મશ્કરી કરવા બરાબર છે. કારણ કે કાબર તો આપણું બહુ સામાન્ય પંખી છે. તેની પીઠનો રંગ મટોડીઓ કથ્થાઈ પણ માથું અને ગરદન કાળા રંગનાં રહે છે. ચાંચનો રંગ પીળો અને આંખ આસપાસની ચામડીનો રંગ પણ પીળો હોય છે. પગ પણ પીળા જ્યારે આંખો રતાશ પડતી કથ્થાઈ રંગની રહે છે. છાતી આછી ઈંટીઆ કથ્થાઈ રંગની અને પેટ તથા પૂંછડી નીચેના પીછાં ધોળા રંગનાં હોય છે. અને ઊડે ત્યારે પાંખમાં ગોળ ધોળા ડાઘ જણાય છે. પૂંછડી કથ્થાઈ અને છેડો ધોળો રહે છે. માદા કદમાં અને રંગમાં કંઈક નાની અને ઝાંખી હોય છે. બચ્ચાં ઉછેરવા માટે તેઓ જોડીમાં વસતાં જણાય છે બાકી તો સમૂહચારી છે. તેને વસવા માટે 'સબ ભૂમિ ગોપાળ કી' છે સીધી ઉડાન છે અને ઊડે છે ત્યારે 'ટ્રુઈક' કહીને ઊડે છે. તેના નરનું બોલવું આમ તો કર્ણપ્રિય છે પણ વધારે પડતું સાંભળીએ તો કાંઈક ગમતું નથી. બપોર સમયે જોડી સાથે બેસીને બોલતી હોય તો નર પોતાનું માથું વારે વારે ઝુકાવી દેતા જણાય છે એ સમયે તેનાં માથાનાં પીંછાં ચોટી માફક ઊભાં કરેલાં જોવામાં આવે છે. કાબર ઘણી વખત તરેહ તરેહના અવાજ પણ કરી શકે છે.

આ કાબરને પણ બરાબર નેપાળી મેના જેવું બોલતાં શીખવી શકાય છે. મારા સ્વ. પિતાશ્રીએ એક કાબરને 'હરિ ૐ તત્ સત્ પરમાત્મા જય જય જય' બરાબર બોલતાં શીખવ્યું હતું અને જેટલી વખત આપણે બોલીએ તેટલી વખત તે સામે બોલતી હતી. છતાં એટલું કહી શકાય કે કાબરને બધીને બોલતાં શીખવી શકાતી નથી. માનવ જાત સાથે જ વસવાવાળી કાબર પોતાનાં બચ્ચાં પણ ઘણી વખત મકાનમાં જ ઉછેરવાનું પસંદ કરે છે. એટલે સ્વભાવે તે જરાય શરમાળ નથી. વળી કાબરની એક ખાસિયત એ છે કે તે સાપ, નોળીઆ, શિકારી પક્ષી કે ઘોને જોઈ તરત જ ચડાવો આપે છે અને તેને મારવા પણ ચોટો કરે છે. અલબત બિલાડી પણ તેની દુશ્મન છે. આ સમયે તેનો ભયસૂચક અવાજ 'કીક્ કીક્' થાય છે આ અવાજના લાંબા ટૂંકા સ્વરથી સમજદાર તો તરત જ સમજી જાય છે કે શું દુશ્મન જોઈ કાબર અવાજ આપે છે. તેની આ ભયસૂચક બોલીથી બીજાં પંખીઓ ચેતી જાય છે.

વર્ષાની મોસમ અને શિયાળામાં તે સમૂહમાં ભેળી થાય છે પણ ઉનાળો આવતાં તેની જોડીમા પોતાના માળા માટેની જગ્યા શોધતાં એવી સખત લડે છે કે કદાચ તેને આપણે દોડીને પકડી પણ લઈ શકીએ છીએ. તેનો રાતનો બશીરો હોય ત્યાં તેનો ચીચીયારી ભરેલો અવાજ કાનની ખબર લઈ લે છે. અને બશીરા માટે ઘટાદાર વૃક્ષની પસંદગી કરે છે. કાબરનો વસવાટ ગામમાં શહેરમાં, વાડીઓમાં ખેતરમાં, જ્યાં માનવ વસવાટ ન હોય ત્યાં ભાગ્યે જ જોવામાં આવે છે.

આખા ભારતમાં તેની વસ્તી છે અને આપણે ત્ય તે કાયમી વસવાટ કરવાવાળી છે.

મેથી સપ્ટેમ્બર માસ સુધીમાં બચ્ચાં ઉછેરે છે. જે સમયે તે કોઈ પણ પ્રકારના કુદરતી કે પાડેલાં કાણાં અથવા ધાંતનો માળો બનાવવા માટે બરાબર ઉપયોગ કરે છે. માળો બનાવવા માટે ખાસ તો લીમડાની સળીઓ, પીછાં, કાગળ, સાપની કાંચળી, ચીંથરાં, પાંદડાં વગેરે વસ્તુનો ઉપયોગ કરે છે જેમાં તે ઘેરા ભૂરાં રંગનાં ચારથી પાંચ ઈંડાં મૂકે છે. પણ બધાં બચ્ચાં ઉછરતાં નથી કારણ કે તેના દુશ્મન ઘણાં હોય છે એથી પકડીને મારી નાખે છે.

કાબરનો આહાર ખાસ તો જીવાત અને તીડનો છે એટલે ખેતીને ફાયદો કરવાવાળાં પંખીમાં તેની ગણત્રી છે. છતાં થોડો દાણો અને ફળોનો પણ તે ઉપયોગ કરીને બગાડે છે. ટેટા, પેપા, પેપડી વગેરે ફળોનાં બિયાં તેની બીટ વાટે નીકળીને અને લીમડાની લીંબોળીનાં બિયાં પણ એ જ પ્રમાણે મોં વાટે કાઢે ને નવાં વૃક્ષો ઉગાડવામાં તે જરૂર ભાગ ભજવે છે. તે ઉપરાંત ગરોળાં, નાના સાપોલીયાને પણ મારીને પેટ ભેગાં કરી દે છે.

કાબરને અંગ્રેજીમાં The House Myna અથવા The Common Myna પણ કહે છે તેને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Acridotheres Tristis Tristis (Linn) કહેવું જોઈએ.

### શિરાજી કાબર

શિરાજી કાબરનું કદ કાબર કરતાં થોડું નાનું હોય છે અને રંગે તે ઘેરી રાખોડી હોય છે. ચાંચ અને આંખ રાતા રંગની પણ બચ્ચાંમાં તે રંગ એટલો ઘેરો હોતો નથી. આંખ ફરતી ચામડીનો રંગ નારંગી હોય છે. પાંખનો રંગ કાળો અને તેના કુટુંબની નિશાનીનો આછો રતાશ પડતો ધોળો ડાઘ પણ હોય છે, પૂંછડીનો છેડો ઝાંખો પીળો હોય છે. નર માદાનો રંગ બિલકુલ સરખો હોય છે.

શિરાજી કાબર સામાન્ય કાબર જેટલી જ સામાન્ય છે પણ ક્યારેક તે એટલી બધી જણાતી નથી પણ ગુજરાતના રેલ્વે સ્ટેશન ઉપર તેનો સમૂહ કાયમ દેખાય છે અને એટલી બધી ડર વગરની થઈ ગયેલી જણાય છે કે મુસાફરો નાસ્તો કરતા હોય તો તેની સાથે તે પણ નાસ્તો કરવા લાગી જાય છે. બચ્ચાંની મોસમ પૂરી થયા પછી તે મોટા સમૂહમાં ભેળી થાય છે. આ કાબરને ઢોર પાછળ પાછળ ચાલવાનો ખાસ શોખ છે અને તેના ચાલવાથી ઊડેલી જીવાત સહેલાઈથી પકડી લે છે. કાબરની જાત જ સંપીલી બહુ હોય છે. પોતાની જોડીના એક પંખીને પડેલી આફતમાંથી મુક્ત કરવા બીજું તનતોડ જહેમત ઉઠાવે છે.

આખા ભારતમાં અને ગુજરાત રાજ્યમાં તે હંમેશ વસવાવાળી છે પણ કેટલીક સ્થાનિક પ્રવાસ કરતી હોય છે.

જૂનથી સપ્ટેમ્બર માસમાં તે ભીંતનાં કાણાં, ભેખડનાં કાણાં, કૂવાની અંદરનાં પોલારાં વગેરે જગ્યામાં ઘાસ, પીંછાં, ઊન, વાળ અને કાંચળીનો ઉપયોગ કરી માળો બનાવી તેમાં ત્રણથી પાંચ ભૂરા રંગનાં ઈંડાં મૂકે છે.

તેનો આહાર પણ કાબર જેવો જ છે એટલે તેની ગણત્રી ખેતીને મદદરૂપ પંખીમાં થાય છે.

શિરાજી કાબરને અંગ્રેજીમાં The Bank Myna કહે છે અને Acridotheres Ginkinianus (Latham) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### વન કાબર

બરાબર કાબરના કદની આ વન કાબરમેના અથવા કાબરના રંગ કરતાં જરા ઘેરી હોય છે અને તેની આંખ ફરતી ચામડીનો અભાવ હોય છે અને ચાંચના મૂળમાં ભૂરો રંગ હોય છે અને નાક ઉપર પીંછાંનો નાનો ગુચ્છો આવે છે. આ વન કાબર ઘડીભર સામાન્ય કાબર જેવી લાગે છે પણ તેનો રંગ વધારે ઘેરો આવે છે. આંખનો રંગ કાં તો પીળો હોય છે અથવા તો ભૂરાશ પડતો રાખોડી હોય છે અને બચ્ચાંમાં આ રંગ રાખોડી રહે છે.

જો કે સૌરાષ્ટ્રમાં મારા જોવામાં આ વન કાબર ક્યારેય આવી નથી પણ ગીરમાં થાય છે તેમ જાણવા મળ્યું છે છતાં ગીરમાં પણ મારા જોવામાં આવી નથી.

ઈશ્વરભાઈ પટેલ

# ખરો જીવનસાથી [૨]

ગયા અંકથી શરૂ થયેલી જીવસટોસટની આ યુદ્ધકથા આ બીજા હપ્તામાં પણ એટલી જ સનસનાટી ફેલાવે છે. ચોપગું મૂક પ્રાણી પણ કેવો સરસ સાથ આપનારું નીવડે છે તે આ યુદ્ધ-સાહસકથા આબાદ રીતે સમજાવે છે....

'૪૧ના જાન્યુઆરીમાં જેન અને જોસેફની તાલીમ પૂરી થતાં એમને હવાઈ હલ્લાની ટુકડીમાં સામેલ કરવામાં આવ્યા ને એમને ખુશી ઊપજી. એના પરિણામરૂપે નવો કોયડો એ થયો કે એન્ટીસે કલાકો સુધી જેનથી છૂટા પડવાનું થયું. અને થયું એવું કે જેન હલ્લા માટે જાય ને એન્ટીસને એકલા રહેવું પડે એટલે સપ્તાહો સુધી એનો મિજાજ ઠેકાણે રહ્યો નહીં. છેવટે એણે જેનનું વિમાન સંભાળતા માણસો સાથે મૈત્રી બાંધી. પછી એવો નિત્ય શિરસ્તો રહ્યો કે એન્ટીસ જેન સાથે વિમાન સુધી જાય. વિમાન ઊપડે એટલે એ 'વેલિંગ્ટન' વિમાન સંભાળનારાના તંબૂમાં વિમાનઘરને છેડે જઈ બેસતો તે વિમાન પાછું ન ફરે ત્યાં સુધી એક ઇંચ પણ ખસતો નહીં. વિમાન આવવાનો પહેલો સિગ્નલ એ આપે. એને ક્યાંયથી ખબર પડે એટલે એ ઊભો થઈ, કાન સીધા કરી, તંબૂ બહાર નીકળે એટલે સૌ સમજે કે વિમાની ટુકડી પાછી ફરી રહી છે. 'વેલિંગ્ટન'ના પંખાના અવાજ કાને પડતાં જ એ નાચવા લાગી જતો ને જેન નીકળે તેવો જ એને વળગી પડતો. આ રોજિંદી વિધિમાં કદી તફાવત પડતો નહીં. પણ રાત્રે જૂન મહિનામાં વિમાન કારીગરોએ જોયું કે એન્ટીસનું વર્તન તે દિવસે જુદા પ્રકારનું હતું. મધ્યરાત્રિ પછી થોડા સમયે એ અસાધારણ બેચેન બની બેઠો. એકે પૂછ્યું, 'જર્મન વિમાનો આવવાનાં છે કે શું ?' કોરપોરલે કહ્યું : 'ના, એવો તો સંભવ નથી. કદાચ એને જરા ખંજવાળીશું એટલે ટાઢો પડશે.'

પણ કૂતરાએ કશી વાત ગણકારી નહીં. એ તો પહોંચ્યો તંબૂ પાસે. એકદમ પોતાનું જડબું ઊંચું કરી એણે હૃદયદ્રાવક ચીસ નાખી. પછી એ તંબૂ બહાર આવી, મોઢું ઊંચુ રાખી બેઠો. નક્કી થયું કે એ આખી રાત જાગવાનો.

દોઢ વાગ્યા પછી વિમાની ટુકડીનાં વિમાનો એક પછી એક ઊતરવા લાગ્યાં પણ જેનનું વિમાન આવ્યું નહીં. બે કલાકો વીત્યા તો ય કંઈ નિશાન વરતાયું નહીં. 'હવે રાહ જોવાનો અર્થ નથી,' એક યાંત્રિકે ટકોર કરી, 'અત્યાર સુધી તો એનું પેટ્રોલ પણ ચાલે નહીં'

'પંદર મિનિટ ઓર રાહ જોઈએ.' બીજાએ ઉમેર્યું. એ સમય પસાર થઈ ગયો છતાં વિમાન આવ્યું નહીં એટલે નાસ્તો કરવા સૌ ઊપડ્યા. એમણે એન્ટીસને રોજિંદુ આમંત્રણ આપ્યું પણ એ હાલ્યો જ નહીં.

ટુકડીનો કોરપોરલ આવ્યો. એણે જેનને વચન આપ્યું હતું કે જેન કદીક પાછો નહીં ફરે તો પોતે એન્ટીસની સંભાળ રાખશે. એન્ટીસનો મિજાજ જોઈ એ સમજી ગયો કે જેન પાછો નહીં ફરે ત્યાં સુધી કૂતરો એ સ્થાનેથી ચસકશે નહીં. બીજા લોકો

---

ભારતમાં તમામ પ્રદેશમાં તે થાય છે છતાં તે સૂકો પ્રદેશ વસવા માટે પસંદ કરતી નથી. ગુજરાતનાં ડાંગનાં વનમાં તે થતી હશે. બાકી ઉપર જણાવ્યું. તેમ ગીરમાં તે થાય છે જ્યાં તેનો આહાર જીવાત અને જંગલી ફળોનો છે.

આ મેના પણ કાબર જેવો જ માળો બનાવે છે અને તેની મોસમ પણ મેથી ઑગસ્ટ સુધી છે.

વન કાબર અથવા મેનાને અંગ્રેજીમાં The Jungle Myna કહેવાય છે અને Acridotheres Fuscus (Wagler) એ એનું વિજ્ઞાનિક નામ છે.







એમ ટીકા કરતા વિખેરાયા કે ભૂખ્યો થશે એટલે આપમેળે આવશે.

નાસ્તા બાદ એક કારીગરે લીવરસૂપ લાવી એન્ટીસને ધર્યો પણ એણે તો સૂંઘ્યોય નહીં. દરમિયાન વરસાદ શરૂ થયો હતો એટલે એના પર તાડપત્રીનો ટુકડો ઓઢાડી એ પાછો ફર્યો. મોડા નમતા પહોરે સમાચાર મળ્યા કે જેનના વિમાનને તોપનો ગોળો લાગ્યો હતો પણ એ ઇંગ્લેન્ડને કિનારે આવી પહોંચ્યું હતું ને એક માત્ર તોપચી જેનને માથામાં થોડી ઈજા થઈ હોવાથી એને નોરવીચની ઈસ્પિતાલમાં દાખલ કર્યો હતો. સૌને સમાચારથી આનંદ થયો પણ એ આનંદ એન્ટીસને પહોંચતો કરી શકાયો નહીં.

આખી રાત એન્ટીસ તો તંબૂએ બેઠો રહ્યો. વળી સવારે બધાં વિમાન પાછા ફર્યાં ત્યારે એ ઊઠી જરા આઘો પાછો થયો. પ્રભાત પછી એક કલાકે કોઈ વિમાન નજરે ચડ્યું નહીં ત્યારે એણે રૂદન શરૂ કર્યું. આ જોઈ કોરપોરલે જણાવ્યું, 'આ કૂતરો ભૂખે મરી જશે અને એ વાતના સાક્ષી બનવાનું આપણને અઘરું પડશે. કશોક ઈલાજ વિચારી કાઢવો જોઈશે.' વિમાની મથકના પાદરીએ રસ્તો કાઢ્યો. એને દળના નિયમો નડતા નહીં એટલે એણે નોરવીચ હૉસ્પિટલમાં ટેલિફોન કરી કૂતરાની કહાણી કહી સંભળાવી ને જેનને ઈસ્પિતાલની દરદી-મોટરમાં અહીં મોકલી કૂતરાને સાથે લઈ જવા વિનંતી કરી. દાકતરી પરામર્શને અંતે સંમતિ મળી અને બન્ને અવિભાજ્ય સાથીઓનું પુનર્મિલન થયું. દવાખાનામાં નર્સોએ આ દોસ્તીનું દર્શન કર્યું ને ઉતાવળે ખૂબ લાડ લડાવ્યા.

હૉસ્પિટલનિવાસ બાદ પાછાં જેનનાં ઉડ્ડયન શરૂ થયાં. આવાં ત્રીસ ઉડ્ડયન બાદ સૌ વિમાનીઓ કહેવા લાગ્યા કે એન્ટીસની હિલચાલને, એના વર્તનને એ હવે પૂરા પામી ગયા છે. એક દિવસ રાત્રિની વિમાનીઓની હાજરી પશ્ચાદ્ એન્ટીસ અદૃશ્ય થઈ ગયો. એ ક્યાં ગયો હતો તે વિશે જરા સરખોય ઈશારો ન મળ્યો છતાં કોઈને ચિંતા ન રહી કારણ એની સ્વસ્થતામાં એમને શ્રદ્ધા હતી. વિમાન આઠ હજાર ફૂટની ઊંચાઈએ પહોંચ્યું તે પછી જેને વિમાનઘર પર છેલ્લી દૃષ્ટિ નાખી, એન્ટીસનામાંથી જીવ ઉઠાવી લીધો, અને તોપોમાં જીવ પરોવ્યો. એવામાં એને કાને વિમાનીઓ વચ્ચે ચાલતો સંવાદ આછો પાતળો કાને પડ્યો. માની ન શકાય એવી વાત હતી છતાં બિના સાચી હતી. વિમાનીએ જેનને જણાવ્યું, 'આ તારો ખુદાબક્ષ અહીં ભરાઈ આવ્યો છે!' એમ કહી એના તરફનું દ્વાર ખોલ્યું ને જાણે કશુંય ખાસ ન બન્યું હોય તેમ એન્ટીસ આવી એના પગ વચ્ચે બેસી ગયો. તેને જરા ચીઢમાં કહ્યું, 'એમ થાય છે કે જાણે તનેય બોમ્બ ભેગો વિદાય કરી દઈએ!' એન્ટીસ જાણતો હતો કે આ મિથ્યા વાણી છે. એ તો નિરાંતે ઊંઘી ગયો.

વિમાન એના નિશાન નજદીક આવ્યું ત્યારે સામા તોપમારાને કારણે એ જરા હાલી ઊઠ્યું પણ એણે એન્ટીસના પેટનું પાણી હલાવ્યું નહીં કારણ જેન સ્વસ્થ હતો. જેનને લાગતું હતું કે જાણે એન્ટીસની હાજરી એને ઓર હિંમત દેતી હતી. તે દિવસની મુશ્કેલીઓ એ હેમખેમ પાર કરી પાછા ફર્યા ત્યારે આખું વિમાની દળ એમને ઘેરી વળ્યું. વિમાની કાયદાઓનો ભંગ થયો હતો છતાં કોરપોરલે જણાવ્યું કે આંખે ચડતું નથી તે દિલને નડતું નથી. તે દિવસથી એન્ટીસ વિમાની ટુકડીનો નિયમિત સભ્ય લેખાયો. નીચે આગ વરસતી હોય તોય એ સ્વસ્થ રહેતો. એ સ્વસ્થતા એમનાં અંતિમ ઉડ્ડયનોમાં ખાસ હિંમતદાતા બની. આમ તો મોટા ભાગનાં વિમાનો એમનાં ઉડ્ડયનોમાં જ ખલાસ થતાં એટલે વિમાનીઓનાં મન સચિંત બનતાં. પણ એન્ટીસ તો હંમેશ મુજબ જાણે મજાઉડ્ડયન હોય એમ દોડતોક ને વિમાનમાં ચડી જતો એટલે અન્ય સૌને હિંમત આવતી. એનાં આ સાહસો દરમિયાન બે વખત એ

ઘવાયો. જર્મન શહેર કીલ પરના હુમલા દરમિયાન એનો એક કાન વીંધાઈ ગયો અને એ કાયમનો ઊંચો થઈ શક્યો નહીં. બીજી વખતે એની વિમાની કારકિર્દી ખતમ થઈ. હેનોવર પર હવાઈ હલ્લો કરી વિમાન પાછું ફરતું હતું ત્યાં એની બરાબર નીચે ધડાકો થયો. વિમાનીઓમાંથી કોઈને ઈજા પહોંચી નહોતી. એન્જિનો પણ સાબૂત હતાં પણ વિમાનનો નીચેનો ભાગ ખલાસ થઈ ગયો હતો. બહાર નીકળતાં એમને ખબર પડી કે એન્ટીસની છાતીમાંય ત્રણ ઈંચનો ઘા થયો છે. એને તરત જ દવાખાને ખસેડ્યો ને પાટાપીંડી થયાં. પણ ત્યારથી એન્ટીસને વિમાન નજદીક જવાનું બંધ થયું. એન્ટીસે આ મર્યાદાઓ સામે સખત વિરોધ નોંધાવ્યો પણ રાહતની વાત એટલી રહી કે જેન ઉડ્ડયન કરે છે તેની એને ખબર પડી નહીં કારણ પહેલાંનું વિમાન સમારકામ માટે ગયું ને બીજાના પંખા અવાજથી એન્ટીસ પરિચિત નહોતો. એટલે એન્ટીસે એ વિમાન પ્રતિ દુર્લક્ષ કર્યું.

થોડા જ વખતમાં જેને પોતાના વિમાની હલ્લાની એકતાળીસની સંખ્યા પૂરી કરી એટલે એને હલ્લામાંથી મુક્ત કરવામાં આવ્યો. યુદ્ધકાળનાં બાકીનાં બે વરસ એણે વિમાની શાળામાં શિક્ષક તરીકે અને સબમરીન શિક્ષક તરીકે અને સબમરીન સામેની રખેવાળ ટુકડીમાં ગાળ્યાં. આ બધા કાળ દરમિયાન એન્ટીસે જેનનો સથવારો માણ્યો અને એ સ્કોટલેન્ડમાં ફરજ પર હતા ત્યારે એક શ્વાનપ્રદર્શનમાં પ્રથમ ઇનામ જીતી એન્ટીસે માન પ્રાપ્ત કર્યું. સ્કોટલેન્ડના ઉચ્ચ પ્રદેશોમાં પાંચ દિવસ એણે જાતીય આકર્ષણ અનુભવ્યું. અને જેનને ત્યજી એક જંગલી શ્વાન માદા સાથે એણે એ દિવસો ગાળ્યા.

યુદ્ધ પછીના દિવસો જેન માટે ભરપૂર શાંતિનો સમય હતો. પોતાના મુક્ત દેશમાં એ પાછો ફર્યો ત્યારે એને એક વિમાની દળમાં કપ્તાનપદ પ્રાપ્ત થયું, અને પાછળથી એ ક્ષેત્રમાં રાષ્ટ્રીય સંરક્ષણ મંત્રાલયમાં નીમવામાં આવ્યો. દરમિયાન એણે પોતાના યુદ્ધ અનુભવો વર્ણવતાં ત્રણ પુસ્તકો લખ્યાં. આ પુસ્તકો દ્વારા એ અને એન્ટીસ લોકજીભે—લોકસ્મૃતિએ—વસી ગયા. છાપાંએ પણ એન્ટીસના સાથીપણાની કથાઓ પોતાનાં પાન પર ચમકાવી.

દરમિયાન જેન સોનેરી વાળવાળી ટીટીઆના નામની યુવતી સાથે પરણ્યો. લગ્ન પ્રસંગે એન્ટીસ વધૂના લગ્નપોશાકમાં ભરાઈ ગયો અને એણે સૌનું ધ્યાન ખેંચ્યું. જે લગનથી એ જેનની રખેવાળી કરતો એટલી જ ભક્તિથી એ ટીટીઆનાની સંભાળ રાખવા લાગ્યો અને જ્યારથી એમનું સર્વ પ્રથમ સંતાન જન્મ્યું ત્યારથી એમનો દીકરો એન્ટીસની અંગત દેખભાળમાં આવ્યો. રાત્રેય એ એમની પથારી નજદીક સૂતો ને રોબર્ટ જાગે કે રડે તો તરત જ એ પથારીએ પહોંચી ટીટીઆનાના ખભે પોતાનું ઠંડુ નાક ઘસતો. આમ છતાં ટીટીઆના જાગે નહીં તો એ એના કામળા ખસેડી નાખતો. એમના જીવનના આ સર્વોત્તમ સુખના દિવસો હતા પણ એ ઝાઝા ટક્યા નહીં.

સને ૧૯૪૮ના માર્ચની સાતમી તારીખે સવારે જેનને રાષ્ટ્રના સંરક્ષણપ્રધાન તરફથી ટેલિફોન સંદેશો મળ્યો, 'જેન, મને જરા મળી જજે ને. તારા દીકરા માટે મારે ભેટ આપવાની છે.' આગલે જ દિવસે પ્રધાનની મુલાકાત જેનને થયેલી એટલે આ મુલાકાતના સમાચાર સાથે એના મનમાં ધ્રાસકો પડ્યો. અને બન્યું પણ એવું જ. મિત્રસમ એ પ્રધાને જણાવ્યું, 'સામ્યવાદી યાદીમાં તારું નામ ઊંચે નંબરે છે. ગમે ત્યારે તારા પર તરાપ આવશે. ચેકોસ્લોવાકિયા બહાર પહોંચી જવાનો ઘાટ ગોઠવી દે.'

ચેકોસ્લોવાકિયાના સામ્યવાદી પક્ષ દ્વારા રાષ્ટ્ર સમસ્તનો કબજો સામ્યવાદીઓ જમાવતા હતા. જેનની ઑફિસમાં બે નવા માણસો નિમાયા—એ સામ્યવાદી પક્ષના એજન્ટ હતા. ત્રણ દિવસ પછી જાહેરાત થઈ કે આગળ નિર્દિષ્ટ સંરક્ષણ પ્રધાને સંરક્ષણ

કચેરીની બારીમાંથી પડતું મૂકી આપઘાત કર્યો છે ! જેનની શંકા દૃઢ થઈ અને એના પર ઘા થવાની ઘડીઓ ગણાવા લાગી. ત્રણેક દિવસ બાદ જાસૂસી ખાતાનું તેડું જેનને આવ્યું. એમાં લખેલાં યુદ્ધ અનુભવનાં પુસ્તકો બતાવી બ્રિટિશ પ્રસંશા બદલ એને ઊંચોનીચો કર્યો. એને કહેવામાં આવ્યું કે એનું આખું પુસ્તક દેશદ્રોહથી ભરપૂર છે, અને આવું લખાણ કરનાર કે આવા અભિપ્રાય વ્યક્ત કરનારા બધા દેશના શત્રુ છે.'

જેન તો સડક થઈ ગયો. આટલું પૂરું ન હોય તેમ પેલા અમલદારે ઉમેર્યું, 'તમારી ધરપકડનું વૉરન્ટ તૈયાર છે. શુક્રવારે એને બજાવવાનું છે. તમારી પાસે ત્રણ દિવસનો ગાળો છે. દરમિયાન તમે નક્કી કરી લો કે દુશ્મનનું ભલું ઇચ્છનારનાં નામ તમે આપવા ખુશી છો કે કેમ !'

આનો અર્થ એટલો જ થયો કે યા તો પોતાના દોસ્તો ને સાથીદારોની જાસૂસી કરે યા દેહાંતદંડ ભોગવે. ક્યાંય સુધી એનું મન માન્યું નહીં. એણે બજારમાં લટાર માર્યે રાખી. પત્ની ને બાળકને અલ્લા આશરે રાખી દેશ છોડી ભાગી જવું કે દેશમાં રહી દેહાંતદંડ ભોગવવો કે મિત્રદ્રોહી બની ચાડી જાસૂસીના પાપમાં પડી નાલાશીભર્યું જીવન જીવવું. રાત આખી એના મને આ મથામણમાં ગાળી. સવારે એ ઊઠ્યો ત્યારે એનો મનઃક્ષોભ નાબૂદ થઈ ગયો હતો, એનું મન શાતા અનુભવતું હતું. જો કે સ્પષ્ટ કાર્ય નિર્ણય પર એ પહોંચી શક્યો નહોતો. આમ છતાં સસ્વસ્થતા એણે કચેરી ભણી ડગ દીધાં. અડધે રસ્તે એ બજારમાંથી પસાર થઈ રહ્યો હતો ત્યાં કોઈ અજાણ્યો માણસ એને જાણીબૂઝીને ભટકાયો હોય એમ લાગ્યું. એણે એના તરફ દૃષ્ટિ નાખી તો એ જરા પરિચિત લાગ્યો. પેલાએ દબાયેલ સ્વરે જણાવ્યું, 'તું મુશ્કેલીમાં હોય તો આજે રાતે આઠ વાગ્યે પાવલોવ કાફેમાં આવી પહોંચજે. ચાવી-વાક્ય હશે : 'હું આપને વોડકા આપું ?' ઝપાટાબંધ એ આદમી ક્ષમા યાચના કરી માનવસમુદાયમાં અદૃશ્ય થઈ ગયો પણ જેનને ખાતરી કરાવતો ગયો કે સામ્યવાદી બળોની સાથોસાથ ભૂગર્ભીય દળોય કામે લાગી ગયાં છે. રાત્રે આઠ વાગ્યે સંજ્ઞા મુજબ એ કાફે પર પહોંચ્યો ને સંકેત વાક્યનું એણે ઉચ્ચારણ કર્યું તે સાથે જ એક આદમી એને ચૂપચાપ ઉપર લઈ ગયો જ્યાં ભૂગર્ભીય સરદારે એને સંબોધ્યો : 'કૅપ્ટન જેન, તમારી ધરપકડની અંતિમ પળ શુક્રવાર છે. પરિણામે તમને દેશ બહાર મૂકી આવવા માટે અમને એક જ દિવસ મળે છે. એ ઘણો ટૂંકો સમય ગાળો છે એટલે તમારે ત્વરિત નિર્ણય કરવો આવશ્યક છે. આ ભૂમિમાં સમાયેલાં જોખમોનોય તમારે સ્પષ્ટ ખ્યાલ કરી લેવો ઘટે. સરહદ ઓળંગતાં તમે ઝડપાયા તો એ પહેલાં તમને ગોળીએ દે ને પછી પ્રશ્નો પૂછે ! એટલે તમારે એકલા નીકળવું પડશે. કદાચ તમારા કુટુંબને પાછળથી વધુ સહીસલામત રસ્તે મોકલી આપવાની વ્યવસ્થા અમે કરી શકીશું. બોલો છે કબૂલ ?'

'બહુ સારું,' પેલાની વાતચીત આગળ ચાલી, 'તો ત્યારે મારી સૂચનાઓ સાંભળી લે.' અને પાંચ મિનિટ સ્ટેશન બાબત અંગે એને સૂચના ને ચેતવણી આપી પછી 'શુભસ્તે પન્થાનઃ' વાંચ્છી એ વિખૂટા પડ્યા.

[ક્રમશઃ]



'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

પદ્મકાન્ત ૨૦ શાહ

# માનવસર્જિત વસ્ત્રતંતુ કાપડની રસાયણો સામે રક્ષણાત્મકતા

આજકાલ રાસાયણિક ઉદ્યોગોમાં કામ કરતા કર્મચારીઓને જાતજાતના તેજાબો, ક્ષારો, અને અન્ય રસાયણો સાથે કામ કરવું પડે છે. તેઓનો ચાલુ પોશાક રસાયણોનો હુમલો ખમી શકે તેવો હોતો નથી. આથી તેઓને રસાયણો સામે પ્રતિકાર શક્તિ દર્શાવી શકે તેવાં વસ્ત્રો પહેરવાની અથવા પહેરેલાં વસ્ત્રો પર ઓઢવાની જરૂરિયાત રહે છે. ઊનનાં કે સુતરાઉ વસ્ત્રો અને રેયોન પણ આ કામ માટે યોગ્ય નથી રહ્યાં. સંપૂર્ણ કૃત્રિમ અથવા મૂળ તત્ત્વોમાંથી માનવે સર્જેલા તંતુઓ ઓછે વત્તે અંશે રસાયણો સામે પ્રતિકાર શક્તિ ધરાવે છે. પ્રસ્તુત લેખમાં આ પ્રકારના તંતુઓ વિશે થોડી માહિતી આપવામાં આવી છે.

કુદરતમાં માત્ર 'એસ્બેસ્ટોસ' જ એવો પદાર્થ છે કે જે અગ્નિ સામે રક્ષણાત્મકતા ધરાવે છે. કોઈ પણ અન્ય તંતુ કરતાં એસ્બેસ્ટોસની અગ્નિ સામેની પ્રતિકાર શક્તિ અધિકતર છે. કેટલાક માનવસર્જિત તંતુઓનો અગ્નિ વડે ભડકો થતો નથી પરંતુ તેઓ માત્ર કોલસો કે રાખ બની જાય છે અથવા તો ઓગળી જઈને મણકો બની જાય છે. માત્ર કાચ અને ધાતુઓમાંથી બનાવેલા તંતુઓ જ ઊંચા ઉષ્ણતામાને ટકી રહે છે. સર્પેન્ટાઇન પ્રકારનો એસ્બેસ્ટોસ ૪૫૦ અંશ સેન્ટિગ્રેડ સુધી તાપ સહન કરી શકે છે. તેમાથી બનાવેલાં વસ્ત્રો પહેરીને અમુક સમય સુધી આગની અંદર સલામતીપૂર્વક રહી શકાય છે. ઠંડા તેજાબ સામે પણ એસ્બેસ્ટોસ રક્ષણ આપી શકે છે. તેજાબોને ગાળવા માટેનું કાપડ એસ્બેસ્ટોસમાંથી બનાવી શકાય છે. એસ્બેસ્ટોસના બુટ, સુટ, ટોપ (હેલ્મેટ), વગેરે અગ્નિની અંદર જનારાઓને રક્ષણ માટે પહેરાવવામાં આવે છે. પરંતુ લાબા તારવાળું એસ્બેસ્ટોસ ઘણું ઓછું પ્રાપ્ય થાય છે. વળી તેમાંથી બનતું કાપડ ખૂબ જાડું અને ખરબચડું 'બને' છે એટલે પહેરવા માટે તે બિલકુલ સગવડભર્યું નથી. છતાં અગ્નિ સાથે બાથ ભીડવા તેના જેવું બીજું એક પણ સાધન નથી તેની નોંધ લેવી જોઈએ. કાચ પણ જે ઉષ્ણતામાને ઓગળી જાય છે તે ઉષ્ણતા સુધી એસ્બેસ્ટોસ અડીખમ ટકી શકે છે.

પૂર્ણ માનવસર્જિત તંતુઓ સારી રાસાયણિક પ્રતિકાર–શક્તિ ધરાવવા ઉપરાંત તેઓ જીવજંતુ, ઊબ અને બેક્ટિરીઆની અસરોથી પણ મુક્ત છે. આવા કેટલાક પ્રચલિત માનવસર્જિત તંતુઓ વિશે નીચે ટૂંકમાં વર્ણન આપ્યું છે.

**૧. નાયલોન :** આ પૉલિએમાઇડ પ્રકારનો રાસાયણિક તંતુ છે. હેકઝામેથિલિન ડાયએમાઇન અને એડિપિક એસિડના રાસાયણિક સંયોગ વડે બનતા પૉલિમરને ઓગાળી તેના રસને છિદ્રોવાળી ચારણીમાંથી બહાર કાઢવામાં આવે છે અને તેની સેરોને ઠંડી પાડી તારના સ્વરૂપમાં ખેંચવામાં આવે છે. અગ્નિમાં નાયલોનનું કાપડ સળગી ઊઠતું નથી પરંતુ કથ્થાઈ રંગનો મણકો બનાવે છે. એસિડો વડે તે ખવાય છે. ફૉસ્ફોરિક અને ઑક્ઝેલિક એસિડના પાતળા (ડાઈલ્યુટ) દ્રાવણમાં ઊકાળવાથી તેનું સામર્થ્ય ઓછું થાય છે. આલ્કલીની અસર નહિવત્ છે. (નોંધ : આલ્કલી એટલે કૉસ્ટિક સોડા, કૉસ્ટિક પોટાશ, એમોનિઆ વગેરે પદાર્થો) બેન્ઝીન, પેટ્રોલ, ક્લોરિનયુક્ત હાઈડ્રોકાર્બન, આલ્કોહોલ, કિટોન તથા આલ્ડીહાઈડ જેવાં રસાયણોની અસર થતી નથી, તેમજ ખનિજ તેલની અસરથી પણ મુક્ત છે. તેનું ગલનબિંદુ ૨૫૦ અંશ સેન્ટિગ્રેડ છે.

**૨. ટેરિલિન અથવા ડેક્રોન :** એનું રાસાયણિક નામ પોલિએથિલિન ટેરેફ્થેલેટ છે. એથિલિન ગ્લાયકોલ અને ટેરેફ્થેલિક એસિડના સંયોગથી ઉદ્‌ભવતા પૉલિ-

એથિલિન ટેરેફથેલેટનો પોલિમર બનાવી તેનો રસ કરી નાયલોનની માફક કાંતવામાં આવે છે. મુશ્કેલીથી સળગે છે. ઓગળે છે ત્યારે કાળો મણકો થાય છે. તેનું ગલનબિંદુ ૨૫૫–૬૦ અંશ સેન્ટિગ્રેડ છે. પાતળા એસિડ કે આલ્કલીની અસર થતી નથી પરંતુ જલદ આલ્કલી વડે ખવાય છે. આલ્કોહોલની સહેજ અસર થાય છે. ડ્રાયક્લીનીંગ માટે વપરાતાં દ્રાવણોની અસર થતી નથી.

**૩. પોલિવીનીલ ક્લોરાઈડ :** આ પી. વી. સી, રૂહોવિલ, થર્મોવિલ, ફાઈબ્રેવિલ વગેરે નામોથી પણ ઓળખાય છે. વિનીલ ક્લોરાઈડના અણુઓનું સંઘટન કરી તેમાં ક્લોરિન ઉમેરી છેવટે બનતા પોલિયર-માંથી નાયલોન પ્રમાણે તંતુઓ કાંતવામાં આવે છે. તે જ્વલનશીલ નથી. ૧૦૦ અંશ સેંટિગ્રેડે તે નરમ બનવા માંડે છે. તેના પર ખનિજ તેજાબો (એસિડ)ની અસર થતી નથી. ઓર્ગેનિક એસિડોની અસર પણ બહુ ઓછી થાય છે. એમોનિયા સિવાય બીજા કોઈ આલ્કલીની અસર થતી નથી. ફેનોલ, ક્રેસોલ અને બીજા કેટલાક ઓર્ગેનિક દ્રાવણોમાં ઓગળી શકે છે, એસિટોન, ટોલ્યુઈન, ક્લોરોફોર્મ, બેન્ઝીન વગેરે રસાયણોથી ફૂલે છે.

**૪. એક્રિલોનાઇટ્રાઇલ :** આ પ્રકારના તંતુઓમાંથી બનતું કાપડ હાલ રાસાયણિક ઉદ્યોગોમાં રક્ષણાત્મ-તા માટે સવિશેષ વપરાય છે. એક્રિલાન, ઓરલોન, ડાયનેલ, વેરેલ, રેડોન, ડોલાન, કોરટેલ, વગેરે વ્યાપારી નામોથી જગતની વિવિધ કંપનીઓએ તે બહાર પાડ્યું છે. પોલિએક્રિલોનાઈટ્રાઇલ નામનો પદાર્થ તેના સર્જનમાં મુખ્યત્વે રહેલો છે. ડાયનેલનું કાપડ ઘણા-ખરાં રસાયણો સામે રક્ષણ આપે છે એટલું જ નહિ પણ થોડા વપરાશ પછી તેને સાફ કરવા સલ્ફ્યુરિક એસિડ વડે ધોવામાં આવે છે. સાથેના ચિત્રમા સુતરાઉ ખમીસ અને ડાયનેલના ખમીસ ઉપર ૬૦ ટકા સલ્ફ્યુરિક એસિડની ફક્ત બે મિનિટ સુધીની અસર બતાવવામાં આવી છે. જોઈ શકાશે કે સુતરાઉ ખમી-



**સુતરાઉ ખમીસ | 'ડાયનેલ'નું ખમીસ**

૬૦ ટકા સલ્ફ્યુરિક એસિડમાં ડુબાવી ધોયા પછી થએલી સ્થિતિ. સુતરાઉ ખમીસ તદન ચીંથરેહાલ થઈ જાય છે, જ્યારે 'ડાયનેલ'નું ખમીસ અખંડ રહુ છે.
(આધાર : Man Made Textiles June 1964.)

સની ચીંથરેહાલ સ્થિતિ થઈ ગઇ છે જ્યારે ડાયનેલનું ખમીસ આખું રહ્યું છે. ડાયનેલનું કાપડ આ પ્રમાણે વરસ ઉપરાંત કામ આપી શકે છે. તેની કિંમત સુતરાઉ કાપડ કરતાં લગભગ ત્રણગણી હોય છે. કાચમાંથી બનાવેલા કાપડ કરતાં પણ ડાયનેલનું કાપડ એસિડ અને આલ્કલી સામે વધુ ટકાઉ છે. દૃષ્ટાંત તરીકે :

કાચનો તંતુ ૧૫ ટકા હાઈડ્રોક્લોરિક એસિડમાં ૪ કલાક ઉકાળ્યા પછી ૬૬.૪ ટકા વજનમાં ઘટે છે, ૧૫ ટકા કોસ્ટિક સોડામાં ૪ કલાક ઉકાળ્યા પછી ૬૭.૨ ટકા વજનમાં ઘટે છે. જ્યારે ડાયનેલ તંતુ અનુક્રમે ૧.૭ ટકા અને ૧.૧ ટકા વજનમાં ઘટે છે. ઉષ્ણતાએ ડાયનેલના તંતુઓ નરમ બને છે, તેના ઉપર જીવજંતુઓની અસર બિલકુલ નથી.

**૫. પોલિએથિલિન :** આ તંતુ બનાવવા માટે પ્રથમ એથિલિન વાયુ ઉપર ખૂબ દબાણ આપીને તેનો પોલિમર બનાવવામાં આવે છે, અને તેને પ્રવાહી કરી તંતુ કાંતવામાં આવે છે. આ તંતુ સળગતો

ભગવતીકુમાર હ૦ શર્મા

# 'મેરે બિછડે હુએ સાથી....'

પતિ-પત્નીના જીવતર આડે જ્યારે મોટી દીવાલ રચાઈ જાય છે ત્યારે બન્ને સ્વમાનવાળાં હોઈને નમતું નથી જોખતાં એ વાત ખરી, પણ બન્ને એકમેકને ઝંખતાં તો હોય જ છે. આ વાર્તા એ ઝંખનાને બહેલાવે છે......

એકલતા, અસહ્ય એકલતા! હું અકળાઈ ઊઠું છું, અને નજર મારી નાનકડી બે ઓરડીઓ પર ફેરવું છું. ક્યાંય કોઈ માનવશ્વાસનો સળવળાટ નથી, ક્યાંય ધબકારાનો ધ્વનિ નથી. કોઈ હસતું નથી, કોઈ રડતુંય નથી. કોઈ ગુસ્સે થતું નથી, કોઈ વેદનાના સિસકારાય ભરતું નથી. કોઈનાં પગલાંનો અવાજ સંભળાતો નથી કોઈના ખાંસવાનોય રવ વર્તાતો નથી. સવાર પડ્યે કોઈ અહીં પ્રભાતિયાંના સૂર આલાપતું નથી, કોઈ ચાના ચડાકાય બોલાવતું નથી.

હું—માત્ર હું!

અને આ અનંત, અવિચળ એકલતા!

પ્રભાતનું સુવર્ણકિરણ સામેનાં વૃક્ષોની ઘટામાંથી ઘૂમતું ઘૂમતું આવે છે ત્યારેય હું આ ઓરડીમાં એકલો હોઉં છું અને રાતનો કાળો કામળો ધરતીની કાયા પર લંબાઈ જાય છે ત્યારેય એકાકી એવો હું આકાશના તારલિયાઓ જોડે મૈત્રી બાંધવાનાં ફાંફાં મારતો હોઉં છું.

એમ જુઓ તો મારી આ ઓરડીઓની આજુબાજુ કેટલાંક મકાનો છે, પણ એ મકાનમાં વસનારાઓએ મારા અસ્તિત્વની નોંધ કદી લીધી હોય એમ મને લાગ્યું નથી. મારા જેવો એકલવાયો આદમી જાણે ખતરાની એંધાણી જેવો હોય એમ ધારીને કોઈ મારી સાથે વ્યવહાર રાખતું નથી. બાકી માનવો તો કેટલાય રહે છે આ મારી ઓરડીની બહારના જગતમાં...

પચાસ કદમ દૂર આવેલી એક ઓરડીમાં એક વૃદ્ધ, નિવૃત્ત ગૃહસ્થ રહે છે. એય મારી જેમ પંડે પોતે એકલા છે તોય કેવો આનંદ કરે છે! શિયાળાની ઋતુ હોય તો એ બુઢ્ઢાજી પાડોશીનાં ભૂલકાંઓ સાથે વહેલી સવારે ફરવા-દોડવા ઊપડી જાય છે, ને જ્યારે સૂરજના ચહેરા પર થોડી થોડી રતાશ પથરાવા લાગે છે ત્યારે તેઓ પાછા આવે છે, એ ટાણે હું તાજા આવેલા પરંતુ મારે મન વાસી સરખા છાપામાં મોં નાખીને બેઠો હોઉં છું, પણ પેલાંઓ તો હસતાં કૂદતાં ચાલ્યાં જાય છે, બુઢ્ઢાજી તો જાણે બેવડા જુવાન થઈ ગયા હોય એમ...

જુવાન-જુવાન તો હું છું! હજી ગયા શ્રાવણમાં જ

---

નથી પણ સંકોચાય છે. એસિડની અસર ૬૦ અંશ સેન્ટિગ્રેડ ઉષ્ણતા સુધી થતી નથી. તેથી ઉપર તંતુ નબળો થાય છે. આલ્કલીની બિલકુલ અસર નથી. ૬૦ અંશ ઉપર અમુક ઓર્ગેનિક રસાવણો ઓગાળી શકે છે.

આમ, માનવસર્જિત તંતુઓનું કાપડ ઔદ્યોગિક ક્ષેત્રમાં તેમની રાસાયણિક પ્રતિકાર શક્તિને લીધે આગળ આવી રહ્યું છે. ફિલ્ટર પ્રેસમાં તેજાબો ગાળવાના ગરણાં તરીકે ડાયનેલ અને કાચના કાપડનો ઉપયોગ સફળ રીતે થવા લાગ્યો છે. ઘણી સાધન સામગ્રીઓ તથા રાસાયણિક ક્રિયા માટે વપરાતાં વાસણો હવે માનવસર્જિત તંતુઓની બનાવટમાં વપરાતા પ્લાસ્ટિકના કુળના હોવાથી તેમાંથી બનાવવામાં આવે છે. આ ક્ષેત્રમાં તેઓનો કોઈ હરીફ નથી. આ વિષયમાં થતા રહેતા સતત સંશોધનને લીધે નવા નવા પ્રકારના તંતુઓ અસ્તિત્વમાં આવી રહ્યા છે. *

* વધુ વિગત માટે તાજેતરમાં લેખકનું પ્રસિદ્ધ થયેલું પુસ્તક "માનસર્જિત વસ્ત્રતંતુઓ" વાંચવા સૂચના છે. (પ્રકાશક મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા.)







મને રહ્યું બેઠું; પણ એ ઉમંગ, એ ઉત્સાહ, બધું ક્યાંનું ક્યાં ચાલ્યું ગયું—ચાલ્યું જ ગયું.

મારાથી નિઃશ્વાસ નંખાઈ જાય છે.

મારા પડોશમાં એમ તો એક યુગલ પણ રહે છે. તાજા ખીલેલાં ફૂલોના ગુચ્છા જેવું એ યુગલ છે. હોઠો પર હાસ્ય, આંખોમાં મસ્તી ને પ્રત્યેક ધબકારામાં જિંદગીનું ખુદનું જ અસ્તિત્વ!

ક્યારેક ચાંદનીની સફેદ ચાદર સૃષ્ટિ પર પથરાઈ જાય છે ત્યારે હું અજંપ બનીને ઓરડીમાં આંટા મારું છું, અને ત્યારે, એ યુગલના પ્રસન્ન હાસ્યનો હિલ્લોળ મારા કર્ણપટ પર અથડાઈ જાય છે. રમ્ય રિસામણાં અને મીઠાં મનામણાં આરંભાઈ જાય છે. પછી યુવતી એના કંઠનો કસૂંબો છલકાવે છે. ગળતી રાતમાં ગુલછડી જેવું એનું ગીત એના જીવનની સૌરભ પ્રસારતું મારા કાન સુધી વહી આવે છે...ત્યારે હું...ત્યારે હું બેચેન બની જાઉં છું, ચિડાઈને કાનમાં આંગળી નાખું છું. ચાંદની મને ગમતી નથી, એટલે હું બારી બંધ કરી દઉં છું...પણ અંતરમાં પ્રવેશવા મથતા અજંપાનાં દળનાં દળોને હું રોકી શકતો નથી, એમની પ્રસન્ન દાંપત્યની સુવાસ મને અકળાવ્યા જ કરે છે...

દાંપત્ય અને એની પ્રસન્નતા...

ઓહ! એનો અનુભવ મેંય ક્યાં નથી કર્યો ?... પણ... પણ...એ તો ગઈ કાલની વાત થઈ ગઈ... આજે તો જિંદગીની ક્ષણે ક્ષણ એકલવાયી બની ગઈ છે...

આ એકલતાને મારે કઈ રીતે અળગી કરવી ? હું સિગારેટ પીઉં છું–પાકિટનાં પાકિટ ખલાસ કરું છું ... પરિણામ ? પરિણામ કાંઈ આવતું નથી. ઊલટું ડૉક્ટરે એક વાર કહેલું : 'મિસ્ટર! તમે સિગારેટ બહુ પીતા લાગો છો.'

'હા, કેમ ?'

'તમારી છાતી–'

ઉજ્જડ ઘડીઓને ગુજારવા હું વાંચું છું—અનેક પુસ્તકોથી મારી ઓરડી ઉભરાઈ ઊઠી છે. પણ, મારી આંખે ચશ્મા આવવા સિવાય એનું બીજું કોઈ—મનને ભરી દે એવું—ફળ આવ્યું નથી.

અને એટલે જ હું અકળાઈ જાઉં છું.

અરે, હા, બહુ સરસ ઉપાય સૂઝે છે. એક મજાનો રેડિયો ખરીદી લાવું. બસ, પછી એક નવતર માનવી જ જાણે ચોવીસે કલાકની મૈત્રી મારી સાથે બાંધી દેશે. માનવીઓ, અસંખ્ય માનવીઓના સાંનિધ્યથી હું ઘેરાઈ જઈશ, એમનાં સુખદુઃખ, આશા નિરાશા, ઊર્મિ અને સ્થિતપ્રજ્ઞતા, પ્રેમ અને દ્વેષ, બધું મારી સેવામાં હાજર થઈ જશે. માનવ પરિવારની પરિમલ મારા શ્વાસે શ્વાસમાં પ્રવેશી મને નૂતન જિંદગીનું બળ આપશે.

અને હું એક રેડિયો ખરીદી લાવું છું.

પૂંઠાના બૉક્સમાંથી બહાર કાઢીને મારા ટેબલ પર એને ગોઠવું છે. રેડિયો–ડીલરનો માણસ ઘરના વીજળીક પ્રવાહ સાથે રેડિયોનું જોડાણ કરવાની, એરિયલ મૂકવાની, વગેરે કામગીરી આરંભે છે અને જેમ જેમ એને વખત લાગતો જાય છે તેમ તેમ મારી અધીરાઈ વધતી જાય છે. મનોમન હું એને કહું છું 'અરે, ભલા માણસ! માનવીના મેળામાં મહાલવાની મારી આતુરતા તું ક્યાંથી જાણે?'

અંતે મારી આતુરતાનો અંત આવે છે. પેલો માણસ એનું કામ પૂરું કરી મારી નજીક આવે છે ને કહે છે :

'ચાલો, સાહેબ! રેડિયો 'ફીટ' થઈ ગયો. હું રજા લઉં.'

હું ઝટપટ રેડિયો પાસે જાઉં છું ને એની કઈ સ્વીચ કયું કામ આપે છે એ વિશેનું જ્ઞાન પ્રાપ્ત કરી લઉં છું. મારું મુખ હસું હસું થઈ રહે છે. પાગલ શો હું પેલા માણસને પૂછું છુંઃ 'ભાઈ રેડિયો બરાબર વાગશે ખરો ને ?'

'અરે, વાગશે તો એવો કે થોડા દિવસમાં તમે જ કંટાળી જશો. નવું નવું નવ દહાડા !'

આ માણસની આવી કાળવાણી મને ગમતી નથી

એટલે હું એના તરફ તિરસ્કારથી જોઉં છું. પણ એ રીઢો આદમી તો આસ્તેથી એના મહેનતાણાનું બિલ જ સરકાવી દે છે ! એને ઝડપથી પૈસા આપી હું વિદાય કરું છું અને પાછો રેડિયોની સમીપ હું જાઉં છું.

મુગ્ધ નજરે હું રેડિયો તરફ જોઈ રહું છું. મને એક ઉપમા સૂઝે છે—નવવધૂ તરફ જેવી મુગ્ધતાથી પતિ જોઈ રહે એવી મુગ્ધતાથી.

પણ, આ ઉપમા મને ગમતી નથી. મારા હૃદયમાં ટાંકણી ભોંકાવા સરખી પીડા થઈ આવે છે. કોણ જાણે કેમ ! સ્વસ્થ થઈને હું રેડિયોની 'સ્વીચ' પર હાથ લગાડું છું. પ્લાસ્ટિકની એ સ્નિગ્ધ 'સ્વીચ'નો મૃદુ સ્પર્શ...મારા હાથમાં ઝણઝણાટી વ્યાપી રહે છે.

ખટ...અવાજ સાથે સ્વીચ ફરે છે અને રેડિયોની મીટર પટીમાં પ્રકાશ ઝબકે છે–કોઈકની યાદે હૈયામાં અજવાળુ પસરી જાય એ રીતે ! પણ ..આ ઉપમાય મને અણગમતી થઈ પડે છે...ઘરઘરાટી મારા કર્ણ–પટને ભરી દે છે. મારો હાથ ક્રિયાશીલ બનીને કાંટો ફેરવે છે અને એક 'સ્ટેશન' પર કશોક સંગીતમય અવાજ સંભળાતાં કાંટાને હું ત્યાં સ્થિર કરૂં છું... પછી એક સૂર લહેરાઈ ઊઠે છે. એક માનવ સ્વર, એક માનવના કંઠમાંથી સર્જાતો સ્વર !

અને અજબ આહ્‌લાદ અનુભવતો હું પાસેની ખુરશી પર બેસી જાઉં છું અને જાણે, ઉદ્‌ભવેલા આહ્‌લાદને અણુ અણુમાં ઉતારવા ઇચ્છતો હોઉં એમ, આંખો મીંચી દઉં છું...

પણ...

રેડિયો વાટે લહેરાઈ રહેલો પેલો માનવસ્વર શબ્દોનું રૂપ પકડે છે અને મારા અસ્તિત્વમાં જાગેલો પેલો આહ્‌લાદ એકાએક અળગો થઈ જાય છે ! હું ચમકી ઊઠું છું. મારી આંખ ઊઘડી જાય છે. એ શબ્દો આ રહ્યા :

'મેરે બિછડે હુએ સાથી ! તેરી યાદ સતાવે...'

મારા જ મનની વાત જાણે કોઈએ મલક આખા સમક્ષ જાહેર કરી દીધી હોય એમ મને લાગે છે: 'ના. ના. ખોટી વાત છે ! મને કોઈની યાદ નથી સતાવતી !' એક તરફ મારું મન આવા પોકારો પાડે છે, પણ પેલી તરફ ગીત આગળ વધે છે.

'બાર બાર તેરી સ્મૃતિ આવે,
બિરહા અગન જલાવે રે...'

અને મારાં રોમેરોમમાં પણ જાણે અગન જાગી જાય છે. પંક્તિઓનું પુનરાવર્તન થતું જાય છે અને હું અકળાઈ ઊઠું છું. ગીતના 'બિછડે હુએ સાથી... યાદ સતાવે...બિરહા...અગન...' આ શબ્દો મારા માનસ પર આક્રમણ કરે છે. એ એવું આક્રમણ છે, જેની સામે હાર સ્વીકાર્યા વગર મારો છૂટકો નથી. અને એટલે જ ધૂંધવાઈને હું 'ડાયલ' ફેરવું છું. પેલું ગીત બંધ થઈ જાય છે. હું નિરાંત અનુભવું છું. ફરતો 'ડાયલ' અંતે સ્થિર થાય છે અને વીણાનો ઝંકાર મારા હૃદયને ભરી દે છે. કોઈ કલાકારનાં આંગળાં વીણાના તાર પર ફરી રહે છે અને સૂરનું ઝરણું વહી નીકળે છે વીણા...હા, એ વીણાનો ઝંકાર છે...વીણા . વીણા...

અને હું ચોંકી ઊઠું છું. ફરી પાછી અસ્વસ્થતા મારા અસ્તિત્વ પર આસન જમાવી દે છે. અંતે હું મારા મન સમક્ષ ઝૂકી જાઉં છું.

હા, એ વીણા હતી, જે મારો ત્યાગ કરીને કોણ જાણે ક્યાં ચાલી ગઈ છે. વીણા મારી પત્ની હતી. અગ્નિની પવિત્ર શિખાઓના સાંનિધ્યમાં મેં વીણાનો હાથ પકડ્યો હતો. રેશમી પાનેતરમાં એનું નવવધૂનું રૂપ બિલોરી સરોવરમાં ખીલેલા પોયણાની જેમ શોભી ઊઠ્યું હતું. હું એના તરફ મુગ્ધ નજરે જોઈ રહ્યો હતો...

થોડી જ મિનિટો પહેલાં મેં વિચારેલી ઉપમા મને યાદ આવી જાય છે. હા, હું વીણા તરફ મુગ્ધ નજરે જોઈ રહ્યો હતો. અને આજે એવી મુગ્ધ નજર હું નિર્જીવ 'રેડિયો' તરફ નાખું છું ! પરિવર્તનની કેવી ઊંડી ખીણ ખોદાઈ ગઈ છે સમયના એ પ્રવાહો

વચ્ચે !
સ્નેહની સરિતા અને સાનુકૂળ સમીર વચ્ચે અમારા સંસારની નૌકા સરળતાથી વહી જતી હતી. પણ એ સરળ વહન થોડા સમય પૂરતું જ મર્યાદિત રહ્યું. પછી, અમારી વચ્ચે ખડકો ખડા થવા લાગ્યા. અમારી નૌકા પર તુફાન ત્રાટકવા લાગ્યાં. મારી ગરીબ સ્થિતિમાં વીણાના—પૈસાદાર પિતાની પુત્રી વીણાના બધાય મોજશોખ પૂરા થવાની શક્યતા ન હતી. એટલે અમારી વચ્ચે કડવાશ પેદા થવા લાગી. મારી મર્યાદાઓને સ્વીકારવા એ તૈયાર ન હતી, એની કહેવાતી 'વિશાળતા' મને નાપસંદ હતી. પરિણામે એ મારું અપમાન કરવા લાગી.

ગોઝારા ભૂતકાળની આવી સ્મૃતિઓથી હું કંટાળી જાઉં છું. પેલી બાજુ રેડિયો પર વીણાના સ્વરો ગતિ પકડે છે. ફરીથી હું 'કાંટો' ફેરવી નાખું છું અને...

'હું કહું છું શીલા! તારે હું કહું તેમ જ રહેવું પડશે.'

'અને એ જો મને મંજૂર ન હોય તો ?'

'તો ? તો તારે તારી અનુકૂળતા બીજે ક્યાંક શોધી લેવી જોઈએ.'

'મનોજ ! આ તારા પુરુષત્વનો જવાબ છે ? તું તારી પત્નીની આવશ્યકતાઓય પૂરી કરવા સમર્થ નથી ? તો પછી તું પરણ્યો શા માટે ?'

'એ મેં ભૂલ કરી.'

'ભૂલ તેં કરી ને એનું પરિણામ હું ભોગવું ?'

'કોણે કહ્યું ? મરજી ફાવે તેમ વર્તવા તું આઝાદ છે.'

'તારા જેવા સાથે જીવન જોડીને હું પસ્તાઈ રહી છું.'

'મારું બંધન છોડી શકે છે.'

'એમ જ થશે !'

...અસ્થિર 'કાંટો' સ્થિર થાય છે અને કોઈક રેડિયો-નાટકનો આ ટુકડો મારા મગજમાં સણકા બોલાવી રહે છે...બરાબર, આ જ શબ્દો, આ જ ઉગ્રતા અને આ જ વિખવાદ ! આ જ પ્રમાણે વીણા ચાલી ગઈ હતી, કોણ જાણે ક્યાં ? અને મારું જીવન નિતાંત એકલતાથી ઉભરાઈ ઊઠે છે. ઘરની ચાર દિવાલો મને ખાવા ધાય છે. વિષાદ મારા હૃદય ઉપર કબજો જમાવી દે છે. મને ચેન પડતું નથી. વારંવાર હું વિચારું છું. માણસને માણસની આવી ઝંખના શા માટે ? શા માટે એકલવાયો માનવી ચેનથી જીવી શકતો નથી ? માનવીને આવો મજબૂર કેમ બનાવ્યો હશે ?

આ સવાલનો કોઈ જવાબ મળતો નથી અને મારી મૂંઝવણ વધી જાય છે. ક્યારેક હું ચિડાઈને એકલવાયી જિંદગીમાં આનંદ અનુભવવાનો નિર્ધાર કરું છું. પણ ત્યારે તો મારી વિફળતા વધી જાય છે. કોઈનો સુખી સંસાર જોઉં છું ને હું મારી જાત પર શાપ વરસાવું છું. ફૂલ જેવાં બાળકોનો ગુંજારવ સાંભળું છું અને મને મોકળે મને રડી લેવાનું મન થાય છે.

વીણાની ભાળ મેળવવા હું મથું છું, પણ હું નિષ્ફળ નીવડું છું. ઘણી વાર વિચારું છું. વીણા જો એક જ વાર મળી જાય તો હું શાંતિથી મરી જાઉં. હું એને વિનવીશ, એને મારી એકલવાયી જિંદગીનો ખ્યાલ આપીશ, અશ્રુથી...એને આર્દ્ર કરીશ. પણ...એ માનશે ખરી ? એ મારું અપમાન નહિ કરે ? એનેય મારા તરફ સ્નેહ જાગ્યો હશે ? એનો સ્વભાવ બદલાયો હશે ?...આવા આવા સવાલોથી મારું મગજ થાકી જાય છે... પછી સિગારેટ... ઉધરસ...!

ક્યારેક હું સ્નેહાળ પત્નીઓ જોઉં છું, દારૂડિયા પતિનેય પરમેશ્વર માનીને પૂજતી ગૃહિણીઓ જોઉં છું, એમની અપાર સહિષ્ણુતાનો સાક્ષી બનું છું, નવલકથાઓમાં એવા પ્રસંગો વાંચું છું, જેમાં પત્ની પતિની કેટલીયે અપૂર્ણતાઓને હસતે મુખડે નિભાવી લે છે, ત્યારે મને થાય છે : હાય રે દુર્ભાગી ! તારા ભાગ્યમાં આવી કોઈ પત્ની ન મળી ? તારી ટૂંકી કમાણીમાંયે સંતોષ અનુભવે એવી ગૃહિણી તને જ ન મળી ! તું ગરીબ હતો પણ તું વીણાને ચાહતો



ને હતો ? તો પછી તારા પ્રેમનો આવો બદલો તને જ કેમ મળ્યો ?

જવાબ જડતો નથી ને દિલ પરનો બોજ વધી જાય છે. એ બોજ હળવો બનાવવા માટે તો આ રેડિયો લાવ્યો છું. પણ એ રેડિયો તો...

ફરીથી હું 'કાંટો' ફેરવું છું અને કોઈ સ્ત્રીનો અવાજ વાતાવરણ પર છવાઈ જાય છે. એ અવાજ ...એ અવાજ...શબ્દો ઊઠે છે :

'હું માનું છું કે પતિ અને પત્ની બંને, એકબીજાની અપૂર્ણતાઓને નિભાવી લે, એકબીજાની મર્યાદાઓ ચલાવી લે, તો જ સંસાર સુખી થાય. પતિની દરિદ્રતા એ કાંઈ અફસોસનો વિષય નથી. આવશ્યકતા તો એટલી જ છે, કે પતિ પત્નીને ચાહે છે કે નહિ. જો એ ચાહતો હોય, જો એ પત્નીને સાચા અર્થમાં જીવન સહચરી માનતો હોય તો પછી બીજાં કોઈ પણ પ્રકારનાં ભૌતિક દુઃખો પત્નીએ નિભાવવાં જ જોઈએ, કેમ કે પ્રેમ એ માનવજીવનનો પાયો છે. ધનવૈભવ હશે, ને પ્રેમ નહિ હોય તો જીવન નિરર્થક થઈ પડશે. એટલે સર્વ બહેનોને મારી સલાહ છે કે તમારું પત્નીત્વ પ્રેમના પાયા પર જ, અને નહિ કે મોજશોખની કાચી માટી પર રચી દો. તમારા સંસારમાં સ્વર્ગનું સુખ ઊતરી આવશે.'

સ્ત્રીઓના કાર્યક્રમમાંનો આ વાર્તાલાપ હું સાંભળું છું અને મને મારી વિચારસરણી સાચી ઠર્યાનો આનંદ થાય છે. મને વિચાર આવે છે. હે ભગવાન, આ વાર્તાલાપ આપનાર બહેન જેવા વિચારો ધરાવનાર પત્ની તેં મને મારા જેવા ગરીબ માણસને આપી હોત તો મારા સંસારનો બાગ કેવો હરિયાળો બન્યો હોત ! આ વક્તા બહેન જેનો સંસાર શોભાવતાં હશે એ માણસ કેવો સુખી હશે ! હું જ અભાગી, હું જ કમનસીબ...

ત્યાં રેડિયો પરથી એક પુરુષસ્વર સંભળાય છે :

' હમણાં જ આપે શ્રીમતી વીણા ત્રિવેદીનો 'સ્ત્રીનું કર્તવ્ય ' એ વિષય પરનો વાર્તાલાપ સાંભળ્યો. હવે આપ—'

શ્રીમતી વીણા ત્રિવેદી !

મારા માનસમાં સ્પષ્ટતા થાય છે અને હું કપાળ કૂટું છું...રેડિયોનો 'કાંટો' હું મચડી નાખું છું.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**આભ રુવે એની નવલખ ધારે** : શિવકુમાર જોષી. પાનાં ૪૮૪ + ૩૪૮ રૂ. ૧૬/–. **આનંદ ગુલાલ** : રંભાબહેન ગાંધી. પાનાં ૩૦૦. રૂ. ૫/૫૦. **અલક ચલાણું** : સુરેશ દલાલ. પાનાં ૪૦. રૂ. ૨/૫૦.—ત્રણેના પ્રકા૦ સ્વાતિ પ્રકાશન, મુંબઈ ૩. **જવાહરલાલ નેહરુનો વિચાર–વારસો** : સંપા૦ મહેન્દ્ર મેઘાણી. પાનાં ૧૫૨. રૂ. ૨/–.—લોકમિલાપ કાર્યાલય, ભાવનગર ૧. **વીરતાની ટોચ** : પાનાં ૧૫૪. રૂ. ૨/૭૫. **અઘોર વન** : પાનાં ૧૫૮. રૂ. ૨/૭૫. **અંધારી ગુફા** : પાનાં ૧૪૩. રૂ. ૨/૫૦. **રતન ચોર** : પાનાં ૧૪૬. રૂ. ૨/૭૫. **નીલ રતન** : પાનાં ૧૩૧. રૂ. ૨/૫૦. **ચાતુરીનો હાર** : પાનાં ૧૧૩. રૂ. ૨/૨૫. **જાદુઈ લખોટી** : પાનાં ૧૨૦. રૂ. ૨/૨૫. **મોતનું સાહસ** : પાનાં ૧૧૧. રૂ. ૨/૨૫.—આઠેયના લેખક : જીવરામ જોષી. **ચંદ્રગ્રહણ** : સારંગ બારોટ. પાનાં ૫૭૦. રૂ. ૧૦/૫૦.—નવેયના પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ ૨. **મહારાષ્ટ્ર** : એમ. આર. પાળન્દે પાનાં ૩૨. પૈસા –/૫૦.—પરિચય ટ્રસ્ટ, મુંબઈ ૧. **વૈજયન્તિ** : પ્રીતમલાલ કવિ. પાનાં ૪૦. પૈસા–/૭૫. કલમ મંડળ, ભૂજ. **ભારતનું ગૌરવ** (ભાગ ૧) : પાનાં ૧૦૦. રૂ. ૨/–.–પબ્લિકેશન્સ ડિવીઝન, દિલ્હી ૬.



# કેટલું જાણો છો ?

[ સામાન્ય જ્ઞાન ખૂબ વધી શકે, સારી રીતે વિકસી શકે એવાં સાધનો અને સગવડો આજના યુગમાં વિશેષ છે. છતાં કેટલીક વખત એ જ્ઞાનનો પણ આપણી નવી પેઢીમાં સારો એવો અભાવ હોય છે. અહીં આપેલા પંચાવન સવાલો પણ સામાન્ય જ્ઞાનના જ છે. થોડોક વિચાર કરવાથી એનો જવાબ પણ મળી શકે. એ માટે એટલું વિશાળ વાંચન અને રસ હોવાં જોઈએ. એ પંચાવનમાંથી આપના જવાબો કેટલા સાચા છે એની ચકાસણી માટે આ બધા સવાલો પૂરા થાય તે પછી ક્રમવાર જવાબો આપ્યા છે તે જુઓ. ]

### સવાલો

૧. દક્ષિણ આફ્રિકામાં ગિરિમાળાની તળેટીમાં કયું શહેર આવેલું છે ?

૨. લંડન, ટોકિયો, વૉશિંગ્ટન, પેરિસ, ન્યૂ યૉર્ક, કેન્બેરા, ઑસ્લો આ બધાં નામોમાં કયો શબ્દ બંધબેસતો નથી તે જણાવશો ?

૩. ઑસ્ટ્રેલિયામાં સન ૧૯૬૩માં ફરીવાર વડા પ્રધાન તરીકે ચૂંટાયેલા રાજદ્વારી પુરુષનું નામ જાણો છો ?

૪. અત્યારનો યુગ ડીઝલ અથવા ડીઝલ–ઈલેકટ્રિકલ રેલ્વે એન્જિનોનો છે પરંતુ શરૂઆતમાં વરાળથી ચાલતાં એન્જિનો વપરાતાં હતાં ત્યારે સન ૧૮૨૯માં બનાવવામાં આવેલ ‘ ધ રૉકેટ ’ નામનાં એન્જિન ખૂબ જાણીતાં હતાં. એ બનાવનારનું નામ જાણો છો ?

૫. માનવશરીરમાં ફેફસાં શું કામ કરે છે ?

૬. પેરુ એ દક્ષિણ અમેરિકાનું એક પ્રજાસત્તાક છે; જેની પશ્ચિમે પ્રશાંત સાગર છે. દક્ષિણ અમેરિકાનાં કયાં રાજ્યો એની સાથે સમાન સરહદો ધરાવે છે ?

૭. અંગ્રેજી શબ્દ ‘ પેરોડી ’નો અર્થ જાણો છો ?

૮. ‘ વિસા ’ એટલે શું ?

૯. લંડનના લોયડ્સ સાથે કયા પ્રકારના ધંધાની અપેક્ષા રાખી શકો છો ?

૧૦. ઑસ્ટ્રિચ અને ઇીમાં શું સામ્ય છે ?

૧૧. આફ્રિકાની મોટામાં મોટી નદી કઈ છે ?

૧૨. ‘ હોરોલોજીસ્ટ ’માં શાનો અભ્યાસ હોય છે ?

૧૩. ‘ ધ એડવેન્ચર્સ ઑફ ટોમ સોયર ’ ‘ હેકલબેરી ફિન ’ વગેરે પુસ્તકો અમેરિકાના લેખક સેમ્યુઅલ કલેમેન્સ ( સન ૧૮૩૫–૨૯૧૦ ) લખ્યાં છે. એમનું ઉપનામ જાણો છો ?

૧૪. એન્ડેઝ શું છે અને કયાં છે ?

૧૫. સન ૧૯૬૪માં ઓલીમ્પિક રમતો જાપાનમાં યોજાઈ પરંતુ સન ૧૯૬૮માં કયાં રમાશે એ જાણો છો ?

૧૬. સામ્ય ધરાવતા ત્રણ સાઈટ્રસ ફળનાં નામ આપશો ?

૧૭. માદા–શિયાળને અંગ્રેજીમાં શું કહે છે ?

૧૮. કિલોગ્રામ, કિલોમિટર, કિલોવોટ વગેરેમાં ‘ કિલો ’નો શો અર્થ થાય છે તે જાણો છો ?

૧૯. અંગ્રેજીમાં ‘ એલ્વેર ’ કોને કહે છે ?

૨૦. એડમ્સ પીક અને એડમ્સ બ્રિજ કયા રાષ્ટ્રસમૂહના દેશમાં આવેલ છે ?

૨૧. 'ઔંસ'–એ માપનું એક એકમ છે કે એક પ્રાણી છે ?

૨૨. બ્રિટનનો પહેલાનો વસાહતી વિસ્તાર નોર્થ બોર્નિયો, જે હમણાં મલયેશિયાનો ભાગ બની ગયું છે, તેને કયું નામ આપવામાં આવ્યું છે ?

૨૩. 'નીઓન' પ્રકાશમાં નીઓન શું છે ?

૨૪. એક મીટરમાં કેટલા ઇંચ હોય છે ?

૨૫. એક વકીલ 'લાર્સની'ના ગુના વિષે વાત કરે છે. આ શબ્દનો સહેલો અંગ્રેજી પર્યાય ખબર છે ?

૨૬. બેડમિન્ટન કોર્ટનું શું માપ હોય છે ?

૨૭. લેપલેન્ડ કયાં છે ?

૨૮. એમ કહેવાય છે કે સન ૧૬૬૬માં એક જમરુખ પડતાં તેમાંથી ગુરુત્વાકર્ષણ–સિદ્ધાંતની શોધ થઈ હતી, એના શોધક કોણ હતા ?

૨૯. પિટકેર્ન ટાપુ કયાં આવેલ છે અને કયા જાણીતા બળવા સાથે તેનું નામ સંકળાયેલ છે ?

૩૦. સન ૧૯૬૨ના નવેમ્બરમાં કેન્યાના ગવર્નર તરીકે એક વિખ્યાત બ્રિટિશ વહીવટકર્તાની કેન્યાના ગવર્નર તરીકે નિમણુક કરવામાં આવી હતી. એમનું નામ જાણો છો ?

૩૧. પેન્સીલવેનિયામાં ગેટિસબર્ગ ખાતે અમેરિકન આંતરવિગ્રહની મહત્વની લડાઈ થઈ હતી અને ત્યાં સ્મારક ઊભું કરવામાં આવ્યું હતું. સન ૧૮૬૩માં 'ગેટીસબર્ગ વ્યાખ્યાન' કોણે આપ્યું હતું એ કહી શકશો ?

૩૨. ધાતુઓને લગતા વિજ્ઞાનને 'મેટલર્જી' કહે છે પરંતુ 'મિટિયોરોલોજી' કોને કહે છે ?

૩૩. આકલેન્ડ શહેર અને બંદર કયાં આવ્યું છે ?

૩૪. 'સુપરસોનિક' વિમાનો અવાજ કરતાં વધુ ગતિએ દોડશે એટલે કેટલી ગતિ ?

૩૫. આંતરરાષ્ટ્રીય ન્યાય અદાલત સન ૧૯૨૩માં રચવામાં આવી હતી અને સન ૧૯૪૫માં તે સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાના નિયંત્રણ હેઠળ મૂકવામાં આવી હતી. એ કયાં બેસે છે ?

૩૬. અંગ્રેજીમાં 'મોનોલિથ' કોને કહે છે ?

૩૭. અંગ્રેજીમાં 'ગ્રાફોલોજીસ્ટ' કોને કહે છે ?

૩૮. સન ૧૯૬૪ના ફેબ્રુઆરીમાં 'સોની' લિસ્ટનને હરાવી હેવી વેઈટ ચેમ્પિયન કોણ બન્યું હતું ?

૩૯. સ્પેનની રાજધાનીનું શહેર કહી શકશો ?

૪૦. અંગ્રેજીમાં કયા પ્રકારનાં પ્રાણીઓને 'કેનાઈન્સ' કહેવામાં આવે છે ?

૪૨. સોકોટા ટાપુ કયાં આવ્યો છે ?

૪૩. પોલેન્ડના જાણીતા પિયાનોવાદક અને સ્વરકાર સન ૧૯૧૯માં તેમના દેશના વડા પ્રધાન બન્યા હતા. તેમનું નામ જાણો છો ?

૪૪. અંગ્રેજીમાં 'ઇન્ટેસ્ટેટ'નો શો અર્થ થાય છે ?

૪૫. અમેરિકામાં 'સેક્રેટરી ઑફ સ્ટેટ' હેઠળ કયું ખાતું હોય છે ?
૪૬. કાસ્પિયન સમુદ્ર ઉપર કયા કયા દેશો આવેલા છે ?
૪૭. અંગ્રેજીમાં 'મિરેજ' એટલે શું ?
૪૮. 'પુખ્તમતાધિકાર' એટલે શું ?
૪૯. ખચ્ચરના જન્મ માટે કોણ કારણભૂત હોય છે ?
૫૦. અંગ્રેજીમાં 'હીરો' અને 'ટાઇગર'નાં નારી જાતનાં રૂપ આપશો ?
૫૧. સન ૧૯૬૪ એ શેકસપીઅરની જન્મ-ગાંઠનું ૪૦૦ મું વર્ષ છે. તેઓ જે ગામમાં જન્મ્યા હતા તેનું નામ જાણો છો ?
૫૨. ડબલ્યુ. એચ. ઓ. 'હુ' એ સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાની એક મુખ્ય સંસ્થા છે. એનું પૂરું નામ જાણો છો ?
૫૩. કાર્પેન્ટરિયાનો અખાત ક્યાં આવેલો છે ?
૫૪. અંગ્રેજીમાં 'એન્યુઈટી' કોને કહે છે ?
૫૫. અંગ્રેજીમાં ગાય, હંસ અને રીંછના બચ્ચાને શું કહે છે ?

જવાબો

૧. કેપટાઉન
૨. ન્યૂ યૉર્ક—બાકીના બધાં જે તે દેશની રાજધાનીના શહેરો છે
૩. સર રોબર્ટ મેન્ઝીસ. (જન્મ ૧૮૯૪)
૪. બ્રિટિશ રેલ્વે ઇજનેરી વિભાગના મહાન ઇજનેર જ્યોર્જ સ્ટીફનસન.
૫. શ્વાસોચ્છ્વાસનું કામ કરે છે. એના દ્વારા હવામાંથી આપણે પ્રાણવાયુ લઈએ છીએ.
૬. ઉત્તરે ઇક્વાડોર અને કોલંબિયા, પૂર્વે બ્રાઝીલ અને બોલિવિયા અને દક્ષિણે ચિલી.
૭. કોઈનું લખાણ, બોલવાની પદ્ધતિ કે ગીત વગેરેના ઉપહાસયુક્ત અનુકરણને અંગ્રેજીમાં 'પેરોડી' કહે છે.
૮. સામાન્ય રીતે પાસપોર્ટના પાનામાં આપવામાં આવતી એક સરકારી છાપના રૂપમાં તે હોય છે. એ ધરાવનારને એમાં જણાવવામાં આવેલ દેશમાં રહેવાની કે પસાર થવાની પરવાનગી મળે છે.
૯. લગભગ બધા જ પ્રકારના વીમાની અને ખાસ કરીને દરિયાઈ (જહાજી) વીમાની.
૧૦. બન્ને ઑસ્ટ્રિચ પક્ષીઓ છે. પરંતુ ર્‌હી દક્ષિણ અમેરિકામાં જોવા મળે છે જ્યારે ઑસ્ટ્રિચ આફ્રિકામાં. ર્‌હી ઑસ્ટ્રિચ કરતાં નાનું હોય છે અને તેના પગે ત્રણ આંગળાં હોય છે. જ્યારે આફ્રિકન ઑસ્ટ્રિચના પગે પાંચ આંગળાં હોય છે.
૧૧. નાઈલ નદી, જેની લંબાઈ ૪,૧૬૦ માઈલ છે.
૧૨. સમયના માપની કળા, આધુનિક પરિભાષામાં ઘડિયાળ બનાવવાની કળા—ગ્રીક શબ્દ 'હોરા'નો અર્થ થાય છે 'કલાક'
૧૩. માર્ક ટ્વેઈન.
૧૪. દક્ષિણ અમેરિકા ખંડમાં પશ્ચિમ કિનારે પનામાથી કેપહોર્ન સુધી લંબાયેલ ગિરિમાળા.
૧૫. મેક્સિકોમાં મેક્સિકો શહેર ખાતે.
૧૬. સંતરાં, લીંબુ અને મોસંબી.



૧૭. વિકસેન.

૧૮. એક હજાર. મૂળ ગ્રીક શબ્દ 'ખિલઓઈ' ઉપરથી તે આવ્યો છે. જેનો અર્થ છે એક હજાર.

૧૯. એલ્સ નામની માછલીઓમાં સર્પાકારની માછલીઓને એ નામથી ઓળખવામાં આવે છે.

૨૦. સીલોન. એડમ્સ પીક ૮૦૦૦ ફૂટ ઊંચો પર્વત છે અને એડમ્સબ્રિજ એ સીલોનને દક્ષિણ ભારત સાથે જોડતા ટાપુઓનું નામ છે.

૨૧. એ બન્ને છે. ઔંસ રતલનો સોળમો ભાગ છે અને બિલાડીના વર્ગનું એક પ્રાણીનું પણ નામ છે.

૨૨. સાબાહ.

૨૩. હવામાં બહુ થોડા પ્રમાણમાં એક ક્રિયાહીન વાયુનાં તત્વો હોય છે જેને નીઓનના નામથી ઓળખવામાં આવે છે. કાચની નળીમાં આ વાયુમાં વીજળી પસાર કરવામાં આવે તો તે રંગીન જ્યોત આપે છે.

૨૪. ૩૯,૩૭ ઇંચ.

૨૫. થેફ્ટ–ચોરી.

૨૬. ૪૪ ફૂટ લંબાઈ અને ૨૦ ફૂટ પહોળાઈ—એ જોડીની રમત માટે લંબાઈ એટલી જ પરંતુ પહોળાઈ ૧૭ ફૂટથી ઓછી નહીં.

૨૭. સ્વીડનની દૂર ઉત્તરે યુરોપનો એક જિલ્લો નોર્વે, ફિન્લેન્ડ અને સોવિયેટ યુનિયનનો પણ તે ભાગ છે. લોકોને લેપ્સ કહેવામાં આવે છે.

૨૮. સર આઈઝેક ન્યૂટન (સન ૧૬૬૪–૧૭૨૭) જેઓ ગણિતી, ખગોળવેત્તા અને ફિલસૂફ હતા.

૨૯. પેસિફિક સમુદ્રમાં આવેલ એક નાનો ટાપુ છે અને સન ૧૭૯૦માં બ્રિટિશ નૌકાદળના જહાજ 'બાઉટી'ના બંડખોરોએ તેનો કબજો લીધો હતો.

૩૦. મિ. માલ્કમ મેકડોનાલ્ડ.

૩૧. અબ્રાહામ લિન્કન (સન ૧૮૦૪–૧૮૬૫), અમેરિકાના ૧૬મા પ્રમુખ.

૩૨. વાતાવરણની પરિસ્થિતિ અને પરિવર્તનોના અભ્યાસને લગતા શાસ્ત્રને. ટૂંકામાં હવામાનના અભ્યાસને લગતા શાસ્ત્રને.

૩૩. ઉત્તર આઈસલેન્ડ ઉપર ન્યૂઝીલેન્ડનું એક મોટામાં મોટું શહેર અને બંદર છે. એની વસતી ૫૦૦,૦૦૦ છે.

૩૪. અવાજ દરિયાઈ સપાટીએ કલાકની ૭૬૦ માઈલની ગતિએ વહે છે. ૪૦ હજાર ફૂટની ઊંચાઈએ તેની ગતિ કલાકની ૬૦૦ માઈલની હોય છે.

૩૫. નેધર્લેન્ડસમાં હેગ ખાતે તેનું કાયમી મથક છે.

૩૬. થાંભલા અથવા સ્મૃતિ રૂપમાં બનાવવામાં આવેલ એક સળંગ શિલાને 'મોનોલિથ' કહે છે. (ગ્રીક શબ્દ 'મોનો'નો અર્થ થાય છે એક, એકલું અને લિથોલનો અર્થ–શિલા–પથ્થર)

૩૭. હસ્તાક્ષરોનો અભ્યાસ કરી હસ્તાક્ષર લખનારના ચારિત્ર્ય વિષે કહી શકે તેને.





૩૮. કેસિયસ માર્સેલસ કલે અથવા મહંમદ અલી—જે નામથી હવે પોતે ઓળખાવાનું પસંદ કરે છે. કલે અમેરિકામાં લુઇસ વિલે ખાતેનાં છે.

૩૯. માદ્રિડ.

૪૦. જાડી ચામડી ધરાવનાર (ગ્રીક શબ્દ. 'પેકી'નો અર્થ થાય છે જાડું અને 'ડેર્મા'નો અર્થ ચામડી).

૪૧. કૂતરાઓને. (લેટિનમાં 'કેનિસ'નો અર્થ કૂતરો થાય છે.

૪૨. હિંદી મહાસાગરમાં એડનની સામુદ્રધુનીની નજીકમાં.

૪૩. ઇગ્નેસ જાન થેડેરેવસકી (સન ૧૮૬૦–૧૯૪૧).

૪૪. પોતાનું વિલ કર્યા વિના ગુજરી જનાર માણસને એ નામથી ઓળખાય છે.

૪૫. વિદેશ વ્યવસાય ખાતું.

૪૬. ઉત્તર પૂર્વ અને પશ્ચિમે રશિયા અને દક્ષિણે ઈરાન.

૪૭. ઝાંઝવાનું જળ. ઘણુંખરું રણમાં હવા જ્યાં ખૂબ ગરમ અને શાંત હોય ત્યાં પ્રકાશનાં પરિવર્તન અને વક્રિભવનને પરિણામે પાણીનો આભાસ થાય છે. સામાન્ય રીતે સરોવર કે જળાશયોનો તે આભાસ ઊભું કરે છે.

૪૮. ૨૧ વર્ષ કે તેથી વધુ ઉંમરની દરેક વ્યક્તિને ચૂંટણીઓમાં મત આપવાનો અધિકાર મળે તેને પુખ્તમતાધિકાર કહે છે.

૪૯. નર–ગર્દભ અને ઘોડી.

૫૦. 'હીરોઇન' અને 'ટાઇગ્રેસ'

૫૧. વોરિકશાયર પરગણામાં આવેલ સ્ટેટફોર્ડ–અપોન–એવોન

૫૨. વર્લ્ડ હેલ્થ ઓર્ગેનિઝેશન, વિશ્વ આરોગ્ય સંસ્થા.

૫૩. ઓસ્ટ્રેલિયાના ઉત્તર કિનારા તરફ.

૫૪. વર્ષાસનને.

૫૫. અનુક્રમે 'કાફ', 'ગોસ્લિંગ' અને 'કબ' કહે છે.



દિવ્યકાન્ત ઓઝા

## નવ કાંઈ પૂછ્યું

તને થશે કે—
નવ કાંઈ પૂછ્યું!
એમે ન પૂછ્યું કંઈ ઉત્સુકતાથી,
અરે, કયા તું વિષયે ધરાવે
રસ એ ન પૂછ્યું.
દીઠી તને જ્યાં ઊઘડી કળી શી,
થૈ મુગ્ધ હું તો નીરખી રહ્યો'તો
દિનો થકી જે મનથી વિચાર્યા
એવા કશાયે નવ પ્રશ્ન સૂઝે!
ને પોપચાં જ્યાં તવ ઊંચકાયાં
જવાબ પામ્યો સઘળા સખીરી,
હું વ્યર્થ પૂછું જ સવાલ શાને?



જયન્તિકા જયન્ત




તહેવારો: પહેરવા-ઓઢવા અને ખાવા-પીવા માટે જ છે એવું આપણે માનતાં નથી હોતાં છતાં પણ એવું જ વર્તન રાખીએ છીએ. એમાં હવે થોડોક ફેરફાર થયો હોય તો તે બહાર ફરવા નીકળી પડવાનો. પણ આ બધાં પાછળના ખર્ચનો વિચાર કરીએ છીએ ત્યારે આજે આ મોંઘવારીના કપરા કાળમાં જાણે આપણી ઉડાઉગીરીએ માઝા મૂકી દીધી છે એવું લાગ્યા વિના રહેતું નથી. દિવાળી ને હોળી, પટેટી ને નાતાલ, ઈદ ને પર્યુષણ—આ બધા ઉત્સવોના દિવસો, તહેવારોના દિવસો છે એ જરૂર પણ એ બધાંનું આગવું મહત્ત્વ છે, એ બધાંનું અનોખું અસ્તીત્વ છે. તેના હાર્દને આજે આપણે વીસરી ગયાં છીએ, નેવે મૂકી દીધું છે અને પડેલી ધરેડને વળગી રહેવાની જ આજે જાણે આપણે હોડ બકી છે.

પણ સૂકા ભેગું જેમ લીલું બળીને ભસ્મીભૂત થઈ જાય છે તેમ આ હોડમાં પણ તાલેવંતો પાછળ ઘસડાઈને આજે સામાન્ય જનસમાજ ખુવાર થઈ રહ્યો છે. એક તરફ એક સાંધે ત્યાં તેર તૂટે જેવી પરિસ્થિતિ હોય ને બીજી તરફ રેલમછેલ દેખાય ત્યારે વિચારનો ચક્રાવો પણ કોઈ જુદી જ ગતિ પકડે છે. દેખાદેખી અને ખોટી દોડ આજે તો જ્યાં ને ત્યાં એની ગતિ વધાર્યે જ જાય છે એટલે કોની ખૂમો સાચી એ જ સમજાતું નથી.

તહેવારો અને ઉત્સવો આપણા જીવનમાં ખૂબ જરૂરી છે, તેને આપણે સીધી કે આડકતરી રીતે મહત્ત્વ પણ આપીએ. પણ એ બધાં પાછળ સમજણની અને પૂરતા વિચારની જરૂર હોવી જ જોઈએ. બીજાની ટીકા કરવી અને પોતાની જાતને તેમાંથી બકાત રાખવી એ ન્યાય આજે આપણે જાણ્યે કે અજાણ્યે આચરતાં હોઈએ છીએ. પણ આપણી પ્રગતિ આડે એ મોટી દીવાલ સરજે છે એનો ખ્યાલ આપણને આવતો જ નથી. આપણે એ એક જ વાત સમજવાની ટેવ પાડીએ તો આ કપરા કાળમાંથી આપણી ખૂમો તો છેવટ ઓછી કરી જ શકીએ.

મુશ્કેલીઓ સહન કરવી અને તેનો સામનો કરવો એ માનવજાતને ગળથૂથીમાંથી મળેલો શરપાવ છે. એની સામે થવામાં આપણે પ્રયત્નો કરવા નથી પડતા પણ એ સહજ રીતે જ આચરાઈ જાય છે. એ પ્રયોગને આપણી જાત ઉપર આચરીએ અને બિલાડીને ઘંટ બાંધવાની પહેલ આપણે કર્યાનો જશ લઈએ.

એમાં આપણે કશું ગુમાવવાનું નથી પણ જે કાંઈ મળે એમાં બીજાં પણ સહભાગી બનશે. આપણો સ્વાર્થ આવી રીતે ત્યાગની ભાવના પણ કેળવશે. આજે એ સૌથી પહેલું જરૂરી છે. પહેલ કરવાની ક્યારેક હિંમત નથી હોતી. પણ સંજોગો અને પરિસ્થિતિ ક્યારેક એવાં આવી જાય છે કે આપણે એ માટે બહુ પ્રયત્નો કરવા નથી પડતા. આ વાત ખૂબ મહત્ત્વની થઈ પણ શકે.





# ત્રેવડ વગરનો વાદ

દિવાળી પછી તરત જ સમજુબહેન મારી પાસે આવ્યાં. દર વખતે આવે ત્યારે તેમનું એકનું એક ગાણું હોય એની મને તેમની શીકલ જોતાં જ જાણ થતી. આજેય એ જ જૂનું પુરાણું ગાણું ગાશે એમ ધારીને મેં તેમને સાવ નકાર્યાં તો નહિ. પણ જરૂરી આવકાર ન આપ્યો એથી તેમને લાગી આવ્યું. બોલ્યાં પણ ખરાં:

'તમે પણ બહેન, મારી આવી ઠઠ્ઠા કરશો એવું મેં નહોતું ધાર્યું. ક્યાંય કશો વેત નથી થઈ શકતો ત્યારે જ તમારી પાસે આવું છું. તમે આજ સુધી મારી લાજ રાખતાં આવ્યાં છો. આજે તો મારે માથે ભારે આફત આવી પડી છે.'

'એવું તે શું છે સમજુબહેન! તમારી ઠઠ્ઠા કરવાનો મારો ઈરાદો છે જ નહિ. પણ મેં હાથમાં લીધેલું કામ પૂરું કરીને તમારી સાથે વાત કરું એ ઈરાદે જ આ કામ આટોપી રહી છું. લ્યો, હવે પૂરું થયું. શી આફતમાં છો?'

સમજુબહેન જાણે પોતાની મહત્તા સ્થાપી શક્યાં છે એમ સમજીને જરા ટટ્ટાર થતાં બોલ્યાં: 'મારે થોડા પૈસાની જરૂર છે.'

'કેટલા જોઈએ છે?'

'બસો રૂપિયા તો અત્યારે જ જોઈએ છે, બીજા થોડા પછી લઈ જઈશ. તમને હું બધા પૈસા પાછા આપી જઈશ એની ખાતરી રાખજો.'

અત્યાર સુધી પાંચ-દસ પાંચ-દસ લઈ જતાં અને ક્યારેક ન આપી શકે એવી પરિસ્થિતિમાં હું જતા પણ કરતી. પણ આજે આવડી મોટી રકમ પહેલી જ વાર માગવા આવ્યાં અને હાથ પર એટલી મોટી રકમ હતી પણ નહિ. લઈ જાય તો પણ આટલી મોટી રકમ એ સામાન્ય સ્થિતિની સ્ત્રી પાછી લાવીનેય મને ક્યાંથી આપવાની હતી? એટલે મેં ચોખ્ખી ના પાડી દીધી, અને વધારામાં પૂછ્યું કે આટલી મોટી રકમ તમારે શું કરવી છે?

'બહેન, દિવાળીના દિવસોમાં મેં પણ થોડી મોટાઈ બતાવવા પેલાં રેખાબહેનની હરીફાઈ કરી. કપડાં, મીઠાઈ, દારૂખાનું અને બીજું તેમણે કર્યું એથી સવાયું મેં કર્યું. મારા પતિએ તો ઘણી મને સમજાવી પણ હું માની નહિ. તેમની ઉપરવટ જઈને અઠવાડિયાના વાયદે હું બધું લઈ આવી તો ખરી. પણ આટલી બધી છૂટ મારા ઘરમાં ક્યાંથી હોય? આજે અઠવાડિયું વીતી ગયું ને ચારેક દિવસ ઉપર ગયા. દુકાનદારે આવીને તકાદો શરૂ કર્યો છે. અમારા ટૂંકા પગારમાંથી એક પાઈ પણ બચતી નથી એટલે કાંઈ બચત પણ નથી. તેમાંય આ વખતે દિવાળીનું બોનસ પણ હજુ સુધી આવ્યું નથી.'

'સમજુબહેન, તમારી આ ટેવ માટે મેં તમને ઘણીય વાર ટપાર્યાં છે. નથી ઘરમાં છૈયું-છોકરું તોય તમારો હાથ કેમ આટલો ખરચાળ બની જાય છે? બે જણનો આટલો મોટો ખરચો કેવી રીતે થાય છે? તમે ધારો તો જરૂર એ ટૂંકા પગારમાંય કરકસર કરીને બચાવવા જેવું રાખી શકો. મગનભાઈ બિચારા રાત-દિવસ જોયા વિના ઘસરકા કરે છે અને તમે રેખાબહેન ને જ્યોતિબહેન ને એવાં ખમતીધર આસામીઓના વાદે ચડીને ઉડાવો છો. દિવાળી તો બધાંને હોય છે. પણ ખીસાને ન પોસાય તો દિવાળી સાદી રીતે પણ ઉજવાય.'

'પણ બહેન, દિવાળી જેવું પરબ સાવ ઉજવ્યા વિના કેમ ચાલે? લોકો શું કહે?'

'લોકો તો કહીને રહે, પણ ઉજાગરો તો સમજુબહેનને જ વેઠવો પડે ને? તમે આટલું મોટું દેવું કર્યું છે એ હવે ક્યાંથી કાઢીને આપી દેવાનાં છો? ધારો કે કોઈની પાસેથી તમે ઉછીના-પાછીનાં કરીને લાવશો તોય એ રકમ તમે ક્યારે વાળી શકવાનાં છો?'

'એની જ આ ચિંતા છે ને? ઘરમાં કંઈ વેચાય એવું કે ગીરો મુકાય એવુંય નથી રહ્યું. નહિતર દુકાનદારના બે શબ્દ સાંભળવા શા માટે પડે?'

'એ તો માલ આપીને પૈસા માગે છે ને ? પણ આપણે પહોંચી ન શકીએ તો શા માટે વધુ ખરચ કરીએ ?'

સમજુબહેનને ભૂલ ખરેખર સમજાઈ. તેમણે મારી પાસે કબૂલ કર્યું કે રેખાબહેન પાછળ પોતે ખોટાં ઘસડાયાં. અને રાત્રે મગનભાઈ ઘેર આવે ત્યારે આપણે ત્રણેય મળીને આનો કંઈક ઉકેલ લાવીશું એમ કહી મેં આશ્વાસન આપ્યું. દુકાનદાર પાસે જઈને મેં જવાબદારી સ્વીકારી.

સમજુબહેને તે રાત્રે ખૂબ સમજીને આવી ભૂલ ફરી નહિ કરવા અને કરકસરપૂર્વક રહેવા ખાત્રી આપી. આવતી દિવાળી સુધીમાં બચત કરીને જ દિવાળી ઉજવવા નિર્ણય કર્યો.

## શીલ અને શરીર

'મારે તમારું ખૂબ જરૂરી કામ છે. તમને નિરાંત હોય ત્યારે તમને મળવું છે. બોલો, ક્યારે આવું ?' કહેતી લઘરવઘર થઈ ગયેલી એ ચીંથરેહાલ સ્ત્રી મારી સામે આવીને ઊભી રહી ત્યારે હું જરા નવાઈ પામી ગઈ. આટલી બધી આમન્યા રાખનાર અને સંસ્કારી ભાષામાં શિષ્ટાચાર દાખવનાર બહેન પ્રત્યે મને સમભાવની લાગણી ઉત્પન્ન થઈ. મેં તેને બીજી મુદત આપવાનું યોગ્ય ન માન્યું.

'બોલ બહેન, તારે જે કહેવું હોય તે ખુશીથી કહે. મને અત્યારે નિરાંત જ છે.' કહીને મેં મારું કામ-કાજ એક બાજુ મૂકી દીધું. મારી સાથે કામ કરનાર મારી મદદનીશને ઈશારત કરીને બીજા ખંડમાં જવા સૂચવ્યું. ત્યારે જ એ સ્ત્રીમાં જાણે ચેતન વ્યાપ્યું અને મારી સામે અદબપૂર્વક બેસવામાં એને જરાય સંકોચ ન રહ્યો.

'મારું નામ શ્રીટી.' કહીને એણે વાતની શરૂઆત કરી: 'મને ખબર છે કે મારી વાતને ને મારા નામને કશી નિસબત નથી. પણ મારે તમને વાત કરવી છે ને તમે મારું નામ પણ ન જાણો એ કેમ બને ? સંસ્કારી પારસી મા-બાપની હું પુત્રી છું. બધાં માને નહિ છતાં હું ગર્વપૂર્વક કહી શકું છું કે હું ગ્રેજ્યુએટ થયેલી છું અને દસ વરસ સુધી એક સારા એવા હોદ્દા પરની સફળ કામગીરી મેં બજાવી છે.'

'પણ તારી આવી બેહાલીનું શું કારણ એ તો મને કહે.' હું એની આ સ્થિતિ જાણવાની ઉતાવળ કરી બેઠી.

'એ કહેવા તો આવી છું. ચાલો ટૂંકામાં પતાવું.' કહેતાં શ્રીટીએ તેની વાગ્ધારાને વ્યવસ્થિત કરવા પ્રયત્ન કર્યો. એનાં ચીંથરેહાલ કપડાંને સંકોરવા તેના હાથે વ્યર્થ ફાંફાં માર્યા. ફરી વાતનો ચીલો ચાલુ થયો :

'વાત એમ બની કે મારા પતિને કોઈએ ચડાવ્યા અને અમારા વચ્ચે ભારે અણબનાવ કરાવ્યો. હું આજેય સમજી નથી શકતી કે અમારા સુખી સંસાર આડે આવું હીણું પગલું ભરીને ભયંકર દીવાલ ખડી કરવાનું કોને સૂઝ્યું હશે ! પણ હકીકત છે. મારી નોકરી મેં ગુમાવી, મારા પતિને મેં ગુમાવ્યા અને આજે તો ઘરબાર વિનાની હું રખડી રઝળીને ત્યાંથી ભાગી છૂટી છું. મારી પાસે એક પાઈ પણ નહોતી એટલે હું વગર ટિકિટે ગાડીમાં બેઠી. કોચીન ગૂજરાતથી ખૂબ દૂર છે એટલે ગાડીમાં બેઠા વિના છૂટકો જ નહોતો. બીલીમોરા મારું વતન છે છતાં ત્યાં જવાને બદલે હું અહીં આવવા તૈયાર થઈ. એ આશાએ કે હું અમદાવાદમાં કંઈક કરી શકીશ. મારું ગુજરાન કરવા જેટલું મેળવી શકીશ.'

થાક ને એક સામટું બોલવાથી તેને એકાએક ખૂબ ઉધરસ આવી એટલે મેં પાણી મંગાવ્યું. અને કંઈ પણ ખાવું-પીવું છે કે કેમ તે પૂછ્યું ત્યારે ગર્વભેર સ્વમાન સાચવતાં એ બોલી :

'બહેન, મારે નથી કંઈ ખાવું કે પીવું. પાણીનો એક પ્યાલો જ બસ છે.' કહીને તેણે ગ્લાસમાંથી પાણી પીધું. અને એની આપવીતી આગળ ચલાવી :

'મારી આ બેહાલી થવાના કારણમાં મારા પતિની દેખાવ કરવાની મોટાઈ. અમે કોચીન ગયાં ત્યારે

અમને કોઈ ઓળખતું નહોતું. મને ત્યાંની એક મોટી ફર્મમાં નોકરી મળી—મેં જાહેરાત વાંચીને અરજી કરેલી—એટલે અમે બન્ને ત્યાં ગયાં. હું નોકરી કરું. ત્રણસો રૂપિયા પગાર મળતો. એમાં અમે બન્ને અમારું ગુજરાન ચલાવતાં. પણ મારા પતિ કશું કરતા નહોતા. ભણેલા તો મારા કરતાં ઘણું વધારે. પણ એનો ઉપયોગ એમને કરવો નહોતો. લગ્ન પછી બીજે જ વરસે મેં નોકરી સ્વીકારી. હું મા–બાપની વિરુદ્ધ જઈને હિંદુ વરને પરણી હતી એટલે મને મા–બાપ તરફથી કશી મિલ્કત મળી નહોતી. પણ મને પરણીને મારો વર મારી કમાણી ઉપર જ તાગડધિન્ના કરવા માગશે એ મેં એવા ભણેલા ભરથાર પાસેથી તો ક્યાંથી આશા રાખી હોય ?

'અને એનો હાથ છુટ્ટો દોર થઈ ગયો. મારી બાંધી કમાણીમાંથી એ ખરચા શી રીતે પૂરા થાય ? મારી દસ વરસની કમાણીમાંથી વસાવેલું રાચરચીલું પણ ધીમે ધીમે વેચીને એ પૈસા મેળવવા લાગ્યા. અને અંતે એક દિવસ પૈસા માટે મારું વેચાણ કરવા પણ એ તૈયાર થયા !'

નારીનું સ્વમાન ઘવાય એવી વાત આવી ને મેં થીટીને બોલતાં રોકી. 'બહેન, હવે અત્યારે આટલેથી જ અટકીએ. બીજી વાતો કાલે કરીશું. તું નાહી ધોઈને સ્વસ્થ થા. તને કામ મળી રહેશે. રસોડે તારા માટે જમવાની વ્યવસ્થા પણ કરી છે.' કહીને મેં એ નારીની ખુમારીને મૂંગાં વંદન કર્યાં. શિયળને સાચવવા માટે શરીરને કષ્ટ આપનાર એ નારીને પારસી હોવા છતાં આર્ય સંસ્કાર કેટલા દઢપણે સ્પર્શ્યા હશે ?

## ઠામ-ઠેકાણા વિનાનું 'સ્વજન'

દિવાળી અને નવા વર્ષનાં અભિનંદનો આપણે આપણાં સંબંધીઓ, ઓળખીતાં–પાળખીતાં અને સ્વજનોને રૂબરૂ કે ટપાલથી પાઠવીએ છીએ. પણ દર દિવાળીએ એ અભિનંદનપત્રોમાંથી એક અભિનંદન પત્ર મારું ધ્યાન હમેશાં ખેંચે છે. એ મોકલનારું બીજું કોઈ નથી પણ વરસો પહેલાં મારી પાસે એક બે વાર દિલ ખોલીને વાત કરનાર એક છોકરી છે. આજે તો એ ખાસ્સી મોટી થઈ ગઈ છે. એને પાંચ છ છોકરાં પણ છે એવું મેં સાંભળ્યું છે. કેટલાંય વરસોથી એ મને મળી પણ નથી. પણ દર દિવાળીએ આવતું તેનું કાર્ડ મને એના સ્મરણે ચડાવી દે છે.

એ ક્યાં છે એની પણ મને ખબર નથી. ટિકિટ ઉપરના ટપાલ–કચેરીના સિક્કાથીય જલદી સમજાતું નથી. એનું નામ જ એ ફક્ત લખે છે. નથી ક્યારેય એનું સરનામું એ લખતી કે હું એને એકાદ પત્ર લખીને પણ એનો આભાર માની શકું કે એની પાસેથી ક્યારેય એકેય પત્ર પણ આવતો નથી.

પહેલી વાર મને એ મળી ત્યારે એ તદ્દન નિરક્ષર અને સાવ ગામડિયણ હતી. કોઈ જાતનું તેને ભાન નહોતું કે નહોતું કશું જ્ઞાન. સાવ અનાથ હાલતમાં એ સંસ્થાને સહારે આવેલી અને ત્યાં જ થોડો વખત રહીને એ ઠેકાણે પડી એમ કહેવાય. એને પરણનાર પુરુષ એનાથી ઉમ્મરે ઘણો મોટો હતો. પણ એ સુખી થશે એમ ધારીને સંસ્થાનાં સંચાલકોએ એને પરણાવી દીધી. બસ ત્યારથી મેં એને જોઈ નથી કે નથી એનો એકેય પત્ર મને મળ્યો. પરણીને ગઈ ત્યારે ખૂબ ખુશમાં આવીને એક ભાંગી તૂટી ભાષામાં લખાયેલો તેનો પત્ર આવેલો એ જ.

એનું દિવાળી–કાર્ડ આવે છે એનો આનંદ એ વાતનો કે આવી એકાદ બે વાર મળેલી સાવ અબૂધ છોકરી પણ આટલા વખત પછીય દર વરસે મને યાદ કરે છે. મેં તો સાંભળ્યું છે કે એને દિવાળી ઉપર મારા સિવાય કોઈના ઉપર અભિનંદન કાર્ડ લખવાનું જ હોતું નથી !

અનામી પત્રો આવે એ સમજી શકાય પણ નામ જાણતાં હોઈએ છતાં ઠામ–ઠેકાણું ન જાણતાં હોઈએ એવું તો આ એક જ ઉદાહરણ ગણાય.



## ગ્રંથની રાહે



**રમણલાલ વ૦ દેસાઈ: વ્યક્તિત્વ અને વાઙ્મય [ખંડ ૧–૨]:**
[લે૦ ડૉ૦ હસમુખ દોશી. પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ ૨. મૂલ્ય : બન્ને ખંડનું રૂ. ૧૨/—]

ગુજરાતી સાહિત્યમાં મુખ્યત્વે જેમની નવલકથાઓએ સારું એવું મહત્ત્વ જગાવ્યું છે એ યુગમૂર્તિ વાર્તાકાર શ્રી રમણલાલ વ૦ દેસાઈ વિષે લખાયેલો મહાનિબંધ પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય છે એથી ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને ઠીક ઠીક સામગ્રી પૂરી પડશે. આ મહાનિબંધ લખવા માટે લખનારને મુંબઈ યુનિવર્સિટીએ ડૉક્ટરેટની પદવી એનાયત કરી છે એ જ આ ગ્રંથની બહુમૂલ્યતા વધારનાર ગણાય. શ્રી હસમુખ દોશીએ આ મહત્ત્વપૂર્ણ મહાનિબંધ તૈયાર કરવા માટે લીધેલો પરિશ્રમ અને દાખવેલો ઉત્સાહ અભિનંદનપાત્ર છે.

આ ગ્રંથનો ઉપોદ્‌ઘાત આપણા વયોવૃદ્ધ વિવેચક શ્રી. રામપ્રસાદ બક્ષીએ લખ્યો છે. તેમાં આ સાતસો પાનાંના વિશાળ ફલક ઉપર ફેલાયેલા બંને ખંડોનું તલસ્પર્શી વિવેચન, અવલોકન અને આલોચના પણ આવી જાય છે. ઉપોદ્‌ઘાત કે પ્રવેશક લખનાર મોટે ભાગે પુસ્તકનું ગુણદર્શી અવલોકન જ કરે છે. જ્યારે શ્રી. બક્ષીએ અહીં આ મહાનિબંધ લખનારની ક્ષતિઓ તરફ પણ ધ્યાન દોર્યું છે. અભ્યાસીઓ માટે જ ઉપયોગી થઈ પડે તેવા આ મહત્ત્વના ગ્રંથમાં આટલી બધી છાપભૂલો રહી જવા પામી છે એ અક્ષમ્ય બેદરકારી તો ગણાય જ. સંદર્ભ ગ્રંથ તરીકે પણ આ ગ્રંથનું આગવું મહત્ત્વ હોઈ શકે એટલે તો આવી બેદરકારી વધુ ખૂંચે. ગુજરાતી સાહિત્યમાં આવા મોટા અને મહત્ત્વના ગ્રંથો મોટે ભાગે બીજી આવૃત્તિ પામતા નથી હોતા એટલે જ પહેલી આવૃત્તિ જરા વધુ ચીવટથી અને પૂરેપૂરી ચકાસણી પછી પ્રગટ થવી જોઈએ..

સાહિત્યના લગભગ બધાં જ ક્ષેત્રો ઉપર હાથ અજમાવનાર શ્રી. ર. વ. દેસાઈ નવલકથાઓથી જ વધુ જાણીતા થયા છે. ટૂંકી વાર્તાઓ, નાટકો, કાવ્યો, વિવેચન અને અભ્યાસ ગ્રંથો તેમજ ઈતિહાસ, પ્રવાસ, જીવનચરિત્રો અને ભાષાંતરો પણ એમની સર્જનસૃષ્ટિમાં પ્રવેશ્યાં છે. શ્રી. દોશીએ આ બધાં પુસ્તકો અને તદ્‌વિષયક બધું સાહિત્ય વાંચીને તેમના અભ્યાસનો નીચોડ આ સાતસો પાનાંના વિશાળ ફલક ઉપર ઉતાર્યો છે. રમણલાલના પ્રશંસકોને અને અભ્યાસીઓને આ મહામૂલો ગ્રંથ વસાવવા અને વાંચવાનું મન થાય જ. કેટલેક ઠેકાણે તો નિષ્પક્ષ રીતે કરેલાં વિધાનો ખરેખર યોગ્ય પણ લાગે છે. આપણું ગુણલક્ષી વિવેચન આવાં વિધાનો કરતાં અચકાય છે એ શ્રી. દોશીને નથી ગમ્યું. પોતે વિવેચક નથી, વિદ્યાર્થી છે એ આખા ગ્રંથમાં પ્રતીત થાય છે.

ઉપોદ્‌ઘાતમાં શ્રી રામપ્રસાદ બક્ષીએ શ્રી. દોશીને જે રીતે સન્માન્યા છે તે ઉચિત જ છે. ઉપોદ્‌ઘાત પૂરો કરતી વેળા તેમણે લખ્યું છે: 'સંભવ છે કે કલામૂલવણીનાં આજે બદલાતા જતાં ધોરણોને ઉપાસનારાઓ આ ગ્રંથમાં નવીન કલાદૃષ્ટિનો વિનિયોગ નથી થયો એમ કહે. પણ સારી કલા હોય તેની સનાતનતા ગમે તે મૂલવણીમાં પાર પાડવામાં રહી છે. વસ્તુતઃ, જે ધોરણે શ્રી. દોશીએ રમણલાલના

સાહિત્યની પરીક્ષા કરી છે એ ધોરણ હજી આપણે ત્યાં ચાલુ છે, અને એ ધોરણે કરેલી આ પરીક્ષામાં પણ શ્રી. દોશીનો પ્રયત્ન ન્યાયની તુલાને નિષ્પક્ષ રીતે ધારણ કરવાનો છે. આજે વાઙ્‌મયકલા પરત્વે દૃષ્ટિભેદ પ્રવર્તે છે, અને સૌની રુચિ એક સરખી નથી હોતી તે રોજિંદા અનુભવની વાત છે, એ પણ આ ગ્રન્થગત પરીક્ષાના પરીક્ષકે સ્મરણમાં રાખવું ઘટે.'

મહાનિબંધોમાં એક આદર્શ ચીલો પાડનાર આ ગ્રંથ અનુગામીઓ માટે એક મહત્વની સામગ્રી પૂરી પાડે છે. શ્રી. દોશીએ ઉઠાવેલી જહેમત આખા ગ્રંથને પાને પાને વરતાય છે. અને ગુજરાતી સાહિત્યમાં આવું વિશાળ સાહિત્ય સરજી જનાર અન્ય દિવંગત કે જીવંત સાહિત્યકારોનાં સાહિત્યના આવા અભ્યાસ–પુસ્તક પ્રગટ થાય એવી શુભ ભાવના વ્યક્ત કરવાનું આ ગ્રંથ સૂચન કરે છે. આપણાં સર્જકો વિષે અને તેમના સર્જન વિષે વધુ ને વધુ લોકો રસ લેતા થાય તો સાહિત્યનાં મૂલ્યાંકનોમાં આવી ગયેલી ઘરેડુ વૃત્તિમાં પણ ઠીક ઠીક પરિવર્તન આણી શકાય. નવી નવી નીતિ પણ અપનાવાતી જોવા મળે. આપણી દૃષ્ટિમાં પણ કંઈક વિશાળતા પ્રવેશે.

ગુજરાતી સાહિત્યમાં આ ગ્રંથનું ઉમેરણ વેળાસરનું છે એ સાથે ઉપયોગી છે અને જરૂરનું પણ છે. આવા અભ્યાસ–ગ્રંથો આપણા સાહિત્યના મૂલ્યમાં વધારો કરશે. એવું આંગળી ચીધ્યાનું પુણ્ય પ્રાપ્ત કરી જનાર શ્રી હસમુખ દોશીને આ મહત્વના ગ્રંથ માટે અભિવાદન.

**સ્વપ્નવસંત :**

[ લે. 'કુસુમાકર' વિક્રેતા : ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ ૧. મૂલ્ય : રૂ. ૫/-]

વીસમી સદીના પૂર્વાર્ધમાં ગુજરાતી કાવ્ય સાહિત્યના જે ધુરીણો થઈ ગયા તેમાં કવિ કુસુમાકાર પણ સહજતાથી સ્થાન મેળવી શકે છે એ તો નિર્વિવાદ છે. ગ્રંથસ્થ થયેલો તેમનો કાવ્યસંગ્રહ ભલે આ પહેલો જ હોય, છતાં તેમની કવિતા ગુજરાતી સાહિત્યના વીસમી સદીના અર્ધા દાયકાના કાવ્યસાહિત્યમાં મહત્ત્વની ગણાશે. કાવ્યસાહિત્યના અભ્યાસુઓ અને વિદ્યાર્થીઓ માટે એટલે જ આ સંગ્રહ સાચો પ્રતિનિધિ ગણાશે. કવિ કુસુમાકરે ૧૯૧૫થી તે અવસાનની અંત ઘડી સુધી સર્જનની સાક્ષીએ કાવ્યનું સર્જન કર્યા કર્યું : તેમના વિશાળ કાવ્યોના ભંડારમાંથી વીણેલાં કાવ્યોનો આ તો એક જ સંગ્રહ છે. બાકીના પંદર સંગ્રહો તૈયાર છે તેની યાદી આ ગ્રંથને છેડે આપેલી જોવાથી ખ્યાલ આવે છે. કાવ્ય સિવાયના પણ તેમણે રચેલા વિશાળ સાહિત્યની સૂચિ પણ તેમની સાહિત્ય સાધકની તમન્ના સાબિત કરે છે. અવસાનોત્તર પ્રગટ થયેલો આ પ્રથમ જ ગ્રંથબદ્ધ થયેલો સંગ્રહ છે.

જીવનભર શિક્ષણ વ્યવસાયમાં રચ્યાપચ્યા રહેનાર કવિ કુસુમાકર અને વિદ્યાર્થીઓના પ્રિય જોષીપુરા સાહેબની વિદ્યાર્થીપ્રિયતા અનેક વિદ્યાર્થીઓને આજે પણ એટલી જ સાંભરે છે. વિદ્યાર્થીઓને પ્રોત્સાહન અને ઉત્તેજન આપવાનું તેમની ગુણવત્તાનું એક લક્ષણ હતું. અને એટલે જ તેમણે સાહિત્યનું સર્જન નિજાનંદની ખાતર કર્યા જ કર્યું છે.

પંડિતયુગના અનેક કવિઓની હરોળમાં સહેજે સ્થાન મેળવી શકે એવા કવિ કુસુમાકરની કવિતાનો પરિચય કરાવતા આ સંગ્રહનાં ૧૮૬ કાવ્યો અને ૬૫ મુક્તકો નવી પેઢી માટે પણ આસ્વાદ્ય બને તો નવાઈ નહિ. જીવનમાં જે થનગનાટ અને તરવરાટ હતો એ તેમની પાછલી અવસ્થામાંય અછતો નહોતો રહેતો. આ સંગ્રહનાં કાવ્યોમાંય એ સભર ભર્યો છે.

કવિ કુસુમાકરની પ્રથમ સંવત્સરી ઉજવવાની તેમનાં સંતાનોએ અખત્યાર કરેલી આ અભિનવ રીતિના ફળ રૂપે ગુજરાતને સાંપડ્યું 'સ્વપ્નવસંત.' આ સંગ્રહ એ રીતે પણ ખૂબ મહત્ત્વનું સ્થાન ગુજરાતના કાવ્યસાહિત્યમાં પામશે અને તેનનાં કાવ્યો આજના નવકવિઓને પણ આસ્વાદ્ય બનશે. નિવૃત્તપંચુની



આ રીત અખત્યાર કરવા માટે તેમનાં સંતાનો સાચા અભિનંદનના અધિકારી ગણાય. સાહિત્યને ઉત્તેજન આપતી અનેક સંસ્થાઓ ગુજરાતમાં ઊભી થાય અને કવિ કુસુમાકરના થોકબંધ અપ્રગટ પડી રહેલા સાહિત્યને ગુજરાતી વાચકો સમક્ષ મૂકે એ પહેલી અને પ્રથમ જરૂરિયાત સંસ્કારી ગુજરાતીઓની હોવી જોઈએ. 'સ્વપ્નવસંત'નો ગુજરાતી સાહિત્યમાં આદર કરતાં માનની લાગણી થાય છે.

**કિશોરલાલભાઈના જીવન પ્રસંગો :**

[સંપા. મુકુલભાઈ કલાર્થી. પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૪. રૂ. ૧/-]

'શ્રેયાર્થીની સાધના'માં વણી લેવાયેલું શ્રી કિ. ઘ. મશરૂવાળાનું જીવનચરિત્ર જાણીતું છે જ. શ્રી. મશરૂવાળા ગાંધી વિચારસરણીના અચ્છા અભ્યાસી હોવા ઉપરાંત ગુજરાતમાં એક પ્રખર અને મૌલિક વિચારક તરીકે પણ જાણીતા છે. તેમની એ મૌલિક વિચારસરણી જનતાને ઊંડે સુધી અસરકારક નીવડતી. જીવનભર સત્યને વિવેકબુદ્ધિથી વળગી રહેનાર એ સાધક હતા. એમના જીવનમાંથી વીણેલા પ્રસંગો અહીં રજૂ થાય છે.

આ પુસ્તકના સંપાદક શ્રી મુકુલભાઈ કલાર્થી પણ શ્રી. મશરૂવાળા સાથે થોડાં વરસો સુધી રહ્યા છે એટલે આ પ્રસંગો સંપાદન કરવા માટે અધિકૃત વ્યક્તિ પણ એ ગણાય. તેમાંય શ્રી. મુકુલભાઈ તેમની સાદી શૈલીથી પણ હવે ગુજરાતને પરિચિત છે. આ સંગ્રહમાં મૂકેલા એકાવન પ્રસંગો વાંચતા આપણે તેમની શૈલીથી જરૂર પ્રભાવિત થઈએ છીએ. કાલ્પનિક કથાઓ કરતાં આવા જીવંત પ્રસંગો આપણી ઉછરતી પેઢીને પ્રેરક અને અનુકરણીય નીવડશે. આપણાં વિદ્યાર્થીઓ અને નવશિક્ષિતોને વિના સંકોચે હાથમાં આપવા જેવું આ પુસ્તક દરેક સંસ્કારી ઘરનું સાચું આભૂષણ ગણાશે એ વિશે શંકા નથી.



ગુજરાત રાજ્ય પંચાયત ધારામાં

૧૯૬૪ના છેલ્લામાં છેલ્લા સુધારાઓની

સંપૂર્ણ સમજૂતી સાથેની

# પુરવણી

પ્રગટ થઈ ચૂકેલ છે.

લેખક :
શ્રી જી૦ મો૦ ઠાકોર

મૂલ્ય :
રૂ. ૨–૫૦

પંચાયતધારાના અત્યાર સુધી પસાર થયેલા બધા જ સુધારા [ Amendments ]ની ખાસ તૈયાર કરાવેલ સંપૂર્ણ સમજૂતી સાથેની ગુજરાતી આવૃત્તિ આપની જરૂરિયાતને સંતોષશે.

: પ્રકાશક :

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ

૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : ગાંધી રોડ : અમદાવાદ, ૧

વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦ વિદેશમાં : શિ. ૧૫.
છ વર્ષનું સામટું લવાજમ : રૂ. ૩૭/૫૦ વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

## ઊર્મિ—નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ • ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ • ગાંધીરોડ • **અમદાવાદ, ૧**

—: આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ લવાજમ ભરી શકાય છે :—

૧. એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨. આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩ એન એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪. આરોગ્યધામ, અચુળ મેન્શન, વિન્સેન્ટ રોડ, માટુંગા, મુંબઈ, ૨.
૫. વિજય સ્ટોર્સ, ૩૮૧/એ, કાલબાદેવી રોડ, ૩જે માળે, નરોતમવાડી, મુંબઈ, ૨.
૬. ઈન્ટરનેશનલ બુક હાઉસ, ૯ એશ લેન, મ. ગાંધીરોડ, મુંબઈ, ૧.
૭. નિર્મલ એજન્સીઝ, ૧૦૮ શેખ મેમણ સ્ટ્રીટ, બીજે માળે, મુંબઈ, ૨.
૮. લોક મિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર, ૧.
૯. સાહિત્ય ભંડાર, ૧૪, અમરત્તલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૦. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, રાવપુરા, વડોદરા.
૧૧. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, કોંગ્રેસ ભવન, રાજમહેલ રોડ, મહેસાણા.
૧૨. ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલા, સૂરત.
૧૩. બાબુભાઈ પ્રેમશંકર ત્રિવેદી, ગંજ બજાર, પાટણ.
૧૪. વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ, આણંદ.
૧૫. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૬. સાહિત્ય મિલાપ, ડૉ. યાજ્ઞિક રસ્તો, રાજકોટ, ૧.
૧૭. પોપ્યુલર બુક સપ્લાય, પો. બૉ. નં. ૭૬૯, કંપાલા. ( યુગાન્ડા—પૂ. આફ્રિકા )
૧૮. જનરલ બુક સેલર્સ, પો. બૉ. નં. ૧૨૭૮, દારે સલામ ( ટી. ટી.—પૂ. આફ્રિકા )
૧૯. યુનાઈટેડ જનરલ સ્ટોર્સ લિ. પો. બૉ. ૮૦૮, કિસુમુ ( કેન્યા—પૂ. આફ્રિકા )
૨૦. કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. બૉ. નં. ૨૪૬, જિંજા ( યુગાન્ડા પૂ. આફ્રિકા )
૨૧. મુલ્લા સલમાનજી મુલ્લા હેપતુલ્લાભાઈ, પો. બૉ. નં. ૧૩૭૭, મોંબાસા (કેન્યા—પૂ. ,,)
૨૨. નીલકંઠ પી. સ્વામી, પો. બૉ. નં. ૩૯૧, મોંબાસા ( કેન્યા પૂ. આફ્રિકા )

અંક ૯ : જાન્યુ૦ '૬૫ — 'ઊર્મિ' : વર્ષ ૩૫

સળંગ અંક ૪૧૮ — 'નવરચના' : વર્ષ ૨૯

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



★

## સૂ ચ ના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

'ઊર્મિ–નવરચના'

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક: કાંતિલાલ ડાહ્યાભાઈ પરીખે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

અંક ૯ : જાન્યુ૦ '૬૫
સળંગ અંક ૪૧૮
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૫
'નવરચના' : વર્ષ ૨૯
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫.)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

**'ઊર્મિ-નવરચના'**
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફ્નૉન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

# રૂપ, રંગ અને રસભર્યાં નવાં પ્રદીપ પ્રકાશનો

| | | | | |
|---|---|---|---|---|
| * | દરદ ન જાણે કોઈ ભાગ ૧–૨ | વિઠ્ઠલ પંડ્યા | નવલકથા | રૂ. ૧૫–૦૦ |
| * | પડતા ગઢના પડછાયા ભાગ ૧–૨ | હરિલાલ ઉપાધ્યાય | ,, | રૂ. ૧૪૦૦ |
| * | મઝધાર | જસવંત મહેતા | ,, | રૂ. ૧૨–૦૦ |
| * | મોહિની | રાજેન્દ્ર થડેસર | ,, | રૂ. ૭–૫૦ |
| * | અંતીમ વિદાય | તારકનાથ ગાંધી | ,, | રૂ. ૭–૭૫ |
| * | સૂનાં હૈયા સૂનાં મંદિરિયા | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ,, | રૂ. ૧૧–૭૫ |
| * | ચારુસિદ્ધા | ધીરજબહેન પારેખ | ,, | રૂ. ૫–૫૦ |
| * | દૂર ગગન કે તારે | પ્રાણુ પરદેશી | ,, | રૂ. ૬–૦૦ |
| * | અણપ્રીછી પ્રીત | પદ્મા ફડિયા | ,, | રૂ. ૭–૫૦ |
| * | સ્વપ્નસેતુ | કોલક | ,, | રૂ. ૭–૫૦ |
| * | વસમીવેળા | દોલત ભટ્ટ | ,, | રૂ. ૧૦–૦૦ |
| * | રોહિણી | વિઠ્ઠલ પંડ્યા | નવલિકા સંગ્રહ | રૂ. ૭–૦૦ |
| * | સરિત સંગમ | સુરેશ ગાંધી | ,, | રૂ. ૫–૭૫ |
| * | ધરતી આભ મિનારા | જશવંત મહેતા | ,, | રૂ. ૭–૦૦ |
| * | જિંદગીનાં રૂપ | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ,, | રૂ. ૬–૦૦ |
| * | સંસારના રંગ | નટવર શાહ | ,, | રૂ. ૬–૫૦ |

## અન્ય પ્રકાશનો

**વિઠ્ઠલ પંડ્યા**

લાંછન ભાગ ૧–૨ — ૧૪–૫૦
નજરબંધી — ૧૨–૦૦
મન મોતી ને કાચ — ૧૦–૨૫
મીઠા જળનાં મીન — ૯–૭૫
ફાલ્ગુની — ૬–૫૦
હારજીત — ૭–૨૫
લજામણી — ૬–૫૦
રસિકપ્રિયા — ૫–૫૦
ડંખ — (છપાય છે)

**કોલક**

પંથભૂલેલા — ૭–૦૦
ભગ્નહૃદય — ૭–૨૫
દીવાસ્વપ્ન — ૮–૭૫
પ્રેમ સંગમ ૧–૨ — ૧૪–૫૦
રૂપલાલસા ૧–૨ — ૧૫–૦૦

**જશવંત મહેતા**

પલ પલ ઝંખે પ્રાણ — ૮–૨૫

સંધ્યાનું શમણું — ૮–૫૦
માનવતા મહેંકી ઉઠી — ૮–૦૦

**રસિક મહેતા**

સમર અને સુષમા — ૭–૨૫
મધુ ગંધે ભંવરા — ૧૦–૦૦

**'સુહાસી'**

શ્રીનિકેતન — ૧૦–૦૦

**જયંત ગાંધી**

સુખનાં સુખડ જલે — ૬–૫૦

**પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ**

ધરતીનું ફૂલ — ૯–૦૦
માટીનાં માનવી — ૧૧–૭૫
નવા પ્રયાણ — ૭–૦૦
પારકી થાપણ — (છપાય છે)

**પદ્મા ફડિયા**

ત્યાગ ને તપસ્યા — ૬–૭૫

**ધીરજબહેન પારેખ**

શ્રદ્ધા ને સાધના — ૫–૭૫
ઉરનાં અરમાન — ૪–૫૦

**કુ. સ્વપ્નસેવી**

કમળનાં ફૂલ — ૫–૭૫

**રજનીકાંત ગાંધી**

અંતરના અંતર — ૫–૫૦

**ભદ્રકુમાર યાજ્ઞિક**

રંગભવન — ૬–૫૦

**ગજેન્દ્રકુમાર મિત્ર**

અપરાજિતા — ૬–૨૫

**મૂળચંદ મોદી**

વેરનાં વળામણાં — ૬–૦૦

**નવી આવૃત્તિઓ**

કંચનવર્ણી ભાગ ૧–૧ (છપાય છે)
વર્ષા નિશા ને કામિની (છપાય છે)
છાઈ ઘટા ઘનઘોર (છપાય છે)

: પ્રકાશક :

**પ્રદીપ પ્રકાશન : ૯૩, નારાયણ ધ્રુવ સ્ટ્રીટ, મુંબઈ, ૩**



## ■ . . . મોટાઈનો આડંબર

મહત્ત્વની વાતો કે મહત્ત્વનું સ્થાન પૂરવાર કરવા માટે જેમ અજાણ્યા બનીને બધી કારવાઈ ચલાવવી પડે છે તેમ એ બધું જ્યારે કોઈ ને કોઈ બહાને અને કોઈ ને કોઈ રીતે સાબિત થયા પછી એની પાછળ જે જરૂરી સાવચેતીની જરૂર છે તે પણ રાખવી પડે છે. રખે ને એ બધું કડડભૂસ થઈને નીચું પડે તો?—આ ડર તો એટલા માટે રહે છે કે એ આખી ઇમારત ખાલી ખોખા ઉપર ઊભી કરેલી હોય છે, એના પાયામાં નક્કરતા તો દીઠીયે જડતી નથી.

ખોટા ડોળ કરનારી આવી મોટાઈ અને આવી મહત્તા જલદી નજરે ચડતી નથી એનું કારણ આપણે આપણા વિચારો ઉપર વિશ્વાસ નથી કેળવી શક્યાં હોતાં તે તો છે જ, તે ઉપરાંત આપણે ગંભીરતાથી આ બધું વિચારવાનું શીખ્યાં પણ નથી હોતાં. એવી કોઈક પળ, એવી કોઈક ઘડી કે એવી કોઈક તક આપણી રાહ જોઈને જ જાણે બેઠી હોય છે કે આપણે એના સાણસામાં સપડાઈ જઈએ. મોટાઈનો ડોળ કરનાર આવી પળ ઘડી અને તક બધું સાબદું રાખીને જ ફરતાં હોય છે. એમને આવા શિકાર માટે બાંગ પોકારીને આહ્વાહન કરવાનું નથી હોતું.

થોડીક સજાગતા, થોડીક આવડત અને થોડીક જ દરકાર રાખીએ તો આપણે આમ છતી આંખે આંધળાં ન બની જઈએ. પણ આ 'થોડીક'ની જ આપણામાં ખામી હોય છે ને! એ ખામીને તોડવામાં બહુ મોટી બહાદુરીની જરૂર નથી હોતી. અને છતાં આપણી એ અપૂર્ણતા આપણને જ્યારે ને ત્યારે રંજાડે છે.

આમ આપણે પ્રગતિ ભણી મીટ માંડીએ, પ્રગતિને આપણું ધ્યેય બનાવીએ તેથી કંઈ વળતું નથી. આપણે પડી આખડીને એ ટોચ સર કરવા પહેલ કરીએ તો જ પ્રગતિના ઉચ્ચ શિખરની આપણને ઝાંખી થાય. મહત્તા ત્યારે જ આપણે પામી શકીએ. એ સિવાયની મોટાઈ આડંબરમાં જ ખપે. કોઈપણ આડંબરની જેમ આ આડંબરથી દૂર રહેવાની ટેવ પાડી શકાય.

★

ઈશ્વર પેટલીકર

# સ્વપ્ન અને વાસ્તવ

સ્વપ્નાં સેવવા માટે યૌવનાવસ્થા જેવી અને જેટલી કામિયાબી બીજી કોઇ અવસ્થા નથી મેળવતી. પણ એ સ્વપ્ન સાથે વાસ્તવિકતાનો મેળ બેસાડવો જોઇએ એવી ચીમકી આ લેખમાં મળે છે...

પુખ્ત ઉંમર થતાં લગ્નની ઝંખના કોને નથી થતી! રોમેન્ટિક પ્રેમનું સ્વપ્ન કોને નથી આવતું? પરિણામે, જે પ્રેમમાં હોય છે તેને એમાંથી બહાર નીકળવું મુશ્કેલ છે, તેમ સ્વપ્નમાંથી બહાર નીકળતાં પણ વખત લાગે છે અને કોઈ કોઈ તો એમાંથી બહાર નીકળી શકતા નથી. કોઈ શું કામ સ્વપ્ન ઓછું સુંદર જુએ? એથી એ કન્યાની પસંદગી કરવા નીકળે છે ત્યારે પેલી સ્વપ્નમૂર્તિ શોધે છે અને એનાથી ઊતરતી મૂર્તિ જોઈ એ મોં મચકોડે છે. વળી શિક્ષણ એ એવી લાયકાત છે કે કન્યાને જોયા વિના જાણી શકાય છે. એમાં કન્યા ઊણી ઊતરતાં બીજી લાયકાતને ધ્યાનમાં લીધા વિના ના પાડી દેવામાં આવે છે.

આવા યુવક–માનસને લીધે સ્ત્રીશિક્ષણને વેગ મળ્યો છે તે પણ સ્વીકારવું જોઈએ. આજે ફૂદકે અને ભૂસકે કન્યાકેળવણી વધી રહી છે તેમાં માબાપનું શિક્ષણ પ્રત્યે બદલાયેલું માનસ જ કામ કરે છે તેમ માની લેવાનું નથી. પરંતુ વાત્સલ્યભાવની લાગણીવાળાં માબાપ પોતાની દીકરી સુખી થાય, એને સાસરુ સારું મળે અને મૂરતિયો ભણેલોગણેલો મળે તે ભાવના સેવતાં આવેલાં છે. એને માટે કન્યાને શિક્ષણની જરૂર છે તે પરિસ્થિતિ જોતાં એ શિક્ષણ આપે છે. ગામડામાં આજ સુધી કન્યાકેળવણી સ્થાનિક સગવડ હોય તેટલી અપાતી. દીકરાને જેમ માબાપ બહાર મોકલતાં તેમ દીકરીને મોકલીને કેળવણી આપતાં ન હતાં. સુખી માબાપમાંથી કોઈ કોઈ એવું નીકળતું, પરંતુ ગામડામાં દીકરાને કેળવણી આપવાનું ખર્ચ પોષાતું નથી ત્યાં દીકરીનું ક્યાંથી પોષાય? પરંતુ નજીકના ગામે જ્યાં શિક્ષણની સગવડ હોય ત્યાં છોકરીઓ ઘેરથી આવ–જા કરીને શિક્ષણ લેતી થઈ છે. સમાજમાં છોકરા–છોકરી શિક્ષિત હોય, સરખાં ભણેલાં હોય તે સ્થિતિ આવકારદાયક છે. પરંતુ ઓછું શિક્ષણ એ લગ્નની ગેરલાયકાત ગણાય તેવાં ખોટાં મૂલ્યો ઊભાં થવાં ન જોઈએ.

ગઈ કાલ સુધી યુવકનું માનસ જૂના સંસ્કારવાળું હતું. માબાપનું માનસ પણ એમાં ભાગ ભજવતું હશે. એક તો સરખા શિક્ષણવાળી કન્યા મેળવવાના સંજોગો ન હતા અને વળી સરખું ભણેલી સ્ત્રી પતિથી દબાયેલી ન રહે એટલે પોતા કરતાં ઓછું ભણતર યુવકને ગેરલાયકાત લાગતી ન હતી. પરંતુ એમાં આજે ખાસ્સું પરિવર્તન આવ્યું છે અને ગ્રેજ્યુએટ યુવકની ઝંખના સાથીદાર યુવતી ગ્રેજ્યુએટ હોવી જોઈએ તેવી વ્યાપક બની છે. સરખા શિક્ષણવાળી પત્ની પોતાનાથી દબાશે નહિ કે ગાંઠશે નહિ, તે જૂનવાણી માનસ લુપ્ત થઈ રહ્યું છે.

કોઈ કોઈ ગ્રેજ્યુએટ યુવકોના મારા ઉપર પત્રો આવે છે તેમાં એમની જ્ઞાતિમાં શિક્ષિત કન્યા મેળવવાની મુશ્કેલી હોવાથી એ જ્ઞાતિબહાર પરણવાની ઇચ્છા જણાવતાં, ગ્રેજ્યુએટ કન્યા હોય તો વધુ સારું તેમ ઇચ્છા વ્યક્ત કરતા હોય છે. કોઈ ઊંચી ઇચ્છા રાખે તે સમજી શકાય, પણ તે ઇચ્છા સાથે ગાંઠ પાડી દઈ તેમાં સમાધાન ન કરે ત્યારે કરુણતા સર્જાય છે. એક ભાઈએ મને છએક વર્ષ ઉપર ૩૮ વર્ષની ઉંમરે પત્ર લખ્યો હતો અને ગ્રેજ્યુએટ સ્ત્રીને પરણવાની ઇચ્છા વ્યક્ત કરી હતી. એ ભાઈ મેટ્રિક હતા, પરંતુ સંજોગોને લીધે ભણી શક્યા ન હતા. ભણવામાં હોંશિયાર હતા એટલે જો તક મળી હોત તો એ ગ્રેજ્યુએટ થયા હોત તેમ એ માનતા હતા. વળી આજે એ બુદ્ધિમાં–હોશિયારીમાં કોઈ રીતે ગ્રેજ્યુએટથી ઊતરે તેમ ન હતા. એમણે ધંધામાં

સારી સિદ્ધિ મેળવી હતી. એમણે ગ્રેજ્યુએટ સ્ત્રી પરણાની એવી ગાંઠ વાળી દીધી હતી કે આજે એ વાતને ૭ વર્ષ વહી ગયાં પણ એ પરણ્યા નથી એટલું જ નહિ, પણ લગ્ન બાબતમાં એ ઘેલછાની હદ સુધી પહોંચી ગયા છે તેમ મને જોવા મળ્યું છે!

જો કોઈ વિધવા, ત્યક્તા, બાળકવાળી ગ્રેજ્યુએટ સ્ત્રી હોય તો પણ એ પરણવા તૈયાર છે. મારી એક વાર્તામાં બાળકવાળી વિધવા સ્ત્રી લગ્ન ઝંખે છે પણ પોતાના દીકરાને માતાના પુનર્લગ્નથી સમાજમાં નીચું જોવું પડે તે સામાજિક સ્થિતિના સંદર્ભમાં લગ્નની તક સામે ચાલીને આવી છતાં એ પરણી નહિ. 'મીનપિયાસી' વાર્તા વાંચીને એ ભાઈએ મને પત્ર લખ્યો કે એ સ્ત્રી સાથે હું પરણવા તૈયાર છું. મને એની મુલાકાત કરાવી દો! વાર્તાની કલ્પિત સ્ત્રી સાથે મારે એમની મુલાકાત શી રીતે કરાવવી? તે પછી બીજાં એક વિધવા ગ્રેજ્યુએટ સ્ત્રીનું નામ જણાવીને એમણે મને લખ્યું કે એમની સાથે મને મુલાકાત કરાવી આપો! મને એ નામ વાંચીને જ આઘાત થયો. એ બહેનને હું ઓળખતો હતો. પ્રેમલગ્નથી એ પરણ્યાં હતાં. એવાં સુધારક કુટુંબમાંથી આવતાં હતાં કે પુનર્લગ્ન કરવું હોય તો એમને રૂઢિ નડે તેમ ન હતી. પરંતુ પતિ પ્રત્યે એમને અપાર પ્રેમ-ભક્તિ હતી કે એ પુનર્લગ્ન કલ્પી શકે તેમ ન હતાં. એ બહેન સાથે મુલાકાત કરાવી આપવાની માગણી કરવાની એ ધૃષ્ટતા કરતો હતો! હું એને કંઈ જવાબ આપતો ન હતો. પરંતુ પેલી ઘેલછા એને એટલી સતાવી રહી હતી કે એ પોતે એ બહેન પાસે સીધો પહોંચી ગયો! સદ્ભાગ્યે મેં તેમને એ ઘેલછાવાળા ભાઈની વાત કરી હતી એટલે તેમને દુઃખ થયું પણ નવાઈ ન લાગી. એમને ચેતવણી આપી કે જો ફરી અહીં આવશો તો પોલીસને સોંપી દઈશ.

આ ભાઈએ મને પ્રથમ જ્યારે લખ્યું કે મારે ગ્રેજ્યુએટ સ્ત્રી સાથે લગ્ન કરવું છે ત્યારે મેં એમને કહ્યું કે તમે ગ્રેજ્યુએટ નથી, પછી એટલા ભણતરનો શા માટે આગ્રહ? વગર ગ્રેજ્યુએટે તમારામાં જો એવી હોંશિયારી છે તો એટલું ન ભણેલી સ્ત્રીમાં શું કામ હોંશિયારી ન હોય? પરંતુ મારી એ દલીલ એમને ગળે ઊતરી ન હતી. સ્ત્રી શિક્ષણની લાયકાતે નોકરી કરી કમાઈ લાવે તેવી જે પુરુષની ઇચ્છા હોય તે ડિગ્રીનો આગ્રહ રાખે તે સમજી શકાય તેમ છે. મહારાષ્ટ્રમાં સ્ત્રી-શિક્ષણ ગુજરાત કરતાં વહેલું શરૂ થયું હતું અને છોકરીઓએ નોકરીઓની શરૂઆત પણ વહેલી કરી હતી. ત્યાં એવા પસંદગીના દાખલા જોવા મળે છે કે મેટ્રિક ભણેલી સુંદર છોકરી કરતાં ગ્રેજ્યુએટ થયેલી ઓછી સુંદર છોકરીને યુવકે પસંદ કરી છે. એ પાછળ પત્નીની નોકરીનું કારણ રહેલું છે. અને ભાઈ પોતે ધંધામાં કમાય છે, સુખી છે, એમને પત્ની કમાય તેવી ગણતરી નથી. પરંતુ પ્રેમમાં પડેલો માણસ જેમ એમાંથી નીકળી શકતો નથી તેમ આ ભણતરના મોહમાં પડી ગયા છે અને તે આજે ૪૪ વર્ષની ઉંમર સુધી પરણી શક્યા નથી!

આવા અસાધારણ દાખલા કોઈક જ હોય, પરંતુ તે કેટલી હદ સુધીના હોય છે તેની જાણ ખાતર અહીં તેનો ઉલ્લેખ કર્યો છે. છેક છેલ્લો પ્રવાહ મને એ જોવા મળ્યો છે કે ડૉક્ટર થયેલી છોકરીનો આગ્રહ રાખવામાં આવે છે. યુવક ડૉક્ટર હોય અને તેના વ્યવસાયમાં ડૉક્ટર પત્ની અનુકૂળ પડે તે ગણતરીએ તેવી આશા રાખવામાં આવે તે સમજી શકાય તેમ છે. પરંતુ યુવક ડૉક્ટર ન હોય છતાં પત્ની ડૉક્ટર હોવી જોઈએ તે જાતની પસંદગીને નવો પ્રવાહ કહી શકાય. બીજા વ્યવસાયવાળો યુવક ડૉક્ટર સ્ત્રીને ન પરણે તેમ કહેવાનો આશય નથી. પરંતુ એનો જ આગ્રહ રાખે તે નવું છે. એક યુવક પરદેશ જઈ આવ્યો છે અને સરકારી નોકરીમાં ઊંચી પાયરી ઉપર છે. ત્રીસ વર્ષની ઉંમર પૂરી થઈ છતાં એ કુંવારો છે. એમને લગ્ન

કરવું છે અને શિક્ષિત કન્યાનાં માગાં પણ જોઈએ તેટલાં આવે છે, પણ એમને ડૉક્ટર થયેલી છોકરીની ઝંખના છે. એ સ્વપ્ન પાછળ પત્ની કમાઈ લાવે તે આર્થિક હેતુ નથી. પરંતુ એમના બે ભાઈ ડૉક્ટર નથી છતાં ડૉક્ટર છોકરીઓ સાથે પરણ્યા છે. આથી ત્રીજા ભાઈ માટે એ પ્રતિષ્ઠાનો સવાલ બની ગયો કે બે ભાઈઓની પત્ની ડૉક્ટર અને મારી નહિ ! જેમ એક કુટુંબમાં છોકરા–છોકરીઓ ગ્રેજ્યુએટ થયેલાં હોય છે તો એમનો આગ્રહ એવો હોય છે કે ઘરમાં આવનારી વહુઓ પણ ગ્રેજ્યુએટ હોવી જોઈએ. એથી એક ડગલું આગળ વધી આ કુટુંબમાં એવું થયું કે બે વહુઓ ડૉક્ટર તો ત્રીજી ડૉક્ટર હોવી જ જોઈએ ! બે ભાઈઓની સાસરી શ્રીમંત હોય તો ત્રીજાને નીચું જોવું ન પડે માટે માબાપ શ્રીમંત સાસરી શોધે કે એ પ્રમાણે કુળવાન સાસરી શોધે, તેનું આ નવીન રૂપ કહેવાય કે બીજું ?

આ નવી મનોવૃત્તિ યુવકમાં જ જોવા મળે છે તેવું નથી. માબાપમાં પણ એનો સંચાર થયો છે. એક પિતાને એવી ઝંખના થઈ છે કે મારો દીકરો ડૉક્ટર છોકરીને પરણે તો સારું. દીકરો એન્જિનિયર થઈને ધંધામાં ગોઠવાઈ ગયો છે. એ ભણી રહ્યો ત્યારથી માગાં આવવાં શરૂ થયાં હતાં, પણ એ ધંધામાં ગોઠવાય પછી લગ્ન કરવા માગતો હતો. એને ડૉક્ટર છોકરી સાથે પરણવું તેવું સ્વપ્ન નથી. પરંતુ પિતાને એ સ્વપ્ન આવ્યું છે કે પોતે સુખી છે, દીકરો પણ કમાય છે, આથી પુત્રવધૂ ડૉક્ટર આવે તો એ સેવાભાવી બનીને સમાજને એના શિક્ષણનો લાભ આપી શકે. ડૉક્ટર છોકરી એમના દીકરા સાથે પરણે એમાં એને સ્વતંત્ર રીતે વ્યક્તિત્વ ખીલવવાની તક મળે તેમ એ માને છે. સેવાભાવથી એની સુવાસ સમાજમાં ફેલાય અને પતિ ડૉક્ટર ન હોય એટલે તેનો બધો જશ એને મળે. દંપતી ડૉક્ટર હોય તો સ્ત્રીની શક્તિ વધુ હોય તો પણ પુરુષને જશ મળતો હોય છે. એ પિતાને મેં પૂછ્યું કે તમારે ડૉક્ટર પુત્રવધૂ શા માટે જોઈએ છે ? એમણે કહ્યું કે મારામાં સેવાભાવી સંસ્કાર છે અને તેવી તક પુત્રવધૂ ડૉક્ટર હોય તો એને મળે, મારા દીકરાને મારી ઇચ્છા માન્ય છે અને તેણે સંમતિ આપી છે.

પિતાની આ મનોવૃત્તિમાં સેવાભાવ નથી એમ મારું કહેવું નથી. પરંતુ ડૉક્ટર સ્ત્રી જ સેવાભાવી બની શકે તે એકાંગી વૃત્તિને વશ થવું તે બરાબર નથી. પ્રથમ તો, છોકરી ડૉક્ટર હશે માટે સેવાભાવી હશે તેવું શાથી ? દવાની સારવાર એવી છે કે સમાજસેવા એમાં તરત દેખાઈ આવે છે. પરંતુ બીજા ક્ષેત્ર સ્ત્રી સેવા ન કરી શકે તેમ ઓછું છે ? પેલા સરકારી અમલદાર છે તે યુવક ડૉક્ટર છોકરી કરતાં સામાજિક સેવા કરવાની વૃત્તિ અને શક્તિવાળી છોકરી પસંદ કરે તો એમની સુવાસમાં એ વધારો કરી શકે. પરંતુ ગ્રેજ્યુએટ છોકરી અંગે પહેલાં જે પ્રતિષ્ઠા લઈ શકાતી હતી—અમારી દીકરી ગ્રેજ્યુએટ થયેલી છે, અમારી પુત્રવધૂ ગ્રેજ્યુએટ છે, તે પ્રતિષ્ઠા હવે ઝાંખી પડી ગઈ છે. સામાન્ય કુટુંબની છોકરીઓ પણ હવે ગ્રેજ્યુએટ થવા લાગી છે. આથી હવે જો એવી પ્રતિષ્ઠા લેવી હોય તો તે ડૉક્ટર થયેલી છોકરી હોય તો જ મળે તે મનોવૃત્તિ ઓછેવત્તે અંશે પસંદગીમાં કારણભૂત હોય તો નવાઈ નહિ. હોંશિયાર છોકરીઓ મોટે ભાગે મેડિકલ લાઈનમાં જાય છે, તેમાં રુચિ કરતાં પ્રતિષ્ઠા છે. એટલે તે પોતાનું ગૌરવ ઊભું કરવા તે માર્ગે ખેંચાય છે.

લગ્નમાં યુવક કન્યાના શિક્ષણને મહત્ત્વ આપે તે બરાબર છે. પરંતુ એને પોતાની પ્રતિષ્ઠા પોષવાનું સાધન સમજે તો એ મહત્ત્વને બદલે મિથ્યાભિમાન બની જશે. લગ્ન દ્વારા જીવનમાં એને પત્નીનો સાથ મેળવવાનો છે. એ જે માર્ગે જવા માગે છે તેમાં ડૉક્ટર સાથી અનિવાર્ય છે ખરી ? જો નથી, તો એવી ઇચ્છા જન્મી હોય તો પણ એને વળગી રહીને ત્રીસ વર્ષ સુધી બીજી શિક્ષિત છોકરીઓ





અવગણીને લગ્નને લંબાવવું તે યોગ્ય નથી. લગ્ન જીવનમાં સહયોગ અને સહચાર એ દંપતીનાં મુખ્ય લક્ષણો છે. જે યુવક અમલદાર છે તેના જીવનમાં જો પત્ની ડૉક્ટર ન હોય તો સહયોગ અને સહચારની લાયકાતમાં ગ્રેજ્યુએટ છોકરીથી શી રીતે ઓછી ઊતરે છે?

વળી ગ્રેજ્યુએટ છોકરી જ સહયોગ અને સહચાર આપી શકે અને મેટ્રિક ન આપી શકે તેમ પણ માનીને કેમ ચલાય? બર્નાડ શૉને કોઈએ પૂછ્યું હતું કે પત્નીનું શિક્ષણ કેટલું હોવું જોઈએ? એમણે એમની મજાકખોર શૈલીમાં કહ્યું હતું: આપણે બહારગામ ગયા હોઈએ અને આપણી ટપાલ આવે તો શિરનામું સુધારીને એ આપણને રવાના કરી શકે એટલું શિક્ષણ પૂરતું છે! આ જવાબ પહેલી નજરે ઉડાઉ લાગે તેવો છે અને શિક્ષણના મહત્ત્વનો એ કાંકરો કાઢી નાખતો લાગે છે. પરંતુ એનો ધ્વનિ એવો છે કે ઓછું શિક્ષણ હોય તો પણ લગ્નજીવનમાં સુખી થવામાં હરકત આવતી નથી.

જો એવું જ હોય તો સૌ શિક્ષણથી અંજાઈ કેમ ગયા છે? કારણ કે, આપણા સમાજમાં પશ્ચિમની પદ્ધતિનું ડિગ્રીવાળું શિક્ષણ નવું છે. એ શિક્ષણથી હોશિયારી અને બીજા ગુણો આપોઆપ આવી જાય છે તેમ માનીને ચાલવામાં આવે છે. પુરુષ ડૉક્ટર, વકીલ, એન્જિનિયર, કે સામાન્ય ગ્રેજ્યુએટ હોય એટલે તે કેવળ ભણેલો છે તેમ નહિ પણ સંસ્કારી હોય જ તેમ માની લેવામાં આવે છે. પરંતુ એ સંસ્કારી છે કે નહિ, સજ્જન છે કે, નહિ, તે કેવળ એની ડિગ્રી ઉપર આધાર રાખનાર ગુણ નથી. એના કુટુંબ, ઉછેર અને તેની જીવનદૃષ્ટિ ઉપર આધાર રાખનાર લક્ષણ છે. એ જ રીતે છોકરી ગ્રેજ્યુએટ હોય કે ડૉક્ટર હોય માટે જ એ ઉત્તમ સહચારી બની રહેશે તેમ માનીને ચાલવું તે આજની શિક્ષણ પ્રત્યેની અંજામણ છે. એનો અર્થ શિક્ષણનું મહત્ત્વ નથી એવો અર્થ તારવવાનો નથી. પરંતુ કેવળ શાળા-શિક્ષણ એ જ સર્વસ્વ છે તેવા એકાંગી બનવાની જરૂર નથી. જો એવું જ હોત તો બધી ગ્રેજ્યુએટ છોકરીઓ સમાજમાં ઉત્તમ ગૃહિણીઓ જોવા મળત અને એથી ઓછું ભણેલી તે લાયકાત મેળવી શકી ન હોત. પરંતુ આપણે જોઈએ છીએ કે ગ્રેજ્યુએટ છોકરીઓ સારી પત્ની હોય છે તેમ કંકાસ–કજિયા-વાળી પતિને દુઃખી કરતી પત્ની પણ હોય છે. એ જ રીતે ઓછું ભણેલીમાં બેઉ પ્રકારના દાખલા જોવા મળે છે.

આથી યુવકે કન્યાના શિક્ષણ અંગે એવી ગાંઠ ન પાડી દેવી કે તે છૂટે નહિ. જુવાનોને સ્વપ્નાં નહિ આવે તો કોને આવશે? પરંતુ જ્યારે વાસ્તવિકતા આવીને ઊભી રહે ત્યારે તેનો સ્વીકાર કરવાને બદલે સ્વપ્નમાં ન વિહરવું. વળી શિક્ષણ શાળાનો અભ્યાસ પૂરો થતાં સમાપ્ત થતું નથી. મેટ્રિક થયેલી છોકરી જો લગ્ન પછી અભ્યાસવૃત્તિ ચાલુ રાખશે તો એનો વિકાસ ગ્રેજ્યુએટ કરતાંય વધી જશે અને ગ્રેજ્યુએટ થયેલી છોકરી તે પછી તેનાથી વિમુખ બનશે તો એ ઝંખવાતી જશે. કન્યાના શિક્ષણને જરૂર મહત્ત્વ આપો, પરંતુ એનું સાચું મહત્ત્વ સમજીને આપો.



પારાશર્ય

## ગુલાબ

બરછટ સહુ પત્રે, કંટકે વ્યાપ્ત એવો,
પરમ મૃદુ ખિલાવી જો ગુલાબી સુપુષ્પો.
શ્રમહર રમણીય સ્નિગ્ધ દે ગંધ ના તો,
જન નહિ કદિ સેવે છોડ એ કંટકીનો.



મોહનલાલ પટેલ

# ગૃહસ્થાઈનું ડગ

વહેવારકુશળતા અને ગૃહસ્થાઈ જ્યારે દેખાવ પૂરતી જ હોય ત્યારે એનો ખરો લેવા કોઈ તૈયાર નથી થતું. છતાં દેખીતી દુનિયા એને જ ગૃહસ્થાઈ ગણે છે. એવી ગૃહસ્થાઈનું એક ડગલું દેખાડતી આ વાર્તા એટલે જ સફળ આલેખન કહી શકાય...

છોકરી સખત રીતે દાઝી ગઈ હતી. જે જે લોકોએ એને સળગતી જોઈ હતી એ લોકો ભય અને ત્રાસથી જાણે હજુય ધ્રૂજતાં હતાં. જે લોકોએ એને દવાખાનામાં જોઈ હતી એ લોકો કંપારીથી હજુય આંખો મીંચી દેતાં હતાં.

બહુ ભયંકર દૃશ્ય હતું! એક સુંદર યુવાન છોકરી દાઝી ગઈ હતી ગામની સૌથી સુંદર છોકરી! એનું તો જીવતર જ રોળાઈ ગયું હતું.

માબાપનાં દુઃખનો પાર નહોતો. રત્ન જેવી દીકરી એમની આગળ પાણીના પૂરની માફક મોટી થઈ હતી. એના જેવી રૂપાળી છોકરીનાં માબાપ હોવાનો તો એમને ગર્વ હતો. એની સુંદરતાને લીધે તો એ લોકોને માથે એનો જરાય ભાર નહોતો અને એ જ કારણથી તો એક અતિ ખાનદાન અને ખૂબ આગળ પડતા કુટુંબમાં એનું સગપણ થઈ શક્યું હતું. આજ એ દેવાંશી પુત્રી દાઝી ગઈ હતી. માબાપની હતાશાનો પાર નહોતો. મા ધ્રૂસકે ધ્રૂસકે રડતી હતી.

માબાપ આંખની પાંપણ મીંચ્યા વગર એની પાસે બેસી રહેતાં હતાં. રાતદિવસ મહેનત કરતા ડૉક્ટરો એક ઘડી આશા આપી માના હૈયામાં નવો પ્રાણ પૂરતા હતા અને બીજી ઘડીએ માથું હલાવી એ પ્રાણ ઉડાડી દેતા હતા.

છોકરીની સાસુ, જેઠાણી, જેઠ, નણંદ, સસરા વગેરે બધાં એની તબિયત જોવા આવી ગયાં, સૌએ વ્યવહારિક રીતે અપાય એવું આશ્વાસન આપ્યું.

બે–ત્રણ દિવસ છોકરી જીવી અને એના જીવવાની સહેજ આશા બંધાઈ એટલે એના સાસરિયાના ગામવાળાઓને એક નવો રસ જાગ્યો. સૌ એક જ પ્રશ્ન કરતાં 'છોકરી તો ખૂબ દાઝી છે! સગપણ ચાલુ રાખશો કે?'

સાસુ કહી ઊઠતી: 'ના રે ભાઈ, હવે શી રીતે ચાલુ રાખી શકાય? છોકરાનો મનખો જ બગડે ને! આપણે માબાપ થઈને જ દીકરાનું ભવિષ્ય બગાડીએ તો થઈ રહ્યું ને! દીકરાને માટે એક કહેતાં એકવીસ છોકરીઓ તૈયાર છે. કોઈ દેનાર ન મળતું હોય તો જુદી વાત છે. અરે દેનાર ન મળતું હોય તો ય શું?'

નણંદ એની લાક્ષણિક ઢબે બોલતી: 'ના...રે! એવી દાઝી ગયેલી કદરૂપી ભાભી તે ઘરમાં હોય? મારો ભાઈ કેવો છે? પાટલૂનની ગડી જરાક ભાંગી હોય તો એ ફેંકી દે છે અને પછી એવી વહુથી એનો સંસાર કેમ નભે? બિચારાથી વહુ સાથે તો ઘર બહાર નીકળાય જ નહીં! મોટાભાઈ તો ગામડાની વહુ પરણી લાવ્યા. પણ હવે તો જોઈ વગાડીને જ લેવી છે. નવા જમાનાની જોઈએ.'

જેઠ ભારપૂર્વક કહેતો: 'અરે મૂરખ છીએ રે કાંઈ? એ સગપણ હવે ન રહી શકે. લગ્ન એ કંઈ એકબીજાનું માન રાખવાનો પ્રશ્ન નથી. છોકરો હમણાં ઈન્ટરમાં છે. કાલે ઊઠીને ગ્રેજ્યુએટ થશે અને મારે તો એને અમેરિકા મોકલવો છે. પછી એ સગપણ ચાલુ રાખીને એનું જીવન ધૂળધાણી કરવું છે?'

'પણ ઈજ્જતનું શું?'

'ઈજ્જત જીવન કરતાં વધારે છે?'

'પણ જીવન કરતાંય ભાવના તો વધારે ખરી ને?'

'ભાવના? કયા પ્રકારની ભાવના?'

'એ છોકરીને નિભાવવી એ એક ભાવના જ છે ને?'

'એમ તો સુંદર જીવન જીવવું એ એક ભાવના નથી?'

'ભોગવાળી ભાવના ત્યાગવાળી ભાવના કરતાં સારી

શી રીતે કહી શકાય?'

'ભાવનાનું નામ છોડો ને! આપણે રહ્યા ગૃહસ્થ. ગૃહસ્થાઈમાં સ્વાર્થ વિના એકે ડગલું શક્ય છે? અને આપણે ભાવનાની વાત કરવા જઈએ અને પછી છોકરાનું શું થાય?'

'હા ભાઈ હા. મોટા કુળવાળા કહેવાઓ. લગ્ન થઈ ગયાં હોય તો ય તમે તો તોડી નાખો!'

'હા, અમે તો એમેય કરીએ, પણ છોકરાનો મનખો ન બગડવા દઈએ.'

છોકરીને દાઝ્યા પછી એકાદ અઠવાડિયે એના સસરાના ઘર આગળ કેટલાંક માણસો ગપ્પાં હાંકતાં બેઠાં હતાં. એમાં એકાદ બે માણસ બહારગામના પણ હતા.

વાતમાંથી વાત નીકળતાં ગામના કોઈ માણસે છોકરીના સસરાને પ્રશ્ન કર્યો: 'હિંમતભાઈ, તમારી વહુને (પુત્રવધૂને) કેમ છે હવે?'

'હજુ તો કંઈ સારું થયું ન કહેવાય.'

'ડૉક્ટર શું કહે છે?'

'ડૉક્ટર તો કંઈ કહી શકતા નથી, પણ પહેલાં કરતાં એક આની ફેર છે.'

'તે તમે હવે સગપણ રાખશો કે તોડી નાખશો?'

હિંમતભાઈ જવાબ આપે એ પહેલાં સાસુ બોલી ઊઠી: 'તમેય શું જોઈને પૂછતા હશો, ચુનીભાઈ?'

'કેમ?'

'હવે તે એ સગપણ રખાતું હશે?'

નણંદે જવાબ આપી દીધો:

'એકલો હાથ કે પગ દાઝ્યો હોય તો ય હું તો એ સગપણ રાખવાની ના કહું!'

'અને આ અડધું શરીર દાઝી ગયું છે.' મા બોલી.

'આ વાત જ કરવાનો કંઈ અર્થ નથી હવે' જેઠ બોલ્યો અને પછી ઉમેર્યું: 'આપણે તો શું, કોઈ પણ રાખે નહીં, પછી વાત જ શી?'

પણ ત્યાં તો સસરાના ઘેરા અને દઢ અવાજે સૌને ચમકાવ્યા. સિગારેટનો એક ઊંડો દમ ખેંચતાં એ બોલ્યા: 'સગપણ તોડવાની વાત કરી કોણે?'

સાસુ તો આશ્ચર્યથી છક થઈ ગઈ. હિંમતભાઈના ચહેરા ઉપરની મક્કમતા અને અવાજની દઢતા જોઈને એને સામો પ્રશ્ન કરવાનું પણ સૂઝ્યું નહીં. હિંમત કરીને નણંદ બોલી: 'કેમ?'

'તમને લોકોને અક્કલ છે કે નહીં?'

'શી ખોટી વાત કરી છે?'

'આ તે કંઈ હલકી વરણ દેખી? આજ સગપણ કર્યું ને કાલ ફોક! કોઈ હિસાબે સગપણ નહિ તૂટે.' અને જરા આકરી હુકમના તોરથી કહ્યું: 'ખબરદાર! ક્યાંય સગપણ તોડવાની વાત કરી છે તો! એમાં આપણી ખાનદાની શી? બાપદાદાઓએ ઈજ્જત અમસ્તી નથી મેળવી. આંધળા બનીને સ્વાર્થી થઈએ તો એને ધૂળમાં મળતાં કેટલી વાર?'

'ત્યારે છોકરાને એવી વહુ સાથે પરણાવશો?' જેઠે કહ્યું.

'નવાઈ છે કંઈ? પહેલાં છાતી ફુલાવતા રૂપિયા લેવા નીકળ્યા'તા તે! સાત વાર તમે છોકરી જોઈ આવ્યા છો. આઠ વાર ત્યાં જઈને કંસાર જમી આવ્યા છો અને હવે શા મોઢે ના કહેવા તૈયાર થયા છો?' અને પછી અવાજ ધીરો કરીને કહ્યું: 'અને......હા જો વેવાઈએ આપણાથી કંઈ છાનું રાખીને છેતર્યાં હોય તો જુદી વાત. એવું તો કંઈ છે નહીં. છોકરી દાઝી એમાં વેવાઈ શું કરે અને આપણેય શું કરીએ?' હિંમતભાઈ સિગારેટનો એક ફૂંક મારવા થોભ્યા અને પછી આગળ ચલાવ્યું: બિચારી છોકરીનો શો દોષ? એના જીવતરનું શું થાય? થયેલા સગપણવાળા તોડી નાખે તો બીજા તો લે જ શાના? આપણે એ બિચારા જીવનીય દયા તો ખાવી જોઈએ કે નહીં?'

સાસુ આટલું સાંભળીને ધૂંધવાઈ ઊઠી હતી. એને તો ખૂબ ખૂબ સંભળાવી દેવું હતું, પણ કેમ રોષ કાઢવો એ ન સમજતાં એનાથી માત્ર એટલું જ બોલી શકાયું: 'લ્યો, સગપણ રાખજો ત્યારે!'

પણ એ એવા ભાવથી અને સ્વરથી બોલી કે એના કહેવાનો બધો ભાવ આવી જતો હતો.

માનો અવાજ સાંભળી દીકરાને વળી ચાનક ચઢી. એ બોલ્યો: 'ગમે તેટલું સગપણ ચાલુ રાખવા માગશો તો ય ક્યાંથી બનવાનું છે?'

'કેમ નથી બનવાનું?' હિંમતભાઈએ આંખ ઝીણી કરીને પૂછ્યું.

'મહેશ હા પાડશે તો ને!'

'મહેશને હા પાડવાની છે જ ક્યાં? હા પાડ્યા વગર તો સગપણ નહીં થયું હોય ને?'

'પણ હવે ના પાડશે!'

'ના પાડી તો જુએ...ચામડું ઉતારી નાખું! મને એ ઓળખતો નથી.'

હિંમતભાઈને ખીજવવામાં બહુ સાર નથી એમ માની એ વખતે સૌ ચૂપ થઈ ગયાં. થોડી વારમાં પેલા બહારના માણસો પણ વિખરાઈ ગયા.

*

રાતના અગિયાર વાગ્યાનો સુમાર હતો એટલે જાણે અર્ધી રાત્રિ કરતાંય વધારે સમય વીતી ગયો હોય એવી નિરવતા પ્રસરી રહી હતી. હિંમતભાઈ એ વખતે બહારથી આવતા હતા. ઠંડા પવનને લીધે ઓઢેલી શાલ વધારે ને વધારે લપેટતા હતા. એમની લાકડી કોઈ ઈંટાળા સાથે અથડાઈને વારે વારે અવાજ કરતી હતી.

સાચવીને એ ઘરમાં પ્રવેશ્યા. અંદરના ખંડમાં એમનાં પત્ની સૂતાં હતાં. અંદર જઈને એમણે ફાનસ તેજ કર્યું અને જરાય અવાજ ન થાય એ રીતે એમને જગાડ્યાં.

ટોપી ઉતારતાં એમણે કહ્યું 'કહું છું!'

'શું?'

'અત્યાર સુધી હું જે વાત પકડી રહ્યો હતો એની સમજણ પડી?'

'શી વાત પકડી રહ્યા હતા અને શાની સમજણ? શું કહો છો આ બધું?' ઊંઘમાંથી ઊઠ્યાનો કંટાળો પત્નીએ દર્શાવ્યો.

'પેલું સગપણ તમારે નથી રાખવું ને?'

'હવે રહેવા દો ડહાપણ, અત્યારે જઈને સૂઈ જાઓ ઠેકાણે છાનામાના, અને ઊંઘવા દો કોઈને!'

'પણ તું વાત તો સાંભળ!'

'શી વાત છે તમારી?'

'પેલું સગપણ નથી રાખવું ને?'

'સગપણ તોડવામાં તમારી ઈજ્જત જતી હતી ને?'

'તું તો ગાંડી છે.'

'કેમ?'

'ત્યારે? તમારા લોકોની મૂર્ખાઈની હદ છે કંઈ? ચારે બાજુએ બૂમો પાડતાં હતાં કે સગપણ નથી રાખવું, સગપણ નથી રાખવું, એમાં ફાયદો શો હતો?' ધીરેથી પોતે જ બોલ્યા: 'મહેશનું જીવતર બગડે એમાં હું રાજી હોઈશ?'

'તમારી વાત તો એવી જ હતી ને?'

'ના એવું નથી. તમારી વાત ગાંડી હતી અને મારી વાત ડાહી હતી.'

'એટલે?'

'તમે એવું કહીને આપણી ઈજ્જત હલકી કરતાં હતાં. થોડી ધીરજ તમે ન ધરી શક્યાં.'

'ધીરજથી શો ફાયદો?'

'થયો જ ને પણ!' અને અવાજ એકદમ ધીરો અને ગંભીર કરતાં એમણે કહ્યું: 'છોકરી મરી ગઈ!'

પત્નીની ઊંઘ ઊડી ગઈ, 'હેં?!'

'હા. મેં ધીરજ ધરી એટલે વેવાઈને કહેવાપણું ન રહ્યું. છોકરી જીવતી રહી હોત તો બધુંય થાત. ભૂંડાપો લેવાની ઉતાવળ શું કામ કરીએ?'

'પણ તમે અમને પહેલાં કહ્યું કેમ નહિ?'

'મને તો પછી જ ખબર પડી કે તમે આવી વાતો કરો છો. અને સીધી રીતે કહેવામાંય ફાયદો નહોતો. બૈરાની જાતને તો આવી વાત હસીને કહેવાય નહીં.' પછી જરા દંડકથી એ બોલ્યા: 'ચા...લો થયું એ





ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# ક્લોટ્રાઈડ

આજનાં અદ્ભુત ઔષધોમાંનું એક ગણાતું 'ક્લોટ્રાઈડ' છે. તેની સારી–નરસી અસરો વિષે ઊર્મિનાં વાચકોને જાણીતા દાક્તર-લેખક ઊર્મિ માટે ખાસ લખાયેલ આ લેખમાં સાચી છણાવટ કરે છે જે દરેકને ઉપયોગી થઈ પડે...

હૃદય મૂત્રપિંડ અને કલેજાના રોગોના અંત ભાગમાં રોગીના શરીરમાં પાણી ભરાતાં લાંબા પગે સૂવાની મુશ્કેલીથી માંડી શ્વાસોચ્છ્વાસ લેવામાં ત્રાસ ઊભો થાય છે. આ ભયપ્રદ અને મુખ્યત્વે શરીરનો હ્રાસ આણનારી સ્થિતિ માટે ગઈ કાલ સુધી કોઈ સફળ દવા ન હતી. હમણાં ૧૯૫૭ની સાલમાં આના માટે એક રસાયણ (કેમિકલ) શોધાયું છે. એનું નામ ક્લોટ્રાઈડ છે. આ કોઈ વ્યાધિહર ઔષધ નથી પણ બીજી ચિકિત્સાને મોટા ટેકારૂપ નીવડે છે.

શરીરમાં સોજા આવવાનું મુખ્ય કારણ મૂત્રપિંડોનો બગાડો છે. આ અવયવમાં ગ્લોમેરુલાઈ નામે ઓળખાતી ટચુકડી લોહીની નળીઓ લોહીમાંથી પાણી મીઠું અને વ્યયદ્રવ્યો ગાળી લે છે. વ્યયદ્રવ્યો પેશાબ વાટે શરીર બહાર ફેંકાય છે પણ ૯૯ % પાણી અને મીઠું પાછાં શરીરમાં શોષાય છે.

શરીરમાં યોગ્ય રૂધિરાભિસરણ થવા માટે લોહીમાં મીઠું અને પાણી ચોક્કસ પ્રમાણમાં રહેવાં જોઈએ. જો મૂત્રપિંડો લોહીમાં વધારે મીઠું જવા દે તો શરીરમાં પાણી પણ વધારે જમા થાય છે. મીઠાના પ્રમાણમાં પાણીનું પ્રમાણ જળવાય છે. લોહીમાં જમા થયેલું પાણી પેશીઓમાં જાય છે. આમાંથી શરીરમાં પાણી ભરાવાની સ્થિતિ ઊભી થાય છે.

હૃદયરોગની કન્જેસ્ટીવ કાર્ડીયાક ફેઈલ્યોર (ટૂંકામાં સી. સી. એફ.)ની છેલ્લી સ્થિતિમાં હૃદય પેશીઓને પૂરતા પ્રમાણમાં લોહી પૂરું પાડવા અસમર્થ બને છે. વાતરોગને લીધે થયેલી હૃદયવ્યાધિ, લોહીનું ઊંચું દબાણ, કોરોનરી થ્રોમ્બોસીસ વગેરે રોગોમાં હૃદયની કામગીરી નબળી પડવાથી સી. સી. એફ.ની સ્થિતિ આવી પડે છે. એનાં ચિહ્નો આ રહ્યાં: ઘૂંટી અને પગના ચાબખામાં પાણી ભરાય છે. પેટ ને છાતીમાં પાણી ભરાય છે. હાંફ ચડે છે. શ્વાસ લેવા રોગીને બેસી રહેવું પડે છે. ઉધરસ આવે છે. અને જો યોગ્ય દવા ન થાય તો હાંફમાં રોગીનું મરણ થાય છે. આ દશામાં શરીરમાં ભરાયેલા પાણીથી લથડેલા હૃદય ઉપર વધારેનો બોજો આવી પડે છે.

સી. સી. એફ.માં પાણીના સોજા માટે આરામ, મીઠા વગરનો ખોરાક, ડિજીટાલીસની ગોળીઓ છે અને શરીરમાં ભરાયેલું પાણી પેશાબવાટે કાઢી નાખવા માટે મૂત્રલ ઔષધ તરીકે પારાનાં બનાવટનાં ઈન્જેક્શન છે; આયુર્વેદમાં સાટોડીનો ક્વાથ વગેરે

---

થયું. સંસારમાં બેઠા એટલે ગૃહસ્થાઈ જાળવવા કેટલીક કરામતો પણ આવડવી જોઈએ.'

બંને થોડી વાર શાંત રહ્યાં. બહાર દૂરથી એક ચીબરીનો અવાજ આવ્યો.

ધીરે રહી હિંમતભાઈ બોલ્યા: 'અને એક આનંદની વાત.'

'શી?'

'મહેશનું સગપણ કરી નાખ્યું છે. છોકરીય ઈન્ટરમાં છે. ખૂબ દેખાવડી છે.'

'કોને ત્યાં કર્યું?'

'અમદાવાદમાં, સુમનલાલને ત્યાં.'

'ક્યારે કર્યું આ?' આનંદના આવેશમાં પત્ની બોલી.

'એક અઠવાડિયું થયું......જોજે હમણાં કોઈને વાત કરતી વળી. કાગડાના પેટમાં ખીર ટકે કે બૈરાના પેટમાં વાત ટકે!'



છે પણ કેટલીક વાર આ ઔષધો નકામા નીવડતાં હતાં. પારાની બનાવટ ઈન્જેક્ષન રૂપે આપવાની હતી, જે કદીક વેદના અને માઠી અસરો ઉપજાવનાર હતી.

આમ હોવાથી સફળ સચોટ અને નિર્દોષ મૂત્રલ ઔષધની શોધ ચાલુ હતી. મર્ક, શાર્પ અને ડોમ કુંપનીના ડૉ. કાર્લ બેયર અને સ્પ્રાગ ને નોવેલો નામના રસાયણશાસ્ત્રીઓએ શરીરની પાણી અને મીઠાની સમતુલા સુધારનાર એક ઔષધ શોધ્યું. નામ આપ્યું કલોરોથીયાઝાઈડ. જે કલોટ્રાઈડ પણ કહેવાય છે. આ જમાનાની આ મહાન વૈદકીય શોધ છે. આના સેવનથી પ્રૌઢાવસ્થામાં હૃદયરોગોના ભાર નીચે રોગી પથારીવશ બનતો અટકે છે. વળી તે કામધંધાસર પણ રહી શકે છે. સમયના વહેવા સાથે મૂળ ઔષધની અણુરચનામાં ફેરફાર યોજી નવાં ઔષધો બનાવાયાં છે, જે ડાયમોકસ, એસીડ્રેક્સ, નેફ્રીલ, ડાયએડેમિલ વગેરે જુદા જુદા નામે ઓળખાય છે.

કલોટ્રાઈડનો પહેલો પ્રયોગ કૂતરા ઉપર થયો, આ ઔષધથી મૂત્રપિંડની નલિકાઓ દ્વારા લોહીમાં મીઠા અને પાણીનું પુનઃશોષણ થતું અટક્યું અને મૂત્રપિંડની પાણી અને મીઠાના વિસર્જનની ક્રિયાને સહાય થઈ જેથી પાણીના સોજા ઊતર્યા. ટૂંકામાં ઘાતક નીવડનારા વધારાના મીઠા અને પાણીને શરીરમાં કાઢવાનો આ ઔષધનો અદ્‌ભુત ગુણ છે.

પછી અમેરિકામાં રોગીઓ ઉપર પ્રયોગ થયા. રોજ બે ગ્રામ માત્રામાં ઔષધ આપવાથી છ કલાકના સમયમાં હૃદયરોગીઓના પગના સોજા ઊતરવા લાગ્યા. છાતી અને પેટમાંથી પાણી ઓછું થયું. લોહીમાં પાણી ઘટવાથી હૃદય ઉપરનો વધારાનો બોજો ઘટ્યો. તે જોરથી ધબકવા લાગ્યું. રોગીઓને ત્રાસભર્યા શ્વાસોચ્છ્‌વાસ મટયા. નિરાંતે શ્વાસ લઈ શકયા.

આ ઔષધના કોઈ ગેરફાયદા ? છે ખરા. જે રોગીઓના શરીરમાં પોટાશિયમ અને સોડિયમના ક્ષારો ઓછા હોય તેમને આ ક્ષારો શરીરમાંથી જતા રહેવાથી પગની ફાટ, સાંધાઓની અશક્તિ નિર્બળતા વગેરે લક્ષણો થાય છે. પણ આ ઔષધના સેવન દરમિયાન ટમેટાં કેળાં અને ખાટાં ફળો લેવાથી સોડિયમ અને પોટાશિયમની ખોટ ભરપાઈ થાય છે અને શરીરને ઠીક લાગે છે.

પારાની બનાવટ જેમાં કારગત નીવડતી ન હતી તેવા રોગીઓ માટે આ ઔષધ આશીર્વાદરૂપ નીવડવા સાથે મૂત્રપિંડના રોગીઓ માટે પણ તે અમૂલ્ય નીવડ્યું છે. આ રોગમાં સોજા માટે પારાની બનાવટ વાપરી હતી.

ઓર્ટરીઓસ્કલેરોસીસ, લોહીનું ઊંચું દબાણ, વાત રોગથી બગડેલા હૃદય વગેરેમાં શરીરમાં પાણી ભરાવાની સ્થિતિ ઊભી થાય છે. આ સ્થિતિમાં કલોટ્રાઈડ સાથે રોગની યોગ્ય દવાઓ અને પથ્ય જાળવવાથી જિંદગી બચવા સાથે લાંબું જીવન તો ઠીક પણ પથારીવશ રોગીઓ ફરી કામ કરતા થાય છે.

લોહીના ઊંચા દબાણમાં આ ઔષધ ગુણકારી છે. લોહીના ઊંચા દબાણનું એક કારણ લોહીમાં વધારે પડતું સોડિયમ (મીઠા)નું પ્રમાણ છે. આ રોગમાં હૃદય બગડ્યું હોય ત્યારે સર્પીના સર્પાસીલ કે એડેલફીન જેવી દવાઓની ઓછી માત્રા લેવાની થાય છે, ખોરાકમાં મીઠાની બંધીમાં થોડી રાહત મળે છે. અને રોગીની અનિદ્રા, જ્ઞાનતંત્રની ખેંચ, છાતીમાં પીડા, શરીરનું ભારેપણું, ચક્કર વગેરે ત્રાસદાયક ફરિયાદો હઠવાથી તે નરવું જીવન ગુજારી શકે છે. લોહીના ઊંચા દબાણ ઉપરાંત કલોટ્રાઈડનો અદ્‌ભુત ગુણ સગર્ભાવસ્થાની વિષમયતા (ટોકસેમીઆ ઑફ પ્રેગનન્સી) માટે છે. આ સ્થિતિમાં સગર્ભાને લોહીનું ઊંચું દબાણ થવા સાથે શરીરમાં પાણી ભરાય છે. આ એકલેમ્પશીઆ નામની ભયાનક ને જીવલેણ રોગાવસ્થાનું આગામીસૂચક છે.

સગર્ભાવસ્થાની વિષમયતામાં મૂત્રલ દવાઓ હિતાવહ

ઈશ્વરભાઈ પટેલ

# ખરો જીવનસાથી [૩]

આ અંકે પૂરી થતી આ કથામાં સાચો જીવનસાથી હોવાની સાબિતી શિરટોચ પહોંચાડનાર આ સાહસકથાનો નાયક ઘડીભર આપણને એનાં સાહસોથી મુગ્ધ કરી દે છે: આવો સાથ આપીને સાચી વફાદારી અદા કરનાર કેટલાંક?...

મોડી રાત્રે એ ઘેર પહોંચ્યો ત્યારે ટીટીઆના ને રોબર્ટ નિદ્રાવશ હતાં. એમને નિરખતાં જ સવારની વિદાયના ખ્યાલે એના મનમાં ચિરાડા ઊઠ્યા. મહામહેનતે મનને સ્વસ્થ રાખી એ પોઢી ગયો. સવારે પરવારી ઑફિસે જતાં, કુટુંબથી કાયમી વિરહી બનવાની પળે એનું ભિતરી મન ગળગળું થઈ ગયું પણ જોખમના હિસાબે એને કઠણ કરી, પાછું ભાળ્યા વિના કે 'આવજો જજો' કર્યાં સિવાય એ ઑફિસના પંથે પડી ગયો.

રાત્રિ દરમિયાન એણે ઠરાવ્યું હતું કે જોખમી હોવા છતાંય એન્ટીસને તો લેવો જોઈશે. એટલે એણે પોતાના બિનલશ્કરી કલાર્કને બોલાવી કહ્યું, 'એન્ટીસનું એક રોકાણ આજે અગીઆર વાગે છે. થોડી વાર પછી મારે ત્યાં જઈ એને લઈ આવશો ? મારાં હામમોજાં લેતા જશો એટલે એ તમારી સાથે આવશે.'

પેલો કલાર્ક તો બહાર જવાનું મળ્યું એ વાતે ખુશી થઈ ઊઠ્યો. બે કલાક પછી એ કૂતરા સાથે પાછો ફર્યો ત્યારે જેને જોયું કે વિદાયઘડી આવી પૂગી છે. બહાર નીકળતાં, શંકા નિવારવા એણે પેલા બે જાસૂસી પ્રવૃત્ત કારકુનોને સંબોધ્યા, 'હું ભોજન બાદ પાછો ફરીશ. કોઈ આવે તો જણાવશો.'

'અમે બધું બરાબર સંભાળીશું. તમે તમારી અનુકૂળતાએ પાછા ફરજો.'

'આભાર', ઉચ્ચારી જેને બહાર ડગલું દીધું, અને ભૂગર્ભીય સૂચના મુજબ ટ્રામ પકડી. સૂચિત સ્થાને પહોંચી એ જાહેર શૌચાલયમાં ગયો. અને પૂર્વનિશ્ચિત પ્રશ્ન એણે કર્યો, તો ત્યાંના શૌચસેવકે એને એક પાર્સલ ધર્યું. એમાં હતો એક ખેડૂતનો પોશાક. ખેડૂતના છૂપાવેશે એને જવાનું હતું ને માખણ વેચવાનો દેખાવ કરવાનો હતો. એ સેવકે એન્ટીસને સંભાળ્યો ત્યાં સુધીમાં એક જાજરૂમાં ગરી જઈ એણે વેશબદલી કરી લીધી. બધું બરાબર હતું. પોશાક શોભતો આવ્યો, બૂટ બંધબેસતા હતા ને ડઝન માખણપડીકાં હાજર હતાં !

એના નવા વેશમાં સજ્જ જેનને જોઈ પેલો પરિચારક ગણગણ્યો, 'ઠીક બંધબેસતો આવ્યો છે. જાણે આબાદ ખેડૂત ! માખણના ઠીક પૈસા ઊપજે એવી શુભેચ્છા !' એકસો પચાસ વારનું અંતર પગે કાપી સ્ટેશને પહોંચ્યો ત્યાંસુધી કોઈનું ધ્યાન એના પ્રતિ દોરાયું નહીં અને એન્ટીસ સહિત એ ગાડીમાં ચઢી ગયો. ૭ મિનિટ પછી સ્ટેશન આવ્યું ને સંતાકુકડીને યોગ્ય માર્ગ દ્વારા એ એક ખેડૂતવસાહતે પહોંચ્યો, એણે રાત્રિ ગાળી. વળતી સવારે સંકેતાનુસાર મુજબ એક બંધ ટ્રકના ડ્રાઈવરે એને તથા એન્ટીસને સહીસલામત સંતાડી, એક અતિ ઘીચ ઝાડી વિસ્તારમાં આવેલી એમની કુટિરમાં ઉતાર્યો.

'આ એન્ટનનું નિવાસસ્થાન છે,' ડ્રાઈવર બોલ્યો,

---

છે. આના માટે ક્લોરટ્રાઈડ મૂલ્યવાન નીવડ્યું છે. રજોદર્શન અગાઉની શિરોવેદના ને અસ્વસ્થતામાં આ દવાથી શરીરમાં ભરાયેલું પાણીનું વિસર્જન થતું હોવાથી ઘણી રાહત મળે છે.

આ ઔષધ આપમેળે કે વધારે માત્રામાં લેવામાં જોખમ છે. મોટી માત્રાથી શરીરમાંથી બહુ મીઠું ને પોટાશિયમ જતું રહેવાથી બીજી આપત્તિ આવી પડે છે. હા, દાક્તરની સલાહ સૂચના ને સંભાળ હેઠળ આ ઔષધ લાંબો વખત સેવન થઈ શકે છે. રોગના ઉપદ્રવોની પકડમાંથી રોગી મુક્ત બને છે.



'તમારે અહીં ઊતરી જવાનું છે.'
'એન્ટન કોણ છે ?'
'જંગલનિવાસી છે. એ તમને સરહદ પાર કરાવશે. હું એમના વિશે વિશેષ માહિતી કરાવતો નથી.'
ગાડી પસાર થઈ ગઈ એટલે એક ઊંચો, ખુલ્લામાં જીવેલો આદમી કુટિર બહાર નીકળ્યો, અને જેનને પૂછ્યું, 'તમને હું શી મદદ કરી શકું ?'
સંજ્ઞા મુજબ જેને એને અમુક બનાવટની સિગારેટનું પૅકેટ આપ્યું. વિચારમગ્ન અવસ્થામાં એ પૅકેટને ફેરવતાં ફેરવતાં એણે સવાલ કર્યો, 'આ કૂતરાને તું કેમ લાવ્યો છે ?'
'હું જ્યાં જાઉં છું ત્યાં એ આવે છે,' કહેતાં કહેતાં તો જેનનો ચહેરો કાળો ચંઠ પડી ગયો.
'હું જ્યાં જાઉં છું. ત્યાં એ આવે છે !' પેલાએ પુનરુક્તિ કરી અને ચલાવ્યું, 'ભલા ભગવાન, લોકોય શું હોય છે ! તમને એવું લાગે છે કે આપણે ઉજાણીએ જઈ રહ્યા છીએ ! આ કૂતરું એક વખત ભસે એટલે આપણું આવી બન્યું. તારે એને અહીં છોડી દેવું પડશે.'
'તો તો હું જ પાછો જઈશ.' જેને ઉચ્ચાર્યું.
'ત્યાં તો તારું ઉમળકાભર્યું (!) સ્વાગત થશે. અત્યાર અગાઉ તો તારી ભાગવાની જાણ થઈ ગઈ હશે ને તારી ચાંપતી તપાસ ચાલતી હશે.'
જેનને સમજાયું કે આ બધું સાચું છે પણ એન્ટીસ અંગે એનું મન મચક આપવા તૈયાર નહોતું.
એન્ટને ઉમેર્યું, 'હાં, ત્યારે તો તું આ કૂતરા ખાતર તારો જીવ જોખમમાં મૂકવા તૈયાર છે ! જોઈએ, સ્ટીફન શું કહે છે. એ આપણી સાથે આવવાનો છે.'
બન્ને કુટિરમાં પ્રવેશ્યા ત્યાં તો એક સીધા સીનાવાળો દાઢી ધરાવતો આદમી ટપકી પડ્યો. એન્ટને પરિસ્થિતિ સમજાવી પણ એણે વિનાઉચ્ચારણ જેન ને એન્ટીસને ધારીધારીને જોવા માંડ્યા, જાણે કે કંઈ ભૂતકાળનાં સ્મરણ ઉખેળતો ન હોય !
'એન્ટીસ તાલીમ પામેલો છે.' જેને સત્વરા જણાવ્યું, 'એ અવાજ કરશે જ નહીં. કદાચ આપણને મદદરૂપ થશે.'
'એન્ટીસ', સ્ટીફને ઉચ્ચાર્યું, 'હા, હા, બરાબર છે. તમારા બન્ને વિશે મેં વાંચ્યું છે ને તમારી છબીઓ છાપામાં જોઈ છે. મને લાગેવળગે ત્યાં સુધી એ ભલે આવતો.'
એન્ટને ખભા મરડ્યા, જેન પ્રતિ હસી જણાવ્યું, 'પ્રેગ પાછા ફરવાનું તો કદાચ લાંબું પડત પણ તારાં ભાવના ને જુસ્સો મને ગમ્યાં છે. તારું ટટ્ટુ નભશે ખરું. તમે બન્ને જરા અહીં થોભો.'
એ ઘરમાં પ્રવેશ્યો ને એ રિવૉલ્વર સહિત પાછો ફર્યો અને બોલ્યો, 'આશા રાખું કે આનો આપણે ઉપયોગ કરવો પડે નહીં પણ ચોકિયાતોનાં સ્થાન બદલાતાં રહે છે એટલે કશું કરી શક્યાં નહીં.'
એકદમ પલાંઠી વાળી એ બેસી ગયો ને જમીન પર લાકડાની મદદથી એ નિશાની કરવા લાગ્યો, 'આ આપણું પ્રથમ વિઘ્નસ્થાન છે. બે માઈલ ગાઢું જંગલ ત્યાં આવેલું છે. એમાં ઠેરઠેર ચોકિયાત દળો છે. અહીંથી આપણે વન બહાર નીકળીશું અને એક ખીણમાં પ્રવેશીશું. ત્યાં પણ ચોકિયાતો ખદબદે છે. એ પાર કરીએ એટલે પાસા પોબાર. પાસે જ જર્મન સરહદ છે.
'આપણે હમણાં જ નીકળીએ છીએ. અંધારું થતા પહેલાં આપણે જંગલને પેલે કોર પહોંચી જવું છે, પછી આપણે સંતાઈ રહીશું ને અંધારા બાદ ખીણ પાર કરીશું.'
પંદર માઈલ એક મોટરમાં એ જંગલને કિનારે પહોંચી ગયા અને પછી ઝાડીમાં ગરી ગયા. એમની આ હિલચાલ અવાજહીન બની શકી નહીં એટલે ચોકિયાતોની ખબર કરવા જેને એન્ટીસને મોકલી આપ્યો. એક બે વખત, બીજો કોઈ અવાજ કાને પડતો નહોતો ત્યારેય એણે ભસીને ધીમી ચેતવણી આપી. આ લોકોને એન્ટીસ વિશે જરા ચિંતા થઈ

પણ થોડી પળોમાં જ એમણે પડોશમાં જ ડાળીઓના ખડખડાટનો અવાજ સાંભળ્યો. એ લપાઈ ગયા, છૂપાઈને એમણે જોયું કે એક ચોકિયાત ટુકડી ત્યાંથી પસાર થઈ ગઈ. જંગલને બીજે છેડે એ પહોંચ્યા ત્યારે ગોરજ સમય થયો હતો. ત્યાંથી એમણે નજર કરી તો નદીનો પ્રવાહ વચ્ચે વહેતો હતો ને સામે પાર જર્મન ગામડું નજરે પડતું હતું. એ ગામમાં દીવાનો પ્રકાશ થયો એટલે એમણે પ્રયાણ આદર્યું પણ થોડાક આગળ ધપ્યા ત્યાં એમના કાને હિલચાલનો રવ પડયો. બધા એકદમ ભોંયભેગા થઈ ગયા. ચાર માનવઆકૃતિઓ એમની નજદીકથી ઢોળાવ પ્રતિ પસાર થઈ ગઈ. એવામાં કોણ જાણે કયાંથી, આખી ખીણને ઝળહળાં કરતો વીજળીપ્રકાશ પથરાઈ રહ્યો. આ પ્રકાશમાં પેલા ચાર આદમીઓ પકડાઈ ગયા. જેનથી એ પચાસ જ વાર દૂર હતા. વૃક્ષની આડે સંતાવા એ દોડયા પણ એ પહોંચે તે પહેલાં તો તોપના ધડાકા સંભળાયા ને ચારે ચાર ભોંય ભેગા થઈ ગયા.

ઝપાટાબંધ બે ટ્રક દોડતી આવી પહોંચી. હરેકમાં ચાર માણસ ને એક કૂતરો હતો. માણસો પેલાં શબ લેવા ઊતર્યાં ત્યાં એમનો કૂતરો જેન ને સાથીદારો પ્રતિ સરકયો. જાતભાઈના આગમને એન્ટીસ સ્વાભાવિક ધીમું ઘૂરકયો પણ જેને એનું ગળું દબાવ્યું એટલે એ ટાઢો પડી ગયો. દરમિયાન ચોકીદારોમાંના એકે કૂતરાને ભટકતો જોયો એટલે એણે બૂમ પાડી એને બોલાવી લીધો. આજ્ઞાધારી કૂતરો પાછો વળ્યો. ટ્રકો થોડી વારમાં ઊપડી ગઈ ત્યારે ત્રણેયનો જીવ હેઠો બેઠો.

એન્ટને ઈશારો કર્યો કે મૂળ રસ્તે જવું જોખમકારક છે એટલે પાછા વળી, નદી પાર કરવી પડશે. છૂપાતે પગે એ પાછા ઝાડીમાં પ્રવેશ્યા અને એક કલાક સુધી એમાં માથાં મારતા માર્ગ કરતા રહ્યા. આખરે એ નદીના પટે પહોંચ્યા. એન્ટીસનો ગળપટ્ટો પકડી જેને જેવો પ્રવાહ ઓળંગવા પ્રયાસ આદર્યો તેવા જ એના પગ પાણીના જોરે કરીને અદ્ધર થઈ જવા લાગ્યા. એન્ટને બૂમ પાડી, 'હાથસાંકળ બનાવી દો.' બધાએ એક બીજાનો પંજો પકડી માનવસાંકળ ખડી કરી અને એમ મધ પ્રવાહ ભણી આગળ વધ્યા. કમરપૂર પાણી આવતાં, એનું જોર એટલું વધ્યું કે જેન ગબડી પડ્યો, એની હાથસાંકળ તૂટી. વિખૂટો પડતાં જ એન્ટીસ સાથે એ તણાયો. સદ્ભાગ્યે એક ખડકશિલા પ્રવાહમધ્યે ખડી હતી, એ હાથમાં આવતાં એ સ્થિર થયો. પગ પર ખડા રહેતાં એને ખ્યાલ આવ્યો કે એ છીછરી બાજુ આવી પહોંચ્યો છે એટલે થોડાં કદમ ચાલી એ કિનારે પહોંચ્યો. એન્ટીસ એની સાથે હતો પણ એન્ટન કે સ્ટીફનનો પત્તો નહોતો. બૂમ તો પાડી શકાય તેમ નહોતી એટલે કૂતરા નજદીક ઘૂંટણીએ પડી એણે એના કાનમાં આદેશ સેરવ્યો, 'જા, પેલા એને શોધી આવ.'

થોડી મિનિટો એના કાને પડયો માત્ર નદીના પ્રવાહનો ઘુઘવાટ. દરમિયાન એને એમ પણ થયું કે કૂતરાને મોકલવામાં એણે મૂર્ખામી કરી છે. આવા વિચારમાં એ ગરકાવ હતો ત્યાં એના ખભા પર કશુંક અથડાયું ને એણે બંદૂક પર હાથ નાખ્યો પણ ત્યાં તો એન્ટનનો અવાજ એના શ્રવણે પડયો. 'માફ કરજે,' એ કહેતો હતો, 'હું ચાર પગે ચાલતો હતો ત્યાં મારું માથું તારા ખભે ભટકાયું. આભાર તો કૂતરાનો માનવો ઘટે. એ ન હોત તો આપણો ભેગો અશકય હતો. તને લાગે છે કે એ સ્ટીફનને ઢૂંઢી શકશે!'

જેનના હુકમે કૂતરો પુનઃ અદૃશ્ય થયો. થોડી વારમાં એ પાછો ફર્યો ત્યારે એ માનવશોધ કરી લાવ્યો હતો. સ્ટીફન બોલતો હતો, 'હું તો એક ખાબોચિયામાં તણાઈ ગયો હતો પણ એન્ટીસ મને શોધી લાવ્યો. મને લાગે છે કે એણે મને પુનર્જીવન બક્ષ્યું.'

એકાદ ક્ષણનો વિરામ કરી એ સરહદ નજદીકની

એક ટેકરી પર ચઢવા લાગ્યા. એની ટોચે એવું તો ધુમ્મસ જામ્યું હતું કે આગળ ધપવું અતિ કઠિન બન્યું. એન્ટીસ એકથી બીજા પાસે દોડતો રહી સૌને સાથમાં રાખતો. ટોચે પહોંચ્યા ત્યારે તો એમ લાગ્યું કે હવે ખસવું અશક્ય છે, એટલે બધા પ્રભાતની રાહ જોતા બેઠા. પ્રકાશ ભાળતાં જ એક રાક્ષસી ખડકશિલાની આડે ભરાયા ને આખરી માર્ગ ટુકડો કેવી રીતે પસાર કરવો એનો ખ્યાલ કરવા લાગ્યા. દરમિયાન જેને એન્ટીસને શિલાની ટોચ પર બેસાડ્યો. એન્ટને સૂચવ્યું કે ચોકિયાત સ્થાનોનો સ્પષ્ટ ખ્યાલ નહીં હોવાથી એક એક કરીને આપણે સૌએ પહોંચવું. કોણ પહેલું જાય ને કોણ પછી એ નક્કી કરવા એમણે ડાળી ભાગી લોટ નાખવાનો વિચાર કર્યો. એમ કરવા એ હાથ લંબાવતો હતો ત્યાં ઘૂરકિયું કરી એન્ટીસ નીચે કૂદ્યો. પથ્થરનો ખડખડાટ થયો, એક માનવચીસ સંભળાઈ અને કૂતરાનું ભસવું કાને પડ્યું. બંદૂક લઈ જેન શિલાની બીજી બાજુએ ગયો તો છતાપાટ પડેલા એક સિપાઈને એન્ટીસ દાંતસ્વાદ ચખાડતો હતો. છરી હાથમાં લઈ એન્ટન કૂદ્યો પણ જેને ના પાડી ને સ્ટીફને સૂર પુરાવ્યો. સરોષ એન્ટનના મુખમાંથી શબ્દ સર્યા, 'ગધેડીનો એ જ દાવનો લાગે છે,' છતાં બન્નેએ ના પાડી એટલે એની છાતી પરથી એ ઊઠી ગયો. ત્રણેયે મળી એનું મુખ બંધ કરી એને એક વૃક્ષ સાથે મુસ્કેટાટ બાંધી દીધો, અને ખીણ પ્રતિ દોડી ગયા. જંગલની ધારે એ અટક્યા કારણ ત્યાં એક ચોકિયાત મથક હતું. કલાકેક એ ઝાડીમાં છૂપાઈ રહ્યા પણ કશો અણસારો મળ્યો નહીં એટલે અંતિમ ઉપાય તરીકે એમણે એન્ટીસને ચોકિયાત ઓરડી પર તલાશ અર્થે મોકલ્યો. એન્ટીસ સઘળે સૂંઘી વળ્યો ને ઓરડી પાસે જઈ ભસ્યો. કોઈ માનવ હિલચાલ ન થઈ એટલે જેને જણાવ્યું, 'આ સ્થાનનો એકનો એક ચોકિયાત તો બંધાઈ ગયો છે. હવે કરો: ફતેહ આગે.'

ત્રણેય કૂદ્યા ને એન્ટીસ સાથે ખુલ્લા ખેતરમાંથી મુઠ્ઠી વાળી ભાગ્યા ત્યારે પાછળથી ખીણમાં કોઈની બૂમ સંભળાઈ. ઓર તાકાતથી ત્રણ માનવ ને એક પ્રાણીએ દોટ મૂકી ને પાસેના ઝરણાએ પહોંચ્યા ત્યારે પેલી ઓરડીમાંનો ટેલિફોન ખણખણવા માંડ્યો. દરમિયાન એક જ ખેતર પાર કરવાનું હતું. જીવ લઈ એ દોડ્યા ને ખેતરને શેઢે વિસ્તરેલા વનમાં એ ગરકી ગયા. એ હતી જર્મન ધરતી— સહીસલામત ધરતી !

પશ્ચિમ જર્મનીના સત્તાવાળાઓને પોતાને સોંપાયેલ માનવમૂડી સહીસલામત સોંપાઈ ગઈ એટલે એન્ટને વિદાય લીધી. આ મુક્તિપંથ બીજાઓ માટે ખુલ્લો રાખવા, માથું હાથમાં લઈ, એ પાછો ચેકોસ્લોવાકિયાને પંથે પળ્યો. જતાં જતાં એ બોલ્યો, 'પ્રભુને પ્રાર્થીએ કે સુખતર સમયમાં આપણું પુનઃ મિલન એ ગોઠવે. કૂતરા વિશેની મારી માન્યતા સાવ પાયાહીન નીકળી. નહીં ! એણે જ આપણને ઉગાર્યા !'

પશ્ચિમ જર્નામાં પહોંચ્યા પછી એક સપ્તાહે એને સમાચાર મળ્યા કે ટીટીઆના ને રોબર્ટ એના પિતાને ત્યાં સહીસલામત છે અને ભાગવાના પોતાના નિર્ણય અંગે એને સંતોષ થયો. એણે શાહી વિમાની દળમાં અરજી કરી અને એને તાત્કાલિક નિમણૂક મળી. ઈંગ્લેન્ડની આ સફર દરમિયાન, એન્ટીસને ઘુસાડવામાં મદદ કરનાર ઝેકટુકડી હતી નહીં એટલે એને છ માસના અલગવાસમાં સોંપવાનું એણે ઠરાવ્યું. આ વખતે એને ચારે દિશામાંથી મુશ્કેલીનો સામનો કરવો પડ્યો. એની નિમણૂંક નવેસરથી થઈ હોવાથી એનો પગાર ઓછામાં ઓછો હતો. આ પગારમાંથી એન્ટીસના છ માસના વાસનો ખર્ચ આપવો અશક્ય હતો એટલે એન્ટીસની પૂરી હકીકત લખી એણે લંડનની માંદાં પ્રાણીઓ માટેની લોકહૉસ્પિતાલને રાહતઅરજી પેશ કરી. એ મંડળીનો જેનની રાહત માગણીનો જવાબ એની ધારણા બહારનો નીકળ્યો. એમણે ફી તો આપી જ પણ





એન્ટીસની કથા છાપામાં પ્રસિદ્ધ કરી. પરિણામે માર્ચ ૧૯૪૯માં એન્ટીસને ડીકીન ચંદ્રક મળ્યો. પ્રાણીદુનિયા માટેનો આ વિક્ટોરિયા ક્રોસ પ્રાપ્ત કરનાર સૌ પ્રથમ બિનબ્રિટિશ કૂતરો તે એન્ટીસ. એને ચંદ્રક એનાયત કરતાં સરસેનાપતિ લોર્ડ વેવલે એની ફરજભાવના, એની હિંમત તથા કૌશલ્યની પ્રસંશા કરી અને એન્ટીસને અભિનંદન પાઠવતાં દીર્ઘાયુ ઇચ્છયું.

ખરેખર તો એનું જીવન અલ્પકાળમાં સમાપ્ત થયું પણ એ દિવસોમાં જેન ને એન્ટીસ નિકટતમ જીવ્યા. જેનનું એકમાત્ર સગુંવહાલું હવે એન્ટીસ હતો અને એન્ટીસ પણ વૃદ્ધત્વને પામતાં, જેનનો વિરહ હરગીજ ખમી શકતો નહીં.

પ્રતિ વર્ષ એ જ્યાં હોય ત્યાં જેન એક વિધિ નાતાલ પ્રસંગે અચૂક આદરતો. તે દિવસે નાના નાતાલીય વૃક્ષના અજવાળામાં એ, ટીટીઆના, રોબર્ટ તથા પોતાનાં માબાપની છબી મૂકી, ઘર ને કુટુંબ સાથેની કડીને સ્મરતો. સને ૧૯૫૨ની નાતાલીય સંધ્યાએ આ બધી પૂર્વતૈયારી કરી એ સવેળા સૂતો. તે રાત્રે એ જાગ્યો ત્યારે એની છાતી પર કશાકનું ભારણ લાગ્યું. એણે હાથ લંબાવ્યો તો એન્ટીસનું મુખ હાથમાં આવ્યું. આ અસાધારણ ઘટના હતી. એન્ટીસ રાત્રિવિરામ સ્વીકારે એટલે સવાર સુધી પોતાના કામળા નીચે પોઢી રહેતો. એટલે જેને પૂછ્યું, 'શું થયું છે, એન્ટીસ? જા, ભાઈ, પાછો જઈને સૂઈ જા.'

જેનને કાને એક દીર્ઘ નિઃશ્વાસ અથડાયો, એક મૂંઝારીનો અવાજ થયો ને ધબાક દઈને એક પ્રાણી-દેહ ભોંય પર પછડાતો સંભળાયો. જેને તરત જ બત્તી કરી તો ઊઠવાને અશક્તિમાન એવો એન્ટીસ આડો પડ્યો હતો. જેને એને પથારીમાં સુવાડ્યો અને એને માલીસ વગેરે સારવાર આદરી. વળતા દિવસની બપોર સુધીમાં એન્ટીસ ઊભો થઈ શક્યો પણ છાવણીમાં જામેલી નાતાલની ઉજવણીમાં પોતાના માલિક સાથે જવા એ અશક્તિમાન હતો. જેન પણ એને છોડી બહાર ગયો નહીં. એક બે વાર મિત્રોએ આવી, એને મિજલસમાં જોડાવા આગ્રહ કર્યો ને ઘડી વાર એન્ટીસને એકલો મૂકી આવવા વિનવ્યો પણ જેને સાફ ના પાડી અને પોતાના વહાલા જીવનસાથીની સોબતમાં રહેવાનું પસંદ કર્યું.

ટેબલ પરના નાતાલીય વૃક્ષની બાજુમાં જેન બેઠો અને એણે ટીટીઆનાની છબી હાથમાં લીધી. લગ્ન સમયની એ તસવીરમાં ટીટીઆનાનું આકર્ષણ મુગ્ધ કરે તેવું હતું. તે જ સમયે એનાં સ્મૃતિદ્વાર ખખડયાં ને લગ્નમિજલસમાં એન્ટીસ એની સોડમાં કેવો ભરાઈ ગયેલો તે તાજું થયું. તે જ પળે છાવણીમાં ગવાતાં નાતાલીય આનંદગાનોનો સ્વર જેનને કાને પડ્યો. અન્ય સ્થાનની છાવણીઓમાં ગાળેલી નાતાલોની સ્મૃતિમાળા એના મનમાં ઊભરી આવી ત્યાં એન્ટીસનો દેહ સળવળ્યો; એમાં અંતિમ મૂંજારી આવી ને એ શાંત થઈ ગયો! યમરાજનું તેડું એને આવી પહોંચ્યું ને એનો દેહ લાકડું બની ગયો. જેન પોતાના આ પ્રિય સાથી પ્રતિ તાકી રહ્યો. બાર વરસનો એની સાથેનો જીવનનાતો સો વરસ જેટલો દીર્ઘ લાગ્યો કારણ એ પ્રસંગભરપૂર—પ્રેમપૂર્ણ હતો. ન્યોછાવરીથી એ રોશન હતો અને એટલે જ એન્ટીસ ને જેનની આ પ્રસંગકથા આપણા દિલને હલાવી જાય છે.



'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

મધુસૂદન કંચનરાય દેસાઈ

# પીલક અને કોસીટ કુટુંબ

ઊર્મિનાં વાચકોને ખૂબ પરિચિત એવા પ્રાણી-પંખી-વિશારદ લેખક આ વખતે જે પંખીઓના કુટુંબનો પરિચય આપે છે તે વાચકોને પ્રિય થઇ પડે તેવો છે, પંખીઓમાં રસ લેતાં કરે તેવો છે...

### પીલક

કાબર જેટલા કદનો સોનેરી પીળો પીલક એક વખત ઓળખી લીધા પછી કોઈ વખત ભૂલાતો નથી. કારણ કે તેનો સોનેરી પીળો રંગ લીલી વનરાજીમાંથી તરત જ જુદો તરી આવે છે. તેની પાંખો કાળા રંગની રહે છે તેજ પ્રમાણે પૂંછડી કાળી અને પીળા રંગની હોય છે. તે ઉપરાંત આંખની પટી પણ કાળા રંગની હોય છે. તેની ચાંચનો રંગ ચળકતો રાતો અને આંખો પણ રાતા રંગની અને પગનો રંગ લીલાશ પડતો રાખોડી રહે છે. પીલકની માદા રંગે ઝાંખી હોય છે. તેનો રંગ લીલાશ પડતો પીળો રહે છે. અને પેટાળમાં તેને કથ્થાઈ રંગની લીટીઓનું ચિત્રામણ હોય છે. તેની ચાંચનો રંગ પણ ઝાંખો રાતો હોય છે. નાની ઉંમરના નરનો રંગ માદાને મળતો આવે છે અને તેની ચાંચ કાળા રંગની રહે છે. પણ ઉંમર વધવાની સાથે તેની ચાંચ માદાની ચાંચના ઝાંખા રંગ કરતાં ઘેરા રંગની દેખાય છે. માળો છોડીને નીકળેલાં બચ્ચાં તો માદાને બરાબર મળતાં આવે છે. તે સમયે નર માદા બંનેની ચાંચ કાળા રંગની હોય છે.

પીલકનો વસવાટ બાગ બગીચા, વાડીઓ અને લીલાં વનોમાં છે. આ પંખીને લીલી વનરાજી ઘણી ગમે છે. અને તેમાં પણ આંબાવાડી માટે તે ખાસ પસંદગી બતાવે છે આથી ઘણા તેને અંગ્રેજીમાં 'મેન્ગો બર્ડ'ના નામથી પણ ઓળખે છે. ઊડાનમાં પીલક ઘણો તેજ ગણાય છે. તેમાં જ્યારે તે લીલી વનરાજીમાં ઊડે છે, ત્યારે તો વીજળી ચમકી ગઈ એવો ભાસ થાય છે. સ્વભાવે તે શરમાળ ગણાય છે છતાં તેનું અવલોકન કરવામાં મુશ્કેલી પડતી નથી. તેનો 'કર્રર્' કરતો કર્કશ અવાજ ઘણી વખત સાંભળવામાં આવે છે. પણ આ અવાજ નાની ઉંમરનાં પંખી વધારે કરતાં સાંભળવામાં આવે છે. જ્યારે પુખ્ત વયના ઘેરા પીળા રંગના નર પીલક જ્યારે પોતાનો પાવા જેવો પી પી પીઉઉ અવાજ કરતો હોય છે ત્યારે ઘણો કર્ણપ્રિય જણાય છે.

પીલકની ઘણી જોડીઓ તો આખું વરસ આપણી વચ્ચે જ રહીને કુટુંબ ઉછેર કરે છે. પણ કેટલીક વર્ષમાં સ્થાનિક પ્રવાસ ખેડીને આવે છે. તેમાં જ્યારે લીમડા ઉપરથી ઇયળો લટકે છે ત્યારે તેની ઘણી મોટી સંખ્યા જોવામાં આવે છે પણ તેમાં વધારે પ્રમાણ તો નાની વયનાં પંખીનું હોય છે. પીલક પોતાનો અવાજ ઉનાળામાં દેવાનું શરૂ કરે છે અને જો તે આપણી આસપાસ વસતો હોય તો તરત જ ધ્યાન ખેંચે છે. આ પંખી ઊંચા વૃક્ષનો નિવાસી છે. એટલે તે ભાગ્યે જ નીચે આવતાં જોવામાં આવે છે. ઉનાળામાં જ્યારે સંવનન ચાલતું હોય ત્યારે માદાની પાછળ નર પડતાં તેની ઉડાન ઘણી આકર્ષક જણાય છે. તેનો હવા ઉપરનો કાબૂ ખરેખર સ્તબ્ધ કરી દે એવો છે. ઉનાળાની ગરમી ઓછી જણાય તે માટે તે ઘટાદાર વનરાજીમાં જ ફરતાં જોવામાં આવે છે.

પીલકનો આહાર ખાસ કરીને જંગલી ફળોનો છે. છતાં તે જીવાત પસંદ કરતો નથી એવું નથી અને ફૂલનું મધુ પીવામાં પણ રસ રાખે છે.

એપ્રિલથી જુલાઈ માસ તેના કુટુંબ ઉછેરવાના મહિનાઓ છે. આ સમયે તે પોતાનો માળો વૃક્ષના પાતળા બેલાખામાં સરસ રીતે રેસા ગૂંથીને તેમાં કરોળીઆના જાળાથી બરાબર પકડાવી પારણા જેવો બનાવે છે. તેનો માળો પ્રમાણમાં ઊંડો હોય છે. જેથી ઇંડાં સેવવા બેઠેલી માદા બહુ મુશ્કેલીએ જોઈ શકાય છે. માળો બાંધવા માટે તે સારી એવી ઊંચાઈએ જગ્યા શોધે છે. માળો તૈયાર કરી





તેમાં એથી ત્રણ બહુ સુંદર ધોળા રંગની ભોંય ઉપર કાળા અને રતાશ પડતા ડાઘા વાળાં ઈંડાં મૂકે છે નર માળો બાંધવામાં મદદ કરે છે અને બચ્ચાં ઉછેરવામાં પણ સાથ આપે છે. પણ ઈંડાં સેવવાની ફરજ તો માદાની જ છે.

પીલકને અંગ્રેજીમાં The Golden oriole અથવા Mango bird કહે છે. વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Oriolus Oriolus Kundco ( sykes) એમ કહેવું જોઈએ

### કાળા માથાનો પીલક

પીલકના કદનો જ આ કાળા માથાનો પીલક રંગે લગભગ સરખો હોય છે. ફેર માત્ર તેના માથાના રંગમાં પડે છે જે આખું કાળા રંગનું હોય છે. અને તે ઉપરાંત રંગમાં તે કંઈક ઘેરો જણાય છે. પાંખો કાળા રંગની, આંખો રાતી અને પગ કાળાશ પડતા રહે છે. માદાના માથા ઉપર અને છાતી ઉપર લીટીઓ હોય છે. અને રંગે કંઈક ઝાંખી રહે છે. નાની ઉંમરનાં પંખી માદાના રંગને મળતાં આવે છે.

પીલક અને કાળા માથાનો પીલક આખા ભારતમાં જોવામાં આવે છે પણ સૌરાષ્ટ્રમાં આ પીલક પ્રમાણમાં ઘણો ઓછો જોવા મળે છે. આ પીલક પણ સ્થાનિક પ્રવાસી છે.

ગીચ ઘાટી વનરાજી પછી તે વનમાં હોય કે માનવ સહવાસ પાસે હોય તો તે જગ્યા ઉપર તે અવશ્ય આવવાનો. અવાજમાં તે કર્કશ છે અને પોતાનો આ અવાજ આખો વખત સંભળાવ્યા કરે છે. તેની સાથે મધુર અવાજ પણ કરતાં સાંભળવામાં આવે છે. તેની બીજી બધી ખાસિયતો પીલકને મળતી આવે છે.

બંને પ્રકારના પીલકમાં એક એવા પ્રકારની ખાસિયત માલૂમ પડી છે કે જ્યાં કોસીટાએ માળો બાંધ્યો હોય અથવા તો તેણે માળો બાંધ્યો હોય ત્યાં કોસીટાએ તે જ વૃક્ષ ઉપર એક બીજા પંખીએ પોતાનો માળો બાંધેલો દેખાય છે તેની સાથે બીજાં પંખી જેવાં કે બુલબુલ લલેડાં હોલાં પણ માળો બાંધી પોતાનું કુટુંબ ઉછેરે છે. આવા સંપથી દરેક પંખી પોતાનું કુટુંબ નિર્ભય રીતે ઉછેરી શકે છે. એટલે એક જાતનું પંખી માળા પાસે ન હોય તો બીજી જાતનું હોય છે આથી તેના દુશ્મનને તેનાં બચ્ચાં ઉપાડી જવાની તક નહીંવત મળે છે.

કાળા માથાના પીલકને અંગ્રેજીમાં The Black-headed oriole કહેવાય છે અને તેને વિજ્ઞાનિક રીતે ઓળખવો હોય તો Oriolus Xanthornus ( Linn ) કહેવું જોઈએ.

### કાળો કોસીટો

બુલબુલથી સહેજ મોટા કદનો અને ફાટેલી પૂંછડી અને રંગમાં તદ્દન કાળા આ કાળા કોસીટની ચાંચના મૂળમાં ઘણી વખત ધોળા ડાઘા દેખાય છે. તેની ચાંચ સહેજ વળેલી અને મજબૂત તથા રંગે કાળી હોય છે. પગ ટૂંકા અને રંગે કાળા રહે છે. આંખનો રંગ કથ્થાઈ હોય છે. નર માદાના રંગમાં જરાય તફાવત જણાતો નથી.

કાળો કોસીટ આપણું ખૂબ જાણીતું અને બહુ જ સામાન્ય પંખી છે. તેનો ખાસ અડ્ડો ટેલીગ્રાફના તાર, થાંભલા અને પાંદડાં વગરની ઊંચી ડાળી ઉપર છે. તેની પૂંછડી જ તેને ઓળખવા માટે સરળતા કરી આપે છે. કાળા કોસીટને ગામડાનાં માણસો ' પટેલ 'ને નામે ઓળખે છે. કારણ પંખી સૃષ્ટિમાં કાળો કોસીટ ઘણું હિંમતવાળું પંખી છે એટલે ગમે તેવા દુશ્મનનો સામનો કરવામાં તે પાછો પડતો નથી. તેને પ્રકૃતિએ ટૂંકા પગ આપ્યા છે એટલે તે ભાગ્યે ભોંય ઉપર ઊતરી જીવાત પકડે છે. તેનો આહાર ઊડતી જીવાતનો છે અને તે પોતાની ખુલ્લી બેઠક ઉપરથી તેની પાછળ પડી પકડી પાડે છે. તેની પૂંછડી લાંબી અને તેના કરતા પાંખો ટૂંકી હોવાથી હવામાં તે સહેલાઈથી ઊંચે ચડી શકે છે. વર્ષાના દિવસોમાં કોસીટ અજવાળી રાતના ઊડતાં અને બોલતા સાંભળવામાં આવે છે.

કાળો કોસીટ મોટો હવાબાજ પંખી ગણાય છે આથી તેને ગમે તેવી રીતે ઊડતાં જરાય તકલીફ પડતી નથી સાંજના તેને ઊડતી જીવાત પાછળ ગગનમાં ચડતાં જોવાનું ભાગ્યે જ નહીં બનતું હોય. કોસીટની ખાસ ખાસિયત એ છે કે તે કોઈ પણ જીવાતના કડક ભાગોને જીવાતને પોતાના પગમાં પકડી રાખી ચાંચથી તોડીને કાઢી નાખે છે. કોસીટને મધમાખીઓ અને ભમરી આરોગવાનો શોખ હોય છે.

પંખીનો પટેલ હોવાથી તે ગમે તેવા શત્રુનો સામનો કરતાં ડરતો નથી. ઢોરો ચરતાં હોય કે બકરાં કે ઘેટાનું વાઘ ચરતું હોય તો તેની પીઠને અડ્ડો બનાવી તેઓ જે જીવાત ઉડાડે તેને પકડી લેવામાં ભારે ચપળતા રાખે છે. ખેડૂતનો આ પંખી મિત્ર ગણાય છે કારણ કે પાકને નુકસાન કરતી ઘણી જીવાતને તે ખાઇને અંકુશમાં રાખે છે.

કાળો કોસીટ ઘણી જાતના પ્રાણી અને પંખીની નકલ કરી શકે છે. અને તે નકલનો ઘણી વખત બીજાં પંખીએ શોધેલો ખોરાક પડાવી લેવામાં પણ ઉપયોગ કરે છે. છતાં તેની ગણત્રી સંગીતકાર પંખીમાં આવતી નથી. નાની ઉંમરનાં પંખી પેટાળમાં રાખોડી રહે છે.

કાળા કોસીટની વસ્તી આખા ભારતમાં છે. એટલે ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં તે કાયમી રહેવાસી છે.

મે માસથી ઑગસ્ટ માસ સુધીમાં તેના માળા જોવામાં આવે છે. તે પોતાનો માળો પાતળા બેલાખામાં છીછરા અને આછા વાટકા જેવો બનાવે છે. તેમાં તે મૂળીઆં, અને કરોળીઆનાં જાળાં વાપરે છે. નીચેથી જોઈએ તો તેમાં ઈંડાં છે કે બચ્ચાં તે તરત દેખાઈ આવે છે. તે ત્રણથી ચાર આછી ગુલાબી ભોંય ઉપર ઘેરા રતાશ પડતા કથાઈ ડાઘાવાળાં ઈંડાં મૂકે છે. સમળી કે કોઈ બાજ કે બિલાડી તેના માળા ઉપરથી કે નીચેથી પસાર થઈ શકતું નથી અને તે ઉપરથી તેનો માળો તરત જ વરતાઈ આવે છે.

કાળા કોસીટને અંગ્રેજીમાં The King Crow અથવા તો Black Drongo કહેવાય છે અને તેને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Dicrurus Macrocercus (Viellot) એમ કહેવું જોઈએ.

### રાખોડી કોસીટ

કાળા કોસીટના કદનો આ રાખોડી કોસીટ માત્ર તેના દેહની પાતળી શરેડીથી માલૂમ પડે છે એટલે તેની પૂંછડી પણ પાતળી જણાય છે. રંગે સામાન્ય રીતે તો તે કાળો જ છે. પણ પ્રકાશમાં તે ચળકતો ભૂરો વરતાય છે. આંખો રાતા રંગની, પેટાળ ઘેરું રાખોડી અને તેમાં ધોળો રંગ પણ દેખાય છે. નાની વયનાં પંખીમાં સફેદાઈ વધારે માલૂમ પડે છે. બાકી તેની બીજી બધી ખાસિયત કોસીટને મળતી આવે છે.

રાખોડી કોસીટ આપણે ત્યાં પ્રવાસી પંખી તરીકે શિયાળામાં આવે છે. અને તેને વિશે કોઈ વધારે માહિતી સાંપડતી નથી. જ્યાં જોવામાં આવે છે ત્યાં તે એકાકી જ નજરે પડે છે. અને તે ગાયક છે એમ સાંભળવામાં આવ્યું છે. પણ મારા સાંભળવામાં તેનું ગાન આવ્યું નથી. તેનો આહાર ઊડતી જીવાતનો છે.

ઉત્તર ભારત અને ગુજરાત સૌરાષ્ટ્ર તથા કચ્છમાં તે શિયાળામાં જોવામાં આવે છે.

તેનો માળો આપણે ત્યાં જોવામાં આવતો નથી.

રાખોડી કોસીટને અંગ્રેજીમાં The Indian Grey Drongo કહેવાય છે અને Dicrurus Leucophaeus Longicaudatus (Jerdon) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### સફેદ પેટનો કોસીટ

કોસીટ જેટલા જ કદનો આ પંખી પીઠ ઉપર રાખોડી ભૂરો અને નીચલી છાતી, પેટ અને દુમ ઉપર સફેદ રંગનો હોય છે. જ્યારે છાતી ઉપર ઘેરો





રાખોડી રંગ રહે છે. નરમાદાના રંગમાં કાંઈ ફરક જણાતો નથી.

આપણે ત્યાં આ સફેદ પેટના કોસીટ પ્રવાસ કરીને શિયાળામાં આવે છે. આવે છે ત્યારે આઠ દશના સમૂહમાં આવી જાય છે પણ પછી તો તે એકાકી જ વસવાનું પસંદ કરે છે. જે સમયે તેનો વસવાટ આપણા બાગબગીચા, વાડીઓ વનવગડામાં હોય છે. સ્વભાવે શરમાળ ગણાય પણ નિરીક્ષણ કરવા દે છે. છતાં તે એક જગ્યા ઉપર કાયમી નિવાસ કરતો નથી. આ કોસીટ ગાયક પંખીની ગણત્રીમાં આવે છે. વળી તેની ખાસિયત તદ્દન ખુલ્લી જગ્યામાં બેસવાની નથી. એટલે ઘાટાં વૃક્ષો અને વનરાજી હોય ત્યાં જ જોવામાં આવે છે. જ્યાં તે બપોરના સમયે પોતાના ગળામાંથી ઘણાં પંખી અને પ્રાણીની નકલો કરતો સાંભળવામાં આવે છે

સૌરાષ્ટ્રમાં તે મુસાફર છે. પણ ઘાટાં વનો હોય ત્યાં તે ભારતમાં અને ગુજરાતમાં વસતો જણાય છે. એને કચ્છ જેવો પ્રદેશ સુક્કો જણાય છે એટલે ત્યાં તે દેખાતો નથી. છતાં શિયાળામાં બીજે તે અવશ્ય જોવામાં આવે છે.

કોસીટ કુટુંબ કીટભક્ષી છે. અને તેની ખાસ ખાસિયત ઊડતી જીવાત પકડીને પેટ ભરવાની છે. તે ઉપરાંત મધુરસ પીવાની પણ ઇચ્છા રાખે છે.

આ સફેદ પેટના કોસીટનો માળો મારા જોવામાં કદી આવ્યો નથી, પણ તેનો માળો બાંધવાનો સમય તેના કુટુંબ સાથે જ છે અને માળો પણ એવો જ બનાવે છે. તેમાં ઈંડાં પણ એવા જ રંગનાં અને સંખ્યા પણ એટલી જ હોય છે.

ધોળા પેટના કોસીટને અંગ્રેજીમાં The White-Bellied Drongo કહેવાય છે અને તેને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Dicrurus Caerulesens Caerulescens (Linn) કહેવું જોઈએ.

### ભીમરાજ

મેના જેટલું લગભગ કદ પણ તેની પૂંછડીનાં બહાર આવતાં લાંબાં પીંછાંની લંબાઈ આશરે પંદર ઈંચ હોય છે.

આ કુટુંબમાં કાળો રંગ પ્રધાનપણે હોય છે તેમાં જો કે ચળકાટ જોવામાં આવે છે. ભીમરાજની ખાસ વિશિષ્ટતા તેની ચાંચના મૂળમાંથી નીકળીને ઊભી થઈ પાછળ જતી ચોટી અને પૂંછડીમાં બે ટેનીસના રેકેટ જેવાં પીંછાં છે. આંખો રાતી અને પગ કાળા રંગના રહે છે.

આખા ભારતમાં ભીમરાજ તેના ગળા માટે ખૂબ મશહુર છે. ભીમરાજ આ માટે તો ખાસ પાળવામાં આવે છે છતાં તેને પાળવો જરા અઘરો છે કારણ કે આ પંખી પોતાની પાંખો ખોલીને ઊડી શકે એવું પાંજરું ખાસ જરૂરનું છે. નર માદા વરતવાં ઘણાં મુશ્કેલ છે.

ભીમરાજનો વસવાટ તેના કોસીટ કુટુંબ કરતાં જુદો છે એને તો નીલપર્ણી વનોમાં વસવાનું ગમે જ્યાં તે બોલતો હોય તો તરત જ પોતાના જરા કર્કશ અવાજથી ઓળખાઈ આવે છે. તેની ખાસિયત સવાર સાંજ જંગલમાં ખુલ્લી જગ્યામાં નીકળવાની છે જ્યાં તે પાંદડાં વગરની ડાળીએ બેસી ઊડતી જીવાત પકડતાં જોવામાં આવે છે. ભીમરાજની બીજાં પંખીની નકલ કરવાની શક્તિ હેરત પમાડી દે એવી છે. પરોઢીઆમાં તે પોતાના ગળામાંથી સંગીત છેડવાની શરૂઆત કરી દે છે. હવા ઉપરનો તેનો કાબૂ એટલો બધો હોય છે કે જો તે જોવા મળે તો જોયા જ કરીએ એવી ઇચ્છા થાય છે. સ્વભાવે શરમાળ ખરો પણ જો છુપાઈને જોઈએ તો જોઈ શકાય છે.

સૌરાષ્ટ્ર કચ્છ તો આ પંખી માટે તદ્દન સુક્કો પ્રદેશ છે પણ ગુજરાતના દક્ષિણ ભાગમાં તે વસે છે કે જ્યાં ઘાટાં વનો છે.

એપ્રિલથી ઓગસ્ટ સુધી તે ઊંચા વૃક્ષના બેલાખામાં આછો મૂળીઆનો માળો બનાવે છે. અને તેના કુટુંબના જેવા જ રંગનાં બેથી ચાર ઈંડાં મૂકે છે.

ભીમરાજને અંગ્રેજીમાં The Racket Tailed Drongo કહેવાય છે અને Dicrurus Paradiseus (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે. એ ઉપરથી સમજી શકાય છે તે સ્વર્ગનું પખી છે.

**લાજના**

મેના કદનો પણ પૂંછડીએ લાંબો લાજનાનો નર માથે કાળાશ પડતો કથ્થાઈ અને ઉપલી છાતી પણ એ જ રંગની. પછી તરત જ સફેદ પટ્ટી આવે અને નીચલો ભાગ ચળકતો રાતો હોય છે પીઠ ઉપર તે પીળાશ પડતો કથ્થાઈ જે કડના ભાગ ઉપર ચળકતો રહે છે. પાંખમાં કાળી ધોળી લીટીઓ આવે છે જે છેટેથી જોતાં રાખોડી જણાય છે. તેની પૂંછડીનો છેડો કાળો અને બાકીનો ઉપરનો ભાગ ચેસ્ટનટ રંગનો પણ તેનો દેખાવ ફડક, ચોરસ અને લાંબો હોય છે. તેમાં થોડાં ધોળાં પીંછાં પણ રહે છે. આંખો આસપાસની ચામડી અને ચાંચ પાસેનો રંગ ભૂરો રહે છે. જ્યારે માદા નારંગી કથ્થાઈ રંગની માથે રાખોડી અને છાતીએ પણ એવા જ રંગની હોય છે.

નર બહુ આકર્ષક રંગનો અને ગીચ ઝાડીમાં ખાસ વસતો નથી. પણ ના. ધર્મકુમારસિંહજીએ જે લાજણુ ડાંગના વનમાં જોઈ તે બધી તો સૂકા પાંદડા વગરના ભાગમાં અને વાંસના તખ્તામાં જોઈ હતી. મેં તો આ પંખીને એક મુંબઈની ક્રાફર્ડ મારકેટમાં જોયાનું યાદ છે. સ્વભાવે શરમાળ છે એટલે નજીક આવવા દેતું નથી. તે એકાકી પણ હોય છે અને જોડીમાં પણ બતાય છે. અને જોનાર તરફ પીઠ રાખવાની ખાસ ખાસિયત છે. તેના 'મીયાંઉ' જેવા અવાજથી તેની હાજરીની ખબર પડી જાય છે. ઊડતી જીવાત પકડવામાં બહુ ચપળ છે અને ફળો પણ ખાય છે.

પશ્ચિમ ઘાટથી ત્રાવણકોર સુધી તે વસે છે અને ડાંગમાં તેનો વસવાટ છે. તે ઉપરાંત દક્ષિણ ગુજરાતમાં પણ જોવામાં આવે છે. સૌરાષ્ટ્ર, કચ્છમાં કોઈ વખત જોવામાં આવી નથી.

તેના માળાની મને માહિતી નથી.

લાજણને અંગ્રેજીમાં The Malabar Trogon કહેવાય છે અને તેને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Harpactes Fase-iatus ( Pennant ) એમ કહેવું જોઈએ.



'મીનપિયાસી'

## કીકીઓ કાળી

કાળી કાળી આ બે કીકીઓ તારી,
અંતરના તારા ઓરડાની જાણે,
ગહન ગેબી બોલતી બારી—કાળી૦
ઓરડે પાથરી કોમળ પ્રીત્યું,
ગમતી ગાદલીચોય બિછાવી
ઊમળકાનાં ઉર-ઓશીકે,
હુંય દેતો મારું મન ઝુકાવી.
સંધ્યા ઉષા સમા પોપચાં ઓથે,
રમતી દેખું રાત દુલારી—કાળી૦
હૈયાની તારી વાંચવા પોથી,
અક્ષર માંડ્યા અમૂલ મોતી,
કાજળની કાળી શાહી લખે તે,
ગીતની કડીઓ લેતો હું ગોતી,
ઝીલતાં એના રાગના સૂરો,
રણઝણે મારી ઉર સિતારી—કાળી૦
નાનકું તારું નેન-સરોવર,
છલકે તારાં 'વહાલનાં વારિ,
તીરનાં પાંપણ તરણે ઝૂલે;
ઇંદ્રધનુની શી રંગ-ખુમારી,
એક જ બિંદુનાં ઉર ઊંડાણે,
ડૂબતી આખી દુનિયા મારી—કાળી૦







'વિશ્વામિત્ર'

# ખોયાં વા'લાં માનવી

નફરત, તિરસ્કાર અને બેદરકારી જ્યારે ખૂબ વધારે જોર કરે છે ત્યારે તેમાંથી વિરુદ્ધ તત્ત્વો આપોઆપ ઉદ્ભવે છે. પણ ત્યારે બહુ મોડું થઇ ગયું હોય છે. એ પળ, એ ઘડી વીતી ગઈ હોય છે અને હાથ જ ઘસવા પડે છે એવી આ વાર્તાને બહેલાવાઈ છે...

પરમલી જ્યારે દરરોજ સવારમાં જુવારના ખેતરે ભાત લઈને જતી ત્યારે રસ્તામાં પેલો રખડેલ છોકરો કરમસી આવી તેની સાથે ચાલવા લાગતો. દરરોજ આમ નિયમિત રીતે બન્યે જતું. પ્રથમ તો પરમલીનું ધ્યાન ખેંચાયું નહિ, પણ જ્યારે દસ પંદર દિવસ રોજ આમ બનવા લાગ્યું ત્યારે તેને ખબર પડી કે આવડો આ જાણી જોઈને સાથે થઈ જાય છે. ખેતર આવે ને પરમલી છીંડામાં વળે એટલે પેલો આગળ ચલ્યો જતો. પરમલી સાફ સમજી ગઈ કે આ ભાઈની દાનત ખોરી છે. આ કરમસીડાની તેણે સારી પેઠે વાતો સાંભળી હતી. તે પૈસાદાર સુખી ખેડૂતનો છોકરો હતો. ઘરે ચાર ચાર સાંતીડાં જૂતતાં. એનો બાપ ને એના ભાઈઓ ઘણા જ મહેનતુ, પણ આ ભાઈ તો ફકદંડ હતો. કામકાજ કરવું નહિ, ને બારેમાસ નવરા રહી એકના ખેતરેથી બીજાને ખેતર અને એકના ઘેરથી બીજાના ઘેર રખડ્યા કરવું.

પરમલી સમજતી હતી કે એણે ઘણી છોકરિયુંની મશ્કરી કરી હતી ને ઘણાંની અણઘટતી છૂટ પણ લીધી હતી. એવો એ ફકદંડ જ્યારે આવી રીતે પોતાની પાછળ પડ્યો છે એમ સમજાયું ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. આમ તો એ પણ ગાંજી જાય એવી નહોતી. એણે પણ ભલભલા જુવાનીઆને પાણી ભરાવ્યાં હતાં. ઘણા તેની પાછળ ભમ્યા હતા ને છેવટે નિરાશ થઈ થાકયા હતા. ઘણાને તેણે ફોગટ બકાવીને આશામાં રાખ્યા હતા ને છેવટે એવા ખખડાવ્યા હતા કે તેમની શરમનો પાર નહોતો રહ્યો. જુવાન જોધ કુંવારી પરમલી રખડેલ કરમસીડાથી કદી ગભરાય તેવી નહોતી. છતાં સાધારણ ભય તો તેને થયો જ. છતાં એને હિંમત હતી. કોઈ દિવસ કાંઈ બોલે કે અડપલું કરે ત્યારે વાત છે ને! તે દા'ડે જોઈ લો મજા. બધે બીડાણો હશે પણ આ ખેરવે નહિ બીડાણો હોય!

આમ તે ખેતરે ભાઈનું ભાત લઈને નીકળે છે, ને પેલો ચકર ચકરમાંથી ગામની ભાગોળેથી હારે થઈ જાય છે. પરમલી તેની સામે નજર સુદ્ધાં કરતી નથી, પછી બોલે તો શાની જ? તે તો જાણે એકલી જ ચાલી જાય છે તેમ મલપતી ચાલે ઝપાટાબંધ ચાલવા લાગે છે. પેલો પણ સાથે ને સાથે જ ચાલવા લાગે છે. એય એક પણ શબ્દ બોલતો નથી. પરમલી રાહ જુએ છે કે આજે નહિ તો કાલે, કાલે નહિ તો પરમ દિવસે બોલશે! એના સ્વભાવ જેવું ભૂંડું બોલશે. પછી જોઈ લો મજા!

પણ નવાઈની વાત હતી. પરમલી પણ નવાઈ પામી જાય છે. એક મહિનો વીતી ગયો છતાં, વગડામાં એકાંતનો લાગ છતાં, એક શબ્દ કેમ બોલ્યો નહિ? શું મારાથી બીતો હતો?

પરમલી જ મનોમન હસી પડી. એને વળી બીવાની વાત કેવી? એ મોટા ચમરબંધીથીયે બીતો નથી, પછી મારાથી શાનો બીઆય? તો પછી શું હતું? પરમલી સમજી શકી નહિ કે તો પછી આવડો આ મહિનાદનથી દા'ડી પગ શા કાજે ઘસતો હશે?

એક મહિના પછી, આવા વિચારને અંતે, પરમલીએ મદમસ્ત ચાલે ચાલ્યા આવતા એ રખડેલ સામે નજર માંડી—પ્રથમ વાર જ. એ જોઈ શકી કે એકીટશે પોતાના મોઢા સામે જ એ તાકી રહ્યો હતો. પરમલી ઝાળ ઝાળ થઈ ઊઠી. કાંઈ કહેવા-સંભળાવવાનું મન થઈ આવ્યું, પણ ખામોશ રાખી. નાહકનો શા સારુ છાણે વીંછી ચડાવવો! છોને મોઢા સામે જોઈ રહે, એથી કાંઈ પીટયાના હાથમાં થોડું

જ કાંઈ આવવાનું છે ?

પાછા દસેક દિવસ વહી ગયા છે. પરમલી હવે અકળાઈ છે. બળ્યું રોજની તે આ શી પીડા! પીટચો દા'ડીનો દા'ડી ઊભો હોય છે. હવે તો જે થવું હોય તે થઈ જાય તો ખબર તો પડે કે મુઓ શું કરવા ધારે છે!

હવે તે મદમસ્ત ચાલે ચાલી શકતી નથી. પગના ધબકાર ધીમા પડ્યા છે. પેલાની ભારેખમ હાજરી સતત વર્તાઈ રહે છે. પણ કરવું શું તે સમજાતું નહોતું.

પણ એક દિવસ તે છીંડામાં વળી કે પેલો જરા આગળ જઈ બોલ્યો; બોલ્યો પણ પ્રત્યક્ષ રીતે નહિ, પણ લાંબા રાગે દુહો લલકાર્યો :

'એ...હરિયાળી તું ભોમ,
હું છું મેઘ ને માવઠું'...
એ...વણુ વરસ્યા સુકાય,
લીલા તારા માંડવા.'

પરમલી થોભી નહિ, ખેતરમાં દાખલ થઈ ગઈ. બબડી : 'પીટચો છો ને હાંગઠતો, મારું શું જવાનું ? મોઢે કે' તે દી વાત!'

હજુ દુહાનો લલકાર આવતો હતો :

'આવ્યો આંગણ મેઘ
વરસું વરસું થઇ રીયો,
પણ અવળા વાયા વાયરા,
વાયરે વાળ્યા મેઘ.'

બીજે દિવસે પણ, છીંડામાં ગયા પછી, એણે આઘે જઈ ને દુહો લલકાર્યો :

'થાક્યો જોઇ વાટ,
ભવના ભવ વણસી રીયા,
વણસે રદિયામાં હીર,
તૂટ્યા તાંતણ નઠ બાઝશે ?'

પરમલી બબડી : 'પીટચા મગતરા, થાક્યો હોય તો કૂવોહવાડો કર્ય ને,—જા ને પડ ઊંડા ધરામાં.'

પણ આ પછી દુહા બોલાતા નથી. પાછો મૂગો ક્રમ ચાલુ થયો છે. પરમલીની અકળામણનો પાર નથી. આ લપ છૂટે તો ઠીક. બોલતોય નથી કે છૂટતોય નથી. મોઢું જોઈને જ રદો વાળે છે. ફટ ભુંડા ગમાર, આવી નકામી આશા શાને રાખતો હોઈશ. આ તે કાંઈ પરમલી રસ્તામાં પડી છે તે તને સાંપડી જાશે! તારા જેવા તો કંઈક ગયા ને જાશે,—તું મોટો બહાદુર હોય તો તારા ઘરે; એમાં બીજાને શું ?

એના તરફથી કનડગત ન થવા છતાં પરમલીને વસવસો તો રહ્યા જ કરતો કે એ એમ ને એમ તો નહિ જ છોડે. અત્યારે ભલે ન બોલતો, પણ કે'ક દિવસ—

પણ બીજા જ દિવસે તેનાં હાંજા' ગગડી ગયાં. આજે તે છળી ઊઠી. પેલો આવ્યો, પણ ખાલી હાથે નહિ. ભેટમાં છરી હતી, હાથમાં ભાલો હતો, અને ઘોડી ઉપર સવાર થઈને આવ્યો હતો. પરમલીને ચોક્કસ વસી ગયું કે આજે આની દાનત કાળી છે. પીટચો આજે તોફાન કરવાનો જ. ઘોડી જોઈને તે વિચારમાં પડી ગઈ. ઘોડી ઉપર નાખીને ...... તેનું આખું શરીર ભયથી થરથરી ઊઠ્યું. કરમસીડો કોળી, જે કરે તે ઓછું! છેવટે ન માનું તો બરસી પણ હુલાવી દે!

પરમલીને વિચાર આવ્યો, પાછી વળી જાઉં! આજે ગોંદરેથી જ પાછી વળી જાઉં; પણ તેનું અભિમાની મન આ કબૂલ કરી શક્યું નહિ. કરમસીડો કોળી હતો તો પોતે ક્યાં વાણીયા બામણની છોડી હતી ? શું એ મને ઘોડી ઉપર નાખીને લઈ જશે ? પરમલીએ મનમાં મનમાં દાંત પીસ્યા—ખાસડાં લઈ જાય તો ભલે, મારો જીવ લેવો હોય તો લે, મારું મડદું ઉપાડવું હોય તો ઉપાડી જાય, પણ...

તે આગળ જ ચાલી, પાછી ન વળી. પેલો ઘોડી ઉપર બેસીને પાછળ પાછળ જ આવતો હતો. પરમલી મનોમન તૈયારી કરીને મક્કમ પગલે ચાલી જતી હતી. જે થવું હોય તે થાય, જે કરવું હોય તે કરે, પણ પાછી તો નહીં જ વળું.

અર્ધે રસ્તે આવ્યાં. ત્યાં ઝાડી હતી. જો એને તોફાન કરવું હોય તો આ લાગ હતો. પરમલીનું હૃદય ધડક્યું. પણ મક્કમ હતી, સામનો કરવા માટે તૈયાર હતી. પણ—

પણ તે તો ચાલ્યો જ આવે છે. ભયજનક જગા ગઈ. છતાં તે કાંઈ બોલ્યો નહિ. પણ પરમલી માનતી હતી, અહીં નહિ તો આગળ અથવા ખેતરના છીંડે પહોંચતાં સુધીમાં તે જંપશે નહિ. પણ કાંઈ બનતું નથી. ખેતર આવ્યું ને તે ખેતરમાં પેઠી. તેણે હવે જ શ્વાસ મૂક્યો. તે બબડી ઊઠી: 'પીટયો, ચમ આમ કરે છે!'

હવે તેને ચોક્કસ ખાતરી થઈ કે એવડો એ બીજું ગમે તે કરશે, પણ તોફાન તો નહિ જ કરે. તેને ખૂબ જ શાંતિ વળી, નવાઈ પામીને વિચારવા લાગી કે તો એ શું કરશે?

આખી રાત તેને ઊંઘમાં ખલેલ પહોંચી. હવે તો નિશ્ચય જ કર્યો કે જે થવું હોય તે થાય, પણ સવારે તો તેને મોઢામોઢ બે ચાર ચોપડાવી જ દેવી! એ સિવાય એ કેડો નહિ છોડે.

સવારમાં ઊઠી, ભાત ભર્યું ને ચાલી નીકળી. ગોંદરે જતાં જ તેણે આસપાસ જોયું કે પેલો ક્યાંય ઊભો છે? પણ દેખાયો નહિ. આજે જ આમ બનતું હતું. દરરોજ તો તે ગોંદરે આવતી ત્યારે એ ગમે ત્યાં આડો અવળો ઊભો હોતો. પરમલી સમજતી જ હતી. ગમે ત્યાંથી હમણાં ફૂટી નીકળશે—કોઈ દિવસ ચૂક્યો નથી. આજ ચૂકે ખરો? તે આગળ ગઈ અને ગોંદરું વટાવી ગઈ. આ વખતે તેણે પાછળ જોયું, પણ હજુ કોઈ દેખાયું નહિ. આ તો નવાઈ કહેવાય.

પરમલીનો નિશ્ચય હતો કે આજે ચોપડાવી દેવી! તેથી જ રાહ જોતી હતી. જરા આગળ ગયા પછી, પાછું જોયું ને થોડીવાર થોભી. વાહ ભાઈ, હજુ દેખાતો નથી! વિચારનો પાર રહ્યો નહિ. બે મહિનામાં એક પણ દિવસ ખાલી નહિ પાડનાર આજે રાહ જોવરાવતો હતો. તે આગળ ચાલી. લગભગ અર્ધે પહોંચી. એ દરમિયાન તેણે નહિ નહિ તો પચીસ વખત પાછું વાળી જોયું હશે. કોણ જાણે શાથી, તે અકળાઈ ઊઠી. મોટેથી બબડી ઊઠી: 'હત્તારીની! બાયલા! સમજી ગયો લાગે છે!'

ખેતરનું છીંડું આવ્યું, આજે તે સહેલાઈથી અંદર પ્રવેશી શકી નહિ. ત્યાં ઊભી રહીને ગામ ભણી લાંબી નજર ફેંકી, પણ કોઈ આવતું નથી, કોઈ ચકલુંય પણ. તે થોડીવાર થોભી, ને ધીમે રહી અંદર દાખલ થઈ. બીજે દિવસે પણ આમ જ થયું. પાછું તાકી તાકીને તેની ડોક દુઃખવા આવી. છીંડે ઘણી જ વાર થોભી. ઘરની રાત્રીએ તો ભયંકર સ્વરૂપ પકડ્યું. ઊંઘ આવી નહિ—હત્તારીની! મનની મનમાં રહી ગઈ ને!

ત્રીજે દિવસ ઊગ્યો. આજે આટલો બધો થાક કેમ લાગ્યો હતો? ભાત ભર્યું ને ચાલવા લાગી. પણ આજે તેને ડોક ઘણી દુઃખાડવી ન પડી. પેલો ટપકી પડ્યો હતો. પણ, હા! આજે પાછળ અને ઘણો છેટે ચાલતો હતો. મનમાં મનમાં તે બબડી—પીટયો દેખાયો! કેડો મેલતો હશે નફ્ફટ! ના ભૈ ના! ન મૂકે!

તે ઘડીક ઝપાટાબંધ ચાલી. પણ પાછળ છાની રીતે જોવાઈ ગયું ત્યારે સમજાયું કે પેલાની ચાલ ધીમી છે. ઘણો પાછળ રહેતો જાય છે. પરમલીથી આપોઆપ ચાલ મંદ થઈ ગઈ ને ઘણી જ ધીમી ચાલવા લાગી.

પેલો અર્ધે રસ્તે જતાં આંબ્યો. પરમલીએ વાંકી નજરે જોયું. પેલાના મોઢા ઉપર નિરુત્સાહ હતો. આણે આજે નિશ્ચય જ કર્યો હતો. બોલી:

'અલ્યા, કરમસીડા, કેમ મારો કેડો છોડતો નથી! તને કોઈ માથાની મળી લાગતી નથી!'

કરમસીડો બોલ્યો. તેના અવાજમાં જુવાનીનો રણકો લાગતો હતો, છતાં સમજાતું હતું કે તેમાં મંદના

ધણી છે. તે બોલ્યો : 'તે મારગ કોઈના બાપનો છે ? હું તો મારે હાલ્યો જાઉં છું. તને કોઈ દી તું કે તાં કીધું છે ?'

'તે કે' કેમ કરીને ! આ તો માથાની છે માથાની !' તે બોલી : 'ગમે એટલા રાસડા આરડયને, ગળું તૂટી જશે પણ કાંઈ વળવાનું નથી !'

'તે જાણું જ છું ! નઈ વળે ઈ જાણી લીધું !' તે બોલ્યો : 'ને માથાની વાત કરે છે ને, ઈ તો હમજ્યા મારા ભાઈ !'

'કોઈ કોઈને મળશો જ નઈ.'

આટલી જ વાત થઈ. પરમલી તો વિચારમાં જ પડી ગઈ. ઘરે આવતાં આખી વાટ એ જ વિચાર આવ્યા કર્યો કે એને આમ ધમકાવ્યો તો ય કાં કાંઈ તોફાન બોફાન કર્યું નઈ ? એ ઝાલ્યો રહે એવો છે જ નહિ, છતાં સાંખીને કેમ ચાલ્યો ગયો ? આ કોયડો જ હતો.

બીજે દિવસે રસ્તામાં હાજર હતો. પણ ધીમે ધીમે ચાલ્યો આવ્યો. આટલું કહેવા છતાં પણ પાછો આવ્યો ? પરમલી ગુસ્સામાં સમસમી ઊઠી. પણ બોલી નહિ. એ પણ કાંઈ બોલ્યો નહિ.

પાખું અઠવાડિયું આમ જ ચાલ્યું. પરમલીએ કહ્યું :

'શું ધાર્યું છે, અલ્યા ?'

'ધાર્યું તો ઘણું જ હતું !'

'તો હવે મન વાળ ને ?'

'મન વાળું ?' પેલે નજર માંડી. પરમલી કંપી ઊઠી. ઉતાવળે બોલી :

'તોફાન કરવું છે ?'

'તોફાન કરવું હોત તો કયારનુંય કર્યું હોત !' ને તેની નજર ઠંડી થઈ ગઈ. પરમલીએ ચાલતી પકડી. પેલો ત્યાં જ થોભી ગયો.

પરમલીએ છીંડામાં પ્રવેશતાં પાછળ નજર નાખી. પેલો ધીમે ધીમે પાછો ચાલ્યો જતો હતો. પરમલી ત્યાંથી ઘણીવાર સુધી ન ખસી શકી.

બીજે દિવસે પણ આવ્યો. પરમલી આજે સામે તાકી પણ નહિ કે બોલી પણ નહિ. છીંડું આવ્યું કે તે અંદર દાખલ થઈ ગઈ. પણ અંદર દાખલ થતાં જ બહાર રસ્તામાંથી ચાલ્યા જતા કરમસીડામા દુહાનો અવાજ આવ્યો, ને તે થોભી ગઈ. અવાજમાં પહેલા જેવો રણકાર નહોતો, થાકેલો માણસ ગાતો હોય તેવો અવાજ હતો :

'ચોમાસું હાર્યો સાયબો,
  જાશે દૂરના દેશ...
મળશે કોઇ માનવી,
  એને મળશે માગ્યા મેહ.'

પરમલી બબડતી ચાલી : 'પીટયો ગાંડો થયો લાગે છે !'

બીજો દુહો આવ્યો :

'મળશે માગ્યા મેહ,
  પણ ખોયા વા'લાં માનવી
માનવી માનવીમાં ફેર,
  રદિયે રદિયો નઈ મળે.'

પરમલી બબડતી ચાલી જતી હતી : 'ગમાર જેવો ! રદિયે રદિયો મેળવવાવાળો ન જોયો હોય તો !'

એ બીજે દિવસે આવ્યો નથી. પરમલી ભાત ભરીને આવે છે પણ કયાંય દેખાતો નથી. પરમલી સમજે કે હાસ્તો, આજ નહિ તો કાલે આવવાનો ! થોડો છાલ છોડે તેમ છે. છતાં તે વારંવાર પાછળ જુએ છે, ખેતરનું છીંડું આવે છે, ત્યાં થોડીવાર થોભે છે, ને ચાલવા માંડે છે.

બીજે દિવસે પણ આવ્યો નથી. પરમલીએ હવે એક વખત પણ પાછળ જોયું નથી. તેને લમણો વાળવાની જરા પણ જરૂર નથી. થાકયો હશે, આશા મેલી હશે. હાર્યો ને ! ફકદંડ !

પણ ત્રીજે દિવસે તો પરમલી અકારણ ગુસ્સે થઈ ઊઠે છે. વારંવાર પાછળ નહિ જોવાની પ્રતિજ્ઞા તૂટી જાય છે. આથી જ એ ફકદંડ ઉપર વધારે ખીજાય છે. બબડી ઊઠે છે—એ એના મનમાં ખાંડ ખાય છે ખાંડ ! જોયું ને, માથાની મળી ને ! બીજી કોઈ કાચી પોચી હોત તો એ આમ સહેલાઈથી કેડો મેલત ?

હવે તો જો પાછો કેડો પકડે ને–

તો શું કરશે એ નિશ્ચિત છે. આ વખતે તો ખખડાવી જ નાખે ! આવડી ઉપટાળીને સંભળાવે !

'તારે ઘેર માબે'ન નથી કે અલ્યા ભામટા ?'

પણ આ શબ્દો બોલવાનો વખત આવતો નથી.

પણ આ દિવસ વહી ગયા. પરમલી ભાત આલવા જાય છે, સાંજે ચારનો ભારો ઉપાડીને પાછી આવે છે. હમણાંથી તેના શરીરે સુખ રહેતું નથી. કોઈ દિવસ માથું ચડે છે, કોઈ દિવસ તાવ આવે છે; રાતે પૂરી ઊંઘ પણ આવતી નથી. ખેતરનો લાંબો પંથ ચાલવો ઘણો જ કપરો લાગે છે. રસ્તામાં ચાલતાં કાયમની ટેવ જ પડી ગઈ છે—પાછું વાળીને જોવાની !

ખેતરના જુવારના માળા ઉપર તે વૈયાં ટોવા ચઢે છે ત્યારે તેની નજર ગામ ભણી ઠેઠ છેટે મંડાય છે. કોઈ નથી હોતું તો ય તેને કોઈ ચાલ્યું આવતું માનવી દેખાય છે. વૈયાંને સંબોધીને ઉડાડવા જતાં બોલે છે :

'હો–હો–હો ! ઊડ રે ઊડ ! રખડેલ, વંઠેલ ! ફકદંડ ! હો હો હો ' આમ બોલતી તે ગોફણ વડે ગોળા ઝીંકવા માંડે છે–પછી વૈયાં હોય કે ન હોય તો ય ! રીસ કરી કરી ફેંકે છે. ગોળા ફેંકતી જાય છે અને ગાવા માંડે છે :

'વાયરે વળગી વીજળી રે,
        વીજે વળગ્યો મે...હ
ટહુકે પેલો મોરલો રે,
        ધ્રૂસકે વરહજે મેહ...?'

ગોફણના ફટાક અવાજ સાથે ગોળો છૂટે છે, દૂર દૂર જુવારના ઘેરામાં પડે છે. અને એ બીજો દુહો ગાય છે :

'એક ના . વરસ્યો માનવી રે,
        જેનાં કાળજાં છે કઠોર,
પેલી રૂવે ઊભી બાપડી રે,
        એને હૈયે વળગી જ લાય.'

સાંજની તે ભારો ઉપાડીને ઘરે આવે છે. રસ્તામાં તેની ગોઠણ ધરમલી મળી ગઈ. ઊભી રહી. બોલી :

'પરમલી કે ?'

પરમલી થોભી. માથેથી ભારો નીચે નાખ્યો ને હાથ કરી ઊભી રહી. 'અલી અટાણે ચાં જા છ ?' પરમલીએ પૂછ્યું.

પેલી બોલી : 'ગાય નથી આવી. ગોતવા જાઉં છું.'

'ગામની નવા જૂની તો કહે.'

'નવા જૂની ? તું કાંઈ જાણતી નથી, અલી ?' ધરમલી નવાઈ પામતી બોલી.

'ના બુન, ચ્યાંથી જાણું. સવારે જઉં છું ને સાંજે આવું છું.'

'પેલો હતો ને...' ધરમલી બોલી.

'કુણ ?'

'પેલો ફકદંડ–'

'ફકદંડ ?' પરમલી આંખો ફાડી તાકી રહી.

'ઓલ્યો કરમસીડો, ઓળખ્યો નઈ ?'

'હા, તે શું છે એનું ?' પરમલી અસ્પષ્ટ સ્વરે બોલી.

'ભાગી ગ્યો, એકલો નહિ હોં !' ધરમલી ધૂંધુ હસી.

'એકલો નહિ તો—?'

'પેલી જીવલીને લઈને પલાયન કરી ગ્યો !'

'જીવલી ? પેલા કાળા કાકરેચાની છોડી ? આખું ગામ બગાડનારી—' પરમલી પૂરું બોલી શકી નહિ.

'હા.' ધરમલી બોલી : 'હું ક્યારનીયે જાણતી 'તી કે ઈવડી ઈ એની કેડે પડી છે, પણ ઈ દાદ જ નો'તો દેતો ! પણ એકદમ શું થ્યું કે રાતોરાત લઈને ભાગી ગ્યો !'

'ઈ એની કેડે પડી હતી ?'

'હા, લાગલાગટ બાર મઈનાથી. પણ ઈ એને બોલાવતોય નઈ ! જીવલી મને ઘણી વખત વાત કરતી કે પીટચો સામેય તાકતો નથી.'

'તો ભાગ્યાં ચમ ?' પરમલી બોલતી હતી, સાથે હાંફતી પણ હતી.

'જીવલીનું સગપણ કરેલું હતું. ભાગે નઈં તો શું કરે !'

'ક્યારનાં એ નાઠાં ?' પરમલી બેસી ગઈ ને બોલી.

આમ એને એકાએક બેસી જતી જોઈ ધરમલી નવાઈ પામી બોલી : 'અલી, થાકી ગઈ છે ?'

'હા, બુન, થાકીને લોથ થઈ ગઈ છું.' તે બોલી : 'કે' તો ખરી, ક્યારે નાઠાં ?'

'ઘણા દા'ડા થઈ ગયા. પંદર વીહ દન. ઘણાં ગોત્યાં પણ હજી હાથ આવ્યાં નથી.'

પરમલી હવે બોલી શકી નહિ. ફાટી આંખે સામે તાકી રહી ધરમલી વધારે નવાઈ પામતી, શંકાની નજરે જોતી બોલી : 'તે અલી, તું—'

'હું ?' તે દયામણા સ્વરે બોલી : 'મારું માથું ભમે છે.' બુન, આટલો ચારનો ભારો ઘરે મેલવા આવીશ ? બુન, ઘણા દનથી મને તાવ આવે છે !'

આ વાત સાંભળતાં જ તેનું માથું કાં ભમવા માંડ્યું એ ધરમલીથી સમજાયું નહિ. છતાં તેને એનો આવો દીદાર જોઈ કહેવું પડ્યું : 'લાવ બુન, હું ઉપાડી લઉં. પણ આમ હોય તો તારે બા'ર ન નેંકળવું જોઈએ !'

રાત્રે ખાટલામાં પડીપડી પરમલી ઊના નિશ્વાસ નાખી રહી—

'ફટ ભુંડા કરમસીડા ! ભાગ્યો પેલી ગામના ઉતારને લઈને ! આમ કરવું 'તું તો તે દન ઘોડી ઉપર નાખીને મને જ કાં ન ઊઠાવી ગ્યો ? આવો બા'દુર હતો તો એ ટાંણે જ બાયલો કાં બની ગ્યો ! અલ્યા થોડા દા'ડા તો મારી વાટ જોવી 'તી ! ઉપાડી જાવાની હેંમત નો'તી તો—કરમસીડા કરમસીડા ! તેં મારો ભવ બાળી મેલ્યો—અલ્યા કરમફૂટી હું જ નો'તી જાણતી કે મારા દલમાં શું ભર્યું છે ! પણ તુંય ન જાણી શક્યો ! મુઆ, કે'વું તો 'તું તારે-એક ફેરા છેલ્લુકી વારનું કંઈ તો જોવું 'તું !'

તેની આંખોમાંથી આંસુની ધાર હેંડવા માંડી. પાલવ વતી આંખો લૂછી, બોલી : 'કરમફૂટી, હવે રોયા કર આખો ભવ,—એણે તો બચાડાએ કરવાંમાં બાકી જ નો'તી રાખી, પણ તું જ—'



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**ચીનના નેતાઓ :** વિજયગુપ્ત મૌર્ય, પાનાં ૨૪. પૈસા ૫૦. **હૂંડિયામણની સમસ્યા :** આર. કે. અમીન. પાનાં ૩૨. પૈસા ૫૦. **આરબ દેશોની ઊથલપાથલ :** ચન્દ્રવદન શુકલ. પાનાં ૩૨. પૈસા ૫૦, **કાપડ ઉદ્યોગની કથા :** કસ્તુરભાઈ લાલભાઈ. પાનાં ૩૨. પૈસા ૫૦.—ચારેયના પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, મુંબઈ ૧. **ઉપનિષદ્કથાઓ :** ધૂમકેતુ. પાનાં ૧૯૬. રૂ. ૩/૨૫. **તળપદી પ્રતિભાનું નૂર :** રસિકલાલ મા. વકીલ. પાનાં ૯૭. રૂ. ૨/૫૦.—બન્નેના પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ ૧. **પુણ્ય ક્રિયો સતવાર :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૪૪. રૂ. ૫/૫૦. **આંધી અષાઢની ૧–૨ :** પન્નાલાલ પટેલ. પાનાં ૨૮૬+૨૬૪. રૂ. ૧૧/૫૦. **દિલાસો :** પન્નાલાલ પટેલ. પાનાં ૩૧૧. રૂ. ૬/૫૦. **રૂડી સરોવરિયાની પાળ :** પીતાંબર પટેલ. પાનાં ૨૯૨. રૂ. ૫/૫૦. **રાતરાણી :** ભગવતીકુમાર શર્મા. પાના ૨૮૪. રૂ. ૫/૫૦. **જોબનપગી :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૧૮૦. રૂ. ૪/—. **પૂર્વાહ્ન :** જશભાઈ કા૦ પટેલ. પાનાં ૧૨૩. રૂ. ૨/૫૦.—સાતેના પ્રકા૦ હરિહર પુસ્તકાલય, સૂરત. **ગાંધીજીના જીવનના લાક્ષણિક પ્રસંગો :** અંબેલાલ નારણજી જોશી. પાનાં ૨૧૦. રૂ. ૩/૭૫. —ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, વડોદરા. **દિલ્હીમાં ગાંધીજી :** મનુબહેન ગાંધી. પાનાં ૩૯૭. રૂ. ૪/—. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૪.





વજુભાઈ વ્યાસ

# શરીરની ચામડી

આપણા શરીરના રક્ષણ માટે કુદરતે ચામડીનું આયોજન કરેલું છે. પણ એ ચામડી કઈ કઈ રીતે કેટલા કેટલા પ્રકારે આપણા શરીરનું રક્ષણ કરે છે તેની ખૂબ ઝીણવટભરી સમજૂતી આ લેખમાં વૈદકના અભ્યાસુ લેખક આપે છે...

આપણા માનવ શરીરના ઘણા જ અગત્યના અંગ અથવા તો માનવ-શરીરનો જેના ઉપર ઘણો આધાર છે તે ચામડી વિષે ઓછું જાણીએ છીએ. આ ચામડી કેવું કેવું અદ્ભુત કાર્ય દિન અને રાત કરે છે, તે આશ્ચર્યજનક છે. ચામડી શરીરને જીવંત રાખવામાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. જીવનના પ્રાણનો એ એક ભાગ છે તેમ કહીએ તો પણ ચાલે.

સામાન્યતઃ દાક્તરી વિદ્યાની દૃષ્ટિએ ચામડીના ત્રણ પડ ગણવામાં આવેલ છે. એક ઉપરનું પડ, એક અંદરનું પણ મધ્યનું પડ અને ત્રીજું નીચેનું પડ. આમ ત્રણ પડ બતાવવામાં આવ્યા છે. પરંતુ ભારતના પુરાણ કાળમાં તો ચામડીના પડ અંગે અને તેના માપ તથા કયા પડમાંથી કયા પ્રકારનો ઉપદ્રવ થાય છે તેનું ભારે વિસ્મયકારક સંશોધન કરવામાં આવ્યું છે.

શરીર વિષે જેમણે અગાધ સંશોધન કરેલ તે આયુર્વેદના મહાન જ્ઞાતા મહર્ષિ સુશ્રુતે ચામડીનું સંશોધન અખતરાઓ કરીને કરેલું છે, અને એ સમયે આવું વિજ્ઞાનિક જ્ઞાન હશે કે સંશોધનની દૃષ્ટિ હશે તેનું પણ ભારે આશ્ચર્ય થાય છે.

શરીરમાં ચામડીના પડ કેટલાં છે, અને એક પડનું બીજા પડ વચ્ચેનું કેટલું અંતર છે, વળી ચામડીના જુદા જુદા પડમાંથી કયા કયા ઉપદ્રવ ઊભા થાય છે તે માટે એક મરેલા માનવીનું મુડદુ લીધું અને આ મુડદાને નદીના પાણીમાં બહુ તળીયે નહિ અને બહુ ઉપર નહિ એમ અધવચ્ચે લટકાવ્યું અને કૂગાવા દીધું અને કૂગાવેલા મુડદાને બહાર કાઢીને એના ચામડીના પડો ઉખેળી જોયું તો સાત પડો રહેલા માલૂમ પડયા. આજે પણ આ પ્રમાણે ચામડીનું સંશોધન અને પ્રક્રિયા થઈ શકે એમ છે.

સામાન્યતઃ ચામડીના ત્રણ પડ માનવામાં આવેલા પણ આયુર્વેદશાસ્ત્રે સાત પડ કહ્યા છે. આ સાત પડના નામ છે (૧) અવભાસિની ત્વચા (૨) લોહિતા ત્વચા (૩) શ્વેતા ત્વચા (૪) તામ્રા ત્વચા (૫) વેદની ત્વચા (૬ રોહિણી ત્વચા અને છેલ્લું પડ તે (૭) માંસધરા ત્વચા.

આ સાત ચામડીના પડના થર બે જવ જેટલા જાડા થાય છે. અલબત્ત, આ થરનું માપ જ્યાં પૂરેપૂરી અને મજબૂત ચામડી છે, તેવા શરીરના અવયવો પરના સ્થાનનું છે. કપાળ, આંગળી વગેરે નાજુક સ્થળે આટલા થર દેખાતા નથી.

ચામડીનાં આ સાત પડ, તેના જુદાં જુદાં પડમાંથી થતા જુદા જુદા ઉપદ્રવોને કારણે જાણીતા છે. પ્રથમ પડમાંથી કરોળિયા જેવા ઉપદ્રવો થાય છે. જ્યારે બીજા પડમાંથી તલ ઉત્પન્ન થાય છે. કાળા તલ, સફેદ તલ વગેરે તલ આ ચામડીના પડમાંથી થાય છે. ત્રીજા પડમાંથી દરાજ, ચર્મદલ વગેરે ઉપદ્રવ થાય છે. ચોથા પડમાંથી કોઢ થાય છે પણ તે કિલાસ અને વિશ્વ નામના કોઢ. જ્યારે પાંચમું પડ બધા પ્રકારના કોઢનું ઉત્પન્ન સ્થાન છે. અપચી, રસોળી, ટી. બી. ગ્લેન્ડઝ-ગંડમાલા, ગંડ, ગાંઠ વગેરે ઉપદ્રવો ચામડીના છઠ્ઠા પડમાંથી ઉત્પન્ન થાય છે. જ્યારે સાતમા પડમાંથી વિદ્રધિ-એટલે મોટા પ્રકારનાં ગૂમડાં, ગાંઠો વગેરે ઉત્પન્ન થાય છે.

આ ચામડી કેવી રીતે ઉત્પન્ન થાય છે? મહર્ષિ વાગ્ભટે તો કહ્યું છે કે જેમ ઊકળતા દૂધ પર તર વળે તેમ લોહી પાકતું જતું રહે છે અને તેમાંથી ચામડીના સાત પડ બને છે અને એ ખૂબ ઉપયોગી છે. કુદરતની એ અજબ કરામત છે. ચામડી શરીરને

ઢાંકવાનું માત્ર કાર્ય કરે છે એવું નથી. એના બીજાં પણ અગત્યનાં કાર્યો છે. હાથની આંગળીએ કશું વાગ્યું હોય કે ચીરો પડ્યો એટલે ચામડીમાંથી રક્ત વહેવા માંડશે પણ થોડી વારમાં જ જ્યાં ચીરો હશે તેની બંને બાજુએ જરા ગુંદર જેવું ચીકણું લોહી જાડું બનીને બીજા બહાર વહેતા રક્તને અટકાવી દે છે. ન અટકાવે તો શરીરનું લોહી ઓછું થાય અને એથી શરીરને ભારે નુકશાન થવા પામે છે. જે ભાગ કપાયો હોય તેની આસપાસના અંકુરો એકદમ કામે વળગી કપાયેલા ભાગને સાંધવા પ્રયત્નો કરે છે અને સમય જતાં કપાયેલો ભાગ સંધાઈ જાય છે આ કામ સમયસર થવા પામે છે, અને વખત જતાં જે ભાગ કપાયો હોય તે ત્વચાથી સંધાઈ જતાં, ત્યાં કપાયાનું નિશાન પણ રહેવા પામતું નથી. અથવા નિશાન રહે તો તે બહુ જ ઝાંખુ અથવા ઓછું. ચામડીનો એક મોટો જથ્થો હોય અને એ જથ્થામાંથી ચામડી જરૂરિયાતવાળા ભાગને પૂરી પાડવામાં આવતી હોય એમ સ્વાભાવિક લાગે છે. શરીરનાં વજનનો બાવીસ ગણો ભાગ ચામડીના વજનનો છે, જેમાં પાણી અને ચરબી ભરેલા છે. શરીરની ચામડી મીઠું, શર્કરા, તથા બીજાં તત્ત્વો–ક્ષારો પોતે ધારણ કરે છે અને એ એમાંથી જરૂરી એવાં તત્ત્વો–ક્ષારો લોહીને પૂરાં પાડે છે. વળી ચામડીમાંનું લોહી તત્કાળ જરૂર પ્રમાણે બીજાં અંગોને પૂરું પાડે છે, જેમ કે દોડતાં દોડતાં પડી ગયો તો ત્યાંથી જે લોહી વહેવા માંડ્યું, તેની જગાએ ચામડીમાંનું લોહી ત્યાં ધસી આવે છે અને તત્કાળ પૂરતું કામ આપે છે. પછી તો ત્યાં લોહી નસોની મારફત આવે પણ તે પહેલાં તત્કાળ ચામડીનું લોહી પોતાનું કામ કરે છે.

વળી ચામડીના અંદરના ભાગમાં રહેલું લોહી શરીરની ગરમી અને ઠંડીનું પ્રમાણ જાળવવામાં ઉપયોગી બને છે અને સમતોલપણું સાચવે છે. જેમ કે શરીર ગરમ થઈ જાય તો, ત્યાં ચામડી નીચે આવતું લોહી ઠંડક ઊભી કરે છે અને જો શરીર ઠંડુ થઈ જાય તો લોહી ગરમી જાળવવા પ્રયત્ન કરે છે. આમ શરીરની ગરમી–ઠંડી સાચવવાનું કામ શરીરની ચામડી કરે છે.

ચામડીની નીચે અંકુરો હોય છે, જે અંકુરો સ્પર્શનું કામ કરે છે અને સ્પર્શથી ગરમી, ઠંડી, ખરબચડું, લીસું વગેરે લાગણી વ્યક્ત કરવામાં આવે છે. આ અંકુરો જન્મથી માંડીને ઘડપણમાં ચામડી કરચલીવાળી થાય છે ત્યાં સુધી સ્પર્શની લાગણી બતાવે છે. વળી વિજ્ઞાનિક સંશોધનની દૃષ્ટિએ એ પણ જણાયું છે કે ચામડીમાં, સર્પ જેમ કાંચળી ઉતારે તેમ નવી નવી ચામડી આવતી જાય છે, અને જૂની ચાલી જાય છે. આ ક્રિયા એટલી સૂક્ષ્મ રીતે થાય છે કે તેની ખબર પડતી નથી. બાહ્ય રીતે જોતા આ ફેરફાર ચામડીમાં ઉપર થતો નથી પરંતુ ચામડીની નીચે જે નાના નાના જીવંત કણો રહેલા છે, તેમાં થાય છે. આ કણો મરતા જાય, તેમ તેમને સ્થાને નવા જીવંત કણો આવતા જાય છે.

માનવીને શરીરે ચામડી ઉપર ઝીણા ઝીણા વાળ ઊગે છે. આ વાળ પણ લાગણી વ્યક્ત કરે છે. ખૂબ ઠંડીમાં કે બીકમાં વાળ ઊભા થઈ જાય છે.

પશુ–પ્રાણીઓને વાળની જગાએ જાડી રૂંવાટી હોય છે તે રૂંવાટી ઉપરથી તેના સ્વભાવની તેમજ લાગણીની પ્રતીતિ થાય છે. માનવની ઉંમર વધવાની સાથે તેની ચામડી કરકચલી ધારણ કરે છે. વળી ચામડી દરેકની એક સરખી હોતી નથી. રૂપમાં કે રંગમાં એક સરખી હોય, પણ સ્પર્શમાં નહિ. કારણ માનવીના આંગળાની દરેકની છાપ જુદી જુદી વ્યક્ત થતી રહે છે. હવે તો ચામડી એકબીજાના શરીર ઉપર લગાડવામા આવે છે, જેને પ્લાસ્ટીક સર્જરી પણ છે. જેમ કે એક સ્થળે દાઝવાથી કે બીજાં કારણોસર ચામડી ખરાબ થઈ ગઈ, બહેરી થઈ ગઈ અથવા બળી ગઈ તો, તે જગાએ શરીરના બીજા ભાગમાંથી ચામડીને કાપીને અથવા બીજાના શરીરમાંથી ચામડીને કાપીને લગાડવામાં આવે છે. ચામડીને બરફમાં અથવા ઠંડીમાં રાખવામાં આવે છે, જે પછી જરૂર પ્રમાણે એનો ઉપયોગ કરવામાં આવે છે. આજે જેમ લોહીની

વાય૦ દોસ્કાચ

# તોતડાપણાનો ઇલાજ

તોતડાપણું અસાધ્ય છે, તેનો કોઈ ઇલાજ નથી એ વાત આજનું વિજ્ઞાન હરગીઝ માનવા તૈયાર નથી. એને માટે પણ ઇલાજો સફળ થઈ શક્યા છે તે આ લેખમાં દાખલાઓ સાથે આપવામાં આવેલ છે જે વાચકોની જિજ્ઞાસા સંતોષે...

તબીબી વિજ્ઞાનની દુનિયામાં તોતડાપણાનો અર્થ જુદી જુદી રીતે કરવામાં આવે છે. અસ્પષ્ટ ઉચ્ચાર, થોથરાટ વગેરે તોતડાપણાના જુદા જુદા પ્રકાર છે. તોતડાપણાનાં જુદાં જુદાં કારણો અને જુદા જુદા ઇલાજો સૂચવવામાં આવે છે.

સોવિયેત સંઘમાં તોતડાપણાનો ઇલાજ કઈ રીતે કરવામાં આવે છે? આ પ્રશ્નનો જવાબ એટલો સાદોસીધો નથી. બધા સોવિયેત નિષ્ણાતો આ અંગે એકસરખો અભિપ્રાય ધરાવતા નથી; તથા પુખ્તવયના માણસો અને બાળકો માટેના ઇલાજોમાં પણ ફરક હોય છે.

આ બાબતમાં અમે સોલોવયેવ સાઈકોન્યુરોલોજીક હૉસ્પિટલ, જે વાણીવિષયક ખોડખાંપણ અંગે સંશોધન કરતી મોસ્કોની એક ખૂબ અધિકૃત સંસ્થા છે તેની મુલાકાત લીધી હતી. આ સંશોધન–ચિકિત્સા કેન્દ્રની પદ્ધતિઓ સોવિયેત સંઘની તેમજ પરદેશોની આ વિષયની સંસ્થાઓમાં સફળાપૂર્વક અજમાવવામાં આવે છે.

હૉસ્પિટલના તોતડાપણાના વિભાગના વડા ડૉક્ટર એમ. વ્લાસોવાએ અમને કહ્યું કે વાણીની ખોડનો સફળતાપૂર્વક ઇલાજ કરવા માટે તબીબો અને શિક્ષકો એ બંનેના સંયુક્ત પ્રયાસોની જરૂર છે. આ પ્રકારની ખોડ જ્ઞાનતંતુઓના તંત્રમાં કોઈક પ્રકારની ગરબડ થવાને પરિણામે આવે છે એ હકીકત ઘણા લાંબા સમયથી પ્રસ્થાપિત થઈ છે. ગઈ સદીના અંતમાં રશિયન વૈજ્ઞાનિકો એવા અભિપ્રાય પર આવી ચૂક્યા હતા કે તોતડાપણું "જનરલ ન્યુરોસીસ—જ્ઞાનતંતુઓની સામાન્ય નબળાઈનું પરિણામ છે, જ્યારે પશ્ચિમના ઘણા જાણીતા વૈજ્ઞાનિકો તેના કારણ તરીકે વાણી-યંત્રની સ્થાનિક ખામીને ગણતા હતા, અને તે માન્યતા પર તેમણે આ સ્થાનિક ખામીઓ દૂર કરવા માટે કેટલીક શ્વાસોચ્છ્વાસની કસરતો સૂચવી હતી.

સોવિયેત વૈજ્ઞાનિકો મુખ્યત્વે જ્ઞાનતંતુવિષયક ખામીને તોતડાપણાનું કારણ ગણે છે. આ ખામી મગજની અંદર આવેલ વાણીકેન્દ્રના સંચાલનમાં વ્યક્ત થાય છે અને આ માન્યતા પર તેમણે કેટલાક નિષ્ણાતો માનસચિકિત્સકો, જ્ઞાનતંતુના નિષ્ણાતો, માનવીની ઉચ્ચ માનસપ્રક્રિયાઓનો અભ્યાસ કરનાર શરીરશાસ્ત્રીઓ તથા શિક્ષકોના સંયુક્ત પ્રયાસોને તોતડાપણાની સારવાર માટે આવશ્યક ગણ્યો છે.

સોવિયેત ચિકિત્સા પદ્ધતિનું એક બીજું મહત્વનું લક્ષણ એ છે કે, અમે બાળક શાળા જવાની વયે પહોંચે તે પછી જ ચિકિત્સા શરૂ કરવી અને તોતડા બાળકોને પુખ્તવયના માણસોના સહવાસમાં જ રાખવા એવી માન્યતાને ટેકો આપતા નથી.

ત્રીસ વર્ષ પૂર્વે જાણીતા રશિયન માનસચિકિત્સક પ્રો. વી. ગિલ્યારોવ્સ્કીએ લખ્યું હતું કે તોતડાપણાનો ઇલાજ છેક નાનપણથી જ કરવો જોઈએ. તેઓ માનતા હતા કે પ્રાથમિક તબક્કામાં જ તેનું કારણ શોધી કાઢવું સહેલું છે. એથી ચાર વર્ષની વચ્ચે જ બાળકની આ ખોડ જણાઈ આવે છે. આથી પ્રો.

---

બેંક, આંખની બેંક છે, તેમ વખત જતાં દાક્તર–સંશોધકો ચામડીની બેંક પણ રાખતા થાય તો નવાઈભર્યું નહિ ગણાય. કુદરતે ચામડી આપીને શરીરને ખૂબ સુંદર રીતે ઢાંક્યું છે અને રક્ષિત કર્યું છે. એ જોતાં ચામડીનું રક્ષણ થવું જરૂરી છે. શરીરની સાથે જ ચામડીના આરોગ્ય અને રક્ષણને સંબંધ છે.



ગિલ્યારોવ્સ્કીએ શાળાની વય નીચેનાં આવાં બાળકોનાં ખાસ જૂથ રચવાનું સૂચવ્યું. આવું એક પહેલું જૂથ સોલોવ્યોવ હૉસ્પિટલમાં રચવામાં આવ્યું હતું.

અનુભવે બતાવ્યું કે બાળક શાળાની વય સુધી પહોંચે ત્યાં સુધી સારવાર મુલતવી રાખવા અંગેની તમામ જૂની માન્યતાઓ ખોટી છે. બાળક તોતડું હોય કે પછી તંદુરસ્ત હોય, પરંતુ તેને હમેશાં બાળકોનો સહવાસ જરૂરી હોય છે. એ દૃષ્ટિએ બાળકને મોટાઓની વચ્ચે એકલવાયું રાખવાને બદલે બાળકોની વચ્ચે રાખવામાં આવે એ વધુ સારું છે. જૂથ રચવામાં બાળકોની પસંદગી તથા એ કઈ રીતે ચલાવવામાં આવે છે તે વસ્તુ ઘણી મહત્વની છે. સોલોવ્યેવ હૉસ્પિટલમાં ફક્ત તોતડાં બાળકોનું જ જૂથ રચવામાં આવ્યું છે કે જેથી એમનું ધ્યાન બિનજરૂરી રીતે એમની વાણીની ખોડ તરફ ન જાય.

તોતડાં બાળકોના જૂથ પર વાણીની ખોડના નિષ્ણાત શિક્ષકો સતત દેખરેખ રાખે છે. તેઓ એમને સહેલા અને રસપ્રદ પાઠો આપે છે કે જેથી તેઓ એ તૈયાર કરતા થાકી ન જાય. તાલીમનો મુખ્ય ભાર વાણીની તાલીમ પર મૂકવામાં આવે છે. એ ઉપરાંત તાલયુક્ત કસરતો અને ગાવાનું પણ મુખ્ય હોય છે. શ્વાસોચ્છ્વાસની કસરત જે નાનાં બાળકો માટે મુશ્કેલ અને કંટાળાજનક હોય છે તેને બદલે તાલબદ્ધ કસરતો બાળકના તંદુરસ્ત શરીરઘડતરમાં તથા તેની હલચલમાં મહત્વનો ભાગ ભજવે છે. આવી કસરતો તેમનામાં સ્વસ્થતા તથા આત્મવિશ્વાસ પ્રગટ કરે છે. આથી તેઓ વધુ સ્વસ્થતાપૂર્વક શબ્દોચ્ચાર કરી શકે છે. એ ઉપરાંત સંગીત, ખાસ કરીને ગાવાનું તેમના અવાજને વિકસાવે છે.

તોતડાપણાના ઇલાજમાં આ શૈક્ષણિક ઉપાયોની સાથોસાથ તબીબી ઉપાયો યોગ્ય રીતે જોડવા જોઈએ. તોતડાં બાળકોના જ્ઞાનતંતુઓનું તંત્ર શક્તિદાયી અને શામક ઔષધોનો ઉપયોગ માગી લે છે. એ ઉપરાંત માનસચિકિત્સાની પણ જરૂર રહે છે.

માનસચિકિત્સાનો એક પ્રકાર એ છે કે તોતડાં બાળકોના જૂથમાં એવું વાતાવરણ રાખવું કે જેમાં બાળકને ચીડિયાપણું કે ઉશ્કેરાટનું કારણ ન મળે. આ સારવાર માબાપો સાથે ગાઢ સંપર્ક રાખીને કરવાની જરૂર છે. આવા સંપર્ક ઉપર સારવારનો ઘણો આધાર છે.

હૉસ્પિટલને બહારનાં બાળકોનાં જૂથની સારવારમાં જે અનુભવ સાંપડ્યો છે તેને પરિણામે સોવિયેત નિષ્ણાતોએ નાનાં બાળકોમાં તોતડાપણાનાં કારણોનું એક વર્ગીકરણ તૈયાર કર્યું છે, એ મુજબ કેટલીક વાર તોતડાપણાનું કારણ મગજની સેન્દ્રિય ખામી હોય છે. આવા કેસો ઘણા ખરાબ હોય છે. બીજું કારણ લાંબી માંદગીને લીધે બાળકના જ્ઞાનતંતુઓમાં આવતી નબળાઈ છે. આવા કેસોમાં તોતડાપણું માનસિક અસ્વસ્થતાને લીધે, કેટલીકવાર એકાએક બી જવાને લીધે આવતું હોય છે. બાળકના જ્ઞાનતંતુઓને નબળા બનાવતાં કારણોમાં ખોટો ઉછેર, ઘરે બાળકની ખોટી દિનચર્યા, માબાપો તરફથી બાળક પ્રત્યે વધુ પડતું વહાલ કે કડકાઈ તથા બાળકો સાથે એકસરખો નહિ એવો વર્તાવ વગેરે હોય છે. મોટાઓ એવી ઘણી ભૂલો કરતા હોય છે કે જે એમના ધ્યાનમાં આવતી નથી પરંતુ બાળક પર એની ઊંડી અસર પડે છે. સાદી નકલ પણ સમય જતાં બાળકની વાણીની ટેવ બની જાય છે અને તે તોતડાપણાનું એક વધુ કારણ બને છે.

ગમે તેમ પણ તોતડાપણાને દૂર કરી શકાય છે. સોલોવ્યેવ હૉસ્પિટલના મોટા ભાગનાં બાળકો સારાં થયાં છે. ફરી તોતડાપણું દેખાવાના કિસ્સા ભાગ્યે જ બન્યા છે અને તેમાંય તે મુખ્યત્વે જૂનું કારણ ફરી દેખાવાને લીધે બન્યા છે.







ફ્લ્ટન ઑસ્લર

# અગાધ જળ

થોડાક પાણીથી જેમ તરસ છીપાવાય છે તેમ જળનો વિશાળ જથ્થો નાની-સરખી તરસ નથી જ છીપાવતો. અંગ્રેજી બોધકથાઓ પૈકીની આ પણ એવી જ સચોટ બોધકથાના અનુવાદક છે **શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર.** આ બોધકથા વાચકોને નવી જ વાત કહી જાય છે...

બે પ્રેમીઓ વહાણના તૂતક ઉપર ઊભાં રહીને એક બીજાને પ્રશ્નો પૂછી રહ્યાં હતાં.

થોડા જ કલાકો પહેલાં ઘંટાનાદ, પુસ્તક અને મીણબત્તીના પ્રકાશમાં તેમનાં લગ્ન થયાં હતાં. વહાણ ઊપડવાનું ભૂંગળું હમણાં જ વાગ્યું હતું. તરત જ તેઓ દરિયામાં સફર કરતાં થઈ જશે. તેમની મધુરજનીનું વહાણ સ્પેનના રજીસ્ટરમાં નોંધાયેલ સુંદર વહાણ હતું અને લિસ્કેના અખાતના બંદરો તથા મેક્સિકોનાં બંદરો વચ્ચે પર્યટન કરતું હતું. તેનો માલિક કોઈ અમીર હતો. સ્પેનના નૌકા કાફલાનો નાશ થયા પછી સદીઓ પછી પણ આધુનિક સ્પેન વહાણ બાંધી શકે છે તે તે બીજા રાષ્ટ્રોને બતાવવા માગતો હતો. તેથી 'ક્રિસ્ટાબેલ કોલોન'ના તૂતકની દિવાલો પર જૂના રાજમહેલની માફક નળિયાં હતાં. તેના સભાસ્થાનનો મંડપ મૂર લોકોની કમાનોથી તથા આરસપાણની અટપટી કોતરણીથી ચળકાટ મારતો હતો. તે તરતા અલ્હેમ્બ્રા* જેવું હતું.

આ બધા ભભકા વચ્ચે નવપરણિત યુગલ તૂતક પર ઊભા રહીને ઉપર આવવાનું પાટિયું ખસેડાતું જોતું હતું ત્યારે તેમના મનમાં શોકની લાગણી થઈ.

પત્નીએ કોમળ અવાજે ધીમેથી પૂછ્યું, 'પ્રિયે, તમને ભય લાગે છે?'

'પણ ત્યાં કંઈ નથી — '

'આ મહાન વહાણની માફક બધું એટલું ભવ્ય અદ્ભુત અને મજબુત દેખાય છે. તે ચિરકાળ સુધી પહોંચશે? આપણો પ્રેમ આપણા વહાણ જેટલો દૃઢ છે?'

---

* મધ્યકાલીન સ્થાપત્યનો અતિ સુંદર નમૂનો ગણાતું સ્પેનમાં આવેલ શહેર.

પતિએ બાઈબલમાંથી ઉતારો ટાંક્યો: 'ઘણાં પાણી પ્રેમની તૃષા છીપાવી શકતાં નથી.'

પત્નીએ જવાબ આપ્યો, 'તો પછી આપણે શ્રદ્ધા રાખવી જોઈએ.'

સુંદર વહાણ મુક્તપણે આગળ વધ્યું અને તેણે અંધકારમય સમુદ્રનો સામનો કર્યો ત્યારે પતિએ તેના કાનમાં અદ્‌ભુત વચનો ધીમા અવાજે આપ્યાં. તેને અને તેની પત્નીને એક બીજામાં તથા તેમના પ્રેમમાં વિશ્વાસ હતો.

પછી તો એક પછી એક વર્ષ વીતતાં ગયાં. બાળકોનો જન્મ થયો, તેઓ મોટાં થયાં અને શાળાએ જવા લાગ્યાં. એટલામાં સ્પેનની ભૂમિ, વિખવાદ, ક્રાંતિ અને આંતર યુદ્ધથી સળગી ઊઠી.

એક રાત્રે પતિ-પત્ની રેડિયો સાંભળતાં હતાં ત્યારે તેમના એક પ્રિય નામનો નિર્દેશ થતો તેઓએ સાંભળ્યો. તે નામ 'ક્રિસ્ટોબલ કોલોન'નું હતું. તેમની મધુરજનીના આ વહાણમાં, દૂર દૂર આટલાંટિકમાં બળવો ફાટી નીકળ્યો હતો. કેટલાક ખલાસીઓ પોતાને રાજા પક્ષના તો બીજાઓ પોતાને પ્રજા પક્ષના માનતા હતા. તેઓ આંતર યુદ્ધમાં એક બીજા તરફ ગોળીઓ છોડતા હતા. આ ધમાલની વચ્ચે, તરતા અલ્હેમ્બ્રા જેવું સુંદર વહાણ બર્મ્યુડાના ટાપુઓથી થોડે દૂર ખડક પર ચડી ગયું અને ત્યાં જ તે રહી ગયું.

તે ભયંકર હકીકત સાંભળી પતિ-પત્નીએ રૂદન કર્યું. જેની સંભાળ ન લેવાઈ હોય, જેની અંતિમ ક્રિયા ન થઈ શકી હોય તેવા મિત્રના મૃત્યુ જેવું આ હતું. તરત જ ઇતિહાસની ગંભીર ચાલ ઉતાવળી થઈ. સ્પેનનું યુદ્ધ જગતના યુદ્ધનાં પૂર્વપીઠિકા હતું. એક રવિવારે બપોરે બર્મ્યુડાના હવાઈ મથકના માણસો

ક્રિસ્ટોબલ કોલોન સંબંધી વાત કરવા લાગ્યા.

ખસેડી શકાય તેવી દરેક વસ્તુ, લાંબા સમય પહેલાં ત્યાંથી બચાવી લેવામાં આવી હતી. પુસ્તકો, રકાબીઓ ચિત્રો, ફર્નિચર વગેરે ત્યાંથી ખસેડી લેવામાં આવ્યાં હતાં.

ઉડ્ડયન કરનારાઓએ કહ્યું: 'તે તદ્દન નકામું છે. આપણે તેના પર થોડો બોંબમારો ચલાવીએ. તેમના એરોપ્લેનો સમુદ્ર પર ઊડ્યાં. રવિવારના પવિત્ર દિવસની શાંતિનો બોંબમારાએ ભંગ કર્યો. આ રસની તકતીઓ-વાળી તૂતક ઉપરની દીવાલો, શ્વેત કમાનો, તથા પથ્થરના થાંભલાઓ તથા યુવાન પ્રેમના આદર્શના સૌંદર્ય પર ઉપરા ઉપરી બોંબ પડવા લાગ્યા. વહાણનું ખોખું ધ્રૂજી ઊઠ્યું અને તેના ટુકડા થઈ ગયા. લગભગ મનુષ્યના જેવી ચીસથી તે ખડકના લંગર-માંથી સરકીને તળિયે ડૂબી ગયું.

બીજા વિશ્વયુદ્ધનો અંત આવ્યો. મશ્કરીમાં શાંતિ કહી શકાય તે જગતમાં પ્રસરી. પતિ અને પત્નીને જણાયું કે તેમનાં લગ્નને પચીસ વર્ષ વીતી ગયાં છે. રજત મહોત્સવ ઉજવવા તેઓ વિમાનમાં બર્મ્યુડા ત્યાં ગયાં. તેઓએ પોતાની ભંગાર સ્વપ્નનૌકાની હકીકત સાંભળી. તપાસ કરતાં તેમને ખબર પડી કે તેઓ એક નાની લોંચ ભાડે કરીને ખુલ્લા સમુદ્રમાં જઈ પોતે જોઈ શકે.

એક દિવસ બપોરે તડકો હતો ત્યારે તેઓ કઠેડા પર નમીને સમુદ્રના સ્ફટિક પાણી દ્વારા સમુદ્રની તળિયાની જમીન જોઈ રહ્યા હતા. તેઓ ઝાંખી આંખે પોતાના મધુરજનીના વહાણની લાંબી કાળી છાયા જોઈ શકતાં હતાં. તેઓએ હાથમાંનાં ફૂલોને નીચે પડવા દઈ પાણીમાં તરવા દીધા, કેમ જાણે તાજી કબર પર પુષ્પો ચડાવતાં હોય. પતિ પત્નીએ તેમના વહાણ અને લગ્ન માટે પ્રાર્થના કરી. આ પ્રાર્થના ઈશ્વર પ્રત્યે આભા-રની હતી કે ઘણું પાણી પ્રેમની તૃષા છીપાવી શકતું નથી. તેમનો સંયોગ આરસપાણ કરતાં, પોલાદ કરતાં અને જીવનની બધી પશુતા કરતાં વધારે મજ-બૂત હતો.

શરૂઆતમાં મૃત્યુ પામવાનો તેમને ભય હતો તે અદ્ભુતતાની હજુ અસર હેઠળ તેઓએ પોતાની લોંચ આસપાસ ફેરવી અને તેઓ કિનારે પાછા ફર્યાં.

આ ખરી વાત છે? હા. ખરી જ વાત છે. હું અને મારી પત્ની કરતાં વધારે સારી રીતે આ વાત કોણ જાણી શકે? કેમ કે હું તમને અહીં કહી રહ્યો છું તેવી જ રીતે તે અમારા સંબંધમાં બની હતી.



દેવજી રા૦ મોઢા

## ટાઢ

ઓહ શિશિરની ટાઢ!
અંગ પર જાણે મૂકે કો દાતરડાનો વાઢ!
શંકરનાં ડમરુ બજિયાં, કૈલાસ બધું ભયભીત;
ચોગમ વાતા વાયુ નાઠા ભરી અંતરમાં શીત?
કે તોળાતો આભ–કાતરો અંતે તૂટ્યો ગાઢ?
ઓહ શિશિરની ટાઢ!
તરુવર કેરાં પાન કંપતાં, ગાન થયાં ઝરણાંનાં બંધ;
બાગ મહીં ભમરા ના ઊડે, ફૂલોમાં ના રહી સુગંધ!
શું હિમાળો ઊલટ્યો એનો ધસી રહ્યો આ બાઢ?
ઓહ શિશિરની ટાઢ!

આકાશે સંતાડ્યા રંગો, ધરણીએ છુપાવ્યાં રૂપ!
પંખીગણના કંઠ વહેતા તે પણ આજ બન્યા હો, ચૂપ!
શાંત બન્યો સાથે મારા આ મનડા કેરો માઢ!
ઓહ શિશિરની ટાઢ!







રાજીવ સક્સેના

# પ્રકાશકની 'સાહિત્ય-ચોરી'

વિદેશી લેખકોના સર્વાધિકારનો ભંગ કરીને સાહિત્ય-ચોરી કરતા પ્રકાશકોને ચીમકી આપે તેવો આ એક સાચો કિસ્સો છે—દરેક દેશના પ્રકાશકોને એકસરખો ધડો લેવા જેવો જાણકારીભર્યો...

સાહિત્ય-ચોરી એ આજના અખબારી જગતનું અનિવાર્ય દૂષણ છે. ભારતમાં મોટા ભાગનાં છાપાંઓ અને સામયિકો, પરભાષાના લેખકોની કૃતિઓની તફડંચી કરીને છાપે છે અને લેખક-સૂર્યના પ્રકાશે ચમકતા ચંદ્ર જેવા તેના અનુવાદકો પણ તેમનાં નામ છપાવીને, પોતે પણ સાહિત્યજગતમાં 'કંઈક' છે તેનો આત્મસંતોષ લે છે.

મૂળ લેખકને એની કૃતિનો પુરસ્કાર તો બાજુએ રહ્યો પરંતુ તેની પરવાનગી લેવા જેટલો શિષ્ટાચાર પણ દાખવવામાં આવતો નથી અને થોડા અપવાદ બાદ કરતાં અખબારોના અને સામયિકોના સંપાદકો પણ અનુવાદક પાસે મૂળ લેખકની લેખિત પરવાનગી છે કે નહીં એ જોવાજાણવાની પણ દરકાર કરતા નથી.

લેખકના સર્વાધિકારનો આવો ઉઘાડો ભંગ ગેરકાનૂની છે, પરંતુ ભારતનો લેખક બિચારો એટલો ગરીબ અને કાર્યરત હોય છે કે તેને પોતાના અધિકારની રક્ષા કરવા માટે કાનૂની કારવાઈ કરવા જેટલી પરવા કે તમા હોતી નથી. ઘણીવાર એ પ્રક્રિયા એટલી ખર્ચાળ છે કે તે ખર્ચના ખાડામાં ઊતરવાનું પસંદ કરતો નથી.

એટલે ઘણી વાર કેટલાક અનુવાદકો, સૌથી સરળ અને સલામત માર્ગ અખત્યાર કરે છે. તે માર્ગ છે—મરી ગયેલા સાહિત્યસ્વામીઓની કૃતિઓના અનુવાદનો. જે દેશમાં લેખકને તેના સર્વાધિકાર રક્ષવાની ફુરસદ ન હોય ત્યાં તેના વારસદારોને તો આ પીંજણમાં ઊતરવાની ક્યાંથી પડી હોય? આમ, આ વિષચક્ર, દિન-પ્રતિદિન વિસ્તરતું જાય છે.

પરંતુ સમાજવાદી દેશોમાં કે જ્યાં લેખકનું સ્થાન ઘણું માતબર છે ત્યાં, તેના સર્વાધિકારના ભંગને તે હરગીઝ સહન કરી લેતો નથી. ઘરઆંગણે તો લેખકના અધિકારના ભંગનો પ્રશ્ન જ નથી કારણ કે દરેક સામયિક તેને સારો પુરસ્કાર આપવા બંધાયેલું છે જ, પરંતુ અન્ય દેશોમાં પણ એની પરવાનગી વિના, જો કોઈ પ્રકાશક તેની કૃતિનું પ્રકાશન કરે તો તરત જ તે પ્રકાશન સંસ્થા કે સામયિક સામે રીતસરની કાનૂની કારવાઈ કરવામાં આવે છે.

તાજેતરમાં જ ચેકોસ્લોવાકિયાના એક વિખ્યાત લેખકની બાબતમાં એવું બન્યું છે. આ લેખકનું નામ છે લાડિસ્લાવ મ્નારકો. લાડિસ્લાવ મ્નારકો, સ્લોવાક લેખક છે અને તેમનું વય ૪૫ વર્ષનું છે. તેઓ ચેકોસ્લોવાકિયાના લબ્ધપ્રતિષ્ઠ અને સન્માન્ય લેખક છે. ૧૯૬૨ના મે મહિનામાં ચેકોસ્લોવાક લેખકોની ત્રીજી પરિષદમાં તેમને લેખક સંઘના મંત્રી ચૂંટવામાં આવ્યા હતા.

લાડિસ્લાવ મ્નારકોએ, 'બીલેઈટેડ રીપોર્ટોઝ' અર્થાત્ 'મોડા લખેલા અહેવાલો' નામક એક પુસ્તક લખ્યું હતું. આ પુસ્તકની પહેલી આવૃત્તિ વખતે તેની ત્રણ લાખ નકલો છાપવામાં આવી હતી. આ પુસ્તકમાં ચેકોસ્લોવાકિયાએ સમાજવાદનો રાહ લીધો તે પ્રારંભનાં વર્ષોમાં, કેટલીક ત્રુટિઓની સખત ઝાટકણી કાઢવામાં આવી હતી. વ્યક્તિપૂજાના કાળમાં ઘણાં લોકોને થયેલા અસહ્ય અન્યાયને તેમણે ઉઘાડો પાડ્યો હતો.

આ પુસ્તકના પ્રકાશન પરથી પહેલી વાત એ પ્રસ્થાપિત થાય છે કે, સમાજવાદી દેશોમાં અને ખાસ કરીને ચેકોસ્લોવાકિયામાં, લેખક પોતાના વિચારોને વ્યક્ત કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવે છે અને તેનો તે યથેચ્છ ઉપભોગ કરે છે.

અલબત્ત, લાડિસ્લાવ, મ્નારકોએ લખેલા આ પુસ્તકનો હેતુ, તે પોતે જે સમાજમાં રહે છે એ સમા-

જની ત્રુટિઓને બહાર આણવાનો અને તે ભૂલો સુધારી લેવાનો હતો, એટલે તેની આ કૃતિ 'સ્થાનિક હેતુઓ' પુરતી જ મર્યાદિત હતી અને આ પુસ્તક પ્રગટ થતાં તે હેતુ સિદ્ધ થયો પણ હતો.

પરંતુ પશ્ચિમના કેટલાક દેશો તો આવી કોઈ ચીજની તલાશમાં ટાંપીને બેઠા હોય છે. ઘણીવાર સમાજવાદી દેશોમાં પણ એવા જડસુ પ્રકાશકો છે કે જે લેખકની કૃતિને પ્રગટ કરવાનો ઇન્કાર કરે છે અને પછી તે લેખકની કૃતિને, મૂડીવાદી દેશોમાં પ્રકાશિત કરવામાં આવે છે અને તેનો મોટો ઢંઢેરો પીટવામાં આવે છે. એ એક સનસનાટી બની જાય છે.

પરંતુ લેખકની ઇચ્છા કે પરવાનગી વિના, તેની કૃતિની તફડંચી કરીને તેને નામે પ્રસિદ્ધ કરવાનો વિદેશી પ્રકાશકોને અધિકાર ખરો? જો ન હોય તો તેમને આવી 'સાહિત્ય-ચોરી' કરવામાં શા માટે રસ છે?

કારણ દેખીતું છે જ, સમાજવાદી દેશોમાં અને સમાજમાં રહેલી ત્રુટિઓનું દર્શન કરાવતી કોઈપણ કૃતિ 'ઠંડા વિગ્રહ'ના લડવૈયાઓ માટે પ્રચારનું પ્રબળ સાધન છે. મૂડીવાદી દેશોના વાચકોને તેઓ આડકતરી રીતે એમ કહેવા માગે છે કે જુઓ,–'આ છે સમાજવાદી દુનિયા—એ પણ અહીંના જેવું જ નાટક છે.' આ વાત કહેવા માટે તેઓ એક પણ તક જતી કરતા નથી.

એટલે પશ્ચિમ જર્મનીના જેકોબ હેગ્નરની પ્રકાશન સંસ્થાએ, લેખકની પરવાનગી વિના, મનચાહ્યા ફેરફારો સાથે તેની કૃતિ છાપી. પુસ્તકનું નામ ફેરવીને તેણે 'યાતનાનો લાલ ઉદ્યાન' એવું રોમાંચક નામ આપ્યું. નામ ફેરવવાનું એક કારણ તો એ હતું કે તે જર્મન વાચકોને એમ લાગે કે ચેકોસ્લોવાકિયામાં આ પુસ્તક પર પ્રતિબંધ હોવો જોઈએ.

'બીલેઈટેડ રિપોર્ટાજીસ' એ સત્ય ઘટનાત્મક ટૂંકી વારતાઓનો સંગ્રહ છે. તેમાંથી બે વારતાઓ જર્મન પ્રકાશકે જાણી જોઈને બાકાત રાખી છે, કારણ કે તેમાં લેખકે પોતાના સમાજની ત્રુટિઓ બતાવવાની સાથોસાથ તે નિવારીને નવો સમાજ ઘડવાના સામર્થ્યમાં અનન્ય શ્રદ્ધા દાખવી છે. જર્મન પ્રકાશકને તો ચેકોસ્લોવાકિયાને બદનામ કરવામાં જ રસ હતો. લેખકની તમામ કૃતિઓનો યથાતથ અનુવાદ પ્રગટ કરવામાં નહીં.

વળી, તેણે અનુવાદોમાં પણ અઘટિત છૂટ લીધી છે. ઉપરાંત આ પુસ્તકમાં જેનો સમાવેશ કરવામાં આવતો નહોતો તેવી લેખકની એક બીજી વારતા—જે 'કુલ્તુરી ઝિવોત' નામક સ્લોવોક સામયિકના ૧૯૬૩ના ૮મી જૂનના અંકમાં પ્રગટ થઈ હતી તે પણ ઉમેરવામાં આવી હતી. આ વારતાની નીચે તો 'સર્વાધિકાર સુરક્ષિત' એમ લખવામાં આવ્યું હતું છતાં પણ તેની તફડંચી કરવામાં આવી હતી.

પશ્ચિમ જર્મનીની પ્રકાશન સંસ્થાના માલિક અને આ ચેકોસ્લોવાક કૃતિના સંપાદક, હેર બાયેમ, આ અનુવાદના સંબંધમાં એવો કપોળકલ્પિત ખુલાસો કરે છે કે લાડિસ્લાવ મ્નારકો વતી એક સ્લોવાક હિજરતી તેને મળવા આવ્યો હતો—પણ તે કોણ હતો? તેનું નામ શું હતું? તે જણાવવાની હેર બાયેમ પરવા કરતા નથી. વધુ પૂછપરછ કરવામાં આવે છે તો કહે છે કે 'એ એટલો બધો ભયભીત હતો કે તેણે મને તેનું નામ બહાર ન પાડવાનું જણાવ્યું છે.' વગેરે. હકીકત એ છે કે આવા કોઈ સ્લોવાક હિજરતીની હસ્તી જ નથી.

હકીકત એ છે કે લેખકની લેખિત પરવાનગી વિના તેની કૃતિ છાપી શકાય નહીં. આંતરરાષ્ટ્રીય સર્વાધિકાર કરારમાં આવી જોગવાઈ છે. છતાં જર્મન પ્રકાશન સંસ્થાએ તેનો જાણીબૂઝીને ભંગ કર્યો છે અને તે પણ 'ઠંડા વિગ્રહ'ના હેતુ માટે.

લાડિસ્લાવ મ્નારકોએ, આ પશ્ચિમ જર્મન પ્રકાશન સંસ્થા તરફ, 'સર્વાધિકારના ભંગ'નો અને પુસ્તકના અનધિકૃત પ્રકાશનનો તેમજ નુકશાનીનો દાવો માંડયો છે. ચેકોસ્લોવાકિયાના સાહિત્યકારો અને નાટ્યકારોના





હ્યુબોવ બુરાનોવા

# અખૂટ સરવાણી

યુદ્ધકાળમાં સૈનિકોને શૂર ચડાવનાર દેશની નારીશક્તિ અને માતાઓ ઉપર જ વધારે આધાર રહે છે. એવી એક રાષ્ટ્રીય ભાવના માટે ન્યોછાવરી કરતી માતાની આ વીરગાથા છે—દરેક પ્રજા અને રાષ્ટ્રને ધડો લેવા લાયક ..

એક સૈનિકની માતાને સૈન્યના વડા તરફથી પત્ર મળ્યો. એક સારા, ખડતલ, કર્તવ્યનિષ્ઠ, ખંતીલા અને શિસ્તબદ્ધ યુવાનને ઉછેરી દેશની રક્ષાર્થે સૈન્યને સોંપવા બદલ સૈનિકના વડા અધિકારીએ આ માતાના સૌ તરફથી હાર્દિક આભાર માન્યા હતા.

મેં જ્યારે આ પત્ર પામનાર માતા સાથે મુલાકાત ગોઠવી ત્યારે મારી જાણમાં આવ્યું કે તેના પતિ યુદ્ધના ખપ્પરમાં હોમાઈ ગયા, હતા તે વિધવા હતી.

હું તેને મળ્યો.

તે કેટલી બધી કુમળીપાતળી અને નાજુક હતી !

તે કાંઈ જૂનવાણી ગામઠિયણ દાદીમા 'બાબુશ્કા' ન હતી પણ જિંદગી આખી તેણે સમૂહમાં કામ કર્યું હતું. તે જાણતી હતી કે બહાદુરી, વૈજ્ઞાનિક અથવા બીજી સિદ્ધિઓમાં ફાળો આપનાર સૌના નામ છાપે ચડે પણ તે સમજી શકી નહીં કે તે પોતે એક સાધારણ સ્ત્રી છે તેની આવી અખબારી મુલાકાત શા માટે ?—તે માથું ધૂણાવી બોલી કે રખેને આ તમારી ભૂલ થતી હોય ?

અહીં તેની દીકરી લીદાને ત્યાં તે થોડા દિવસ રહેવા આવી હતી. આ ખાણવિસ્તાર હતો. હું તેને બીજી વાર મળવા ગયો હતો.

૧૯૪૩થી તેની વાર્તાની શરૂઆત થતી હતી. ખાર્કોવ યુદ્ધના દાવાનળની વચ્ચે આવી પડ્યું હતું. લોકો લશ્કરી બેરેકોમાં અને ખોદેલા ખાડામાં રહેતા હતા. ઓલ્ગા ઈવાનોવ્નાએ સદ્‌ભાગ્યે એક ગાડું જાળવ્યું હતું તેમાં તે તેના નાનકડાં બાળકોને સંતાડી મોરચાથી બને તેટલા દૂર રાખવા મથતી.

પૌત્ર—તેનો સૌથી મોટો પુત્ર અઢાર વર્ષનો હતો અને ગાડું ખેંચવામાં માને મદદ કરતો. જ્યારે ઓલ્ગાના પતિના મૃત્યુના સમાચાર આવ્યા ત્યારે પૌત્ર તેની પડખે જ ઊભો હતો. બીજે જ દિવસે તેણે પૌત્રને રણમેદાને વળાવ્યો અને ત્યાં સમાચાર સાંભળ્યા કે તેનો ભાઈ પણ ખપી ગયો. તેટલામાં તેણે સ્ત્રીઓની ચીસો સાંભળી કે 'સ્મારેલ્કા શત્રુએ સળગાવી મૂક્યું છે.' તેને ત્યાં પહોંચવું જ રહ્યું. તેણે રાતોરાત પગપાળા ચાલવા જ માંડ્યું. અડધી ચાલતી અડધી દોડતી તે સ્મારેલ્કા પહોંચી—એ રાત કેટલી દુઃખદાયક હતી !

નવ વર્ષની નાનકડી લીદા પોતાના નાના ભાંડુઓને અહીંની બેરેકમાં સાચવતી બેસાડીને ઓલ્ગા મોરચે ગયેલી. તેમના વિચારમાત્રથી દોડતી ઓલ્ગા ધ્રૂજી ઊઠતી. વળી લૂગડાને છેડે બાંધી રાખેલા મૂઠીભર દાણા લીદાએ ઢોળી નાખ્યા હશે તો ? એ પેલા નાનકડા જીવોને ખવડાવશે શું ? મા મનોમન કકળી ઊઠી અને તેણે વધુ ઝડપથી દોડવા માંડ્યું.

પરોઢિયે એ ત્યાં પહોંચી. તે પહોંચી ત્યાં સુધીમાં તો કેટલુંય ગયું હતું. ચારેકોર જ્વાળાઓ ભડકી રહી હતી. અત્યારે આ ક્ષણે તો તેને માત્ર એક જ ચહેરાની ખોજ હતી. તે ધરણી પર નીચી નમી. બરફથી છવાયેલા ચહેરાઓ પરથી પોતાના રૂમાલ વડે તે બરફ સાફ કરતી હતી. ચારેકોર અનેક સ્ત્રીઓ એ જ કરી રહી હતી.

---

હિતોનું રખોપું કરતી 'દિલિઆ' નામક સંસ્થાને તેમણે આ કામગીરી સોંપી છે અને 'દિલિઆ' સંસ્થા વતી પશ્ચિમ જર્મનીના કોલોન શહેરના એક ધારાશાસ્ત્રી ડૉ. રૂદોલ્ફ પુઝમોનને રોકવામાં આવ્યા છે.



માતાઓ, પત્નીઓ, બહેનડીઓ ખૂનખાર યુદ્ધ પછી સમરાંગણમાં આ રીતે દેખાય તે દૃશ્ય તો જમાના જૂનું છે. આપણી કેટલીય અમર કૃતિઓમાં કંડારાયેલું એ પડ્યું છે. પૌત્રને શોધતી ઓલ્ગાની આજુબાજુના દૃશ્ય પર તો ઇતિહાસમાં આવતા આવા વર્ણનોના રોમાંચનો વરખ જાણે હતો જ નહીં. ન હતા શોકના કાળા વસ્ત્રો કે કકળાટ. સ્ત્રીઓ આશાનિરાશામાં ઝોલા ખાતી ઝઝૂમી રહી હતી. અંતે ઓલ્ગાને ગામને ગોંદરે પડેલો તેનો પ્યારો પૌત્ર મળ્યો. તેણે તેના ગાલ પરથી બરફ દૂર કરતી વેળાએ તેના થીજી ગયેલા આંસુ પણ લૂછ્યાં.

પાછા ફરી જ્યારે એણે ખીચડી ચડાવી ત્યારે તેના છોકરાઓ તેની તરફ મીટ માંડી જોઈ રહ્યા હતા તેમને તેણે પૂછ્યું 'કેમ, શું જુઓ છો?'

'મા તારું માથું તો બરફ જેવું સફેદ છે.' વાસિલીએ કહ્યું, 'તારા ચોટલામાં જ માત્ર બે ચાર કાળા વાળ દેખાય છે.'

મા સાંભળી રહી અને ખીચડી હલાવતી રહી.

થોડા સમય બાદ ઓલ્ગાએ પોતાની વિધવા ભાભીની સાથે બીજા ગામડામાં રહેવાનો નિર્ધાર કર્યો. તેણે સાંભળ્યું હતું કે ત્યાં બટેટાં સોંઘાં મળતાં. યુદ્ધના ધમસાણમાં જ એ પોતાનું ગાડું લઈ ઊપડી અને ત્યાં જઈ જોયું તો જર્મનોએ તે જ સમયે ગામ છોડ્યું હતું અને પોતાના નાનકડા બાળકને છાતીસરસું ચાંપી રાખતી તેની ભાભીના શરીરે જ તેનું સ્વાગત કર્યું. બટેટા લેવા ગયેલી ઓલ્ગા ભાભીના બે માસૂમ ભૂલકાઓને લઈ પાછી ફરી. સૌએ કહ્યું 'તારા તો ત્રણ છે ને તું પોતે પડછાયો બની રહી છો ત્યાં આ બે જીવને તું કઈ રીતે સાચવીશ? તું તે ગાંડી છો કે શું?'

'જે છે તે અમે સૌ વહેંચી ખાઈશું'–તેણે વાત તરત ટૂંકાવી.

તેણે તેની વાત સંભળાવતી વખતે વારંવાર તેના બાળકોનો જ ઉલ્લેખ કર્યા કર્યો. પરંતુ તે વડે જ તેના પોતાના જ હૃદય અને માનસનો મને પરિચય થયો. એ કહેતી હતી કે તે કપરા સમયમાં તેના પોલકાના ખીસામાં વારંવાર તેને પાઉના ટૂકડા, ચીકણો સાકરનો ટૂકડો, વગેરે મળી આવતા અને તે વિચાર કરતી કે ત્યાં તે પહોંચ્યા ક્યાંથી? એક દિવસ વહેલી સવારે અધમીંચી આંખે તેણે જોયેલું તો લીદા તેના નાના ભાઈભાંડુને શિરામણ ખવડાવી રહી હતી ત્યારે નાનકડા વિક્ટરે પોતાના ભાગના પાઉનો નાનકડો ટૂકડો ચૂપચાપ જઈ માના પોલકાના ખિસ્સામાં મૂક્યો. ઓલ્ગા સફાળી ઊઠી અને તેને હળવી ટપલી મારી બોલી:

'અરે ઘેલા, તું શું જાણતો નથી કે મને તો ભૂખ જ લાગતી નથી. હું તો કામે જાઉં છું ત્યાં મીલમાં જ ખાઈ લઉં છું.' અને તેણે વિક્ટરને પાસે ખેંચી તેનું માથું સૂંઘ્યું.

ઓલ્ગાએ તેના આ પાંચ બાળકોને કદી 'મારાતારા' કર્યાં ન હતા. તેની ભત્રીજી વેરા અને ભત્રીજો વિક્ટર ઓલ્ગાને પ્રાણાધિક પ્રેમ કરતા કારણ કે તેણે તેમને તે જ રીતે ચાહ્યાં હતાં.

વિક્ટરના લગ્નની વાત યાદ કરતા તેની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. વિક્ટરના બીજા કાકાઓએ તેને સંભળાવેલું કે 'અલ્યા તારા કુટુંબમાં કોઈ નથી. તું તારે રજીસ્ટારની કચેરીમાં જઈ સહી કરી લગ્ન પતાવી લે ને. આટલા ખર્ચાની જરૂર શી?'

નમાયો થઈ વિક્ટર ઘેર આવી સૂનમૂન સૂઈ રહેલો, અને ઓલ્ગાને તુરત ખબર પડી ગઈ. 'મેં તો મારા વિક્ટરને પોતે અનાથ છે તેની જાણ પણ ન થાય તે માટે શું નથી કર્યું અને આ લોકો તેને આ રીતે પાછો કેમ ઠેલે છે?' તે સમજી જ ન શકી. તેણે તો તેની આદત પ્રમાણે મુશ્કેલીનો સામનો કરવા ફરી બાંયો ચડાવી અને વાસિલી, લીદા અને તેના પતિ વગેરે સૌ પાસેથી પૈસા લઈ વિક્ટરના લગ્ન સૌની જેમ જ બને તેટલી ધામધૂમથી કર્યાં.

ઓલ્ગાના કુટુંબે તેમના આલ્બમો ખૂબ રસપૂર્વક મને બતાવ્યા. લીદાના સસરાએ મને કોણી મારી





કહ્યું કે, 'તેને પૂછો તો ખરા કે પરણ્યા પહેલાં તે કેટલી મુશ્કેલીઓમાંથી પસાર થઈ હતી. તે તમને દેખાય છે તેટલી કોમળ નથી હોં. જરૂર પડયે કાદમીંદ પહાડ જેવી કઠણ બની શકે છે.'

ઓલ્ગાએ અનેક કામો કરી પોતાના કુટુંબને પોષ્યું હતું. સૌ પ્રથમ તો તેણે આયા તરીકે બાળકને રાખવાનું કામ હાથ લીધેલું. તેણે પૈસા બચાવી ઘર બનાવવાનું શરૂ કર્યું ત્યાં જ યુદ્ધ ફાટી નીકળ્યું અને તેના ઘર માટે રાખેલી જગ્યામાં ખાડા ખોદાયા. ત્યાર પછી તેણે હૉસ્પિતાલમાં નર્સ તરીકે કામ કરેલું.

આજે તેનાં બાળકો સુખી છે અને સારું કામ કરી રહ્યાં છે.

રશિયન કહેવત છે કે વાડ જોતા વાડી—મકાનની જાણ થાય તેમ માને જોતા દીકરાની ઓળખાણ થાય.

ઓલ્ગાના બે પુત્રો પીત્ર અને મિખાઈલ યુદ્ધમાં ભરખાઈ ગયા.

ઓલ્ગા ઈવાનોવા જેવી માતાઓ વિષે લખવામાં મારા જેવો પત્રકાર રીમોનાં રીમો કાગળ ભરી શકે. મને ગોર્કીના એ શબ્દો યાદ આવ્યા: 'માતાનાં કૃત્યોની કહાણીની સરવાણી તો અખૂટ છે.' અને અમારી આની સોવિયેત માતાઓએ જે રીતે યુદ્ધકાળની અનેક મુશ્કેલીઓનો સામનો કરતી વેળાએ જે અદ્ભુત સૌંદર્ય અને ધૈર્યનાં દર્શન કરાવ્યાં તે અમે કદી પણ વીસરી શકીશું નહીં.



રતિલાલ 'અનિલ'

## ઝંઝા ને લહરની કંઈ ગઝલો

ફૂલો તો અરે શું કળિયો પણ નાજુક ત્યાં કંઈ પીંખાઈ હશે,
એવાય કરુણ સંજોગોમાં ઉપવનમાં ફોરમ વાઈ હશે!

હા, તેજના અંબારે ક્યારેક અંજાઈ હશે, ભરમાઈ હશે;
પણ દૃષ્ટિ અંતે દૃષ્ટિ છે—સાચી જ છબી દેખાઈ હશે.

ધખધખતા ઉનાળામાંયે એ સંતુષ્ઠ રહેનારું વેરાન;
કેવુંય થયું બેચેન હશે, જ્યારે ત્યાં ફોરમ વાઈ હશે!

તેથી જ અગાધ અને ઊંડું, કહેવાતું હશે આ નીલગગન?
ત્યાં કૈંક વિજોગણુ રાત્રિએ દૃષ્ટિઓ ઘણી ખોવાઈ હશે!

બે આંખ હવે આ કોઈની તેથી જ હશે ઊંડી–સૂની?
ક્યારેક જરૂરત કરતાંયે પ્યાલીઓ વધુ છલકાઈ હશે.

સઘળીય દિશાઓ ચિંતાતુર ને સ્તબ્ધ અતિશય લાગે છે,
કે આવતાં રસ્તામાં ક્યાંયે આંધીઓ જરૂર રોકાઈ હશે.

ઇન્સાન ઘણા પૂજવા સરખા પામે છે અવજ્ઞા આલમમાં,
પાધરમાં પડેલી શિલાઓ કૈં વાર અહીં પૂજાઈ હશે!

રણમાંય 'અનિલ'ના ચીલા છે આરોહ અને અવરોહ સમા,
ઝંઝા ને લહરની કંઈ ગઝલો, ઝૂમીને અહિંયાં ગાઈ હશે!






ભણેલા કે અભણ ગમે તે હોય પણ તેને સામાન્ય જ્ઞાન પણ ન હોય તો તેની કોઈ જ કિંમત રહેતી નથી. રોજીંદા જીવનમાં એવી કેટલીય બાબતો છે જેમાં સામાન્ય સમજણની જરૂર છે. કેટલાંયના જીવનમાં તે કુદરતી રીતે વણાયેલું હોય છે, અનુભવથી પ્રાપ્ત થયેલું હોય છે અગર સારાનરસાના વિવેકથી પણ સમજી શકાય છે.

ઘર વ્યવસ્થિત રાખવા માટે કુટુંબની દરેક વ્યક્તિને દરેક ચીજ વ્યવસ્થિત, યથાસ્થાને રાખવાની ટેવ પાડવી પડે છે. અને તેમાં પરીક્ષા ગૃહિણીની થાય છે. તે જ રીતે કેટલીયે સામાન્ય લાગતી—જેની કોઈ ગણત્રી ન હોય તેવી વસ્તુઓને માટે જો સમજણપૂર્વક નહિ વર્તીએ તો આવડતની પરીક્ષા થાય છે. આવી જ એક વાતચીત કરવાની ટેવ છે.

ઘણીવાર એવું બને છે કે નાની શી વાત માટેની ચર્ચા વધી પડે છે અને બરાબર રીતે તેની રજુઆત નહિ થતાં મોટું સ્વરૂપ પકડે છે. શાંતિ અને ધીરજથી કોઈપણ વાતની રજુઆત સાચી થઈ શકે છે અને પરિણામ પણ સુખદ આવે છે. આ પણ સ્વભાવગત વાત છે. ઉગ્ર સ્વભાવની વ્યક્તિઓ શાંતિથી વાત કરવાને બદલે વાતવાતમાં ઉગ્ર થઈ જાય છે, ગુસ્સો કરી બેસે છે: જેથી સામી વ્યક્તિ તેની સાચી વાત હોય તોપણ સમજવા તૈયાર નથી થતી. અને એક વિચિત્ર છાપ લઈને હંમેશની ગ્રંથિ બાંધી લે છે.

બોલવામાં મીઠાશ અને ગમે તેવા ઉગ્રને પણ પલાળી નાખવાની તાકાત વાત કરવાની રજુઆત ઉપર હોઈ શકે છે. વાત વાતમાં ચીડાઈ ન જવું, ધીરજ ધરવી, શાંતિથી વિચારવું અને સામી વ્યક્તિના મનને હરી લેવાની આવડત તે ખૂબ જરૂરનું છે. કોઈપણ ગંભીર વાતની રજુઆત પણ એટલી સરળતાથી કરવાનું પરિણામ ગાંભીર્ય જળવાઈ રહે છે. અને શાંતિથી તે પ્રશ્ન વિચારી શકાય છે.

વેવિશાળનો પ્રશ્ન ઘણો મહત્ત્વનો છે. બે પક્ષ વચ્ચે વાત કરવાની બિનઆવડત સાંધવાને બદલે તોડી નાખે છે. જોઈએ તેનાથી વધુ જવાબોની જરૂર નથી અને જે અપેક્ષા હોય તેની ઝીણવટથી પણ શાંતિપૂર્વક ચર્ચા થવી જરૂરી છે.

બોલવાની મીઠાશથી માનવી કેટલાંય કામો સુંદર રીતે પાર પાડી શકે છે. વિચારોમાં મતભેદ હોય પણ તેનો વિરોધ દર્શાવ્યા વગર કે ઉગ્ર બન્યા વગર શાંત સ્વરે જે કહેવાનું છે તેની રજુઆત કરવાથી એકી સાથે બે કામ થઈ શકે છે. પોતાનો મત બરોબર રીતે રજૂ કર્યાનો એક આનંદ અને સામી વ્યક્તિને શાંતિથી વિરોધાભાસ હોવા છતાં તેનો વિરોધ કરવાની તક ન સાંપડવા છતાં પોતાનું મંતવ્ય સમજાવ્યાનો આનંદ મળે છે.

કોઈપણ વસ્તુને સમજ્યા વગર એકદમ તડફડ કરી નાખવું તે કંકાસનું મૂળ છે. કડવી વાણી હમેશાં દુઃખ નોતરે છે. વાણીની મધુરતા દરેક વ્યક્તિને આનંદ આપે છે. સ્વભાવમાં કર્કશતા હોય, ગુસ્સો હોય, જીદ હોય. છતાં પણ વાણીની મૃદુતા બીજા અવગુણોને ઢાંકે છે.

## અહમ્‌નું જોર

ઉષ્મા અને લતા બી. એ. પાસ એક જ વર્ષે થયાં. બન્ને બહેનપણીઓ, પણ લતાનો અદેખો સ્વભાવ ઉષ્માના થોડા પણ માર્ક્સ વધુ આવે તો સહન ન કરી શકે. તેની પાસે નવો પ્રશ્ન અગર કંઈક નવું વાંચવાનું બહારથી મળી ગયું હોય તો.........તે અચૂક ઉષ્માથી છૂપાવતી. ત્રીજી વ્યક્તિ મારફતે ઉષ્માને ક્યારેક ખબર પડી જતી ત્યારે કોઈક વખત તે રોણો મારી બેસતી. પણ લતાની દાઢમાં તે એવી બેસી ગયેલી કે ઉષ્મા કેટલી વાર 'રીવીઝન' કરે છે તે પૂછી લે. વધુ ઉજાગરા કરીને તે વાંચે અને ઉષ્મા પાસે રોદણાં રડે કે મારાથી વંચાતું જ નથી.

ઉષ્માની યાદશક્તિ તીવ્ર હતી એટલે ઓછી મહેનતે તેને વધુ યાદ રહેતું. બંનેએ બી.એ.માં કલાસ મેળવ્યો પણ ઉષ્માએ વધુ માર્ક્સ મેળવ્યા. હવે આગળ તો કોઈ હરીફાઈ જેવું હતું નહિ. લતાના લગ્ન એક મોટા કાપડના વેપારીને ત્યાં થયાં. ઘરમાં નોકર ચાકર રસોઈઆ – બધું જ હતું એટલે આખો દિવસ સમય પસાર કેમ કરવો ? નોકરી કરે તો સારું ન જ લાગે એટલે કોઈ સેવાનું કાર્ય કરવાનું તેના પતિએ સૂચન કર્યું. લતાને ગળે ન ઊતર્યું. તેણે તો નોકરી કરવી હતી અને મોટર લઈને નોકરી કરવા જવું હતું.

આ બાજુ ઉષ્માના વિવાહ થઈ ગયેલા. પરંતુ તેનો પતિ દાક્તરી વિદ્યા–શાખામાં અભ્યાસ કરતો હતો. એટલે અભ્યાસ પૂર્ણ થયે લગ્ન કરવાનાં હતાં. આર્થિક સ્થિતિ તેમની બહુ સારી નહોતી. સ્કોલરશીપ અને બીજાં ટ્યુશનો કરીને અત્યારસુધીનો અભ્યાસ કર્યો હતો. ઉષ્મા અભ્યાસ પૂરો કરી રહી હતી. અને કમાઈ શકે તેમ હતી. ઉપરાંત તેના પોતાના પિતાને ઘેર પણ એવી મોટી આવક નહોતી. તેનો નાનો ભાઈ ટાઈફોઈડની માંદગીમાં પટકાયેલો. તે તો તેના પતિની સહાયને લઈને સારા ડૉક્ટરો દ્વારા જલદી ઠેકાણું પડી ગયેલું. પરંતુ ખર્ચ સારો એવો થઈ ગયેલો. એ વર્ષમાં ઉષ્માના લગ્નની પણ તૈયારી કરવાની હતી, એટલે ઉષ્મા નોકરી કરે તે ખૂબ જરૂરતું હતું અને તેના પિતા તથા પતિ બન્નેએ સલાહ પણ આપી હતી.

ઉષ્માની ઇચ્છા બેંકમાં નોકરી કરવાની હતી. પરંતુ રજાઓનો વધુ લાભ શાળાની નોકરીમાં મળે અને ભણાવવાનું તેને ગમતું તો હતું જ એટલે એને જ પ્રાધાન્ય આપ્યું. તેણે અરજી કરી અને 'મુલાકાત' આવી. ત્યારે ત્યાં તેણે લતાને પણ જોઈ. એ તો વિચારમાં જ પડી ગઈ. 'લતા, તું અહીં શા માટે! તારે શી જરૂર પડી!'

'કેમ વળી, સમય પસાર કરવા. ઘેર રહીને હું શું કરું ?'

તેના કરતાં લતાની લાગવગ વધુ હતી અને બીજી રીતે પણ એની કિંમત અંકાવાની. એટલે એ વખતે તો કેટલીક ઔપચારિક વાતો કરીને બન્નેએ વારાફરતી 'મુલાકાત' પતાવી.

કહેવાની જરૂર નથી કે લતાનો નંબર લાગી ગયો. ઉષ્મા રહી ગઈ.

'લતા, જેને આર્થિક ભીંસ હતી તેની જરૂરિયાત ઉપર પાટુ મારીને તેં તારા કયા (ego)અહમ્‌ને પોષ્યું ?' ઉષ્માથી કહ્યા વગર ન રહેવાયું અને એ અભિનંદન આપી ચાલી આવી.

## મુરઝાયેલી કળીનો પમરાટ

સ્વભાવે સાલસ, દેખાવડી, ઊંચી અને ગોરવર્ણી પૂર્ણાને જોઈને ઘડી વાત કરવાનું મન થઈ જતું. ભણવામાં એકલી જ તે હોંશિયાર હતી એવું પણ નહોતું. બુદ્ધિશાળી અને ચકોર હતી. ઘરકામમાં— રસોઈમાં, ભરત ગૂંથણમાં પણ તે પારંગત હતી.

કિશોરાવસ્થા તો અભ્યાસમાં અને રમતમાં મસ્ત રીતે ક્યાંય પસાર થઈ ગઈ. જાણે તેને માટે દિવસો પણ ઓછા પડ્યા. યૌવનનાં પગરણ શરૂ થયાં અને

'એ પણ ઉછળવા માંડી. મનના અભરખા કંઈ કંઈ ઉભરાવા લાગ્યા. પોતે જેટલી ગુણવાન અને સૌંદર્યવતી છે તે પ્રમાણે સાથીની પણ કલ્પના કરી. સૌંદર્ય કરતાં બુદ્ધિ અને આવડતમાં તેના કરતાં વધુ ચઢે અને જીવનને સંપૂર્ણ રીતે ભરી દે તેવા આશાસ્પદ યુવાનની ખોજ આરંભી. જાતે પસંદ કરશે અને પસંદગીમાં તે નહિ હારે તેવી મહેલાતો પણ રચેલી.

કોલેજમાં ભણતી પૂર્ણાના પરિચયમાં ઘણા પુરુષમિત્રોએ પ્રવેશ કર્યો. તેના સૌંદર્યને કારણે પણ તેની તરફનું આકર્ષણ ઘણાને હતું. સુગંધી ફૂલ અને સુંદરતાની પાછળ ભમરાનું આકર્ષણ ઓછું નથી હોતું. તેવું જ પૂર્ણાનું હતું.

પૂર્ણા સમજતી હતી એટલે મિત્રો કરતાં પણ વિચારતી, છતાં એને સાથીની શોધ કેટલાંક કારણોસર પોતાની જાતે જ કરવાની હતી. એટલે એક બે મિત્રોએ તેની સાથે નિકટતા કેળવી અને તેણે રસ પણ લીધો.

પૂર્ણાની માતા, તે છેક નાની છએક વર્ષની હતી ત્યારની જ આ દુનિયામાંથી વિદાય લઈ ગઈ હતી. તેને એક નાનો બે વર્ષનો ભાઈ હતો. તેના પિતાએ ફરીથી લગ્ન કરેલાં. પણ બન્ને વચ્ચે બહુ મેળ નહોતો. એટલે જ ઘર પ્રત્યે આકર્ષણ ઓછું હતું. તેના પિતા ઘરમાં ધ્યાન પણ નહોતા આપતા. બહારની તેમની હલકી છાપને કારણે અને સ્ત્રી–મિત્રોની સાથે વધુ સમય પસાર કરતા એટલે એ રીતે તેમનું સ્થાન સમાજમાં બહુ નહોતું.

પૂર્ણાને ને અજયને સારી મિત્રાચારી થઈ. તે બંને સાથે ભણતાં હતાં. ત્રણેક વર્ષનો તેમનો પરિચય પ્રેમમાં પરિણમ્યો. જેમ જેમ નજદીક આવતાં ગયાં તેમ તેમ એકબીજાનાં અંગત જીવનમાં વધુ રસ લેતાં થયાં. અજયને પૂર્ણા બધી રીતે ખૂબ ગમતી હતી એટલે બન્નેએ લગ્ન કરવા માટે વિચાર્યું અને વડીલોની સંમતિ લેવાનું નક્કી કર્યું.

અજયને એક વસ્તુ ખૂબ ડંખતી હતી અને તે પૂર્ણાના પિતાનું બહારનું જીવન. જેને માટે પૂર્ણા પણ ખૂબ જ હતાશ હતી. પણ તે મજબૂર હતી. એને ભય હતો કે એ પ્રશ્ન એના લગ્ન બાબતમાં વચ્ચે ન આવે. એટલા માટે અજય સાથે ખૂબ જ નિખાલસ થઈ તેણે ચર્ચા કરી હતી. અજય પૂર્ણાને છોડવા તૈયાર નહોતો એટલે એ વાત ગળી જવા તૈયાર થયો હતો. પણ ઊંડે ઊંડે તેનો ડંખ તો તેને હતો જ. લોકો શું કહેશે? અને કાલ ઊઠીને પૂર્ણાનું સૌંદર્ય તેના પિતા જેવી થવા તેને પ્રેરે તો. !

ભવિષ્યનો વિચાર કરતાં કેટલાંક ભયસ્થાનો તેની સમક્ષ ખડાં થઈ જતાં. અંતે મન મક્કમ કરી પૂર્ણાની પાસે એવો પ્રસ્તાવ રજૂ કર્યો કે મારાં વડીલો સર્વ રીતે સંમત થશે તો જ આપણે જીવનસાથી બનીશું.

પૂર્ણાને મોટો ધ્રાસ્કો પડયો: અજય નાહિંમત છે. બોલે છે તેના કરતાં તેના મનમાં જુદું છે. એનું તારણ સાચું પડશે તો...! થોડીવાર તો બેભથ્થુ બોલનાર અજય પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો. પણ પછી તરત જ તેણે તેના મનને વાળી લીધું: માનવીને તેના ભાવિનો વિચાર કરવાનો સંપૂર્ણ હક્ક છે. પાછળથી ઉદ્વેગ થાય તેના કરતાં સંપૂર્ણરીતે પહેલાં વિચાર કરવો જ યોગ્ય છે.

પૂર્ણાનું તારણ સાચું પડયું. તેના પિતાના ચારિત્ર્યને કારણે જ અજયનાં વડીલોએ ના પાડી અને અજયે દુઃખ સહિત પોતાની મજબૂરી જણાવી: 'પૂર્ણા, મને ખૂબ દુઃખ થાય છે પણ હું લાચાર છું. મને માફ કરજે અને મને ભૂલી જજે.'

પૂર્ણા બોલી: 'અજય, બોલવું કેટલું સહેલું છે પણ એ અનુભવવું કેટલું કઠિન છે તે કેવી રીતે બતાવું! બાકી હું તો તે દિવસથી આ અનુમાન કરીને બેઠી હતી. સારું થયું તને થોડું વહેલું ભાન આવ્યું.'

પૂર્ણાને એક અજયનો જ આવો અનુભવ થયો. અજયે એને ચેતવી એટલે તે ખૂબ જ સંભાળીને

આગળ વધી, સૌંદર્ય અને હોંશિયારી હોવા છતાં તેની જાતને ટલ્લે ચઢવું, પડે છે તેનું દુઃખ તેને અપાર છે.

'પાડાને વાંકે પખાલીને ડામ.' ઉપરથી આનંદી, હસતી, છતાં જેનું અંતર દુઃખી છે તે પૂર્ણાને સાચા ન્યાયે કોણ તોળશે...!

## બાળક અને સોબત

નાનું બાળક ચાલતું થાય એટલે એને ચાલવું ખૂબ જ ગમે. ઘરમાં એક રૂમમાંથી બીજા રૂમમાં આવ-જા કર્યા કરે. એને પ્રવૃત્તિ જોઈએ : એકલાં રમકડાંથી તેને સંતોષ નથી થતો. ધીરે ધીરે બીજું બાળક મોટું ન હોય તો તેને એકલું એકલું લાગે છે. તે તેની મા, ફઈ, પિતા કે બીજા વડીલો સાથે વધારે હળેલું રહે છે. તેમની સાથે તેને ગમે છે. તેને ફેરવે, રમાડે, ગીત ગાય, બહાર લઈ જાય, ચાવીવાળાં રમકડાં ફેરવીને બતાવે વગેરે દ્વારા અમુક સમય નીકળી જાય. ત્રણ ચાર કલાકની ઊંઘ લે એટલે બહુ મુશ્કેલ ન પડે.

દોઢેક વર્ષનું થાય પછી તો ધીમે ધીમે તેની ઊંઘ ઓછી થવા માંડે છે. એનો જીવ રમતમાં વધુ ખેંચાય છે. એકની એક વસ્તુથી તેને સંતોષ નથી થતો. નવાં રમકડાં તેની પાસે જલદી જૂનાં થઈ જાય છે. તેને તેના સરીખું રમનારું જોઈએ છે. બીજાં બાળકોને જોઈને તે હરખાય છે. મોટાંઓ સાથે ગમે તેટલું રમશે તો પણ તેને સંતોષ નથી થતો. બાળકને બાળક સાથે છૂટથી રમવા દેવું જોઈએ.

ક્યારેક શાંત બાળક હોય છે તે સ્થિર બેસીને એક રમતમાં વધુ ચિત્ત પરોવી શકે છે, શાંતિથી રમે છે. બધાં બાળકોની પ્રકૃતિ સરખી નથી હોતી. છતાંપણ બાળકને બાળક સાથે રમવું વધારે ગમે છે. તેમાંથી તે વધુ આનંદ લઈ શકે છે. ધૂળમાં રમવું તેને ગમે છે, બહાર ફરવા જવું ગમે છે, બાગમાં હીંચકા, લપસીયા વગેરે ખાવાની તેને ખૂબ મઝા પડે છે. ત્યાં પણ તેનાં મિત્રો ઊભાં કરે છે.

બે વર્ષનું થતાંમાં તો ઊંઘ દિવસે ઘણી ઓછી કરી નાખે છે. બાળક પ્રવૃત્તિ વગર કંટાળી જાય છે. આ કાળમાં તેને જુદા જુદા તબક્કામાંથી પસાર થવું પડે છે. એકલું મન નવું નવું શોધે એટલે જીદ પણ વધુ કરે. ધાર્યું કરાવવા પ્રયત્ન કરે અને ધાર્યું ન થાય એટલે રડવાનું શસ્ત્ર અજમાવે. એ શસ્ત્રમાં સફળતા મેળવે એટલે ધીમે ધીમે તે દરેક બાબતમાં વાતવાતમાં રડયા કરે. અને માને વધુ પજવે. મા કંટાળી જાય અને તેને વાળી ન લે તો બાળકની હઠ અને રડવાનું વધી જાય છે. ઘેર તોફાન કરતું બાળક બીજાને ઘેર શાંતિથી રમે છે અને પજવતું નથી તેવું પણ બને છે. બાળકને આપમેળે ખીલવા દેવું જોઈએ. તેને વારંવાર રોકટોક ન કરવું. અને છતાંય તેની દરેક જીદ નહિ પોષતાં બીજી રીતે વાળી લેવું જોઈએ.

રૂપાને ઘરમાં રહેવું ઓછું ગમે. નજીકમાં કોઈ ને કોઈને ઘેર જવાનું તેને યાદ આવી જાય. ભૂખી હોય, ઊંઘ બરોબર ન થઈ હોય તો પણ કોઈવાર વધુ જીદ કરે. તે જો મૌનાને ઘેર રમવા જાય તો પાછા આવવાનું નામ ન દે. અને મૌના ઘેર આવી હોય તો તેને જવા જ ન દે. ક્યારેક બન્ને ઝઘડે તો ક્યારેક ખૂબ સુંદર રીતે રમે. છતાં પણ છૂટા પડવું જરાય ગમે નહિ. સંતાકુકડી રમે, ચિત્રો જુએ, કાગળ પેન્સીલ લઈને લખવા બેસે, કાતર દીધી હોય તો થોડીવાર કાતરકામ કરે, રમકડાં લઈને થોડીવાર રમે, વચ્ચે ભૂખ લાગે તો કંઈક ખાઈ લે. આમ સમય તો ક્યાંય પસાર થઈ જાય. દેખરેખ રાખનાર પોતાનું કામ કર્યા કરે છતાં તેને ધ્યાન રાખવું પડે. ફરિયાદ સાંભળવી પડે અને નિકાલ પણ લાવવો પડે. ઘરમાં એકલું બાળક શીખે છે બધું પણ તેનું એકલવાયાપણું ટાળવા તેને સોબતમાં રાખવું જરૂરી છે.



ગ્રંથની ગોઠે



## પન્નાલાલાનો વર્તા વૈભવ :

[ લે. સં. પન્નાલાલ પટેલ. પ્રકા. હરિહર પુસ્તકાલય, સુરત. મૂલ્ય : રૂ ૫/–. ]

'મારી શ્રેષ્ઠ વાર્તાઓ 'ના સંગ્રહ પછી એવો જ તે પછીની બીજી વધુ વાર્તાઓમાંથી પસંદગી મેળવતો આ નવો સંગ્રહ તેના લેખક શ્રી. પન્નાલાલ પટેલે જ સંપાદન કર્યો છે. એટલે ' શ્રેષ્ઠ વાર્તાઓ ' ના સંગ્રહ પૈકીની પણ થોડીક વાર્તાઓ આમાં આવી શકી છે. આ સંગ્રહને શ્રી યશવંત શુકલની પ્રસ્તાવના મળી છે એ શ્રી પન્નાલાલ પટેલની વાર્તાકળાના મૂલ્યાંકનનો સજાગ પ્રયત્ન પણ ગણાય. એથી પણ આ સંગ્રહની અને તેના લેખકની મૂલ્યવત્તા અનેકગણી વધી જાય છે.

શ્રી. પન્નાલાલ પટેલ આજે ગુજરાતના વાર્તાકારોમાં જે મહત્ત્વનું સ્થાન શોભાવે છે એ તો અચલ છે જ. તેમની વધતી જતી વાર્તા પ્રવૃતિ અને વિકસતો જતો વર્તા–ફાલ ગુજરાતી સાહિત્યમાં સાચી જાગૃતિ પણ આણે છે અને તેના લેખકને પણ જાગૃત રાખે છે એ અતિ મહત્ત્વની વાત ગણાય.

સત્તર વાર્તાઓનો આ પ્રતિનિધિ સંગ્રહ આપણા સાહિત્યમાં વાર્તાઓના અભ્યાસુઓ માટે ઠીક ઠીક મહત્ત્વનો બની રહેશે અને અનેક રીતે સર્વોપયોગી બનશે એવી આશા સાથે આ સંગ્રહને આવકારતા આનંદ થાય છે. સંગ્રહની પ્રસ્તાવના પણ વિદ્યાર્થીઓને ખૂબ ઉપયોગી થઈ પડે તેવી છે.

## પ્રીત ન કરીયો કોઈ: ભરતી અને ઓટ :

[ બન્નેનાં લેખિકા: રંભાબહેન ગાંધી. પ્રકા. સ્વાતિ પ્રકાશન, મુંબઈ ૩. મૂલ્ય અનુક્રમે રૂ. ૨/૫૦ અને રૂ. ૫/–. ]

સાત એકાંકી નાટકોના સંગ્રહો અને ત્રિઅંકી નાટકોનાં બે પુસ્તકો પ્રગટ કરીને શ્રી. રંભાબહેન ગાંધી નાટયલેખકોમાં સ્થાન પામી ચૂકયાં છે. તેમની સીધી સાદી છતાં સચોટ શૈલી વાચકોને અને નાટકો ભજવાતાં હોય ત્યારે જોનારાંને ખૂબ જ રોચક થઈ પડે છે. એટલે જ શાળા–મહાશાળાઓમાં તેમનાં. નાટકો ભજવવા માટે પસંદગી ઊતરે છે. ' પ્રીત ન કરીયો કોઈ ' ત્રિઅંકી નાટક છે જ્યારે ' ભરતી અને ઓટ ' માં નવ એકાંકીઓનો સમાવેશ કરવામાં આવ્યો છે.

' પ્રીત ન કરીયો કોઈ ' લેખિકાનું ત્રીજું ત્રિઅંકી નાટકનું પુસ્તક છે સામાજિક સમસ્યાને આબાદ રીતે છણતું આ ત્રિઅંકી નાટક પણ આપણી શાળા –કોલેજોને ભજવવું ફાવે તેવું તંદુરસ્ત છતાં સચોટ છે. વર્તમાન સમાજ જીવનને આબાદ રીતે વણી લેતું અને લગનજીવનની તેમ જ અનેક સામાજિક સમસ્યાઓ રજૂ કરતાં અને છણતાં આ ત્રિઅંકી નાટકમાં હાસ્ય અને કટાક્ષ બન્ને ભર્યાં પડયા છે. નાટકને અનુરૂપ શૈલી શ્રી રંભાબહેનને વરેલી છે એટલે આ નાટક વાંચવું પણ ગમે તેવું છે. ભજવાતું હોય ત્યારે જો પાત્રો સારી રીતે ન્યાય આપી શકે તો આખું નાટક એક નવી જ પદ્ધતિ અપનાવતું માલૂમ પડે છે. વસ્તુ અને વિષય ખૂબ જ ચર્ચાઈ ગયેલાં લાગે છે એટલે એ રીતે એનું આગવું મહત્ત્વ જળવાતું નથી તે શિવાય આખું નાટક એકી બેઠકે વાંચી નાખવાનું રોકી શકાતું નથી.

' ભરતી અને ઓટ ' નામનું લેખિકાના આ આઠમા એકાંકી સંગ્રહનું પ્રથમ એકાંકી બીજાં આઠ એકાંકીઓ સાથે આ સંગ્રહમાં સમાવવામાં આવ્યું છે.

'બીજા બધા ભાઈબાપ,' 'ખાનદાની,' 'સ્નેહનાં ઝેર' અને 'મિ. ઉધારચંદ એમ.ડી.' એ ચાર એકાંકીઓ લેખિકાના અગાઉના સંગ્રહમાં આવી ગયાં છે. પણ એ સંગ્રહો અત્યારે અપ્રાપ્ય હોવાથી આ ચારેયને મહારીને અહીં મૂકવામાં આવ્યાં છે એવી લેખિકાએ પ્રસ્તાવનામાં કરેલી કબૂલાત આવકાર્ય છે. શાળાઓમાં ભજવાતાં નાટકોમાં સ્ત્રીપાત્રો વિનાનાં કે પુરુષપાત્રો વિનાનાં નાટકોની માગ વધારે રહે છે. આ સંગ્રહમાં 'કર કે કરીયાવર?' પુરુષપાત્રો વિનાનું અને 'મિ. ઉધારચંદ એમ. ડી.' સ્ત્રીપાત્રો વિનાનું એકાંકી છે એ ભજવનારાંઓ માટે પસંદગી કરવાનું સરળ કરી આપશે.

શ્રી રંભાબહેન ગાંધીના અગાઉના સાત એકાંકી સંગ્રહોની હરોળમાં ઊભો રહે તેવો આ આઠમો સંગ્રહ પણ છે જ એ લેખિકા માટે ગૌરવની વાત ગણાય. વાચકો અને ભજવનારાંઓને તો સારાં એકાંકીઓ અને ત્રિઅંકીઓની જરૂરત છે જ.

**શુભસ્ય શીઘ્રમ્ :**

[ લે. હસિત હ. બૂચ. પ્રકા. વિમલ પ્રકાશન. વિક્રેતા લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ ૧. મૂલ્ય રૂ. ૩/૫૦ ]

જાણીતા કવિ–વિવેચક અને પ્રાધ્યાપક શ્રી. હસિત બૂચનો આઠ એકાંકીઓનો આ પ્રથમ સંગ્રહ પ્રગટ થાય છે ત્યારે તેને આજે નાટકોની વધતી જતી માગ વેળા એ આવકારતાં આનંદ થાય છે. તેમાંય તેમની વિવેચક અને શિક્ષક–દૃષ્ટિને લીધે આખો સંગ્રહ એક ઉચ્ચ પ્રણાલી મૂકી જાય છે. લેખકે પ્રસ્તાવનામાં ઉલ્લેખ કર્યો મુજબ એકાંકીઓનો મિતાક્ષરી પરિચય આખા પુસ્તકમાં ક્યાંય દેખાયો નહિ એટલે પાછળથી ઉમેરવામાં આવેલ એ સામગ્રી વિનાની નકલ અવલોકન માટે મળી હોય તો ના નહિ!

આઠેય એકાંકીઓ લેખકની રસમય છતાં સાદી રસળતી શૈલીનો વાચકોને ઠીક ઠીક પરિચય કરાવે છે. કેટલાંક એકાંકીઓમાં પાત્રોને મોઢે મૂકેલા લાંબા વાર્તાલાપો ક્યાંક અનુચિત લાગે છે. તે સિવાય એકાંકીઓની જે હોવી જોઈએ તે સચોટતા અને આડંબરહીન શૈલી પાત્રોને સાચો ન્યાય આપી જાય છે. વાંચવાં અને ભજવવાં ગમે તેવાં આ આઠેય એકાંકીઓ આપણા નાટ્ય સાહિત્યમાં ઠીક ઠીક ઉમેરણરૂપ બની રહેશે એમાં શંકા નથી.

**શ્રી વિદ્યાબહેન સ્મારક વ્યાખ્યાનો :**

[વ્યાખ્યાતાઓ : પંડિત સુખલાલજી, દ. બા. કાલેલકર, ગગનવિહારી મહેતા, ફીરોઝ કા. દાવર. પ્રકા. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ ૧. રૂ. ૧/–]

ગુજરાત વિદ્યાસભા તરફથી ૧૯૬૦થી ૧૯૬૪ સુધીમાં દર વરસે એક એક વિદ્વાનને આમંત્રણ અપાઈને જે વ્યાખ્યાનો અપાયાં તે પુસ્તકરૂપે પ્રગટ થાય છે એ ખૂબ આવકાર્ય છે. શ્રી વિદ્યાબહેન નીલકંઠ વ્યાખ્યાન માળાને આશ્રયે આ પાંચેય વ્યાખ્યાનો અપાયાં અને એ જ યોજના તળે આ પ્રકાશિત થાય છે.

'ગુજરાતી ભાષાની શક્તિ અને એ દ્વારા કરવાનાં કામો' એ વિષેના પહેલા વ્યાખ્યાનમાં આપણા પ્રજ્ઞાચક્ષુ પંડિત શ્રી સુખલાલજી સંઘવી જે છણાવટ કરે છે તે ગુજરાતી ભાષાના અભ્યાસુઓને અને ગુજરાતી–ભાષી જનતાને સાચો રાહ ચીંધે છે.

બીજું અને ત્રીજું વ્યાખ્યાન શ્રી કાકાસાહેબ કાલેલકરનું છે. આપણી પેઢીના એક વિચારક અને ચિંતક તરીકે જાણીતા કાકાસાહેબ આ બન્ને વ્યાખ્યાનોમાં એવા વિષયોની છણાવટ કરે છે કે જે આપણને જચી જાય. 'ચિંતન અને પુરુષાર્થનો સમન્વય' એ વિષે તેમની ચિંતન ભરપૂર મેધા છતી થાય છે અને 'સાહિત્યમાં સાર્વભૌમ નવજીવન'માં પણ તેમની શક્તિનો તરવરાટ આપણને જોવા મળે છે. વિચારોમાં જેમ એ જ આપણું ચિરંજીવ યૌવન ગણાય. અને આ ઉંમરે પણ આ વયોવૃદ્ધ ચિંતકે તે જાળવી રાખ્યું છે તે તેમનાં આ બન્ને વ્યાખ્યાનો વાંચતાં જોવા મળે છે.

શ્રી ગગનવિહારી મહેતા આપણા અર્થશાસ્ત્રના પ્રખર અભ્યાસુ છે એ તો જાણીતી વાત છે. ખૂબ

ઓછું લખે છે છતાં તેમના અભ્યાસનો નીચોડ તો તેમાં હોય છે જ. એવા નીચોડનું દર્શન 'આર્થિક પ્રશ્નો' વિષે તેમણે આપેલા આ સંગ્રહમાં સંગ્રહિત થયેલા વ્યાખ્યાનમાં જોવા મળે છે.

આ સંગ્રહનું છેલ્લું અને પાંચમું વ્યાખ્યાન જાણીતા વિદ્વાન પ્રાધ્યાપક શ્રી ફીરોઝ દાવરનું છે. એક અભ્યાસુ તરીકેની ગણના થઈ શકે એવા આ અમદાવાદના પ્રાધ્યાપક વરસોથી વિદ્યાર્થીઓનું ઘડતર કરી રહ્યા છે 'જીવનમાં શ્રદ્ધાનું સ્થાન' એ વિષેનું તેમનું આ સંગ્રહનું વ્યાખ્યાન તેમની અભ્યાસ પરાયણતાનું તાદૃશ દર્શન કરાવે છે અને સાથે સાથે આ સંગ્રહની મૂલ્યવત્તા પણ વધારે છે.

આમ આ પાંચેય વ્યાખ્યાનો મનનીય હોઈ આપણા ચિંતન સાહિત્યમાં નવું સુંદર પ્રકાશન કરવા માટે ધન્યવાદ.

**જીવનની જુગતી :**

[ લે. ડૉ. શિવપ્રસાદ કુ. ત્રિવેદી, પ્રકા. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ લિ., વડોદરા. રૂ ૩/—. ]

ગુજરાતી ભાષામાં દાક્તરો બહુ ઓછું લખતા હોય છે. તે પણ સાવ સીધી સાદી ભાષામાં લખનાર એક હતા ડૉ હરિપ્રસાદ દેસાઈ અને બીજા અત્યારે છે આ ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી. દાક્તર અને દરદીને ઉપયોગી જ સાહિત્ય લખવાનો તેમનો ઈજારો નથી. એમ તો કિશોરો માટે સાહસકથાઓ અને બાળકો માટેની વાતો પણ તેમની સાદી શૈલીમાંથી નીતરી આવી છે. પણ તેમનો મુખ્ય અભ્યાસ દાક્તરીવિદ્યાનો છે અને તેનો નીતાર ગુજરાતને સામયિકો અને વર્તમાનપત્રો દ્વારા મળતો જ રહે છે. હવે તો તેમનું તે વિષેનું ગ્રંથસ્થ સાહિત્ય પણ ઠીક ઠીક પ્રકાશિત થયું છે. છતાં હજુ ગ્રંથસ્થ થયા વિનાનું પણ થોકબંધ સાહિત્ય પ્રકાશકને અભાવે જે પડ્યું છે તે પણ વહેલી તકે ગ્રંથસ્થ થવું જોઈએ. ગુજરાતી ભાષા આજે જ્યારે શાળા–મહાશાળાની માધ્યમ ભાષા થઈ શકી છે ત્યારે ગુજરાતીમાં જ લખાયેલાં ડૉ. શિવપ્રસાદ ત્રિવેદીનાં લખાણો દાક્તરી વિદ્યાના વિદ્યાર્થીઓ, દાક્તરો અને વિજ્ઞાનશાખાના વિદ્યાર્થીઓ–શિક્ષકોને એટલાં જ ખપમાં લાગે તેવાં મનનીય અને ચિંતનીય છે. તેમાંય આજે તો આ વિષયનું સાહિત્ય નહિવત્ છે ત્યારે ખાસ.

૧૯૫૫થી ત્રણેક વરસ સુધી 'ઊર્મિ–નવરચના'માં એકધારા આવેલા લેખોનો આ ઉપયોગી પુસ્તકમાં સંગ્રહ છે. માનવશરીરથી માંડીને મૃત્યુ સુધીના ત્રીસ લેખોના આ સંગ્રહને 'જીવનની જુગતી' જેવું યથાયોગ્ય નામ મળ્યું છે એ સર્વ રીતે યોગ્ય જ છે. માનસશાસ્ત્રીઓને પણ આ લેખો કેટલીય રીતે ઉપયોગના થાય એવા હોઈને આ પુસ્તક માનસશાસ્ત્રનાં વિદ્યાર્થીઓને પણ એટલું જ ઉપયોગનું થઈ પડશે એમાં શક નથી. મનના અને શરીરના આરોગ્યને એકમેક સાથે ખૂબ નિકટનો સંબંધ હોઈને માનસોપચારક અને શરીરોપચારક બન્નેને આ મહત્ત્વનું પુસ્તક જરૂરી માર્ગદર્શન આપશે આજના વિકસતા જતા તબીબી અભ્યાસમાં આવું અભ્યાસના નીચોડ જેવું પુસ્તક એટલે જ મહત્ત્વનું ગણાશે. આવા મહત્ત્વના પુસ્તકનું પ્રકાશન સંસ્થાએ પ્રકાશન કરીને ગુજરાતી સાહિત્યની આ સાહિત્યના ક્ષેત્રમાં મહત્ત્વની સેવા બજાવી છે. જે આવકાર્ય અને અભિનંદનીય ગણાય. શ્રી. ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી પણ ગુજરાતી સાહિત્યની આ ક્ષેત્રમાં જે અવિરત સેવા બજાવતા રહ્યા છે તેમાં ક્રમશઃ વધારો થાય એ ઈચ્છનીય છે. ગુજરાતની નવી પેઢી તેમનાં આ લખાણોને અભ્યાસની રીતે નહિ તો ય રસપૂર્વક વાંચશે એ વાત નિઃશંક છે. સામાન્ય વાચકને પણ સમજી શકાય તેવી લોકભોગ્ય શૈલીને આ લેખકની કલમ વરેલી છે એટલે જ એમનાં લખાણો વધુ ને વધુ વાચકો આવકાર્યે જવાનાં. આવા ભારેખમ વિષયને આટલી સરળતાથી રજૂ કરવાની આગવી સિદ્ધિને વરેલા શ્રી શિવપ્રસાદ ત્રિવેદીને આ પુસ્તકના લેખન માટે સાચા ધન્યવાદ. ગુજરાતી વાચકો આવા ચિંતન સાહિત્યને પણ વાંચી-વસાવીને તેના લેખકને જરૂરી પ્રોત્સાહન આપે અને તેમની લેખિનીને બિરદાવે એ જ અપેક્ષા.



પંદર વરસમાં તો ગુજરાતના પ્રત્યેક ઘરનું માનીતું થઇ પડેલું
નિસર્ગોપચારની દૃષ્ટિએ ચાલતું સર્વોપયોગી ગુજરાતી માસિક.




તંત્રીઓ :

ડૉ. ભૂપતરાય મો. દવે  ડૉ. શંકરલાલ મો. દવે

★ આપને ગમે ત્યાંથી વાંચવા મળતું તો હશે જ. પણ આપને નથી લાગતું કે એ વાંચીને પાછું આપવું સારું નથી ? કાયમી વાચન માટેનું સંઘરવા યોગ્ય આ એક જ માસિક છે.

★ કુદરતી ઉપચારોથી રોગો મટાડતી મુંબઇ (માટુંગા)ની પ્રખ્યાત સંસ્થા 'આરોગ્યધામ'ના સંચાલકો આ માસિકનું સંપાદન કરે છે. અનુભવકથાઓ અને પ્રશ્નોત્તરો વાચકોનું ખાસ આકર્ષણ છે.

★ વરસમાં જૂન, સપ્ટેમ્બર, ડિસેમ્બર અને માર્ચ એ ચારમાંથી કોઇપણ માસથી રૂપિયા **સાડા પાંચ**(વિદેશમાં શિ. **બાર**)માં વાર્ષિક ગ્રાહક **થઈ** શકાય છે.



—: આપનું લવાજમ નીચેના સરનામે આજે જ મોકલો :—

## તંદુરસ્તી કાર્યાલય

## ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ

૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : ગાંધી રોડ : **અમદાવાદ, ૧**

મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

અંક ૧૧ : ફેબ્રુ૦ '૬૫
સળંગ અંક ૪૧૯
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૫
'નવરચના' : વર્ષ ૨૯
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

'ઊર્મિ–નવરચના'
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧


પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક ' કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.



ઘ . . . . . . અણમોલ દૃષ્ટિ

દયા દાખવવાની અને દાન દેવાની આપણી બધી રીતો ક્યારેક તો એવી વામણી હોય છે કે જાણે આપણને આપણી જાત ઉપર જ હસવું આવે. આપણું એ હાસ્ય ઘડીભર થંભાવીને થોડીક તટસ્થતા કેળવીએ તો આપણને આંતરખોજ કરવાનું સૂઝે. આ એક જ સૂઝની સાચી જરૂર છે. આપણે આ ખોજ માટેની સૂઝ જેટલી વહેલી મેળવી શકીએ તેટલી આપણી પ્રગતિ વધુ સધાય.

પણ પ્રગતિ માટે આંતરખોજ જેવી કડવી ગોળી ગળવાનું જ આજે કોઈ પસંદ નથી કરતું ને! કડવી ગોળી શરૂમાં કડવાશ પેદા કરે, શરૂમાં તો એની સામે જોવાનુંય મન ન થાય ત્યાં તેનો સ્વાદ લેવા કે ગળી જવા તો શી રીતે તૈયાર થવાય ? પણ એ કડવાશ આપણને કેટલી બધી ફાયદાકારક નીવડે છે ? અને ઉપરની મીઠાશ, સામી વ્યક્તિને પાણી પાણી કરી દે એવી અંતરે હળાહળ ભરેલી મીઠાશ આપણા જીવનહ્રાસને નોતરી દે છે.

આપણને છતાં મીઠાશ ગમે છે. કડવાશથી આપણે દૂર રહીએ છીએ. બહારની મીઠાશ અને બહારની કડવાશ જેવા બે વિરુદ્ધ છેડાને જ્યારે આપણે આંબી જવા પ્રયત્ન કરીએ ત્યારે એ છેડા કેટલા બધા દૂર ને દૂર ચાલ્યા જતા હોય છે! પણ એ છેડાઓ આપણું અંતિમ ધ્યેય ન જ બની શકે, ન હોઈ શકે.

ઉપરની કડવાશ જેમ અંતરમાં મીઠાશ જગવે છે તેમ ઉપરની કડવાશ જગવે છે, અંદરથી કડવાશ ઓકે છે. અને ત્યાં આપણને આપણી આંતરખોજ કરવાનું સૂઝે છે. કડવાશ તો આપોઆપ આપણા શરીરને જેમ શુદ્ધ કરે તેમ મનનેય કરી નાખે છે. પણ આ ઉપરની મીઠાશ (Sugar coating) જ આપણી ખાનાખરાબી કરી મૂકે છે. અને ત્યારે જ આપણા અંતરમાં ઊંડા ઊતરવાની આપણને સૂઝ મળે છે. આ સૂઝ પરિપક્વતાથી આપણે કેળવીએ અને એનો સુંદર ઉપયોગ કરી જાણીએ તો આપણે એક નવી જ દૃષ્ટિ પામીએ છીએ. એ દૃષ્ટિ ખૂબ અણમોલ નીવડે છે.





'રાજહંસ'

# સમયના શોર-બોર

### સ્વાતંત્ર્ય પછીનું મંથન

એશિયા-આફ્રિકાના ઘણા દેશો સ્વતંત્ર બન્યા છે. એમાં, ભારતે અહિંસક પદ્ધતિ રાખી આખા જગતમાં રાષ્ટ્રવાદનું તેજ વધારી આપ્યું એનો લાભ સૌને સત્વર મળ્યો છે. આત્મભોગની જગતમાં કદર થઈ છે. ને રાષ્ટ્રીય અસ્મિતા પોષાવી જોઈએ એવું ભાન પણ ઊગ્યું છે.

લાગે છે કે હજી દસ-પંદર વર્ષ લગી રાષ્ટ્રીય ભાવના પ્રબળ રહેશે. એથી એનું આયુષ્ય વધારે હોય એમ જણાતું નથી. સ્વતંત્ર થયા પછી સૌને જવાબદારી ઉઠાવતાં શીખવું પડે છે. અને આ જવાબદારી એટલે મનુષ્યના પુરુષાર્થની કસોટી. આ કસોટી આકરી છે. એમાં સ્વતંત્રતા ઉપર મર્યાદા મૂકવી પડે છે ત્યારે અકળામણ લાગે છે, પરંતુ, એવી ઘણી અકળામણો વેઠ્યા વિના રાષ્ટ્રને પ્રૌઢત્વ સાંપડતું નથી.

પહેલાંના સંસ્કાર ના હોય ત્યારે નવાં રાષ્ટ્રો ઝાઝો રૂઆબ હાંકે છે, હુંકાર કરે છે, હથિયારો ખખડાવે છે. જ્યાં સમજદારી ઊગતી નથી ત્યાં આંતરવિગ્રહ સળગી ઊઠે છે. આજના જમાનાની સૌથી કપરી સમસ્યા તે આ આંતરવિગ્રહો છે. દેશમાં બળવાખોરો જુદો પક્ષ ને જુદી સરકાર સ્થાપી લે છે, જ્યાંથી મળે ત્યાંથી હથિયારો લાવે છે, ભાડુતી સૈનિકો પણ લાવે છે. દેશભક્તિ તો ક્યાં અલોપ થઈ જાય છે તે સમજાતું નથી, અને વેરઝેરના ભડકામાં ઘણા હોમાય છે. એકંદરે, પાત્રતા પામ્યા પહેલાં પદ પ્રાપ્ત થાય ત્યારે બધું ડગમગી જાય છે.

કોઈ પણ દેશને રાષ્ટ્રીય સ્વતંત્રતા મળે તે પછી જ એના વ્યક્તિત્વનો વિકાસ સંભવે. ને સ્વાતંત્ર્યનું અમી ઝીલી શકે એવાં પાત્ર ના હોય ત્યારે મંથન પણ ચાલે. એમ છતાં એ મંથનમાં ઝાઝો સમય નહીં વીતે, દાયકા-બે દાયકામાં ઉગ્રતા શમી જશે.

### વિવિધતાની રમણીયતા

સ્વતંત્રતા એ સાધન છે, ધ્યેય નથી.

આ સાધન મેળવવા માટે મરી ફીટવું એને આપણે આદર્શ માન્યો છે. પરંતુ આદર્શોની કથનીનો ઘાટ એવો છે કે એનો અંત આવતો જ નથી. દૂર પહોંચીએ ને નવી ક્ષિતિજો ઊઘડતી જાય એમ આદર્શની સીમા પણ ફેલાતી જાય છે. સ્વાતંત્ર્ય મળે તે પછી ઘણું કરવાની જરૂર લાગે જ છે.

હજી માણસે પોતાનું વ્યક્તિધ્યેય નક્કી કર્યું નથી ત્યાં એને માથે સામૂહિક ધ્યેય નિર્માણ કરવાની જરૂર ઊભી થઈ છે. આ બંને ધ્યેયોમાં એકરૂપતા રહેશે કે એમાં સંઘર્ષ રહેશે એ મોટો ઐતિહાસિક પ્રશ્ન છે.

કોઈ માને છે કે સમૂહનું જે ધ્યેય નક્કી થશે એમાં વ્યક્તિ ગૌણ થવાની. જગતમાં હમણાં જે વાયરા તોફાને ચઢ્યા છે તે વ્યક્તિને હેઠે પાડી સમૂહનો મહિમા વધારવા મથે છે. માનો કે વ્યક્તિના પ્રાણ પોતાનાં પીંજરાં તોડીને વિસ્તારમાં ભળવા મથે છે.

પરંતુ, ના. એનો આગ્રહ ના હોય. સમૂહની શોભા ને પ્રેરણા એમાં રહેલી વિશિષ્ટ વ્યક્તિની છે. ને માનવીનાં ધણ કરી શકાતાં નથી. આ સૃષ્ટિના ક્રમમાં વિવિધતામાં રમણીયતા રહેલી છે, એમાં એકતાનો દોરો પરોવાશે ત્યારે ખરો. ત્યાં સુધી એ રમણીયતા જાળવવા ઝૂઝવું પડશે. જે વિવિધતા રાષ્ટ્રો વચ્ચે છે તેથી વધુ વ્યક્તિઓ વચ્ચે છે, ને એની ધ્યેય વિષે છે,

ને સાધન વિષે પણ છે. એ બધી વિવિધતામાં કોઈ એકને જ મુખ્ય દેવ તરીકે સ્થાપી શકાય એમ નથી. જે કોઈ એમ કરવા દુરાગ્રહ કરે છે તે વિખવાદ લંબાવે છે, સંઘર્ષ વધારે છે, ને જનતાની શક્તિ વેડફે છે.

## સામૂહિક વ્યક્તિત્વનાં ધ્યેય-સાધનો

નવાં રાષ્ટ્રોની કપરી સમસ્યા આ છે: આઝાદી લાવનાર પુરુષોને ખસેડી મૂકી, એને ભોગવવાનો હક કરનારા બીજા લેભાગુઓ ફૂટી નીકળ્યા છે, એ લોકો બળવા જગાડે છે, ને એમનો પક્ષ લઈ બીજાં રાષ્ટ્રો એમને ઉશ્કેરે છે. ઉંદરે ઘણી મહેનત કરીને રહેવા માટે દર કર્યું, તેમાં પેસવા ભોરિંગ ફેણ ચઢાવીને બેઠા થયા છે.

એકનો પક્ષ કરનારા નીકળે એટલે સામા પક્ષની સહાય કરવા બીજા પણ નીકળે એની નવાઈ નથી. ઉપરથી આવી પક્ષાપક્ષીમાં લડાઈ દેખાય છે, તે અંદરથી સામૂહિક વ્યક્તિત્વનાં ધ્યેય-સાધનોના શોધખોળ છે. એનું નિર્માણ થાય તે પહેલાં ઘણાં બલિદાનો આપવાં જોઈશે.

આંતરવિગ્રહોના ભડકા ઠારવા માટે રાષ્ટ્રસંઘ વલખાં મારે છે પરંતુ એની સમાધાનવૃત્તિ છે એવી ધ્યેય સંશોધનવૃત્તિ નથી. નહીં તો એણે ક્યારનું નક્કી કર્યું હોત કે કોઈ પણ રાષ્ટ્ર છેલ્લાં દશ કે પંદર વર્ષમાં સ્વતંત્ર થયું હોય ત્યાં રાષ્ટ્રસંઘના આશ્રયે મતદાન થશે. એ રીતે ચૂંટાયેલા માણસો એ દેશનું બંધારણ ઘડશે, ને રાજ્યસત્તા સંભાળશે.

પરંતુ, આમ કરવા જતાં ચીનનો પ્રશ્ન પહેલો આવે. ત્યાં રાષ્ટ્રસંઘની આણ જરાયે નથી. ઉત્તર વિયેટનામ, ઉત્તર કોરીઆ, પૂર્વ જર્મની, પાકિસ્તાન, બર્મા—એમ ઘણા દેશો દેશની આંતરિક બાબતમાં બહારની દખલગીરી સાંખે એમ નથી. એમને કોણ કહી શકે કે જેને તમે દખલ માનો છો એ તો સામૂહિક ધ્યેય ચાલુ કરવાની શરૂઆત છે.

## નવાં રાષ્ટ્રોને કોણ સંભાળે?

આંતરિક દખલગીરીનો બળસહિત પ્રયોગ ચીન કે રશિયા કરી શકે તો બીજાં રાષ્ટ્રો કેમ ના કરી શકે? પરંતુ, અત્યારે એવી સ્થિતિ ઊભી થઈ છે કે મુક્ત રાષ્ટ્રોની સહાય વગોવાય છે, કરોડો રૂપિયા આજે અનાજ, વૈજ્ઞાનિકો, રસ્તા, વાહનો, સારવાર, ઉદ્યોગો વગેરે માટે ખરચ કરે છે તેનો પણ ઊંધો અર્થ લેવાય છે, નવાં રાષ્ટ્રોનું બળવાખોર તત્ત્વ કૃતઘ્ન બનીને નિંદા કરે છે.

એમનું વલણ તો સમજ્યા. પરંતુ તટસ્થ ગણાતા દેશો સુદ્ધાં આ માથાભારે બળવાખોરોનો પક્ષ કરવા બેઠા છે. સામ્યવાદી હથિયારો વડે આજે ઘણા દેશોની સ્વતંત્રતાના દીવા હોલવાઈ જાય એવા ભયમાં છે ત્યારે એ દેશોની મુક્તિ ટકાવી રાખવા અમેરિકન સૈનિકો ને એમનાં સાધનો આગળ આવે તેની કદર થતી નથી, કડવી ટીકા પણ થાય છે.

મનુષ્યે અમુક મૂલ્યો સરજાવ્યાં, ને એની રક્ષા કાજે મરી ફીટવાનું પસંદ કર્યું. એ મૂલ્યો ઉપર આક્રમણ થાય તે હવે સહી લેવામાં આવે તો સામૂહિક સંસ્કૃતિનો વિકાસ ખોરંભે પડવાનો.

લાઓસ, વિયેટનામ અને મલયેશિયામાં સ્વતંત્રતા ઉપર આક્રમણો થયાં છે. એનો સામે આપણાથી બોલી શકાતું નથી, પગલું ભરી શકાતું નથી. ચીનનાં આ આક્રમણો આપણી સરહદો ઉપર જ થયાં છે એમ આપણે હજી લગી માનતા નથી. ચીનના ધસારાને ત્યાં ખાળવા માટે જે કોઈ મથી રહ્યા છે તે આપણી રક્ષાનું કાર્ય કરી રહ્યા છે એ હજી આપણે સમજતા નથી. તિબેટ આમ જ ગયું, ને આપણી ઉત્તરની સરહદો ભયમાં મુકાઈ ગઈ. અગ્નિ એશિયામાં પણ આપણે અસાવધ રહ્યા તો પૂર્વ અને દક્ષિણ ભારત ઉપર એનું દબાણ આવવાનું.

બીજા બળ વાપરે ત્યારે એમને રોકવા બળની ધમકી કે પ્રયોગ કરવો જ પડે છે.

[અનુસંધાન માટે જુઓ પાનું ૫૩૩]



ઈશ્વર પેટલીકર

# માનસિક સખ્ય

યુવક-યુવતી લગ્નથી જોડાય છે ત્યારે શારીરિક દેખાવ અને વયને વધારે લક્ષમાં લેવાય છે. પણ તેમના વિચારો પરસ્પરને અનુકૂળ, પ્રેરક અને પરિચિત છે કે નહિ તેની ચકાસણી થતી નથી. આવા માનસિક સખ્યની હૂંફ વિષે અહીં કહેવામાં આવ્યું છે...

પ્રેમલગ્નનો જે વિરોધ કરે છે તેય લગ્નજીવનમાં પ્રેમ હોવો જોઈએ તેનો સ્વીકાર કરે જ છે. આમ જો પ્રેમ એ લગ્નજીવનમાં અનિવાર્ય હોય તો લગ્ન પહેલાંના પ્રેમથી ભડકી જવાનું કારણ ન હોવું જોઈએ. એ મોહ હોય તો પણ આગળ જોયું તેમ એ પ્રેમનું સ્થૂળ રૂપ છે. રૂઢિલગ્નોમાં પ્રેમ જન્મ્યો હોતો નથી અને મોહ પણ જાગ્યો હોતો નથી, છતાં એ લગ્નોને સફળ થયાની શક્યતા સ્વીકારવામાં આવી છે તો પ્રેમલગ્નમાં મોહ હોય તો પણ એમાં ઓછાપણું જોવાનું કારણ નથી. રૂઢિ માર્ગે પ્રેમના શિખર ઉપર જો પહોંચી શકાતું હોય તો મોહના માર્ગે શું કામ નહિ પહોંચી શકાય? વળી જો રૂઢિલગ્નો બધાં પ્રેમમય નીવડતાં ન હોય છતાં એ રિવાજમાં દોષ જોવાતો ન હોય તો પછી પ્રેમલગ્નોમાંથી અમુક મોહલગ્નો પુરવાર થતાં હોય તેથી એમાં શું કામ દોષ જોવો જોઈએ?

પ્રેમલગ્નો સફળ થતાં નથી એમ જ્યારે અભિપ્રાય ઉચ્ચારાય છે ત્યારે એવું અભિપ્રેત હોય છે કે રૂઢિલગ્નો સફળ થાય છે. આ સફળતાનો અર્થ શું છે? રૂઢિલગ્નોમાં મનમેળનો અભાવ નથી હોતો? કજિયા-કંકાસ નથી થતા? બિનવફાદારી જોવા મળતી નથી? સૌમાં પ્રેમભાવ જાગેલો હોય છે? બેસુરા રાગ એમાંથી નીકળતા નથી? આ બધાં લક્ષણો એમાં હોવા છતાં એ લગ્નો અતૂટ રહે છે તેને સફળતા કહેવામાં આવે છે કે બીજું? આજીવન અતૂટ રહેનાર સંબંધને જ જો સફળતાનો ગજ ગણવામાં આવતો હોય તો એનો જશ રૂઢિલગ્નોને નથી જતો, પરંતુ છૂટાછેડાની રૂઢિ નથી તેને ફાળે જવો જોઈએ.

પરંતુ એ રૂઢિને જગત ઉપર બધી જગાએ ઓછીવત્તી ઢીલી કરવામાં આવી રહી છે. અમુક કારણોસર છૂટાછેડાનો હક કાયદાથી દરેક દેશમાં સ્વીકારાયો છે. ભારતમાં હિંદુ કોડ બીલ પસાર થતાં લગ્ન, છૂટાછેડા અને વારસા અંગે નવા સુધારા થયા છે. આજે ભારતની કોર્ટોમાં કાયદાના આધારે જે છૂટાછેડાના કેસો ચાલે છે અને ચાલી ગયા છે, તેનો સરવે કરવામાં આવે તો દાવો કરનાર પતિ કે પત્ની મોટે ભાગે રૂઢિલગ્નોથી જોડાયેલાં નીકળશે. પ્રેમલગ્નો સમાજમાં સ્થાન ન પામે તો પણ છૂટાછેડાના પ્રસંગો વધતા જવાના જોવા મળશે. એનો દોષ રૂઢિલગ્નોમાં પણ જોવાનો નથી. લગ્ન પ્રત્યેનું સમાજનું અને વ્યક્તિનું બદલાયેલું દૃષ્ટિબિંદુ એને માટે કારણભૂત છે. જો સમાજનું દૃષ્ટિબિંદુ બદલાયેલું ન હોત તો છૂટાછેડાને કાયદામાં સ્થાન મળ્યું ન હોત. એને વશ થઈ વ્યક્તિ છૂટી થાય છે.

રૂઢિલગ્ન અને પ્રેમલગ્નમાં પાયાનો ફેર એટલો જ છે કે રૂઢિમાં માબાપ પસંદગી કરે છે અને પ્રેમમાં વ્યક્તિ પોતે પસંદગી કરે છે. પસંદગી બંનેમાં થાય છે, પરંતુ એમાં આખો દૃષ્ટિકોણ જ બદલાઈ જાય છે. રૂઢિમાં સમૂહગત રુચિ જોવાય છે અને પ્રેમમાં વ્યક્તિગત રુચિને પ્રાધાન્ય છે. જ્ઞાતિ એટલે સમૂહગત રુચિ, એમાં રહેણીકરણી, આર્થિક સ્થિતિ અને સંસ્કાર સર્વ આવી જાય છે. અમુક જ્ઞાતિ કે વર્તુલનાં છોકરા-છોકરીમાં એક સરખાં રુચિ હોય તેમ માની લઈને ચાલવામાં આવે છે. એ જ રીતે લગ્નના સમૂહગત હેતુઓ સ્વીકારીને ચાલવામાં આવે છે. મનુષ્યમાં ત્રણ એષણાઓ સામાન્ય રીતે રહેલી છે—પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા. એમાં પહેલી બેને મુખ્ય સ્થાન છે અને ત્રીજી દરેકમાં જોવા મળે છે એવું નથી અને જોવા મળતી હોય તો પણ એ પહેલી બે જેટલી જોરદાર નથી. પુત્રૈષણામાં કામૈષણા સમાઈ જાય છે. આથી દરેક યુવકયુવતીમાં

પુખ્ત ઉંમરે પહોંચતાં એ એષણા જાગવાની છે તેમ માની એ જાગે તે પહેલાં બાળપણમાં પરણાવી દેવામાં આવતાં હતાં. એ વખતે કન્યાનાં માબાપ વરના માબાપની આર્થિક સ્થિતિ જોતાં હતાં. આજે મોટી ઉંમરે માબાપ કન્યા પરણાવવા નીકળે છે ત્યારે પણ યુવકનું ભણતર જુએ છે તે એ જ દૃષ્ટિથી કે એ શું કમાઈ શકશે ? આમ એમાં કામૈષણા અને વિત્તૈષણાને સ્થાન મળે છે.

મનુષ્ય સામાજિક પ્રાણી છે. અને સમાજમાં વ્યવસ્થા જાળવવી હોય તો લગ્નસંસ્થા અનિવાર્ય છે એમ માની જગતમાં બધી પ્રજાઓએ એનો સ્વીકાર કર્યો છે. લગ્ન જો અનિવાર્ય છે તો અતૂટ હોય તો જ વધુ સહિસલામતી માની એને ધર્મનું–સંસ્કારનું રૂપ અતૂટ બનાવવામાં આવ્યું હતું. એમાં બાળકોની સલામતી આવી જતી હતી. સ્ત્રીને રક્ષણ મળતું હતું અને પુરુષને બહારના ક્ષેત્રે કામ કરવાની સગવડ મળતી હતી. આ ધાર્મિક સંસ્થાએ છૂટાછેડાનું રૂપ સ્વીકાર્યું ત્યારથી એ સામાજિક સંસ્થારૂપે વિકસતી રહી છે. ધાર્મિક સંસ્થા છે તો પણ એનાં મૂલ્ય બદલાતાં રહ્યાં છે.

લગ્નસંસ્થાનો વિકાસ એવી રીતે માનવામાં આવે છે કે લગ્ન વિનાની મનુષ્ય જાતિ હશે તેમાંથી સંયુક્ત લગ્નપ્રથા આવી હોવી જોઈએ. મનુષ્ય શિકારી અને પશુપાલક હશે ત્યારે એ સ્વરક્ષણાર્થે ટોળામાં વસતો હતો. જંગલી પ્રાણીઓ અને બીજી મનુષ્ય ટોળીઓના હુમલાથી બચવા માટે એને જૂથની જરૂર રહેતી. એ જૂથ એકમ હતું અને એ એકમમાં વસતાં સ્ત્રીપુરુષનો જાતીયવ્યવહાર એ ટોળામાંના ગમે તે સ્ત્રીપુરુષ સાથે રહે તેને નીતિ ગણવામાં આવતી. એ ટોળામાંથી બહારના જૂથમાં એ વ્યવહાર થાય તો એને બિનવફાદારી ગણાતી અને નીતિભંગ ગણાતો હતો. આમ પ્રાણીવર્ગના અનિયંત્રણમાંથી જૂથના નિયંત્રણરૂપે લગ્નવ્યવહાર શરૂ થયો. એમાંથી લગ્નવ્યવહાર આગળ વધી અનેક પતિ અને અનેક પત્નીના રૂપમાં આવ્યો. જૂથના સંયુક્ત લગ્નનો ઇતિહાસ કે કથા ખાસ જોવા મળતાં નથી એટલે તેનું અનુમાન કરવાનું રહે છે. પરંતુ અનેક પતિ અને અનેક પત્નીનાં લગ્ન તો આજ સુધી જોવાં મળતાં હતાં. મહાભારતમાં અનેક પતિ સાથેનું દ્રૌપદીનું લગ્ન જાણીતું છે. આજે પણ હિમાલયના પહાડી પ્રદેશમાં એ રિવાજ જોવા મળે છે. અનેક પત્ની લગ્ન આજ સુધી સમાજમાં પ્રચલિત હતું. લગ્નના પાયામાં કુટુંબરચના રહેલી છે. શરૂઆતમાં માતૃમૂલક કુટુંબરચના હતી અને આજે પણ એના કોઈ કોઈ ભાગમાં અવશેષ જોવા મળે છે. એ અવશેષ આદિવાસી સમાજમાં જ છે એવું પણ નથી, દક્ષિણમાં મલબારમાં તરવાડ નાયર જેવી શિક્ષિત કોમમાં પણ જોવા મળે છે. એમાં છોકરી સાસરે જતી નથી તેમ વર પણ ઘર જમાઈ તરીકે સાસરે રહેતો નથી. વર એની માતાને ઘેર રહે છે અને છોકરી એની માતાને ઘેર રહે છે. લગ્નના પાયામાં જાતીયસુખનો સ્વીકાર કર્યો હોય તેમ વર અવારનવાર વહુને ઘેર જતો આવતો રહે છે અને બંને શરીરસુખ ભોગવતાં હોય છે. આ સિવાય બંનેને સંયુક્ત રીતે કોઈ જવાબદારી અદા કરવાની રહેતી નથી. એ લગ્નથી થયેલાં બાળકોને ઉછેરવાં, ભણાવવાં અને પરણાવવાં એ બધી જવાબદારી મામાને માથે રહે છે. બાપનું સ્થાન એક અતિથિ જેવું એ ઘરમાં છે. પછી બાળકોને બાપનું વાત્સલ્ય મળવાનો સવાલ ઊભો થતો નથી. એને જે વાત્સલ્ય મળે છે તે મામાનું.

જો કે શિક્ષણને લીધે અને ધંધાને લીધે વતન છોડી બહાર દૂરના વસવાટને લીધે વર સાથે વહુને જવું અનિવાર્ય બનતું હોવાથી એ પ્રથા તૂટી રહી છે. અને પિતૃમૂલક રચના સર્જાઈ રહી છે. છતાં એ પ્રથામાં ઉછરેલાં સ્ત્રીપુરુષોને એથી આશ્ચર્ય થતું નથી એટલું જ નહિ પણ એક સુશિક્ષિત પુરુષે મને કહ્યું હતું કે ખરી રીતે સ્ત્રી એ વ્યવસ્થામાં વધુ સ્વતંત્ર અને નિર્ભય છે. પતિ એને કાઢી મૂકે તેવા સંજોગોમાં

એને મુકાવું પડતું નથી. પતિ એના ઉપર ત્રાસ ગુજારે તેવી લાચારીમાં એને જીવવું પડતું નથી. એના ગમે તેટલા લાભ હોય તો પણ જેમાં સાહચર્યને અવકાશ નથી તે પ્રથા જીવનસાથી બનવા માટે ઉણી છે એટલે તેને પુરુષ એકલો જ નહિ, નવી નારી પણ આવકારશે નહિ.

એ જ પ્રમાણે લગ્નના પાયામાં સંતાનેષણા મુખ્ય હતી ત્યારે દંપતીના સંયોગથી સંતાન પ્રાપ્તિના સંજોગો ન હોય તો પરપુરુષ સાથે નિયોગ-સંયોગ દ્વારા સંતાનપ્રાપ્તિ કરવાનો સ્ત્રીનો ધર્મ ગણાતો હતો. આ વ્યવહાર મહાભારતકાળમાં એટલો પ્રચલિત હતો કે પાંડુ, ધૃતરાષ્ટ્ર અને વિદુર વ્યાસના નિયોગ-પુત્રો હતા. એ જ રીતે પાંચ પાંડવો પણ કુંતીના નિયોગ-પુત્રો હતા. છતાં એ નિયોગ કેવળ સંતાન-પ્રાપ્તિ માટે હોય તો જ ધર્મ ગણાય, બાકી તે અધર્મ ગણાય તેવી નીતિ હતી. આથી કુંવારી અવસ્થામાં જન્મેલા કર્ણને કુંતીએ ત્યજી દીધેલો જોવા મળે છે.. પાંડવો પ્રત્યે આપણને અપાર આદર હોય, દ્રૌપદી પ્રત્યે સતીનું માન હોય અને વ્યાસ પ્રત્યે ઋષિનો અહોભાવ હોય તો પણ એમના જમાનાની નિયોગ પ્રથાને આપણે સ્વીકારવા તૈયાર થઈશું નહિ કે અનેક પતિ-રિવાજને પુનર્જીવન કરવાની વાત સ્વીકારીશું નહિ. ઊલટું, સમાજમાં અનેક પત્ની રિવાજ હતો તેને કાયદાએ અમાન્ય કર્યો છે. આજે સુધરેલા જગતમાં એક પત્નીવ્રતનો રિવાજ અને કાયદો છે. એવાં દંપતીમાંથી જેમને સંતાન ન હોય તે દત્તક લઈને સંતાનેષણા સંતોષી શકે છે. બંને જો સહમત હોય તો કાયદામાં જ્યાં છૂટ છે ત્યાં એ છૂટાછેડા લઈને બીજા લગ્નથી જોડાઈને સંતાનેષણા સંતોષે છે. જોકે હિંદુકોડબીલમાં સંતાન ન હોય તેથી છૂટાછેડા મેળવવાની કલમ નથી. એ માટે દત્તક લેવાનો માર્ગ જ રહે છે પરંતુ આ સ્થિતિમાં પુરાણા નિયોગના રિવાજને સ્થાન આપો તેમ કોઈ કહેતું નથી.

આજની લગ્નપ્રથાના મૂળમાં સંતાનેષણા કરતાં કામે-ષણાને મુખ્ય સ્થાન આપેલું છે. સ્ત્રી-પુરુષમાં કામેચ્છા પ્રબળ પડેલી છે. એને સંતોષવી હોય, સ્વેચ્છાચારને રોકવો હોય તો દરેક પુરુષને પત્ની હોય અને દરેક સ્ત્રીને પતિ હોય તેવી સ્થિતિ હોવી જોઈએ. જો અનેક પતિ કે અનેક પત્નીનો રિવાજ ન હોય તો વધુમાં વધુ એ સ્થિતિ સ્થાપવાના સંજોગો પ્રાપ્ત થાય. જ્યારે અનેક પત્નીનો રિવાજ હતો ત્યારે પણ કંઈ બધા પુરુષો અનેક પત્નીઓ કરતા ન હતા. એ કરવા માગે તો પણ એવા સંજોગો જ ન હતા. સ્ત્રી-પુરુષની વસ્તી લગભગ સરખી જોવા મળે છે. આથી જે સમાજમાં જાગીરદારો, રાજાઓ, શ્રીમંતો અને કુળવાનો અનેક પત્નીઓ કરતા હતા, તે સમાજના બીજા પુરુષો એટલા પ્રમાણમાં વાંઢા રહેતા હતા. એક પત્નીવ્રતના સુધરેલા રિવાજમાં લગ્નક્ષેત્રે સમાજવાદની સ્થિતિ છે તેમ કહી શકાય. જેથી અમુક પુરુષો વધુ સ્ત્રીઓ પરણીને બીજાના સંજોગો કરુણ બનાવી શકે નહિ.

વળી લગ્નનો હેતુ સ્ત્રી-પુરુષની કામેચ્છા સંતોષવા ઉપરાંત સ્વેચ્છાચાર રોકવાનો પણ છે. આથી પરિણીત સ્ત્રી-પુરુષ કામેચ્છા માટે કાયદામાં સ્વતંત્ર નથી. બીજી બાબતમાં એ સ્વતંત્ર હોવા છતાં એ બાબતમાં એમના ઉપર પરસ્પર પતિ-પત્નીનો હક છે. જો પતિ સ્વેચ્છા-ચારી બને તો પત્ની એના હકના થયેલા ભંગ બદલ તેની સામે ફરિયાદ કરી શકે છે. એ જ રીતે પતિ એના હકના ભંગ બદલ પત્ની સામે ફરિયાદ કરી શકે છે. આથી કામેચ્છામાં પતિ-પત્નીએ એકબીજાથી સંતુષ્ટ રહેવું જોઈએ તે નીતિનો સ્વીકાર થયેલો છે. લગ્નના પાયામાં જ્યાં સંતાનેષણાનો સ્વીકાર થયેલો છે તેવા કેથોલિક ચર્ચની માન્યતા અનુસાર ઔરસ સંતાનની ઇચ્છાથી કરેલો સંભોગ એ જ ધર્મ ગણાય બાકી કેવળ વાસનાતૃપ્તિ માટે પતિ પત્ની શરીર સંબંધ જોડે તે પણ વ્યભિચાર ગણાય. મહાત્મા ગાંધીએ કેથોલિક ચર્ચના આ મતને સ્વીકારીને એનો પ્રચાર કરેલો જોવા મળે છે.

આમ જે લગ્નસંસ્થામાં કામેચ્છા અને સંતાનેચ્છા મુખ્ય અગર ગૌણ રહ્યાં છે તે બંનેય માર્ગમાં વ્યભિચારને સરખાં અધર્મ, અનીતિ કે નીંદ્ય ગણવામાં આવ્યાં છે. આથી એમાંથી ઉગરવા માટે સ્ત્રી-પુરુષની મર્યાદા નક્કી થયેલી જોવા મળે છે. આ મર્યાદાને લીધે સ્ત્રી પ્રત્યે આકર્ષણ ન થાય માટે આપણા શાસ્ત્રોએ એને ઉતારી પાડી છે. એવું નથી, પણ પશ્ચિમમાંય એનો અતિરેક થયાની સ્થિતિ જોવા મળે છે. કેથેલિક ચર્ચે સંતાનેચ્છા વિનાના પતિ-પત્નીના સંબંધને વ્યભિચાર ગણ્યો છે. તેથી એના આકર્ષણથી સ્ત્રી-પુરુષને મુક્ત રાખવા સ્વચ્છતા જેવા ગુણને અવગુણ ગણ્યો છે! શરીરની સ્વચ્છતામાં સ્નાન જરૂરી છે તેથી ચર્ચે સ્નાનના રિવાજને વખોડી કાઢ્યો છે. એવી દલીલ કરીને કે શરીર સ્વચ્છ બનવાથી આકર્ષક બને છે અને તે પાપ તરફ લઈ જાય છે! આથી ગંદકી સાધુપુરુષનું ભૂષણ ગણાતું અને સ્વચ્છતા દૂષણ ગણાતી! સેન્ટ પોલ લગ્નનો હેતુ સ્ત્રી-પુરુષનો અનૈતિક સંબંધ રોકવાનો માને છે. આથી સ્ત્રીપુરુષના આકર્ષણને રોકવામાં અસ્વચ્છતા મદદરૂપ થશે માની સેન્ટ પોલે એટલા સુધી અતિરેક કર્યો છે કે 'શરીર અને પોષાકની સ્વચ્છતાનો અર્થ આત્માની અપવિત્રતા! આ સંદર્ભમાં વિજાતિને જુગુપ્સા ઊપજે તે માટે અસ્વચ્છતાને લીધે આખા શરીર ઉપર જૂ પડે તેને સાધુજનનું સવિશેષ ભૂષણ ગણાતું! આથી જૂને દૈવી મોતી તરીકે બિરદાવવામાં આવી હતી!

આ ઉપરાંત આપણાં શાસ્ત્રોએ સ્ત્રીના આકર્ષણમાંથી પુરુષને ઉગારી લેવા સ્ત્રીને નરકનું દ્વાર કહેવા સુધી ઉતારી પાડી છે તેમ કેથેલિક પાદરીઓએ સ્ત્રીને બધાં દુઃખોનું મૂળ તરીકે ગણાવી છે. આદમને આકર્ષવાનું પાપ ઈવે કર્યું હતું તેથી ઈવની જાતિએ એ પાપ બદલ એ કેવળ સ્ત્રી છે માટે શરમાવું જોઈએ. એણે સદા પ્રાયશ્ચિત્ત કરતા રહેવું જોઈએ કે એને કારણે સંસારમાં શાપ ઊતર્યો છે. એણે એના સૌંદર્યથી શરમાવું જોઈએ, કારણ એનું સૌંદર્ય જ શેતાનનું પ્રબળ હથિયાર છે. એના પોષાકથી એણે લજાવું જોઈએ. કારણ કે એ એના પતનનું પ્રેરક બળ છે. આથી છઠ્ઠી સદીમાં સ્ત્રીને ઉઘાડા હાથે પ્રસાદ લેવાની મનાઈ કરવામાં આવી હતી.

પશ્ચિમની સ્ત્રીપુરુષની સમાનતા ઉપર આજે મુગ્ધ થઈ આપણે પછાતપણાની લઘુગ્રંથિ સેવીએ છીએ, પરંતુ ત્યાં પણ સ્ત્રી પ્રત્યે કેવી દૃષ્ટિ હતી તે ઇતિહાસ જોઈએ છીએ ત્યારે આશ્ચર્ય થયા વિના રહેતું નથી. લગ્નસંસ્થા કેવા કેવા તબક્કામાંથી પસાર થઈ છે તે આપણે જોઈએ છીએ ત્યારે ખાતરી થાય છે કે એ કોઈ એક ઢાંચામાં કાયમ પુરાયેલી રહી નથી એ અવારનવાર બદલાતી રહી છે. કૃષિ સંસ્કૃતિ જગત ઉપર ઘણો લાંબો સમય રહી છે તેથી એની આર્થિક વ્યવસ્થા લાંબો કાળ ખાસ ફેરફાર વિના ચાલી આવી છે તેથી આપણને એમ જ વસી ગયું છે કે આજની રીતિ જ જાણે સનાતન કાળથી ચાલી આવી છે અને એ જ રહેવા સર્જાયેલી છે અને તેમાં ફેરફાર થશે તો લગ્ન સફળ નહિ થાય.

કૃષિ સંસ્કૃતિમાં સમૂહગત જીવનને લીધે લોકોમાં રુચિભેદ, રહેણીકરણી અને મૂલ્યો અંગે વ્યક્તિગત ભેદ ખાસ ઓછા હોય છે. જે હોય છે તે ધંધાજાતિ પરત્વે હોય છે. જ્યાં એક પુરુષ બીજા પુરુષથી ખાસ ભિન્ન ન હોય (ભણતર, રુચિ, સંસ્કાર રહેણીકરણી અને જ્યાં એક સ્ત્રી પણ બીજી જેવી હોય) ત્યાં કોણ કોને પરણે, પસંદગી કરીને પરણે કે ન પરણે તે દુઃખનો વિષય નથી. અને એ રીતે આજે લગ્નો થાય છે તેમાં એવી ભિન્નતા ન હોવાને કારણે એ લગ્નોમાં પ્રેમશિખર ન લાધે તો પણ એ નભાવે છે. દુઃખી થતાં નથી અને 'એકંદરે સુખી લગ્નજીવન નીવડે છે.

પરંતુ ઔદ્યોગિક સંસ્કૃતિએ વ્યક્તિવાદને પોષણ આપ્યું છે તેથી સંયુક્ત કુટુંબને સ્થાને વિભક્ત કુટુંબ આવ્યું છે. ભણતર, સંસ્કાર, રહેણીકરણી, રુચિના ભેદને

ઈશ્વરભાઈ પટેલ

# વનવાસી વૈદ્ય

દાક્તરોમાં સેવાભાવના વિશેષ હોવી જોઈએ, એ જ માનવહિતને માટે, સમગ્ર માનવજાતને માટે વધુ ઉપયોગી થઈ શકે. પણ આવા દાક્તરો ભાગ્યે જ નજરે ચડે છે. જંગલનાં પ્રાણીઓ અને માનવોની સેવા કરી રોગોને હટાવનાર એક દાક્તરનો અંગ્રેજી પરથી તૈયાર કરેલો આ પરિચય છે....

મધ્ય અમેરિકાનાં વિષુવવૃત્તીય જંગલોના હાર્દસમ પનામાનો પ્રદેશ-વિપુલ વરસાદ અને વનસ્પતિ વર્ધન માટે સાનુકૂળ સૂર્યને લીધે જામેલાં જંગલોને કારણે આબોહવા રોગિષ્ટ રહેતી. નદી કિનારે વસેલા આ એક ઊંડાણના વસમી ધારને આરે વનવૃક્ષમાંથી કોરી કાઢેલી એક હોડકી આંતરે આંતરે આવી અટકતી, અને એમાંથી એક વામન કદનો, મજબૂત દેહનો, ભૂરી આંખોવાળો અને રૂ જેવા સફેદ વાળવાળો એક આદમી કિનારે કૂદી પડતો. નદીની ભેખડ ચઢી વાસ નજદીક એ પહોંચે ત્યાં સુધીમાં તો આજુબાજુની સમગ્ર વસ્તી એને ઘેરી વળતી અને જાણે કોઈ જૂનો સ્નેહી કે લાંબા કાળે મળતું આપ્તજન હોય તેમ તેના પર સ્નેહવર્ષા કરતાં.

કાને કુંડળ ધરાવતી, મહાકાય વૃદ્ધ સ્ત્રીઓ એને આલિંગન દેતી, શ્યામ કેશ અને અકબંધ દાંતવાળા જુવાન પુરુષો જોરથી હસ્તધૂનન કરતા, નાનાં નાનાં નાગોડિયાં ભુલકાં એના પગ પકડી શોરબકોર કરી મૂકતાં અને આમ આબાલવૃદ્ધ સૌ જન એના આગમનમાત્રે આનંદોર્મિમાં અવગાહન કરતાં.

આ સૌ પ્રેમાર્વિભાવને એવી જ સ્નેહોર્મિથી એ આગંતુક સત્કારતો. પેલી જાડી વૃદ્ધાઓની પીઠ થાબડી, સ્પેનીશ ભાષામાં એ જણાવતો કે એ બધી હજુ દેહસૌંદર્ય ટકાવી શકી છે, પુરુષોએ ઉછેરેલી સંતાનશ્રેણી બદલ એ એમને ધન્યવાદ આપતો અને પેલાં બાળકોને પકડી પકડી હવામાં અદ્ધર ઉછાળતો.

આમ મિલનનો સ્નેહઊભરાટ શમતાં જ એ કામે લાગી જતો. એક પુરાણી ખખડધજ દવાપેટી ખોલી એ સોય અને સ્લાઈડ કાઢતો. એ સાથે જ, સૌ પ્રથમ બાળકો, એમની પાછળ બહેનો અને છેલ્લે પુરુષો લાઈનમાં ગોઠવાઈ જતા. મેલેરિયાના જંતુઓના ઘરસમ કાનની ડીંટીઓમાં કાણાં પાડી એ સૌના લોહીનમૂના એકત્ર કરતો. પોતે જે મેલેરિયાની નવી દવાનો અખતરો હાથ ધરતો હોય તેની ટીકડીઓ સૌને વહેંચતો, થોડીક ગામગોષ્ઠિ કરતો અને પાછો પોતાની માયા સંકેલી, એ જ હોડીમાં સવાર થઈ રવાના થતો.

છેલ્લાં પીસ્તાલીસ વરસથી આ જ રીતે પનામાનાં આ અંધારિયાં જંગલોમાં આ આદમી મેલેરિયા ને અન્ય રોગોના અખતરા ને ઈલાજોની શોધમાં મચ્યો રહ્યો છે. એનું નામ ડો. હર્બર્ટ ચાર્લ્સ ક્લાર્ક. યુ. એસ. એ. ની પેન્સીલવેનીઆ યુનિવર્સિટીના એ મેડિ-

---

લીધે માનસિક સખ્યનો સવાલ પેદા થયો છે. લગ્નના મૂળમાં કામેચ્છા, સંતાનેચ્છા પહેલાં જેવાં જ છે, નીતિની અપેક્ષાએ સ્ત્રી-પુરુષના જાતીયસંબંધમાં પણ એની એ જ છે. પરંતુ વ્યક્તિગત રુચિને લીધે સખ્યભાવના જે લગ્નના આદર્શમાં આર્ય સંસ્કૃતિમાં હતી, પણ વ્યવહારમાં ભુંસાઈ ગઈ હતી તેની ઝંખના નવી શરૂ થઈ છે. આથી ઔદ્યોગિક યુગનાં સ્ત્રી-પુરુષ પ્રેમલગ્નથી પરણે કે રૂઢિલગ્નથી પરણે, લગ્નની સફળતા માટે દંપતીમાં સમાનતાની ભાવના, શારીરિક માનસિક સખ્ય અને જીવનમૂલ્યોની બાબતમાં સરખો આદર્શ હોવો જોઈએ તેમ માનવામાં આવે છે. આમાં જેટલી ઊણપ તેટલી લગ્નની સફળતાના સંજોગો વિશેષ. નવાં લગ્નો રૂઢિથી યોજાય કે પ્રેમથી યોજાય, તેની સફળતા માટે આ ભૂમિકા જરૂરી છે.







કલ ગ્રેજ્યુએટ અને પનામામાં સ્થપાયેલી ગોર્ગાસ મેમોરિયલ પ્રયોગશાળાનો એ આદ્ય સ્થાપક અને સંચાલક. ઉષ્ણકટિબંધના રોગો અને ભયસ્થાનો વિશેના માણસનાં જ્ઞાનમાં વૃદ્ધિ કરનાર સૌ કોઈ— વાનર, મચ્છર, સરિસૃપ, પંખી, કે જીવજંતુ—આ સૌનો અભ્યાસ કરવામાં જીવન આખું એણે નિર્ગમન કર્યું છે. શસ્ત્રવિહીન એ નિર્ભીક આદમી પનામાના ડેરિયન પ્રાંતમાં એવી વસાહતોમાં ઘૂમતો જેમણે ૧૫૧૩માં આ મુલકના શોધક બાલ્બોઆ પછી બીજા કોઈ ગોરા આદમીને કદી દીઠો જ નહોતો. રોગનું ઘર મનાતા આ પ્રદેશનાં જંગલો એને મન વૈજ્ઞાનિક કૌતુકોની પ્રયોગશાળા માત્ર નહોતાં, આત્માની શાંતિ અનુભવવા ઇચ્છતા સૌનાં એ વિરામસ્થાન એને ભાસતાં.

માનવકલ્યાણની દૃષ્ટિએ ડૉ. ક્લાર્કનું સૌથી અગત્યનું જીવનકાર્ય, મેલેરિયા પરનો એનો હુમલો હતો. આ તાવ માનવજાતની શક્તિ હણનાર રોગોમાં અગ્રણી છે એટલે વીસ વરસ સુધી એ તાવને કાબૂમાં લાવનાર ઇલાજોની શોધમાં અલ્પ નાણાંકીય સહાયસહ એ ઝઝૂમતો રહ્યો. નાણાંની ખેંચને કારણે આ જંગલ વિસ્તારનાં સૌ કળણોમાં તેલ છાંટવાનું કે ખાબોચિયાંનાં પાણી ઉલેચી નાખવાનું શક્ય નહોતું એટલે ડૉ. ક્લાર્કે પનામાની સંયોગીભૂમિના પ્રદેશમાં નવ ગામની પસંદગી કરી. એના સૌ પ્રથમ ટેસ્ટમાં એને ખબર પડી ગઈ કે ૬૦ ટકા લોહીમાં જ મેલેરિયાના જંતુઓનો વાસ છે. પરિણામે માસ પછી માસ ને વરસ પછી વરસ એ આ સૌ લોકોને સારી લાગતી દવાઓ, મેલેરિયાના નિવારણાર્થે ખવડાવતો જ રહ્યો.

એને અનુભવે સમજાયું કે તાવથી ફફડતા હોય ત્યારે તો આ લોકો ગોળીઓ ગળી જતા પણ તાવ દૂર થતાં જ એ ગોળાની ભાઈબંધી ફગાવી દેતા. પોતાના પ્રયોગોની સ્થિરતા અર્થે એણે એક તરકીબ અજમાવી. આ પ્રદેશના લોકોમાં એક કીરમ રંગની ગોળીનો ખૂબ પ્રચાર હતો. એ ગોળી પુરુષોને પૌરુષત્વ બક્ષતી ને સ્ત્રીને સ્ત્રીત્વ—એમ લેખાતું. લોકોની આ ચાહનાનો સદુપયોગ કરવાના હેતુથી ક્લાર્કે અમેરિકાની એક દવાશાળાને વિનંતી કરી કે એ લોકો એ જ રંગની, એ જ કદની અને એ જ બાહ્ય સ્વરૂપ ને સ્વાદની ગોળી તૈયાર કરે પણ એના ગર્ભમાં લોહ, ક્વીનાઈન અને અન્ય બાંધો ઘડનાર ને લોહી શુદ્ધ કરનાર તત્ત્વોનો સમાવેશ કરે. સૌ આદિવાસીઓ આ ગોળીઓને ઉડાવી જવા લાગ્યા ને વધુ ને વધુની માગણી કરતા રહ્યા.

વરસો વીત્યાં ને નવી નવી દવાઓના અખતરા ડૉ. ક્લાર્ક કરતા રહ્યા પરિણામે મેલેરિયાનું પ્રમાણ ઘટતું ગયું. સન ૧૯૪૪માં ડી. ડી. ટી.ના સંશોધન ને છંટકાવ પછી એ ઓર ઘટ્યું અને સને ૧૯૫૨માં એની શાસ્ત્રીય મોજણી કરી તો આખા વિસ્તારમાં માંડ એક ટકો મેલેરિયા પ્રવર્તતો હતો, અને તે કેટલા સસ્તા દરે. ક્લાર્કનું વાર્ષિક ખર્ચ વ્યક્તિ દીઠ સાડા ત્રણ શિલિંગ આવતું અને એમાં દવા અને છંટકાવ ઉભયનો સમાવેશ થતો.

છેલ્લાં થોડાં વરસમાં એનો અનુભવ એવો થયો કે ડી. ડી. ટી. શરૂઆતમાં હતું તેવું મચ્છરના નિકંદનમાં અસરકારક નથી નીવડતું ત્યારે રોગની માત્રા પુનઃ વધે નહીં તે હેતુસર મચ્છર મારવાનું છોડી, માણસના શરીરમાં ઘર કરી બેઠેલ રોગજંતુના મારણ પાછળ એ લાગ્યો, અને તે હેતુસર ઉત્તરોત્તર અસરકારક દવાઓનું સંશોધન પોતે કરતો રહ્યો.

પીસ્તાલીસ વરસ પૂર્વે ડૉ. ક્લાર્ક આ વિષુવવૃત્તીય પ્રદેશમાં સૌ પ્રથમ પ્રવેશ્યા ત્યારે તો છ માસ માટે એમણે આ કામગીરી સ્વીકારેલી. પેન્સીલવેનિયા યુનિવર્સિટીમાંથી એ મેડિકલ ગ્રેજ્યુએટ થઈ બહાર પડ્યા ત્યારે જ પનામા વિસ્તારમાં મેલેરિયા સામે લાંબી લડત ચલાવનાર જનરલ વિલિયમ્સને પેથોલોજી જાણનાર એક જુવાન ડૉક્ટરની છ માસ માટે જરૂરત પડી અને ડૉ. ક્લાર્ક અકસ્માત આવી લાગ્યા.

છ માસ માટે આવેલ આ ડૉક્ટર છેંતાલીસ વરસ ટકયા એના પાયામાં એમના પોતાના એક દેહરોગ પર આ વિસ્તારની આબોહવાનું સુલભ પરિણામ હતું. એના વિદ્યાર્થીકાળમાં એના શરીર પર એક વિચિત્ર પ્રકારની ખુજલી થઈ આવી. ઘણા ઉપાયો છતાં એ અદ્દશ્ય થઇ નહીં એટલું જ નહીં પણ પછી તો આ રોગના નમૂના માટે કલાર્કના દેહને જ વિદ્યાર્થીઓ કે અભ્યાસીઓના સમૂહમાં રજૂ કરવામાં આવતો. પનામા વિસ્તારના બે માસના જ નિવાસે એની એ ખુજલીને નાબૂદ કરી અને એ અહીં જ સ્થિર થઈ રહ્યો. એના પ્રસંશકો આ જીવાત-ભરપૂર રોગિષ્ટ ઉષ્ણ પ્રદેશમાં ચારપાંચ દાયકા વીતાવવા બદલ એના વખાણ કરે ત્યારે આજેય એ ટૂંકો ને ટચ એટલો જ જવાબ વાળે છે કે હું તો ખુજલી મટી એટલે જ અહીં સ્થિર થયો.

એ અહીં ચીટકી રહ્યો તેનાં અન્ય કારણોમાં આ પ્રદેશનાં જંગલોનાં વન્ય પ્રાણી પશુપંખીની વિવિધતાનું આકર્ષણ પણ છે. એને એક જાતનાં પંખીના શિકારનો ભારે શોખ. શરૂઆતના થોડાં વરસમાં જ એણે ઉત્તરની પંખી પ્રયોગશાળાઓને નિદાન પંદરસો નમૂના પૂરા પાડ્યા.

એનો બીજો શોખ સાપની વસ્તી ગણતરીનો. હાર્વર્ડ યુનિવર્સિટીને એણે આ અંગે જે અહેવાલ સુપ્રત કર્યો તેમાં ચૌદ હજાર સર્પ સંખ્યા એણે વર્ણવી છે. પોતાના અહેવાલમાં એ જણાવે છે કે આ સર્પભરપૂર વિસ્તારોમાંથી સર્પદંશથી મૃત્યુને એટલો જ અવકાશ જેટલો વીજળી પડવાથી.

પ્રથમ વિશ્વયુદ્ધ પ્રસંગે એને પારીસ મોકલવામાં આવ્યો અને ઝેરી વાયુની અસરોના અભ્યાસનું કામ એને સોંપાયું. અહીંના સમશીતોષ્ણ હવામાનમાં એના ચામડીના દર્દે પુનઃ દેખા દીધી એટલે યુદ્ધ ખતમ થતાં જ એ પાછો પનામા દોડી ગયો.

૧૯૨૯માં કોંગ્રેસે પનામાની ગોર્ગાસ મેમોરિયલ લેબોરેટરી માટે ફંડ ફાજલ પાડયાં અને ડૉ. કલાર્ક એનો નિયામક બન્યો. પોતાના મદદનીશોને વધારે સારું વેતન મળે તે હેતુસર એણે પોતાના પગાર પર કાપ મૂકયો. આ પ્રયોગશાળાના કામમાં સંખ્યાબંધ વખત એની કસોટી થઈ છે. ૧૯૪૯ની શરૂઆતમાં એક એવો પ્રાણઘાતક રોગ પાંચ જણને લાગુ પડયો કે તેનું નિદાન કરવું મુશ્કેલ પડ્યું. નહેરની એક વડી ઈસ્પિતાલમાં સ્લાઈડ મોકલાતાં ખબર પડી કે એ તો પીળો તાવ છે.

એ જોતાં જ ડૉક્ટર ગંભીર બની ગયા. આ તાવનો ચેપ ફેલાય તો હજારોનું નિકંદન નીકળી જાય. વીજળીક ઝડપે ડૉક્ટરે દુનિયાની સૌ પ્રયોગશાળાઓને સમાચાર મોકલી, હતાં તેટલાં ઈંજેક્શન મંગાવી લીધાં. થોકબંધ દાકતરોને તેડાં મોકલ્યાં ને થોડા જ સમયમાં પાંચ લાખ ઉપરાંત માણસોને એણે રસી મૂકવાનો પ્રબંધ કરી દીધો.

એનું સૌથી મુશ્કેલ કામ તો જંગલનાં પ્રાણીઓના દેહોમાં છુપાઈ રહેલ રોગજંતુઓની મોજણી ને નિદાનનું હતું. બે વરસ સુધી એ અને એના સાથીદારો પનામા વિસ્તારનાં આ જંગલો ખૂંદી વળ્યા ને વાંદરા, ખીસકોલી, કીડીખાઉ પ્રાણીઓ અને થોકબંધ બીજા વૃક્ષવાસીઓના શરીરના લોહીનમૂના એમણે એકત્ર કર્યા. એ સૌની સૂક્ષ્મદર્શક તપાસમાં માલૂમ પડ્યું કે વાનર અને બીજાં થોડાંક પ્રાણીઓના દેહમાં પીળા તાવના જંતુઓ ઘર કરી બેઠેલા છે. આ જંતુઓ ઉત્તરના મેક્સિકો પ્રદેશના વિસ્તારોનાં પ્રાણીઓમાં કેટલી હદે પ્રસરેલ છે એની તપાસ, ડૉ. કલાર્કે ૧૯૫૧માં આદરી અને એમને ખબર પડી કે મેક્સિકોના એક રાજ્યની વાનરવસ્તી આ રોગજંતુઓથી પીડાતી હતી.

આ રોગજંતુનું વાહક હોય છે એક પ્રકારનું મચ્છર, જે સામાન્ય રીતે પુરાણાં ડબલાંમાં જન્મ પામતું હોય છે. કલાર્કને સવાલ એ થયો કે આ રોગનું વાહક આ જંગલોમાં કોણ? મોજણીમાં માલૂમ પડ્યું કે કેટલાક કઠિયારા આ રોગના ભોગ થઈ પડ્યા છે. એ કઠિયારાએ કાપેલ વૃક્ષવાળો જંગલ

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# કાગડા કુટુંબ

કાગડાને તો આપણે બધા રોજ જોઈએ છીએ. એના વિષે ઘણું બધું જાણીએ છીએ એમ પણ કહી શકીએ. છતાં જાણીતા પંખી-વિશારદ આપણને કાગડા વિષે માહિતી આપે છે ત્યારે આપણને લાગે છે કે આપણે કાગડા વિષે પણ ખૂબ ઓછું જાણીએ છીએ…

## ખખેડો

મેના જેટલા કદનો પણ પૂંછડીએ લાંબો ખખેડો ધુમાડીઆ માથા, પીળાશ પડતા રાતા અને ધોળા રંગથી તથા રાખોડી લાંબી પૂંછડી પણ છેડા કાળા રંગના રહે છે જ્યારે પાંખોનો રંગ કાળો હોય છે. ચાંચ ટૂંકી, મજબૂત અને જરા વળેલી હોય છે અને રંગ કાળાશ ઉપર હોય છે. આંખો કથ્થાઈ અથવા રતાશ પડતી કથ્થાઈ અને પગનો રંગ કાળાશ પડતો કથ્થાઈ હોય છે.

તેની ઊડાન ઊંચી નીચી થતી અને થોડી પાંખો ધમે પછી સરતો જાય એવી છે અને ઊડતાં પાંખ અવાજ કરે છે. લગભગ બધી અનુકૂળ જગ્યાએ તેનો વસવાટ છે. પણ ઊંચાં વૃક્ષો ખાસ જોઈએ. પછી—ગામ વચ્ચે આવેલાં હોય તો ત્યાં પણ તે મુલાકાત લે છે. નરમાદા સાથે જ ફરે છે પણ નરમાદા રંગથી ઓળખાતાં નથી. કેટલીક વખત ખખેડો હળી પણ જાય છે. અને આપણા હાથમાંથી ખાઈ જાય છે અથવા તો તેલ વગેરે પી પણ જાય છે.

એ ઉપરથી સમજી શકાય છે કે સ્વભાવે જરાય શરમાળ નથી. તેનો આહાર જીવાત અને નાના પંખીનાં ઈંડાં તથા બચ્ચાંનો છે જે માટે તેની જોડી બહુ ધ્યાનપૂર્વક ફરતી રહે છે અને માળો બાંધતાં બુલબુલ વગેરે પંખીઓ ઈંડાં મૂકે કે તરત જ તેનો ખાવામાં ઉપયોગ કરી લે છે. એ રીતે તે 'પાપીઓ' છે. ગરોળાં, દેડકાં, મોટા કરોળીઆ ઉપરાંત ફૂલનું મધુ અને પોપૈયાં જેવાં ફળોનો પણ ઉપયોગ કરે છે.

ખેરખટ્ટાને ઘણા અવાજ છે તેમાં કેટલાક મીઠા તો કેટલાક કર્કશ પણ છે. અને વારે વારે અવાજ દેવાની ખાસિયત હોવાથી તેની હાજરીની ખબર પડી જાય છે તેમાં જ્યારે તે 'કા…કા…કા…કા' જેવો અવાજ કરે છે ત્યારે ભયસૂચક સંજ્ઞા છે અને સાવજ દીપડાના શિકારમાં તે પ્રમાણે બોલતા સાંભળવામાં આવે તો તે પ્રાણી નજીક આવતું જણાય છે. આથી તેનો વસવાટ વનમાં, કાંટમાં, બાગમાં, વાડીઓમાં, બધે જોવા મળે છે પણ જ્યાં વૃક્ષો ન હોય એવો સૂકો દેશ તેને ગમતો નથી. જેવો કે કચ્છ પ્રદેશ. બાકી તો આખા ભારતમાં તેની વસ્તી છે.

માર્ચથી જુલાઈ માસ તેનો માળો બાંધવાનો સમય છે. તેનો માળો ખાસ દેખી શકાતો નથી એવા ઘાટા વૃક્ષના બેલાખામાં કાંટાવાળાં તીરખાં વાપરી બના-

---

વિસ્તાર ખૂંદતાં ખબર પડી કે જંગલમાં આ મચ્છર ઊંચા ઝાડની ટોચ પર વાસ કરે છે ને આવાં ઝાડ કપાઈ જમીન પર પડે છે ત્યારે એ મચ્છર કઠિયારાને દંશ દઈ રોગનો વારસો દઈ દે છે.

ત્રણ વરસની આ જંગલની વાનરશોધને અંતે પંચોતેર વરસના ક્લાર્કને કંઈક થાક વરતાય છે અને નિવૃત્તિના વિચારો એ સેવે છે. એમ થશે ત્યારે આ ઉષ્ણ કટિબંધના વિસ્તારોને એની જનતાને એની ખોટ સાલશે કારણ એ આદમીએ જીવનશત્રુ જંતુઓને ઢૂંઢી કાઢી એના નિવારણના ઉપાય બતાવ્યા ને આમ જીવનવૃદ્ધિને સરળ કરી, કેટલાયનો એ જીવનદાતા બન્યો. ગંદી ગોબરી વસવાટને અયોગ્ય જગાઓને એણે સાફસુથરી બનાવી, માનવ વસવાટને યોગ્ય કરી, અને માનવરોગ અંગેની થોકબંધ નવી કડીઓ પ્રાપ્ત કરી, માનવજ્ઞાનમાં વધારો કર્યો. એવા આ વનવાસી વૈદ્યને વંદી આપણે વિરમીશું.



વેલો હોય છે અને પ્રમાણમાં ઊંચો હોય છે. એવા જેમ તેમઃ બનાવેલા ઊંડા ખાડામાં તે બે કે ત્રણ લીલાશ પડતી ભોય ઉપર રાખોડી કથ્થાઈ ડાઘાવાળાં ઈંડા મૂકે છે. તેની એક ખાસિયત એ છે કે તેનો માળો સામાન્ય રીતે જોઈ લેવાય એવી જગ્યાએ તે હોતો નથી અને માળો બાંધતાં પણ ભાગ્યે જ દેખાય છે.

ખખેડાને અંગ્રેજીમાં The Tree-Pie કહે છે અને Crypsirina Vagabunda (Latham) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### કાગડો

કાગડાના કદ માટે લખવું આપણને અજુકતું જણાય છે કારણ કે કાગડો એટલો બધો માનવીના સહવાસમાં છે કે એટલું બીજું કોઈ પંખી નથી. વળી તેની ખાસિયત પણ માનવસહવાસ પસંદ કરતી હોવાથી જ્યાં માનવી ગયો ત્યાં તે પાછળ આવી પહોંચ્યો જ છે. કાગડો રંગે કાળો અને ગળા ઉપર રાખોડી રંગ હોય છેઃ ચાંચ કાળી, પગ કાળા અને નાક ઉપર બાલ જેવાં પીંછાં હોય છે. સમૂહચારી હોવાથી જ્યાં તેને આહાર જડે ત્યાં ભેળા થઈ જાય. કાગડો ભળકડામાં બોલતાં સાંભળવામાં આવે છે અને મોંસુજણું થતાં જ પોતાના ચારા માટે ઊડી નીકળે છે અને સાંજને સમયે તેનો સમુહ પાછો બશીરા ઉપર ઊડતો આવતાં દેખાય છે છતાં તેઓ ગામમાં રહેતા નથી એવું નથી. વળી સંપીલી જાત હોવાથી જ્યાં આહાર હોય ત્યાં બીજાને બોલાવે છે. એ જ માફક મુશ્કેલીમાં પણ પોતાના સાથીદારોને પૂરી મદદ કરે છે. રાતના પણ બોલે છે અને એ રીતે બોલીને બીજા સાથીદારને ભેળા પણ કરે છે. અક્કલવાળું પંખી પણ ગણાય છે. આપણામાં એક માન્યતા છે કે કાગડાને એક જ આંખ છે પણ તેમાં કાંઈ તથ્ય નથી. છતાં તે ચાલાક ઘણો છે. તેનામાં બંદૂક અને લાકડી ઓળખવાની શક્તિ છે. તેમ બાળક તેને કાંઈ કરી નહિ શકે એટલે તેના હાથમાંથી ખાવાની વસ્તુ ઉપાડી પણ જતાં દેખાઈ આવ્યો છે.

કાગડો માત્ર બે ઠેકાણે છેતરાય છે. પહેલો તો કોયલ તેને છેતરીને તેનાં ઈંડાં કાગડાના માળામાં મૂકી દે છે અને બીજો છેતરાય છે તેને જાળમાં ફસાવનાર શિકારીથી, એ વખતે તો કદાચ તે માણસને આપણે પણ ઘડી ભર ઓળખી શકતા નથી તો કાગડો તો છેતરાઈ જાય તેમાં નવાઈ નથી.

આખા ભારતમાં કાગડાની વસ્તી છે. એટલે ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં પણ તેની વસ્તી જરૂર છે. વળી જ્યાં વસતો હોય ત્યાં કાયમી વસવાટવાળો છે. મેથી ઑગસ્ટ માસ સુધીમાં તે માળા બાંધે છે. પણ ખાસ તો વર્ષાના માસોમાં તેના માળા જોવામાં આવે છે. તે પોતાના માળા બાંધવા માટે વૃક્ષને જ પસંદ કરે છે. પણ ઘણી વખત તે તારના થાંભલા, છજા, ઊંચી બારીઓ અને સ્ટેશનોમાં જોવામાં આવે છે. પહેલાં તો કાગડા પોતાનો માળો બાંધવા માટે વધારે પ્રમાણમાં લોઢાના તાર કે જે ઘાસની ગાંસડી બાંધવામાં વપરાતા હતા તેનો જ ઉપયોગ કરતા હતા. તેની સાથે સાંઠીકડાં પણ ગોઠવતા હતા પણ હવે તો લોઢાના તાર શોધ્યા જડતા નથી એટલે સાંઠીકડાં જ વાપરે છે. જ્યારે લોઢાના તાર વાપરતા હતા ત્યારે તે માળા ડાળી સાથે એટલા બધા મજબૂત વાળી દેતા હતા કે ગમે તેવી વા-ઝડીમાં તે ઊડી ન જતા. આમ વાળાને વાળવામાં કેટલી મુશ્કેલી પડતી હશે તે સમજી શકાય એવું છે એ ઉપરથી તેની ચાંચમાં કેટલી શક્તિ હશે તે પણ કલ્પી શકાય છે. પણ માળાની અગલમાં તો કાથો, વાળ અને ઊનનો ઉપયોગ કરે છે. પોતાની શક્તિ ઉપર તેને એટલો બધો વિશ્વાસ છે કે તેને પોતાનો માળો ન જોઈ શકાય એમ બાંધવાનો વિચાર આવતો નથી. જો જગ્યા પસંદ આવી ગઈ હોય તો જૂના માળાને પણ નવો બનાવી તેનો ઉપયોગ કરે છે. તે ચારથી પાંચ લીલી ભૂરી ભોંય ઉપર ડાઘાવાળાં ઈંડાં મૂકે છે. કોયલ બનતાં સુધી આ કાગડા પાસે જ પોતાનાં બચ્ચાં ઉછેરાવે

છે. કોયલનાં બચ્ચાં કાગડાનાં બચ્ચાંને સાથે ઉછરવા દેતાં નથી છતાં કોઈક વખત કાગડાનું બચ્ચું કોયલના બચ્ચાં સાથે એક જ માબાપ ઉછેરતાં જોવામાં આવે છે. પ્રકૃતિ જ તેની સમતુલા જાળવવા માટે કાગડાનાં બચ્ચાં વધારે ઉછેરવા દેતી નથી. આપણામાં એક માન્યતા એવી છે કે કાગડાનો સંજોગ જોઈએ તો આપણું છ માસમાં મૃત્યુ થાય પણ આ વસ્તુમાં જરાય સત્ય દેખાયું નથી.

કાગડાના માળાવાળા વૃક્ષ ઉપર કોઈ ચડયું હોય તો કાગડાની જોડી તે આદમી કે છોકરાની બરાબર ઓળખાણ રાખે છે અને નાનો છોકરો હોય તો તેને માટે કદાચ તે રસ્તો ચાલવા માટે બંધ પણ કરી દે છે એવી ચાંચો તે ચાલ્યો જતો હોય તો માથામાં મારે છે. આ ઉપરથી તેની દરેકને ઓળખવાની શકિતનો ખ્યાલ આવશે.

કાગડો આમ તો સુઘરાઈનું કામ કરે છે એટલે તે દરેક વસ્તુનો ખાવામાં ઉપયોગ કરે છે. એટલે તે માંસ, મચ્છી, ઈંડાં ઉપરાંત દાણા, ફળો વગેરે પણ ખાય છે. તે ઉપરાંત જીવાતનો પણ બરાબર ઉપયોગ કરે છે. ચાલી જતી ભરવાડણના માથા ઉપર દૂધના હાંડા હોય તો તેમાંથી દૂધ પણ ચાલાકીથી પી લે છે. વળી તે પોતાનો વધારાનો આહાર છાપરાનાં નળીઆં કે પાંદડાંમાં સંતાડી દેતા પણ ઘણી વખત જોવામાં આવે છે.

કાગડાને અંગ્રેજીમાં The Indian house crow કહે છે અને Corvus splendens splendens (viellot) એ એનું વિજ્ઞાનિક નામ છે.

**ગીરનારી અથવા જંગલી કાગડા**

આ કાગડા પણ હવે તો શહેરમાં ખૂબ જાણીતા થઈ ગયા છે. તેનું કદ કાગડા કરતાં મોટું અને રંગે તદ્દન કાળો હોય છે પણ પ્રકાશમાં તેમાં ભૂરી ઝાંય જણાય છે. નર માદાનો રંગ બિલકુલ સરખો રહે છે. આંખો અને પગ કાળા હોય છે.

ગીરનારી કાગડાનો વસવાટ તમામ જગ્યાએ છે. પણ તેમાં એક વસ્તુની ખાસ જરૂર તેને હોય છે તે ઘટાદાર વૃક્ષ બેસવા માટે જોઈએ. સ્વભાવે સમૂહમાં રહે છે પણ બચ્ચાંની મોસમમાં દરેક જોડી પોતાના વસવાટ માટે અમુક જગ્યા પસંદ કરી લે છે. તેમાં બીજાને આવવા દેતી નથી. સામાન્ય કાગડા સાથે હળીમળીને વસે છે પણ કયારેક સામાન્ય કાગડા તે ગીરનારી કાગડાને મારતાં જોવામાં આવે છે અને તે આહાર માટે હોય એમ જણાય છે. જંગલી કાગડા રાતના અજવાળીઆમાં ઘણી વખત કોંકોં કરતા સાંભળવામાં આવે છે.

આખા ભારતમાં તેની વસ્તી છે. અને જયાં વસે છે ત્યાં તે હંમેશ જોવામાં આવે છે.

જંગલી કાગડા પોતાનાં બચ્ચાંને ઘણે ભાગે બીજાં પંખી કે પ્રાણીનું માંસ કે પછી મુડદાલ ખવડાવીને મોટાં કરે છે. આ માટે તે કબુતરના બચ્ચાં માટે કૂવામાં પણ તપાસ કરતા રહે છે. જયારે એક કાગડો કૂવામાં ઊતર્યો હોય ત્યારે બીજો કાંઠે બેસીને ધ્યાન રાખતો જોવામાં આવે છે. એ જ માફક નાના ખીસકોલીના તાજાં માળો છોડી બહાર નીકળેલાં બચ્ચાંને પકડવા પણ જોડીના બંને કાગડા ભારે યુકિત વાપરતા જોવામાં આવે છે.

જંગલી કાગડા પોતાના માળા ફેબ્રુઆરીથી જૂન માસ સુધીમાં બાંધતાં જોવામાં આવે છે. પણ ખાસ તો તડકાના માસ એપ્રિલ મેમાં તેના માળા જોવામાં આવે છે. તેઓ સાંઠીકડાનો માળો બનાવે છે અને વૃક્ષમાં ઘણો ઊંચો હોય છે. તેમાં ઊન, વાળ, કાથી વગેરે વસ્તુઓ પણ વાપરે છે. તે માળો કાગડાના માળાની માફક તરત નજરે ચડતો નથી એવી ઘાટી જગ્યામાં બાંધેલો હોય છે. તે ચાર પાંચ ભૂરી લીલી ભોંય ઉપર ઘેરા રંગના ડાઘાવાળાં ઇંડાં મૂકે છે. બહુ ભાગે જ આ જંગલી કાગડો કોયલનો શિકાર બને છે. કારણ કે તેની મોસમ હોય ત્યારે કોયલની મોસમ હોતી નથી.

બચ્ચાં માટે આહાર શોધતી આ જંગલી કાગડાની જોડી બહુ ચુપકીદીથી પોતાનો શિકાર કરવા આવે છે એ સમયે તે પોતાના સંગીતને બિલકુલ છુપાવી

રાખે છે. બાકી તો તેનો આહાર લગભગ કાગડાને મળતો હોય છે. એટલે ભાણામાં તમામ વસ્તુ ખપે છે.

ગીરનારી અથવા જંગલી કાગડાને અંગ્રેજીમાં The Indian jungle crow કહેવાય છે અને Corvus macrorhynchus culminatus (sykes) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### મહાકાગ

સમળીથી જરા નાના કદનો આ મહાકાગ ખાસ આપણી બાજુ જોવામાં આવતો નથી પણ કચ્છમાં તે આવે છે એમ સાંભળવામાં આવ્યું છે. અને ક્યારેક દરિયા કિનારે તે દેખાય છે. સિંધ પાકિસ્તાનનો તે રહેવાસી છે. અને દક્ષિણ રાજસ્થાન સુધી કયારેક આવી ચડે છે અને કુ શ્રી. ધર્મકુમારસિંહજી સાહેબે તેને બીકાનેર અને જોધપુરમાં જોયા છે. મેં કયારેય તેને જોયો નથી.

મહાકાગને અંગ્રેજીમાં The raven કહેવાય છે અને corvus corax (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.

*

## આ લેખમાળાની પૂર્ણાહુતિ વેળાએ

આ સાથે ૧૯૫૫થી શરૂ થતી પંખીની લેખમાળામાં આપણે ગુજરાત રાજ્યમાં થતાં લગભગ તમામ પંખીઓની માહિતી મેળવી લીધી છે. આ પંખીઓમાં મહારાજ કુમારશ્રી ધર્મકુમારસિંહજી સાહેબે પ્રસિદ્ધ કરેલી પોતાના "Birds of Saurashtra" માં આવતાં પંખીઓ લીધાં છતાં તેનો ચોખ્ખો ઉતારો કર્યો નથી. તેમાં મેં મારાં અવલોકનનો ખાસ સમાવેશ કર્યો છે. બાકી તો કોઈ પણ આવા લખાણમાં જોયેલું અને વાંચેલું હોય તે આવી જ જાય છે. એટલે મારાથી પણ જાણે અજાણ્યે એવું લખાઈ ગયું હોય તો ક્ષમાને પાત્ર ગણાય એમ મારું માનવું છે. મેં કોઈ વખત એવો દાવો કર્યો નથી કે આમાં જણાવેલાં તમામ પંખીઓનો અભ્યાસ કર્યો છે. કારણ કે એ બધાં પંખીઓને તેના પોતાના વસવાટમાં જોવાં એ કાંઈ સહેલી વાત નથી. તેમાં સાધન અને આર્થિક તકલીફનો અભાવ હોવો જરૂરી છે. ગુજરાત રાજ્યનું ડાંગનું જંગલ મેં કદી જોયું નથી એ જ માફક કચ્છમાં પણ મને જવાની તક મળી નથી. છતાં જે પંખીઓ આપણી બાજુ થાય છે તે ત્યાં થતાં હોવાં જોઈએ એટલું જ નહીં પણ પુસ્તકમાંથી પણ તે પંખી ક્યાં થાય છે તેની માહિતી ઉપરથી લખી નાખ્યું છે. છતાં મારે એટલું તો જણાવવું જોઈએ કે આમાનાં એંશી ટકા ઉપરાંત પંખીઓ જંગલમાં કે બંધનમાં મેં જોયાં છે. એ ઉપરથી તેની ખાસિયત લખી છે. જે પંખીઓ મેં જોયાં નથી તેના વિશે મેં ખુલ્લો એકરાર કર્યો છે. એથી સર્વે પુસ્તક પ્રસિદ્ધકર્તા એમ ન માને કે મેં તેમના જ પુસ્તકમાંથી સર્વ ઉતારો કર્યો છે. અલબત્ત તેના રંગ અને ક્યાં થાય છે એ તો મારે જુદા જુદા પુસ્તકમાંથી લેવું જ પડ્યું છે.

આટલું કહી હું હવે પંખી વિશે કંઈ બીજી બાબત કહેવાની ઇચ્છા રાખું છું. એ લખાય ત્યાં સુધી આ લેખમાળા અહીં સમાપ્ત થાય છે. આ લેખમાળાને 'ઊર્મિ નવરચના'એ એકધારાં દશ વરસ સુધી નિયમિત રીતે પ્રસિદ્ધ કરી છે તેથી તે માસિકના સંપાદક શ્રી જયન્તભાઈનો ઘણો આભારી છું. આપ સૌ આ લેખામાળામાંથી પંખી ઓળખતાં શીખશો કે આપનાં બાળકો શીખશે તો મારો આ પ્રયાસ એળે ગયો છે એમ મને નહીં લાગે.

*

ચાલતું વાહન કોઇપણ વખતે કયે ઠેકાણે આવીને ઊભું છે એની ચોક્કસ માહિતી આપતું સ્વયંસંચાલિત ચોભામ નેવિગેટર તરીકે ઓળખાતું યંત્ર શોધવામાં આવ્યું છે. વાહન ચાલવાની સાથે તેના માર્ગનો નકશો સતત ખુલતો રહે છે અને વાહનની તત્કાલીન પરિસ્થિત નકશા ઉપરથી જાણી શકાય છે. આ ઉપરાંત કેટલું અંતર કપાયું તે જાણી શકાય છે અને વાહનના સંદર્ભમાં પૃથ્વીના લોહચુંબકીય ક્ષેત્રની દિશા પણ તે બતાવે છે.

ભગવતીકુમાર હ૦ શર્મા

# ઝંખના અને વાસ્તવ

માણસની વિચારશ્રેણી, કલ્પના અને ઝંખના કેટલી વિશાળ ક્ષિતિજવાળી હોઇ શકે છે એ બધાં જાણે છે, પણ વાસ્તવિક રીતે એમાં કાંઇ જ નથી હોતું. એવા કલ્પના વિસ્તારને વિશ્લેષણાત્મક રીતે છણતી આ નિતાંત સુંદર વાર્તા વાંચશો ત્યારે...

આખો રવિવાર એકલાં એકલાં કેમ ગુજારવો એની ચિન્તામાં પડેલો તુષાર, મનમાં એક વિચાર આવતાં ખુશ થઈ ઊઠ્યો અને ઝટઝટ તૈયાર થઈને દોડ્યો સીધો 'ઈંરોઝ' થિયેટર પર! તેમાંયે 'કિસ મી ટ્વાઇસ' ફિલ્મનું નામ વાંચતાં તો તેના શરીરે રોમાંચ થઈ આવ્યો, પણ 'મોર્નિંગ શો'માંયે લોકોની ભારે ગિરદી જોઈને પોતાને ટિકિટ નહિ મળે કે શું એ ખ્યાલે એ થોડોક નિરાશ પણ થયો. અને સાચે જ બાલ્કની સુધીની તમામ ટિકિટો વેચાઈ ગઈ હતી; માત્ર 'બૉક્સ'ની ટિકિટ મળી શકતી હતી. પોતે ફિલ્મ જોવા કરતાંયે પોતાની એકલતાનો ઈલાજ કરવા માટે અહીં આવ્યો એ વિચારે તુષારે તરત જ ખિસ્સામાંથી પાકિટ કાઢીને પાંચ રૂપિયાની કડકડતી નોટ ટિકિટબારીના કાઉન્ટર પર મૂકીને બદલામાં એક પીળું પતાકડું મેળવી તે થિયેટરના 'લૉંજ'માં પ્રવેશ્યો.

કેવું મનને ભરી દે એવું દૃશ્ય રચાયું હતું! માનવીઓ—પ્રકારપ્રકારનાં માનવીઓનો જાણે મેળો ભરાયો હતો. ચટાપટાવાળું ગંજીફ્રોક, ઊંચું પાટલૂન અને મોંમાં સિગરેટ ચૂસતા છેલબટાઉ જુવાનો, શાર્કસ્કીનના સૂટમાં સજ્જ થયેલા ગૃહસ્થો, માથે ઓઢીને મૂંઝાતી સ્ત્રીઓ અને વક્ષઃસ્થળ દેખાય એવા બ્લાઉઝ પર નાયલોનની પારદર્શક સાડી આવરતી નારીઓ—તુષારને આ સહુમાં ઘણું ઘણું જોવા જેવું લાગ્યું. તેમાંયે સ્ત્રીઓનો આ સમૂહ તો કેટલો મોહક હતો! રંગબેરંગી સ્કર્ટમાંથી દેખાતા એમના પગ, એ પગને આવરતી મખમલી ચંપલ, કપાળ પર ઊડતી અલકલટો, એ કેશમાં ગૂંથેલાં પુષ્પ... તુષાર જોઈ જ રહ્યો. એના બેચેન હૈયાને જાણે કરાર વળવા લાગ્યો કે પછી પેલી બેચેની બમણી બનતી હતી! તુષારને કશું સમજાયું નહિ. ગઈ રાત એકલતાનો ઓથાર ખાળવા તેણે અનુભવેલી મથામણની સ્મૃતિ તેના માનસમાં સરકી આવી અને એને અત્યારનો અનુભવ સુખદ લાગ્યો.

ત્યાં તો ફિલ્મ શરૂ થવાનું સૂચવતી ઘંટડી વાગી અને તુષાર ચમક્યો. પ્રેક્ષકોએ પોતપોતાના સ્થાન તરફ ખસવા માંડ્યું. ધક્કામુક્કી કરતા નીચલા વર્ગના લોકો, બેઠકની સલામતી હોવાથી ધીમેથી સરતા ઉપલા વર્ગના પ્રેક્ષકો...આ બધું જોતો તુષાર ધીમે પગલે દાદર ચડી રહ્યો. દાદરના કઠેરાને આરંભે જ એક નગ્ન સ્ત્રીનું પૂતળું પ્રલોભનનો ગજરો લઈને ઊભું હતું. અસહાયપણે તુષારથી એને સહેજ સ્પર્શ થઈ ગયો અને એના શરીરમાં આછી કંપરેખા સ્ફુરી. સામેની દીવાલ પાસે ગોઠવેલા પૂરા કદના આયનામાં એણે પોતાનું પ્રતિબિંબ નિહાળ્યું. પાછળ પેલી નગ્ન પ્રતિમા પણ દેખાતી હતી...પોતે અને નગ્ન સ્ત્રી!

તુષાર એક પગથિયું આગળ વધ્યો. એની આગળ ને પાછળ ઘણાં પ્રેક્ષકો હતાં, તેમાંયે આગળ પેલી યુવતી હતી એ તો! ...તુષાર એનું મુખ નિહાળી શકતો ન હતો, પણ પાછળથીયે એની મદભરી દેહલતા મબલખ સૌન્દર્યના થાળ જેવી લાગતી હતી. એનાં ચપોચપ ઊપડતાં પગલાં, સેન્ડલને ઢાંકીને પગથિયાંને સ્પર્શતી એની નયનમનોહર સાડી, અડધું બ્લાઉઝ પહેરવાને પરિણામે એનો ઉઘાડો રહેલો કમરની ઉપરનો ગોરો ભાગ, પીઠ પર ફરફરતી એની કેશલહર, પુષ્પોની મહેક...

તુષાર દાદરના વળાંક પાસે આવી ઊભો. ત્યાં ચાલુ ફિલ્મનું પોસ્ટર હતું–'કિસ મી ટ્વાઇસ.' એ સપ્તરંગી પોસ્ટરમાં ચુમ્બનનો આસ્વાદ માણતાં નરનારીનું માદક આલેખન હતું. પેલી યુવતી સહેજ થોભી. એ ચિત્ર તરફ નજર નાખી આગળ વધી.



તુષારની દૃષ્ટિ તો ક્યારનીયે એ ચિત્ર પર જ હતી. પણ એને લાગ્યું કે પેલી યુવતીએ એની તરફ જોઈ લીધું હતું. બન્નેની નજર એક થઈ અને એ આગળ વધી ગઈ.

'બાલ્કની'ના પ્રેક્ષકો પોતાના વર્ગ ભણી ચાલ્યાં ગયાં—પેલી યુવતી પણ એ તરફ વળી ગઈ. એ લૉબીમાં ત્યારે માત્ર તુષાર જ હતો. પોતે શું કરવું એનો એ વિચાર કરે ત્યાં તો ડોરકીપરે નમ્રતાપૂર્વક એને પૂછ્યું:

'કહાં કી ટિકટ હૈ સા'બ ?'

'બૉક્સની.'

'તો ઉપર ચલે જાઓ સા'બ !'

પેલી યુવતી જે દિશામાં ગઈ હતી તે તરફ નજર નાખતો તુષાર ધીમે પગલે વળી પાછો એક દાદર ચઢી ગયો. એ ઉપર આવ્યો. એની સામે એક ઓરડી હતી. એ ઓરડી પર ઘેરો પડદો લટકતો હતો. આસ્તેથી એ પડદો હટાવી તુષાર એ ઓરડીમાં દાખલ થયો. પાછળ પડદો દેવાઈ ગયો. આછું અંધારું એને આવરી રહ્યું. તો ય એ અંધારામાં એણે 'બૉક્સ'ની રચનાનો ખ્યાલ મેળવી લીધો. પાંચ ફૂટ લાંબી અને ૭ ફૂટ પહોળી એ ઓરડીમાં બે સોફા હતા. તુષાર સહેજ થોભીને આગલા સોફા પર બેસી ગયો. અત્યંત મુલાયમ સોફાએ એને સહેજ અંદર ઉતારી દીધો.

તુષાર કંઈક વિચિત્ર લાગણી અનુભવી રહ્યો. એની આસપાસ સેંકડો માણસો હતાં, પણ એ સહુથી તે સાવ અલગ હતો. એની આ ૫' × ૬'ની ઓરડીમાં જાણે એનું રાજ હતું ! એ ઓરડીની પાળી પર હાથ ટેકવી એ છેક નીચેના વર્ગના પ્રેક્ષકો પર નજર નાખી શકતો હતો, પણ કોઈની નજર એના તરફ નહોતી ! ખુશ થઈ તે સોફા પર જરા લંબાયો. એને ઘણો આરામ લાગ્યો. ગઈ આખી રાત પથારીમાં તરફડીને ગાળી હતી એના કરતાં આ એરકન્ડિશન્ડ થિયેટરમાં મંજૂલ સંગીતની વચ્ચે આ સુંવાળા સોફાની બેઠક અવશ્ય વિશ્રાન્તિદાયક હતી.

હવે પાશ્ચાત્ય સંગીત શરૂ થયું હતું. એના બુલંદ મધુર ઓરકેસ્ટ્રાની સ્વલહરીઓ, કવિની અસ્પષ્ટ કલ્પનાઓ ગૂંચળાંની જેમ ઘૂમતી ઝૂમતી આવતી હતી અને મનમાં ગોઠવાતી જતી હતી. એરકન્ડિશન્ડની શીતળતા કોઈ રૂપાળી નારીના સાંનિધ્ય જેવી આહ્લાદક લાગતી હતી—અનુભવી શકાય, પણ સ્પર્શી ન શકાય.

તુષાર કાળજું ખુલ્લું મૂકીને આ બધું માણી રહ્યો. એના અસ્તિત્વમાં પરમ માધુર્યનો સ્રોત ઉદ્‌ભવી રહ્યો હોય એમ એને લાગ્યું.

ત્યાં થિયેટરમાં સંપૂર્ણ અંધકાર પ્રસરી ગયો. અંધકાર, શીતળતા, માદક સંગીત અને પોતે જાણે આખી સૃષ્ટિથી સાવ અલિપ્ત, એકલો !

એકલો ?

તુષારના ચિત્તમાં સમસમતો પ્રશ્ન જાગ્યો.

હા, એક અંધકારસભર ઓરડીમાં એ સાવ એકલો હતો. તુષાર ચમક્યો અને સોફા ઉપર ઊભડક થઈ ગયો.

એણે આસપાસ જોયું. અંધકારમાં પણ આછી આછી માનવઆકૃતિઓ એણે નિહાળી. પણ એ સહુ તો દૂર...દૂર...એણે જોરથી શ્વાસ લીધો...અરે, એ શ્વાસ પણ જાણે એ સાંભળી શકતો હતો. સોફા ઉપર એણે ફરીથી પોતાના પગ લંબાવ્યા ! કોઈ અહીં એને કહેનાર ન હતું : 'રીતભાત શીખો મિસ્ટર !' તુષારથી સહેજ હસી જવાયું. પણ પછી આપોઆપ જ તે વ્યવસ્થિત રીતે બેસી ગયો. એમ ને એમ થોડી ક્ષણો વીતી. સામે પડદા ઉપર સમાચાર ચિત્ર ચાલતું હતું. એને એમાં કશો રસ ન હતો. અચાનક કાંઈ વિચાર આવ્યો એટલે તે ઊઠીને પાછલા સોફા પર બેઠો ! અરે, અહીં પણ કોઈ ન હતું ! ત્યાં તે લાંબો થઈને સૂતો, ફરી બેઠો થયો, ઊભો થઈ ગયો ને ગૂંગળામણ થતી હોય એમ તે 'બૉક્સ'ની બહાર નીકળ્યો. પાસે જ થિયેટરની અગાસી હતી. આસપાસ કોઈ ન હતું. ઓપરેટરની ઓરડી પણ બંધ હતી તે એરકન્ડિશન્ડમાંથી બહાર આવતાં તેને કાંઈક ગરમી લાગી. ફરીથી તે

અંદર પ્રવેશ્યો. અંદર જતી વખતે તેને ખ્યાલમાં આવ્યું કે ઓરડીના પ્રવેશદ્વાર પરના પડદાને અંદરથી બંધ કરી શકાય એમ હતું. તેણે તરત જ પડદો અંદરથી બંધ કરી દીધો ને પછી પુનઃ આગલા સોફા પર આવી બેઠો.

પડદા પર ચિત્ર શરૂ થયું હતું. તુષારે એનું ધ્યાન ચિત્રમાં કેન્દ્રિત કરવાનો પ્રયત્ન કર્યો. પડદા પર દોડતી આગગાડીનું દૃશ્ય આલેખાયું હતું. અમેરિકાની એ સગવડસંપન્ન ટ્રેનના પ્રથમ વર્ગના એક ડબ્બામાં એક યુવાન બેઠો હતો. બીજું કોઈ જ ન હતું. એ યુવાન કંઈક વ્યગ્ર લાગતો હતો.

તુષારથી સહજ હસી પડાયું. બરાબર મારા જેવી જ હાલત! હુંયે એકલો અને એ પણ...તુષારનો હર્ષ વધ્યો. તેણે વિચાર્યું: હાસ્તો, હું સદંતર એકલો—પેલો પડદોય બંધ! કોઈ કરતાં કોઈ અંદર પ્રવેશી ન શકે?

પડદા પર દૃશ્ય આગળ દડી રહ્યું હતું. ટ્રેન થોભી અને એક સૌન્દર્યવતી યુવતીએ પેલા ડબ્બામાં પ્રવેશ કર્યો.

તુષાર ચમક્યો. એના દિલમાં અત્યાર સુધી જામેલો હર્ષ એક જ ક્ષણમાં વિલીન થઈ ગયો અને ગઈ આખી રાત એણે અનુભવેલો અજંપો ફરીથી એના અસ્તિત્વના અણુએ અણુમાં આળસ મરડી બેઠો થવા લાગ્યો. એક અદમ્ય પિપાસા એનાં રૂંવેરૂંવામાં સળવળવા લાગી.

પડદા પર દૃશ્ય આગળ વધી રહ્યું હતું. હવે પેલાં નરનારી મીઠી ગોઠડીમાં ગૂંથાયાં હતાં.

તુષારે આજુબાજુ જોયું...એની આસપાસ કોઈ કરતાં કોઈ ન હતું. એનાથી નિઃશ્વાસ નંખાઈ ગયો. એ નિઃશ્વાસ એણે બરાબર સાંભળ્યો. અને લાગ્યું કે એના ગળામાં રૂંધામણ થતી હતી, એણે જોરથી માથું વીંઝી નાખ્યું.

હવે પેલાં યુવક-યુવતી અડોઅડ બેઠાં હતાં. ટ્રેન ધમધમાટ દોડયે જતી હતી. બંનેની આંખમાં તોફાન ચમકતું હતું.

તુષારે જોરથી હોઠ બીડ્યા. તે ઊભો થયો, ફરી બેસી ગયો. એનું આ વર્તન જોનાર કોઈ કરતાં કોઈ ન હતું એ ખ્યાલ આવતાં તેની મૂંઝવણ ઘેરી બની. અચાનક મગજમાં ઝબકારો થતાં તેણે ઊભા થતાં દ્વાર પરના પડદાની ચાવી છોડી નાખી. એક જ ખ્યાલે: કદાચ કોઈક આવી ચડે ને ત્યારે પડદો બંધ હોય તો...?

ફરીથી તે સોફા ઉપર લંબાયો. એરકન્ડિશન્ડની શીતળ આહ્લાદકતા અને અંધકારનો અંચળો એને મોહિનીમાં નાખી રહ્યાં. પોચા, સુંવાળા સોફામાં લંબાયેલી એની કાયા ધીમે ધીમે ઘેનમાં ડૂબી રહી. પણ એની આંખ રહી રહીને પેલા દ્વાર ભણી મંડાતી હતી. એને થતું હતું: હમણાં કોઈક આવશે; કોઈક રૂપાળી યુવતી—પેલા દાદર પર જોઈ હતી તેવી—મારી પાસે, આ જ સોફા ઉપર બેસશે, અને...

પણ દ્વાર પર ટેકવાતી એની નજર ફરી ફરીને નિરાશ થતી હતી. એણે ફરીથી પડદા ઉપર જોયું. એ ટેકનિકલર દૃશ્યમાં પેલાં યુવક-યુવતી ખૂબ નિકટ આવી ગયાં હતાં. પેલા યુવકનો હાથ યુવતીની પાતળી કમ્મરે વીંટળાયો હતો. યુવતીની કાયા યુવકના દેહ સાથે ચપોચપ ભીડાયેલી હતી. બંનેની આંખમાંથી ઉન્માદનો આસવ નીતરતો હતો...યુવકે ઘેનભર્યા સ્વરે કહ્યું: 'આઈ લવ યૂ...'

તુષારના ચિત્તતંત્રમાં એ શબ્દો વીણાના ઝંકારની જેમ રણકી રહ્યા: 'આઈ લવ યૂ!' એના કંઠમાંથીયે એ જ શબ્દો સ્ફુરી રહ્યા, એના હોઠ પર પણ... પરંતુ એ શબ્દોને ઝીલનારું કોણ હતું?

નીતા!

તુષારના અંતરતલમાંથી અચાનક નીતાની સ્મૃતિધારા શ્રાવણની વર્ષાની જેમ વરસી ઊઠી અને એની રૂંધામણ અત્યંત વધી પડી. નીતાની સ્મૃતિ એને માટે અનેક લાગણીઓની સર્જક થઈ પડી. આનંદ અને



ધૃણા, સ્નેહ અને દ્વેષ, રોમાંચ અને રુદન...ઘડીક એને થઈ ગયું કે આ ગૂંગળાવતી ઓરડીમાંથી બહાર ચાલ્યો જાઉં, બહાર સડક પર ફરું, દોડું, ખૂબ સિગારેટ પીઉં...તેણે સોફાના હાંથા પર માથું નાખી દીધું અને આંખમાં ધસી આવતાં અશ્રુઓને માંડ માંડ રોક્યાં.

નીતા! નીતા! નીતા!

ના... ના... એણે માથું વીંઝી નીતાની યાદને દિલમાંથી ભૂંસી નાખવાનો પ્રયાસ કર્યો. નીતાની યાદ ન સતાવે એ માટે એણે પુનઃ રૂપેરી પડદા ઉપર દૃષ્ટિ કરી અને એને અંગેઅંગ જાણે કેટલાંય વીંછી ડંખી ગયા!

પડદા પરના દૃશ્યમાં પેલાં યુવક-યુવતીનાં મુખ હવે ખૂબ નિકટ આવી ગયાં હતાં. અચાનક યુવકે એનું મુખ સહેજ લંબાવ્યું અને એના હોઠ યુવતીના લાલચટ્ટ, રસતરબોળ હોઠ પર બળપૂર્વક ચંપાઈ ગયા. રસપ્યાસી અધરદ્વયનો એ આશ્લેષ બે હૈયાંની ઊર્મિધારાના આવેગને વ્યક્ત કરી રહ્યો. થોડીક વારે યુવકે પોતાનું મુખ આઘું ખસેડ્યું અને અનિમેષ આંખે તે યુવતી તરફ જોઈ રહ્યો. યુવતીની આંખો પણ યુવાન તરફ મંડાઈ હતી. અચાનક યુવતીએ મૃદુ છતાં ઉન્માદભર સ્વરે કહ્યું:

'કિસ મી ટ્વાઈસ!' (મને બે વાર ચૂમો.) અને ફરી વાર...

તુષારે જોરથી આંખો મીંચી દીધી. આંખો મીંચતાં એની સમક્ષ ફરીથી નીતાનો ચહેરો ડોકાયો. આ વખતે તુષારને એ ચહેરો ગમ્યો... બંધ આંખે તે નીતાના મુખના સૌંદર્યનો આસ્વાદ લઈ રહ્યો. ત્યાં તો જોતજોતામાં નીતાની નખશિખ આકૃતિ એના નયનપટ પર દોરાઈ ગઈ... એ ગોરું મુખડું, એ ઘાટીલાં અંગ, એ સુંવાળા હાથ, એ વસ્ત્રછટા... અને તુષાર ઘેનમાં ગળાબૂડ ડૂબતો ગયો.

સુંવાળા સોફા પર હવે એ પથરાઈને સૂતો હતો. ગઈ આખી રાતના ઉજાગરાથી થાકેલી એની કાયા મનગમતી કલ્પનાના ઘેનના આવરણે ઘેરાઈ હતી. આંખો બંધ હતી અને કલ્પનાની મંજૂષા ઊઘડી હતી.

જાણે નીતા—એની પ્રિય નીતા સાથે આવીને 'ઈરોઝ' થિયેટરના 'બૉક્સ'માં બેઠી છે. બંનેની કાયા એકમેકને સ્પર્શી રહી છે. બંનેની આંખોમાં વીજળી જેવું તોફાન ચમકે છે. ધીમે ધીમે તુષારનો હાથ નીતાના હાથને સ્પર્શે છે. રોમાંચતું રેશમ એને વીંટી વળે છે. નીતાનો દેહ આછું કંપી રહ્યો છે. તુષાર હળવેકથી એનો હાથ ઊંચકી પોતાની છાતીસરસો દબાવે છે. નીતાના મુખ પર લજ્જાનો રંગ ફેલાઈ છે. તુષાર હવે એનો એક હાથ નીતાની કમ્મર ફરતો વીંટાળે છે. રેશમી બ્લાઉઝ અને રેશમ જેવી સુંવાળી કેડનો સ્પર્શ તુષારને ઝંકૃત કરી દે છે. તે હાથની ભીંસ ઘેરી બનાવી દે છે. લતા સરખી નીતા એના ખોળામાં ઢળી પડે છે. થોડીક ક્ષણ એમ ને એમ ગાળ્યા પછી તુષાર ધીમે ધીમે નીતાનું મુખ ઊંચું કરે છે. કેવું હતું એ મુખ! પારિજાતકની શુભ્રતા, ગુલાબનો રંગ અને સુવર્ણનું તેજ ઘૂંટીને બનાવી હોય તેવી ત્વચા, નાનકડું કપાળ, કપાળ પર ફરફરતી અલકલટ, ઝીણી બિન્દી, કાળી ભમ્મર આંખો, સીધું નાક, કમળની પાંદડી જેવા હોઠ, એમાંથી હસતા મોગરા જેવા દાંત, અણિયાળી હડપચી, ગોરા ગાલ ને તેના પર ઝીણો કાળો તલ... તુષાર એ મુખની શોભા નીરખી જ રહે છે. નીતાનો ઉષ્ણ શ્વાસ એના હોઠ સાથે અથડાઈ રહ્યો છે. એના કપાળ પર આછાં પ્રસ્વેદબિન્દુ જામ્યાં છે. એની વેણીની સુવાસ કોઈક નૃત્યાંગનાની જેમ રમત રમતી શ્વાસમાં સમાઈ રહી છે. તુષાર નીતાના કેશમાં હાથ ગૂંથી એનું મુખ પોતાની નજીક ખસેડે છે.

'નીતા!...' માંડ માંડ એ બોલી શકે છે. કશો જવાબ આપવાને બદલે નીતા એની ઘેઘૂર આંખો બંધ કરી દે છે. રસસમાધિના મધ્યાહ્નની એ પળે તુષાર નીતાના હોઠને નજીક લાવે છે અને સમગ્ર

અસ્તિત્વની સંકળ પ્યાસનાં પ્રતીકશું એક ચસચસતું ચુમ્બન ભરવા માટે એ તત્પર બને છે.
એક અવાજ થયો અને સ્વપ્નશૈય્યામાં પોઢી ગયેલો તુષાર ખેબાકળો બની ઝબકી જાગ્યો. તરત તે સોફા પર સરખો બેસી ગયો.
તેની નજર પડદા પર પડી. ગાડીના ડબ્બામાં કોઈ લૂંટારુ ચડી આવ્યો હતો ને તેના પંજામાંથી પેલી યુવતીને રક્ષવા પેલા યુવાને પિસ્તોલમાંથી ગોળી છોડી હતી.
ધડૂમ ..! ધડૂમ...! ધડૂમ...!
અને થિયેટરમાં હોબ્બેસ અજવાળું રેલાઈ ગયું.
પોતાના સ્વપ્નવિહાર અંગે એને કાંઈ સમજણ પડે તે પહેલાં થિયેટર કોલાહલથી ઊભરાઈ ગયું. ખ્વાબ અને વાસ્તવિકતાનો તાર સાંધવા મથતો તુષાર પોતાની બેઠક પરથી ઊભો થઈને બારણા તરફ જવા લાગ્યો ત્યાં એકદમ સ્તબ્ધ થઈ ગયો. તે બોલી ઊઠયો :
'નીતા! તું!'
'અરે તુષાર! તું અહીં ક્યાંથી?' એક અત્યંત સ્વરૂપવાન યુવતી પાછલા સોફા પરથી ઊભી થતાં બોલી.
તુષારની આંખે અંધારાં આવ્યાં.
'હું મોડી પડી...'
'હં...' તુષારે ઉદ્ગાર કાઢયો, પણ એનું માનસ તો પેલા સ્વપ્નની રમણામાં ખોવાઈ ગયું.
'કેમ બેસ ને તુષાર! નહિ તો એમ કરીએ, નીચે રેસ્ટોરાંમાં જઈએ.' લાડભર્યા સ્વરે કહી નીતાએ તુષારનો હાથ પકડવાનો પ્રયાસ કર્યો.
'ના, ના, નીતા! Sorry! મારે જરા કામ છે... હું જાઉં છું...'
અને પાગલની જેમ મુઠ્ઠીઓ વાળીને તુષાર બબ્બે પગથિયાં ઊતરી દાદર વટાવી થિયેટરની બહાર ચાલ્યો ગયો.



'સુધાંશુ'

## લજ્જા–ઘુંઘટ

લજ્જા–ઘુંઘટ મારી પાંખડીએ પહેર્યો
એનું સ્મિત રે સમાયું નવ જાય;
લજ્જા–ઘુંઘટ મારી પાંખડીએ પહેર્યો!
મરૂકે મરૂકે માંહી
નભની નીલ પડતી ઝાંઈ
આંખડીએ ઘેઘુર ફાગુ ઘેર્યો,
હોઠોની લાલીમાં પ્યાલી
ઉષાએ ઉતારી વ્હાલી,
એની ભમ્મર–ઈશારે ગુંબજ હેર્યો,
લજ્જા–ઘુંઘટ મારી પાંખડીએ પહેર્યો!
ઘુંઘટ ઘેરાયો,
માંહે ફરક્યો કો ફાયો,
એનાં લયનો પરિમલ લ્હેરે લ્હેર્યો
વનરા ઝૂલી ને
કુંજે કુંજના જાગ્યા છે કોડ
સોવર હંસમાં સીંચી છે ઉડ્ડાનસેર્યો;
લજ્જા ઘુંઘટ મારી પાંખડીએ પહેર્યો!
ઘુંઘટ ઘટાટોપ મારો
અખોવન ઘેરણહારો
એ તો વર્ષા તુષારે વીજે વાર્યો;
આતમ–પીઝવાઈ એ ઊઠયો—
છેલવણુ છોગાળો
મારો લજ્જા–આંખલો રે વહેલો વેડચો
લજ્જા–ઘુંઘટ મારી પાંખડીએ પહેર્યો!



રંભાબહેન ગાંધી

# આપણા પાડોશીઓ

આપણે જેટલું આપણા માનવ-પાડોશીઓ વિષે જાણીએ છીએ એટલું તો શું પણ જરાય માનવેતર પ્રાણી-પાડોશીઓ વિષે નથી જાણતાં—**મૅક્સ ઈસ્ટમૅન**ના અંગ્રેજી લેખ ઉપરથી તૈયાર કરેલા આ લેખમાં આપણને આ પ્રતીતિ થાય છે......

આ મથાળું જોઈને માની લીધું હશે કે હું આપણા પાડોશીઓ એટલે કે ફ્લેટમાં, કે ચાલીમાં રહેતા પાડોશીઓ વિષે જ કંઈ કહું છું. પરન્તુ એમ નથી. હું તો આપણા પાડોશીઓ પશુ પ્રાણી વિષે આજ કંઈક કહેવા માગુ છું.

એમની અને આપણી વચ્ચે ગજબનું સામ્ય છે. આપણે માનીએ છીએ કે આપણે હોશિયાર છીએ, આપણે જ સમાજરચના કરી શક્યા છીએ, વાડાબંધી કરી છે, પરંતુ એવું નથી, પશુ પ્રાણીમાં પણ સમાજરચના છે જ. વાડાબંધી પણ છે, નાના મોટા વચ્ચેનો વિવેક પણ છે જ.

આપણે કોઈ ઓછા બુદ્ધિમાન માનવીને જોઈને કહી દઈએ છીએ કે છે સાવ જનાવર જેવો. એ સાંભળીને એ જનાવરોની જાતને ખૂબ જ દુખ થાય છે. ને ઘણી વાર એ પણ ઉશ્કેરાઈને, અંદર અંદર ગાળો દે છે કે તું તો છું સાવ માણસ જેવો.

વૈજ્ઞાનિકોએ શોધી કાઢયું છે કે આપણી ઉત્પત્તિ આપણી સામાજિક સંસ્થાઓ અને આપણાં પ્રેરકબળો એ બધાંનાં મૂળ ત્યાં જ છે. જેમ ડાર્વિને શોધી કાઢયું છે કે માણસ મૂળ વાંદરાની જ ઓલાદ છે તેમ હવે વૈજ્ઞાનિકોએ ખૂબ અભ્યાસને અંતે પૂરવાર કરે છે કે આપણે પશુ પ્રાણી જેમ વર્તીએ છીએ.

પ્રાણીઓમાં પણ માનવી જેમ સમાજરચના છે, ધન દોલતની ઇચ્છા છે, માનમોભા માટે તાલાવેલી છે, ઘર વસાવવા માટે પ્રેમ છે. ને ઘેરથી બાજે જાય તો ઘર માટે થતી Home sickness પણ એમનામાં છે.

ડાર્વિને કહ્યું હતું કે નર પ્રાણી માદા પ્રાણી માટે યુદ્ધે ચડે છે. તે જ વાતથી આગળ વધીને, એ શા માટે લડે છે તે હાવર્ડે શોધી કાઢયું છે. હાવર્ડ કહે છે કે એ પણ માનવી જેમ જ જર, જમીન અને જોરુ માટે જ લડે છે. એમના પ્રદેશમાં પણ જર જમીન અને જોરુ એ કજીયાના છોરુ ગણાય છે!

જેમ માનવી સમાજમાં પણ મોટે ભાગે નવી જગ્યાએ પહેલાં પુરુષ એકલો જાય છે, બધું બરાબર કરીને પત્નીને બોલાવે છે. તેમ જ પ્રાણીઓમાં પણ એ એક જગ્યાએથી બીજી જગ્યાએ વસવાટ માટે જાય છે ત્યારે પહેલો નર જાય છે, ત્યાં જઈને એ પોતાને યોગ્ય સ્થળ નક્કી કરે છે, અને એ સ્થળનો બરાબર કબજો લઈને એની આસપાસ એક જાતની વાડ, સીમા નક્કી કરી લે છે. ને પછી જ માદા આવે છે.

જેમ માનવ સમાજમાં ઘર વિનાનો વર હોય તો મા-બાપ એની પુત્રી દેતાં વિચાર કરે છે, પણ ઘરનાં ઘર હોય તો જલદી દીકરી આપે છે—કહે છે ને કે બાઈ વર વિનાનાં હજો પણ ઘર વિનાનાં ન હજો. તેવી જ રીતે પ્રાણીઓમાં પણ જે આ રીતે પોતાનું સ્થળ નક્કી કરીને, ગોઠવાયેલો હોય તે નર પ્રાણીને માદા મેળવતાં જરાયે મુશ્કેલી પડતી નથી.

જેમ માનવી પોતાનાં ઘર બનાવે છે, આસપાસ વાડ બાંધે છે અગર દીવાલ બનાવીને ઘરની સીમા નક્કી કરે છે તેવું જ આ પ્રાણીઓની દુનિયામાં પણ કરે છે. એમનાં સીમાચિહ્નો ઈંટ, દીવાલ કે કાંટાની વાડનાં નથી પરન્તુ અમુક પ્રકારની ગંધનાં હોય છે. પોતાના શરીરમાંથી અમુક પ્રકારની ગંધ એ સીમા પર કાઢે છે, જે ગંધ લઈને બીજા ત્યાં પ્રવેશ કરતાં નથી. એ ગંધ એ એમની લક્ષ્મણરેખા બની જાય છે.

સાધારણ રીતે વાઘ સિંહ એમના ઘરની બાઉન્ડરી, સીમાચિહ્ન પોતાના પેશાબની ગંધથી નક્કી કરે છે,

અમુક પ્રાણીઓમાં તો આના માટે ખાસ ગ્રંથિઓ હોય છે. જેમાંથી અમુક પ્રકારની ગંધ કાઢીને ઘરની દીવાલ રચી દે છે. કાળિયાર મૃગમાં આ જાતની ગ્રંથિ આંખ ઉપર હોય છે. જેમાંથી એક ખૂબ જ ગંધાતો મેલ જેવો પદાર્થ નીકળે છે. એ પદાર્થ ઝાડ તથા ડાળીઓ પર ઘસીને એ પોતાની સીમાનું પાટિયું મારી દે છે. એ ગંધ હોય તેટલા ભાગમાં બીજા પશુ પ્રાણી પ્રવેશતાં નથી.

ડૉક્ટર હેડીગરે એમની શોધને પરિણામે જાહેર કર્યું છે કે જંગલમાં પશુ પ્રાણીઓ માનવી જેવાં જ રીતસરનાં ઘર બાંધે છે; જો કે માથે છાપરું નથી હોતું, તેમાં ઈંટ માટી ચૂનાનું ચણતર નથી હોતું, દીવાલો નથી હોતી.

છતાંયે રીતસર ઘરો બનાવેલાં હોય છે. અને એવી રીતે રચના કરી હોય છે કે તેમાં જુદા જુદા ઓરડા હોય છે. એમાં જમવાનો રૂમ, સૂવાનો રૂમ, બાળકોનો રૂમ ને જો એમની ઘરની નજીક જ નહાવાનું સ્થળ ન હોય તો ઘરમાં બાથરૂમ પણ કરે છે. નહાવા ધોવામાં ને સ્વચ્છ રહેવામાં તો હેડીગાર કહે છે કે માનવી કરતાં એ વધારે સજાગ હોય છે.

જેમ માનવી સમાજમાં બહુ જ ધનવાન હોય તેને નાની નાની વાતમાં અપમાન લાગી જાય છે, જેમ વિદ્વાનોને થાય છે. જેમ નેતાઓને થાય છે તેવું જ પ્રાણીની દુનિયામાં પણ હોય છે. અમુક જાતની માછલીમાં તો આ વૃત્તિ ખૂબ જ ખીલેલી હોય છે. એ મોટા તળાવમાં જઈને જોઈ લે છે કે કોને એ દબાવી શકશે. ને કોનાથી એને દબાયેલા રહેવું પડશે. ઊંચો સામાજિક દરજ્જો એને બીજા કરતાં વધુ હક્ક આપે છે. એ ફાવે તેનું ખાઈ જઈ શકે છે, પોતાની મુકરર જગ્યામાં કોઈને પ્રવેશ કરવા દેતાં નથી. એટલું જ નહીં, પણ આગળના રાજા મહારાજા જેમ બીજાની સારી છોકરી કે પત્ની પર નજર પડે તો એ પણ બળજબરીથી ખૂંચવી જઈ શકે છે ને બિચારા દબાયેલા ચું કે ચાં પણ કરી શકતાં નથી!

અમુક ઉંમરે પહોંચતાં જાતીય વૃત્તિ દબાતી જાય છે અને એના માટે થતાં યુદ્ધો ઘટે છે, પરન્તુ સામાજિક દરજ્જો જાળવવા ને માનમોભો જાળવી રાખવા તો એમનામાંયે યુદ્ધ ચાલ્યા કરે છે.

વરુ જેવા લુચ્ચા પ્રાણીઓમાં પણ શિસ્ત છે ને નાના મોટાનું ખૂબ જ ભાન છે. માનવીમાં જેમ વડીલ પાસે નાના જાય તો વિવેક જાળવે છે. એ બેઠા હોય ત્યાંથી નીચા આસને બેસે છે તેવું જ વરુમાં પણ છે. નાનું વરુ મોટા દરજ્જાવાળા પાસે જાય તો પૂંછડી હવામાં ઊડતી રાખે જ નહીં, બે પંગ વચ્ચે દબાવીને જ રાખે છે. જો જરાયે ઊંચી કરે તો મર્યું જ સમજવું.

આ બધું જોઈને નથી થતું કે આપણામાં ને એમનામાં ખૂબ જ સામ્ય છે. અર્થાત હજી આપણે એમના જેવા જ છીએ. અથવા એમ કહી શકીએ કે એ આપણા જેવા છે!! ફ્રોઈડે કહ્યું હતું કે માણસો સંસ્થાને તોડવા માગે છે કારણ કે Animal instinct એમ કરવા પ્રેરણા આપે છે પરંતુ એ વાત આનાથી ખોટી પુરવાર થાય છે.



'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

ડૉ૦ એબનેજ

# મારી દૃષ્ટિએ મૃત્યુ

અંગ્રેજી 'હેલ્થ' માસિકમાં પ્રગટ થયેલ એક ઉપયોગી લેખનો **શ્રી. ડૉ. ચંદ્રેશ પરમારે** કરેલો આ અનુવાદ ઊર્મિનાં વાચકોને ઉપયોગી થઈ પડે તે માટે કપડવણજના શ્રી. પુ૦ હ૦ મહાજન પુસ્તકાલય દ્વારા અહીં રજૂ થાય છે......

મને મૃત્યુનું સહેજ પણ આશ્ચર્ય થતું નથી, કારણ કે એક ડૉક્ટર તરીકે મેં અનેક મૃતદેહો તથા મૃત્યુનો રાહ જોઈ જીવી રહેલ વ્યક્તિઓને જોઈ છે, તેમ છતાં આ મૃત્યુનો નથી તો શોક ઓછો થતો કે નથી તેમાંથી છટકી શકાતું.

તત્વજ્ઞાનીઓ મૃત્યુને એક કોયડો કહે છે, જ્યારે જાણીતા મનોવૈજ્ઞાનિક એરેનબર્ગ (Ehrrenberg) કહે છે કે મરણના ઉલ્લેખ વગર જીવનની વ્યાખ્યા આપી શકાય જ નહિ. બંદૂકમાંથી છૂટેલી ગોળીની જેમ; જીવનની પણ શરૂઆત થતાં જ તેને તેના અંતિમ લક્ષ્ય કે જેને મોત કહેવામાં આવે છે ત્યાં પહોંચવું જ રહ્યું.

જીવનનો સૌથી વધુ પૂર્ણતા તો ત્યારે ગણાવી જોઈએ કે જ્યારે આપણે જીવન કોઈ ઉત્તમ ધ્યેયને માટે જીવીએ, અને એ ધ્યેય માટે મૃત્યુને પણ સહર્ષ આવકારી શકાય તો સ્વાભાવિક રીતે જ મૃત્યુનો ભય ઓછો થઈ જાય. જે ભાવના આપણને મૃત્યુનો સ્વીકાર કરવા ઉત્તેજે, તે ભાવના જીવનને વધુ પ્રબળતાથી જીવવા માટે ઉત્તેજે એ સ્વભાવિક છે. અને આ જ ભાવનાને કારણે કોઈ પણ સામાન્ય વ્યક્તિ કરતાં વીર પુરુષો અને શહીદોની જિંદગી વધુ ઉત્તમ હોય છે. એ જ રીતે યુદ્ધ અને બળવામાં જેઓ મૃત્યુને હસતે મુખે આવકારે છે તેમને પ્રેમ અને આનંદની લાગણીઓ પણ વધુ પ્રમાણમાં અનુભવવા મળે છે.

દક્ષિણ ધ્રુવના હિમાચ્છાદિત પ્રદેશમાંથી ડૉ. એડવર્ડ વિલ્સને પોતાની પત્નીને લખેલ અંતિમ પત્રમાંથી મૃત્યુ પરત્વે માનવી કેટલી શાંત દૃષ્ટિ કેળવી શકે છે તેનું ઉત્તમ ઉદાહરણ સાંપડે છે. ખાવા ખોરાક કે કાતિલ ઠંડીમાંથી પોતાની જાતને બચાવવા જેમની પાસે બળતણ પણ ન હતું, તેવા અંધકારમય ભાવિમાં ફસાયેલી સ્કોટની અન્ય વ્યક્તિઓમાં ડૉ. વિલ્સન પણ એક હતા. બરફથી ઢંકાએલ તેમના શરીર પાસેથી તેમના પત્રો મળ્યા હતા. તેમણે લખ્યું હતું કે 'ક્યારેય દુઃખી થશો નહિ, જગત્ નિયંતાએ રચેલી વિશાળ યોજનાઓમાં આપણે મહત્વનો ભાગ ભજવ્યો છે...મૃત્યુ પછી પણ આપણે અવશ્ય મળીશું જ, અને મરણનો વળી ભય કેવો? જેઓ ઈશ્વરને ચાહે છે તેમને માટે તો સઘળું ઉત્તમ છે.'

મૃત્યુ એ તો જીવનનો જરૂરી ગુણ છે, અને જીવન એક એવું દવાખાનું તો ન જ બનવું જોઈએ કે જેમાં માનવી મૃત્યુના ભયને કારણે જીવવાનું પસંદ ન કરે. મૃત્યુનો ભય આપણા અસ્તિત્વ માટે જરૂરી સાથીદાર છે, પરંતુ તે ભયની અસર આપણે આપણા અસ્તિત્વ ઉપર થવા દેવી ન જ જોઈએ. જો કે જીવન કેમ જીવવું એ વિષેનું જ્ઞાન મેળવવું એ તો સૌથી વધુ જરૂરી છે.

જે વ્યક્તિ જીવનને ચાહે છે, તે જ સૌથી ઉત્તમ અને પરિપૂર્ણ જીવન પામે છે, કારણ કે તેણે મોતને તેની યોગ્ય જગાએ ગોઠવ્યું છે. જેમ ન ખર્ચેલું ધન લાંબો સમય રહે છે, તેમ ક્યારેક જીવનનો પણ ઉપયોગ ન કરવાથી તે લાંબો સમય નભે છે.

મોતના ભયનું મૂળ કારણ શું છે? એક તો મૃત્યુ દરમિયાન થતા દર્દનો ભય અને વેદનાની લાગણી. બીજું એ કે આપણી પ્રિય ચીજો અને અન્ય વસ્તુઓ જેવી કે આનંદ તથા આપણાં કાર્યો કે જેને વડે આપણે જગત સાથે સંકળાએલા છીએ, એ બધું છોડવાનું દુઃખ અને ત્રીજું તથા કદાચ સૌથી મહત્વનું કારણ છે કોઈ અજાણ્યો ભય.

અકસ્માત કે થોડા અસાધારણ કિસ્સાઓમાં મૃત્યુ





સમયે કોઈ પણ જાતનું શારીરિક દર્દ થતું નથી એવો એક અભિપ્રાય જાણીતો છે. મનુષ્યના ચેતનતંત્ર (Nervous system) પર અંગારવાયુની (carbon dioxide) અસરથી ઉત્પન્ન થતી અચેતન (Anasthetic) અવસ્થા કરતાં પણ વધુ સહેલાઈથી મૃત્યુ જીવન પર પ્રભુત્વ મેળવી લે છે. અર્નેસ્ટ હેમિંગ્વે લખે છે કે 'એક જાણીતા ડૉક્ટરના કહેવા પ્રમાણે મૃત્યુનું દર્દ સામાન્ય દાંતદર્દ કરતાં પણ ઓછું હોય છે.

ઔષધશાસ્ત્રને લગતું સઘળું સાહિત્ય એમ દર્શાવતું જણાય છે કે મૃત્યુ સમયે થતી લાગણી ઊંઘમાં પડવાની ક્રિયા જેવી છે. માનવી જો મોતને તેના આદર્શ કાર્યના એક ભાગ તરીકે, કે જીવનના અંતિમ કાર્ય તરીકે સ્વીકારે તો તે આશીર્વાદ સમાન થઈ પડે છે. અને જો આપણને એમ લાગે કે, આપણે જીવનની ફરજો સંપૂર્ણપણે અદા કરી છે, તો મોતને વધુ રાજીખુશીથી સ્વીકારી શકાય.

વધુમાં દુન્યવી માયા અને પ્રિય વસ્તુઓને છોડવાનું દર્દ ત્યારે જ ઓછું લાગે કે જ્યારે આપણને એમ પ્રતીતિ થાય કે આપણી પાછળ આપણે પ્રેમનો ભવ્ય વારસો, સત્કાર્યો તથા સારાઈ, તેમજ ન્યાય અને નીતિને જીવનસુવાસ રૂપે મૂકતા જઈએ છીએ. તત્વચિંતક ગેસેટ (Gasset) કહે છે કે 'ચાલો આપણા જીવન માટે પ્રેરણાત્મક મૃત્યુનો યોગ્ય પ્રાસ કેવી રીતે મેળવવો એ જાણી, આપણા અસ્તિત્વના આપણે કવિઓ બનીએ.'

પરંતુ સૌથી મોટો ભય તો અજ્ઞાનતાનો છે—જેમ બાળપણમાં હોય છે તેમ. કાર્લ ગુસ્ટાવ જન્ગ (Carl Gustav Jurg) કહે છે કે 'માનવી માટે નિર્ણયાત્મક પ્રશ્ન એ છે કે તેને કોઈક અનંત ચીજ સાથે સંબંધ છે કે નહિ? આપણને જો એટલી જ પ્રતીતિ થાય કે સૌથી મહત્વની વસ્તુ તો અનંતતા છે, તો શું આપણે આપણી નિષ્ફળતાઓ પરનો અનુરાગ અને બધી જ જાતનાં ધ્યેયો કે જેની સાચી અગત્યતા કશી જ નથી, તેમાં રસ લેવાનું જતું ન કરી શકીએ?'

જેમ આપણે જન્મતાં જ અજાણ્યા જીવનમાં આવી પડીએ છીએ, તે જ રીતે મૃત્યુની અજ્ઞાત દુનિયામાં કૂદી પડતાં પણ આપણને આવડવું જ જોઈએ. અને તેમાંય મૃત્યુ સમય સુધીમાં આપણને જીવન જીવવાનો, સંસ્મરણોનો ખજાનો ભેગો કરવાનો, ફરજ પૂર્ણ કર્યાનો, સારીખોટી લાગણીઓનો અને આપણી જવાબદારી પ્રેમ અને ઉદારતાથી પૂર્ણ કરવાના અનુભવ સહિત અનેક અનુભવો મળી ચૂક્યા હોય છે.

આપણે જીવન જીવવા મનને તૈયાર કરીએ છીએ, પરંતુ કમનસીબે સારી રીતે મૃત્યુને આવકારવા મનને તૈયાર કરી શકતા નથી. માત્ર અત્યંત નિરાશામાં કે સંપૂર્ણ સંતોષની પળોમાં મૃત્યુની અપેક્ષા કરીએ છીએ. જો આપણે ભૂખ અને તરસની જેમ મોતને પણ જીવનક્રમવિદ્યા (physiology) અનુસાર જરૂરી સમજીશું તો મોતને સહેલાઈથી આવકારીશું.

સમય આવે મૃત્યુનો સ્વીકાર કેમ કરવો એ જ્ઞાન તત્વજ્ઞાન અને ધર્મ મારફત મેળવી ચૂકેલા લાખો માણસો હયાત છે. પરિણામે તેઓ જીવનને જેમ ચાહે છે તેમ મૃત્યુને પણ સહર્ષ સ્વીકારી લે છે.

શ્રી રવીન્દ્રનાથ ટાગોરે એક વખત કહ્યું હતું કે 'આ એ જ જીવન છે કે જે ભરતી અને ઓટ દરમ્યાન, જન્મ અને મૃત્યુના સાગરહીંડોળે ઝૂલે છે. મને ખ્યાલ છે કે હું મૃત્યુને પણ એટલું જ ચાહીશ, કારણ કે હું જીવનને ચાહું છું.'

આ જાતની તત્વચિંતકવૃત્તિ મેળવવા આપણે મૃત્યુનો વિચાર, ઉત્તમ જીવનના ઉત્તમ અંત તરીકે, ડહાપણ અને લાયકાત સહિત કરવો રહ્યો. સિક્કાની સાચી કિંમત તેને જ્યારે ખર્ચવામાં આવે છે ત્યારે જ અંકાય છે, તે જ રીતે જીવનની પણ સાચી કિંમત ત્યારે જ થાય છે જ્યારે વ્યક્તિ જરૂર પડે તેનો ગૌરવથી અંત લાવવાનું જાણે.



રમણીક પટેલ

# મહેક ઊઠી ધરતી

ગામડાંઓ આજે ભાંગી રહ્યાં છે. ગામડાંનાં માનવીઓને શહેરની મોહિની લાગી રહી છે અને શહેરો ઊભરાવા લાગ્યાં છે. કુદરતી જીવનથી દૂર રહેનાર માનવીને ધરતીની મહેક કેવી રીતે આકર્ષે છે તે આ વાર્તાની નાયિકા સમજાવશે......

વાદળ તો સમી સાંજથી જ ઘેરાયાં હતાં. પૂનમ હતી તો ય પેલો થાળી જેવડો ચાંદો દેખાતો નહોતો. દિવસભર ઉકળાટ રહ્યો હતો એટલે સંધ્યા ઢળતામાં તો 'લૉ ગાર્ડન' માનવ-કીડિયારાંથી ઉભરાવા માંડ્યો. ગરમીનાં માર્યાં યુવાન સ્ત્રી-પુરુષોને બારીકમાં બારીક વસ્ત્રો પહેરવાનો જાણે પરવાનો મળી ગયો હોય એવું જણાતું હતું. એમાં વળી વારંવાર થતા પરસેવાની દુર્ગંધ છુપાવવા સૌ કોઈએ બસંતબહાર, શમાપરવાના, બુલબુલે ચમન, કાશ્મીરા કે રાતરાણી, કદંબ બકુલ કે ગુલાબ મોગરાનો છૂટથી ઉપયોગ કર્યો હતો. પરિણામે વાતાવરણમાં એક વિશિષ્ટ પ્રકારની માદક સુવાસ પ્રસરી રહી હતી. આ સુવાસ મનને ગમે, હૈયાને માફક આવે અને છતાંય ખિસ્સાને ન પરવડે એવા કેટલાય યુવાનો ટોળાબંધ જતી પેલી યુવતીઓની પાછળ પાછળ સુવાસના પ્રેર્યાં હો, કે પછી અનોખા રૂપરંગને જોઈ નેત્રને ઠારવા કે હૈયાને બાળવા જતા હો; ગમે તેમ પણ એવા યુવતીઓના એકેક ટોળા પાછળ યુવકોનું એકેક ટોળું અવશ્ય દેખાતું. બેન્ડનો પોગ્રામ તો હતો નહીં એટલે સૌ કોઈ યથાશક્તિ અને યથામતિ આંટા દીધે રાખતા હતા. જે થાકે તે, વધુ પડતી અવરજવર હોય એવા માર્ગ પર મૂકેલા બાંકડા પર બેસી જતા.

દીવાબત્તી થયાં અને સામેના ઝાંપામાંથી એક નવું જ યુગલ બગીચામાં પ્રવેશ્યું. યુવક ખાસો મજાનો પૂરા પોણા છ ફીટની ઉંચાઈવાળો, મજબૂત બાંધાનો, બહુ કાળો ન કહી શકાય તો ય બોડિયા ઘઉં જેવા પાકા વાનનો હતો. તેના હાથમાં અસલ તાજછાપ હતી. ઉઘાડા માથામાંથી બજારુ તેલની વિચિત્ર વાસ આવતી હતી. પાન ચાવીને હોઠની સાથે સાથે દાંત પણ લાલ થયા હતા. નવું નક્કોર લીલી કિનારનું ઝીણું ધોતિયું અને ઉપર હાફ કોટ એણે પહેર્યો હતો. પગમાં મોજાં ઉપર બૂટ હતા. ઈંદ્રના ભર્યા દરબારમાં ભૂલો પડેલો કોઈ રાજવી હોય એવો એનો ઠઠેરો હતો.

એની સાથે સોળેક વર્ષની યુવતી હતી. યુવતી એટલા માટે કે એનો નર્યો માંસલ ભરાવદાર દેહ સહેજે જોનારને પાંચ સાત વર્ષનો ઉમેરો કરાવી દેતો. જ્યાં એનો પગ પડતો ત્યાં ધમકારો બોલી જતો. પગમાં પહેરેલાં અચ્છેરનાં કલ્લાં કદીક એકબીજા સાથે ટેકાતાં ત્યારે ખડીંગ...ખડીંગ રણકો ઊઠતો. ભૂરા રંગની, મહીં લાલ ટપકીઓવાળી ચૂંદડી એણે ઓઢી હતી. એવા જ વેલબુટ્ટાવાળો, પાનીથી વેંત એક ઊંચો ઘાઘરો પગલાંના ઉપાડ સાથે ગોઠણ સાથે ફડાકા લેતો હતો. ગળામાં પહેરેલી પેલી સોનાની હાંસડી વીજળીના પ્રકાશમાં ઝગારા મારતી હતી.

જ્યાં જ્યાંથી એ બેઉ પસાર થતાં ત્યાં ત્યાં અનેક આંખો એમની તરફ મંડાતી.

'બયું આંય ચ્યાં લાવ્યો મને! આટલું બધું મનેખ તો મહા મૈનાની પૂનમેય નો'તું દીઠું.'

'એ જ તો ખૂબી છે ને હેતી. આંહી તો દરેક રવિવારે તારો પૂનમવાળો મેળો જ જોઈ લ્યે.'

'તી ઈમાં આટલો મલકાય શાનો વાલજી, અમારે મેળે કંઈ એકલા મનેખ મનેખ ઉભરાતાં નથ. ભેગા એય રૂડા પાવાના સાદ સંભળાય અને મારગમાં મીઠા રાસડાનીયે રમઝટ્ટ જામે. ત્યાં તો હંધાય આદમીના ચહેરા પર મર્દાઈ કેવી ખીલું ખીલું કરતી દેખાય, અને બાઈયુંનાં તો એય જાણે જોબનિયાં ઉભરાય. હૌનીય આંખો એક બીજાને ભાળીને મરક મરક હસી ઊઠે. ને ભુંડા, આંઈ તો જો, હવામાં નરી ગંધ ગંધ. કેવા રઘવાયા રઘવાયા, જાણે





જમાદારથી બી'ને ભાગતા હોય એમ ભાગે જાય છે! કોઈનીય આંખ્યુંમાં વા'લપ દેખાય છે, કિ જોઈએ? કોઈનાય ચહેરે મલકાટ છે? આ જો તો ખરો, કો'કને ભાળીને ઈમિની આંખો કેવી ચકરવકર થાય છે? ખાખા ખીખી વના બીજુ કંઈ હંભળાતું હોય તો કે' મને.'

હેતીની વાત સાંભળી વાલજી હસ્યો. એણે કહ્યું: 'ગાંડી રે ગાંડી, આ તો શહેરનો મેળો. રોજ રોજ ભળાય એવો રૂપનો મેળો. તારે મેળે રૂપ સિવાયનું બધું જોવા મળે, ને આંહી નકરું રૂપ જ રૂપ જોવા મળે.'

'લે રાખ હવે. શે'રમાં વરહ દા'ડો રિયો એટલે રૂપ રૂપ કરતો થઈ ગયો. ભૂલી ગયો ત્રીજી સાલને મેળે પેલા મોતના ગોળા આગળ તીં મને શું કહ્યું 'તું તે?'

'શું કહ્યું'તું. કે' જોઉં?'

'તી મારે જ મોઢે તારે કે'વડાવવું છે એમ ને?'

'ના, ના. કે' તો ખરી.

'તું કે'તો 'તો કે હેતી, મોતનો ગોળો જોવા તને નૈ લઈ જાઉં. તારું મન કુણું અને હૈયું તો વળી એથીય કુણું કટ. ક્યાંક બીકની મારી છળી ઊઠું તો મારું કુણ? હું તરત લાજી મરી, તારે તીં કીધું કે હેતી, તું જ્યારે જ્યારે શરમાછ નીં તાણે તાણે તારી જોવનાઈ ભલભલાને અડબોટિયાં ખવડાવી દે એવી લાગે છ, એમ કહી તીં મને બાવડેથી ઝાલી પેલા જાદુના ખેલ ભણી ખેંચી 'તી.'

'હા, હા હેતી, પછી?'

'પછી શું વળી? આપણ પછી ચાકડે ચડ્યાં'તાં, તીં જલેબી ખવાડી 'તી અને પછી પાવો વગાડ્યો 'તો અને ઘેર આવ્યાં 'તાં એવું બધું સ્તો.'

સ્મરણોની જલેબી ઘડીક તો વાલજી ઓગાળતો રહ્યો, પણ તો ય હેતી આગળ નીચી મૂછ ન તાણતાં એણે કહ્યું, 'અલે, એ તો નરી જોવનાઈની વાતું કે'વાય અને આંહી તો રૂપના અખાડા છે રૂપના હા.'

'શું ફૂંકી બાળવું છે તારા એ જોવનાઈ વનાના રૂપને?' કહીને હેતી ગુસ્સાથી લાલ લાલ થઈ ગઈ. વાલજીએ પણ એને હવે વધુ ન ચીડવતાં કહ્યું, 'લે હેંડ હવે પણે ઘાસમાં બેસીએ ઘડીવાર.'

બંને જણાં બેન્ડ સ્ટેન્ડની સામે ઘાસ પર જઈને બેઠાં. સામે દીવાલ પર કંડારેલી, ઉપર સોનેરી રંગ ચડાવેલી પેલી ત્રણ કલાકૃતિઓ જોઈને હેતીએ કહ્યું, 'જો વાલજી, પણે ભેંતે પેલું ચીતર જોયું?'

'કેમ? છે ને હાઈક્લાસ. કેવાં સરસ ત્રણેય ચિત્રો બનાવ્યાં છે?'

'શું ધૂળ સરસ છે? આ પે'લા ચીતરમાં પેલાં મા દીકરો કેવાં ચીતર્યાં છે? હાવ ફિક્કી, દૂબળી વંટોળીયું આવે તો ઝટ ઊડી જાય એવી મા છે અને એનું છોકરું? પરાણે જીવ્યું હોય એવું દૂબળું. અરે છોકરું તો ખાસ્સું મઝાનું જાડું તગડું, ઊંચકાય નૈ એવું ચીતરવું જોઈએ. અને પેલી બીજી ચીતરેલી બાઈયુંમાં શો ભલીવાર છે? કેડ કેટલી પાતળી, આંગળાં કેવાં તણખલા જેવાં, હાથ લાંબા લાંબા ખાંપા જેવા, શરીર પર પૂરાં વસ્તરનુંય ઠેકાણું ના મળે.'

'જેવી બાઈઓ દેખાય છે એવી ચીતરી છે એમાં બચારા ચીતરનારનો શો વાંક?' વાલજીએ કહ્યું.

'હા, એ કે'.'

'હવે મરવા દે એ બધી ઝંઝટ. ગામના શા ખબર છે એ કે'? મહીસાગરમાં પાણી તો છે ને કે સૂકાઈ ગયું?'

'પાણી તો મહીસાગરમાંય છે ને એનાં ધરામાં ભૂસકા ખાતાં હૈનામાં છે.'

'એમ? અહીં અમદાવાદ કેમ આવી 'તી?'

'જો વાલજી, તને હાચી વાત કેઉં. મારા બાપની આંખે હવે ઝાઝું તેજ રિયું નથી. તારી માનું પણ એવું જ છે. પરમ દી તારી મા ખેતરેથી વળતાં મારે ઘેર થઈને ગઈ 'તી, તાણે મારા બાપને કે'તી 'તી કે છગનદા મોટા, હવે આ દિવાળી મોર્ય વાલજી

ઘેર આવે તાણે હેતીનું ને એનું કરી નાખવું છે ને ? મારા બાપાએ કીધું કે હા વળી એમાં પૂછવાનું કેવું ? મોટો દીકરો તો અંદાવાદ મેલમાં રઈ ગીયો, હવે આ હેતડીની જ ચિંતા છે.'

'એટલે તું અમદાવાદ ભાઈને ઘેર આવવાના બા'ને મને મળવા આવી એમ ને ?'

'અરે હાંભળ તો ખરો. પછી છાનાં છપના ગામને ખૂણે હો કોઈ વાતું કરે કે વાલજી તો હેતીને નૈ પૈણે, એને તો અમદાવાદ હદી ગીયું છે અને કો'ક શે'રની બાયડીને જ પૈણવાનો. મારું તો કાળજું ચાર દી'થી ફાટું ફાટું થીયા કરે. પછી બાપાને કહ્યું કે મીં જરા અંદાવાદ જઈને ભાઈની ખબર કાઢતી આવું. બાપાએ કીધું કે ભેગાભેગી કે'તી આવજે ને દિવાળી મોર્ય અવસર આવશે. પૈસાની ગોઠવણ રાખે અને વાલજીનેય ભેગા ભેગી મળતી આવજે.'

'હં, તો તારું કાળજુ ફાટું ફાટું થતું 'તું એની દવા કરાવવા આવી કેમ ?'

'જો, વાલજી ગંમત રે'વા દે. પેલાં એ કે' કે શે'રની મોઈની તને લાગી છે। તું શે'રનું બૈરું કરવાનો છું એ ખરી વાત ?'

'ગાંડી, મોઈની તો નાનાં હતાં તારની તારી જ લાગેલી છે. અને તારા વના બીજી બૈરી કરું તો મહી માતા મને પૂછે, બસ !'

'હં તારે તો લોક મુઆ અમથા અમથા બકે રાખ્યે છે।'

'અરે દિવાળી ઉપર તો તને પૈણીને અહીં અમદાવાદમાં લાવ્યો જાણ ને।'

'હેં, શું કે'છ, અંદાવાદમાં હું ને રઉં. હું તો તને પૈણીને આપણે ગામ પાછી લઈ જવાની છું. તારું શરીર તો જો ભૂંડા, આંહી મેલમાં કામ કરી કરીને કેવું ઠીંકરા જેવું થઈ ગયું.'

'એ વાત તો તું કરીશ જ નહિ હેતી, આપણને શે'ર છોડવાનું થશે તો ટાઢિયો ચઢશે. અરે, તું મહિનો માસ રહીશ એટલે તનેય લગની લાગી જશે. અહવાડિયે એકાદું સિનેમા જોવાડીશ. જલેબી ખવાડીશ. કાંકરિયે ફેરવીશ, હોટલમાં જમાડીશ. રોજ સવારમાં ફાફડા ચટણી ખવાડીશ. મીલનો ઝીણો સાડલો પે'રાવીશ અને આ બધીયુંય ફટાકીયું ફરે છે ને, એવી ફટાકડી બનાવીશ !'

'લાજ લાજ હવે, મારે તારી સનેમુંય નથી જોવી અને હોટલમાં ખાવુંય નથી. ને ઝીણું પે'રવુંય નથી કે ફટાકડીય નથી બનવું. વાલજી, મારું માન, ભૂંડા અને લે હેંડ ઘેર પાછો. હું તને ઊને પાણીએ રોજ નવાડીશ અને રોટલો ગોળ ને ઘી ખવાડીશ. વાર તહેવારે લાપસી રાંધી આલીશ અને ખેતરેથી થાક્યો પાક્યો આવ્યો હોઈશ તારે પગેય ચાંપી આપીશ. વાલજી, તારા કેડિયાની દોરીયે બાંધી આપીશ અને તારા સાફાનું ફૂમતુંયે હું વાળી દઈશ. બાર બાર મૈને હાથુમાં હાથ નાખી મેળેય ઘૂમાવી દઈશ. પણ આ શે'રનો રંગ જવા દે !'

'હેતી, તારી વાત બરોબર; પણ તું નકામી હાઉની પેઠે શે'રથી ડરે છે !'

'મને વશવા નથી શે'રનો વાલજી. શે'ર તો વાલજી, તને આખો ને આખો નહિ ભરખી જાય તો તારી જવાની ભરખી જશે. અરે આ એક વરહમાં તો તું પાંચ વર્ષનો ઘસારો પડ્યો હોય એવો લેવાઈ ગયો છું.'

'તારા ભાઈને આમ કરીને નોકરી છોડાવી અને હવે મનેય છોડાવી ત્યાં ગામડામાં તાણી જા એટલે ઢોરની માફક મજૂરી કરીએ અને ભૂખે મરીએ એ નફાનું।' વાલજી હવે અકળાયો હતો. હેતી એક વૃક્ષની ઓથે ખસી અને વાલજીનો ધ્રૂજતો હાથ હાથમાં લઈ બોલી, 'વાલજી, મારો ભાઈ તો ચેતી ગયો અને કાલ સવારે મારી જોડે ગામમાં પાછો આવે છે. પણ ભૂંડા તું નઈ ચેતું તો ભૂંડી વલે થશે. તાં મજૂરી કરવી પડે છે તાણે આંહી મેલમાં શું સાવપી કરો છો ? એમ કે' ને કે ઘરની મજૂરી કરવી ગમતી નથી અને પારકી વેઠ રૂપાળી લાગે છે.'

'પણ આંઈ તો ગમે તેટલો થાક લાગે તો ય સાંજ પડે શે'રમાં એક આંટો દઈ આવીએ એટલે માણલો ખુશ ખુશ થઈ જાય. કદીક છાંટો પાણી મલીગે જાય, અને ત્યાં.. !'

'એમ ! તો છાંટોપાણીની મોટી લાલચ છે એમ કે 'ને વાલજી. મારું ગરમ ગરમ લોહી પીએ જો છાંટો-પાણીની વાત કરી છે તો. મારે ને તારે ઊભું રે'ણેય ને બને. ખરી વાત કઉં છું. અરેરે! ભૂંડા થાક લાગ્યો હોય તો હું તને ગરમ પાણીએ નવાડું, તારે માથે હાથ ફેરવું. પગ દાબું, મીઠા તલનું તેલ ચોળું,' પછી હેતી વાલજીની છેક પાસે સરી અને એના કાન આગળ મોં લઈ જતાં બોલી, 'તારી આ બે મોટી આંખ્યુંવતી મારી આંખ્યુંમાં જોયા કર. વાલજી, એમાંથી જે હેત ઝરે તે ઝીલ્યા કર. પીધા કર. ભૂંડા એના કરતાં છાંટા પાણી કંઈ વધારે છે!'

'એ બધુંય ખરું હેતી, પણ મને.. તું એમ કર હેતી, પાંચ દશ વરસ મને અહીં રહીને પૈસા કમાઈ લેવા દે. પછી તું કહીશ તો ગામ ચાલ્યાં જઈશું. જા, ના આવું તો કે'જે.'

હેતી પ્રેત જેવું ફિક્કું હસીને બોલી : પાંચ દહ વરહ પછી એમ ને? જોવનાઈ વીતી જાય પછી, ખરું ને? તાણે તો જ્યાં પડ્યો રહીશ ત્યાં સઉ સરખું છે.'

'તે એમ પાંચ દસ વરસમાં જોવનાઈ થોડી જતી રે'વાની છે?'

'અરે પાંચ દહ વરહની કાં વાત કરે, તું જ તે દન નહોતો ગાતો કે આજ આવ્યું ને કાલ જશે જોબનિયું, આજ આવ્યું ને કાલ જાશે! અહીં શે'રમાં તો આજ આવ્યું ને કાં તો સાંજે જ જોબ-નિયું જતું રહે. માટે બધી ઢંઢાસો જવા દે અને છાનોમાનો કાલ સવારે ગાડીએ હેંડ. મારા બાપા અને તારી મા રાજીના રેડ થઈ જશે.'

'તું તારું ઝીંક્યે રાખે છે અને મારું તો કંઈ કહ્યું ગણકારતી જ નથી.' વાલજીએ ગુસ્સે થઈ જતાં ઉમેર્યું, 'કીધું તો ખરું કે મારાથી ગામડામાં હવે ને રે'વાય. સો વાતની એક વાત. અમદાવાદ છોડવાનું ને બને. બીજું તું કે, તે કબૂલ.'

'તો મારું ને તારું લગન થાય એ ને બને. બેસ વાલજી!' કહીને હેતી સફાળી ઊભી થવા ગઈ. વાલજી આ અચાનક ધડાકાથી ગભરાઈ ઊઠ્યો. અડધી ઊભી થતી હેતીનું કાંડુ પકડી એણે કહ્યું : 'બેસ તો ખરી, આમ જેમ ફાવે તેમ શું બોલી નાખ છ. વર્ષોનાં વહાલ એક લાતે શું ઢોળી નાખ છ.'

'કાંડુ છોડી દો ને તો અમણાં કે'ક કહીશ. વહાલ ઢોળાઈ જતાં હશે તો ને મારું કીધેલું માનતા હશો, શે'રમાં રહેવું હોય તો કો'ક 'રૂપાળી'ને પઈણો, 'હેતી' નઈં મળે.'

'આટલું બધું અભિમાન હેતી?'

'અભિમાન કરે મારી લાડબઈ. હું તો આપણા આંબાવાડીઆના પેલા લાડવા આંબલા નીચે, જ્યાં તું રોજ આવીને બેસતો અને હું છાનીમાની ઉપર ચડી જઈ ચૈત્ર વૈશાખના દનોમાં કુણા કુણા મરવા તોડીને માથામાં મારતી, ત્યાં જઈને બેસીશ. તારી રાહ જોયા કરીશ, અને તો ય ને આવું તો કંઈ નહિ. મારે ઝાઝું કેટલુંક છરવું છે? ફરીને જનમારે તું ને તું. આ એક જનમ નેં પૈણીએ તો ભરમા-જીની શું વંશેય જતી રહેવાની છે?'

વાલજી તો ફાટી આંખે સાંભળતો જ રહ્યો, અને હેતી આગળ બોલી, 'માપી લીધું તારું પાણી. શું ભૂંડા તારો શે'રનો ચસકો! હેતીને છોડવા તીયાર થયો છે પણ શે'ર છોડાતું નથી. અરે, બે વર્ષમાં કેરીના ગોટલાની જેમ ચૂસઈ જઈશ આ મેલમાં ને મેલમાં, તાણે હેતી યાદ આવશે. અને ઈ સમે તો હેતીનું હેતેય ને છરવાય એવો માયકાંગલો થઈ ગીયો હઈશ. હજુય કઉં છું ભૂંડા, વળી જા પાછો. વખડાં ઘોળી ઘોળીને શું કામ પીએ છે? આપણા ગામની કરતાં આખેય ગામમાંથી કોઈ

શે'રમાં આજ લગન ગયું છે—એક તું અને મારા ભાઈ વના ? પેલા ટેકરીઆના બે જુવાનડા અને બે ગંભીરાવાળા ગીયા'તા તે મારા બાપા કે'તા 'તા કે દસ વર્ષમાં બચાડાઓનું ધનોત પનોત નીકળી ગયું. આપણા માટે તો એ સારું નથ. એ તો જેણે વખડાં પીધાં હોય ઈનાથી જ જીરવાય. આ તો બધા આંઈ જન્મ્યા, આંઈ જ આવડાં થયા અને શે'રને ધોઈ પી ગયા. બાકી તમારા જેવાને તો શે'ર જ ધોઈ પી જાય !'

હેતીનું લાંબું ભાષણ સાંભળી વાલજી સાવ શિથિલ થઈ ગયો. જાણે ચેતન વિનાનો, ઉષ્મા રહિત.

અને એટલામાં એક બે નહિ, સામટી બાર કૉલેજ-કન્યાઓનું ઝૂમખું વાલજી અને હેતી જ્યાં બેઠાં હતાં એ ઘ્રો ઉપર આવીને સાવ નજીક બેસી ગયું. એમની લગોલગ આવતું કૉલેજીયન યુવાનોનું ટોળું 'હત્તેરીકી' કહીને ન સમજાય એવો વિચિત્ર કલબલાટ, અંગ્રેજી ગુજરાતીના મિશ્રણમાંથી ઊભો કરીને સ્તો, કરતા કરતાં ચાલ્યાં ગયા. પેલી બેસી ગયેલી કન્યાઓ પૈકી કોઈના રૂમાલમાંથી કોઈની જ્યોર્જેટની સાડીમાંથી, કોઈના મખમલના બ્લાઉઝમાંથી તો કોઈની નાઈલોનની સાડીમાંથી, કોઈના વિષધર જેવા લાંબા કેશકલાપમાંથી તો કોઈના ટૂંકાવીને કરેલા 'બોબ્ડ હેર'માંથી, કોઈના ચહેરા પરના પાવડરમાંથી તો કોઈએ ચોપડેલા સ્નો કે પોમેડમાંથી, હળવે રહીને ફેલાતી માદક ખૂશબુ, આજુબાજુના પચાસ ફૂટ અંતર સુધીના વાતાવરણને નર્યું મઘમઘાટ બનાવી રહી. હેતી અને વાલજી પણ મઘમઘાટની એ બિછાવેલી જાળમાં અટવાઈ ગયાં. ઘડીક એ સુવાસની મોજ માણ્યા પછી વાલજીએ હેતીના કાનમાં કહ્યું : 'હેતી, જોઈ આ સુવાસ. હૈયાને કેવી તરબતર બનાવી મૂકે એવી છે ? લાગે છે ને ઈન્દર રાજાના દરબારમાં અપસરાઓ કને બેઠા હોઈએ એવું ? આ ખૂશબુ, આ મહેક, આ સુવાસ...'

'અરેરે ભાગ્ય, જુવાન જેવો જુવાનડો થઈને ઘડી પછી અલોપ થઈ જવાની છે એવી બનાવટી ગંધમાં તે શું આકર્ષાયો ?' હેતીએ નિશ્વાસ મૂકતાં આગળ કહ્યું : 'લે હેંડ તને સાચી સુવાસ બતાવું મહીમાતાની પારે, આપણા ડુંગરીયાની ધારે આંબાવાડીયું છે ને ત્યાં જઈને બેસજે. અષાઢના વાયરા વાય અને ઉનાળાની તપેલી ધરતી પર મેઉલાનાં પે'લાં ફોરાં પડે, ધરતી ભિંજાય, પેલાં આંબાનાં પાનેય ભિંજાય અને કોપરિયા કેરીયે ભિંજાય, ધરતીમાંથી વરાળ છૂટે અને પછી ટાઢી પડ્યા પછી માંહીથી જે સુવાસ ફેલાવા માંડે, જે ફેલાવા માંડે કે આખા વાડીઆને ભરી દે. તે ટાણે જ્યાં જોઉં ત્યાં, ખેતરે ખેતરે, વાડીએ વાડીએ, રસ્તે રસ્તે તને ધરતીની સુવાસ આવશે. ધરાઈ ગયો એ ભોમકાની સુવાસ લઈને એટલી વારમાં ?'

વાલજી કશુંય ન બોલ્યો. ધીમે ધીમે બગીચામાંથી સૌ વિખરાવા માંડ્યા. રાત્રિના દશ વાગી ગયા, તો ય પેલો પુનમનો ચાંદો વાદળમાંથી ન નીકળ્યો. વાલજી ને હેતી ધીમે પગલે ઘર તરફ ચાલ્યાં. બંનેનાં હૈયાં અબોલ હતાં. વાલજીનું અસ્થિર ચિત્ત શહેરનાં કામણ અને હેતીનાં હેત વચ્ચે ઝોલાં ખાતું જ રહ્યું, અને ત્યાં તો ઘર આવી ગયું. પોતાના ભાઈના ઘર આગળથી છૂટાં પડતાં હેતીએ કહ્યું : 'તું જા વાલજી, શે'રની માયા વછૂટતી ન હોય તો મારું તને અને તારું મને કામ નથી. કુદરતને ખોળે રમતી રમતી મોટી થઈ હતી તો એમ રમતી રમતી એની પાસે હીંડીયે નીકળીશ. કાલે હું ને મારો ભાઈ ગામ જઈશું.' કહીને જવાબનીયે રાહ જોયા સિવાય હેતી ઘરમાં ચાલી ગઈ. લથડતે પગે, અસ્થિર ચિત્તે નંદવાયેલા હૈયે વાલજી એને ઘેર આવ્યો. તે રાત્રે એણે ખાધું નહિ.

પરોઢીયાના ચારેકને સુમારે અચાનક થયેલા અવાજથી એ ચમકી ઊઠ્યો. બેઠો થઈને બહાર આવ્યો. જોયું તો અવકાશમાં કડાકા અને ભડાકા સાથે વીજળીઓ થતી હતી. 'હાળું આ તે કમોસમનું માવઠું થવાતું

છે કે શું ?' એ બબડ્યો, અને આકાશ સામે જોયું. વળી પાછા ગડગડાટ, કડાકા, ભડાકા અને વીજળીની પરંપરા, સુસવાટા મારતો પવન પણ હવે તો ફૂંકાયો. ઝાડપાન હાલી ઊઠ્યાં અને દડ દડ દડ દડ, જાણે રજનીના નયનોમાંથી આંસુઓનાં બુંદ ગર્યાં હોય એમ ટપ, ટપ, ટપ, ટપ, આકાશમાંથી પાણી ચૂઈ ચૂઈને બફાઈ ગયેલી ધરતી પર પડ્યાં. પંદરેક મિનિટ સુધી આમ હળવાં ટીપાં પડ્યાં અને પેલું કાળું જણાતું વાદળું વેરાઈ ગયું. પછી ધીમો ધીમો પવન વાઈ રહ્યો અને એ પવને ધરતીમાં મહેકી ઊઠેલી એક ખાસ પ્રકારની નાસિકારમ્ય મધુર સુવાસ પ્રસરાવી. એ સુવાસથી પરોઢનું વાતાવરણ ભરાઈ ગયું. સમીસાંજના અસહ્ય ઉકળાટમાં શિયાવિયા થઈ ગયેલાં અમદાવાદનાં નરનારીઓને શાતા વળી.

ત્યારે બહાર મેદાનમાં ઊભેલો વાલજી વહેલી પરોઢે ધરતીની પેલી સુવાસ પી રહ્યો હતો.

મોંસૂઝણું થતામાં તો વાલજી હેતીના ભાઈને ત્યાં દોડતો પહોંચી ગયો. રખેને ક્યાંક પહેલી ગાડીમાં હેતી ચાલી જાય ! બારણામાં જ ઊભી ઊભી હેતી રાત્રે થયેલા માવઠાથી ઠંડું થઈ ગયેલું વાતાવરણ અને પેલી ઊની ઊની સોડમ અનુભવી રહી હતી, તે આજ ઊભે પગે વાલજીને આવતો જોઈ નવાઈ પામી. શું હશે ? કેમ આમ અચાનક હાંફ્યો હાંફ્યો આવતો હશે ? એનો વિચાર કરે ત્યાં તો વાલજી, બારણામાં ઊભેલી હેતીના પગ આગળ ઢગલો થઈને બેસી પડ્યો.

'હેતી, આ ધરતીના સમ જો મને લીધા સિવાય જાય તો. કુદરતે કમોસમનું માવઠું રાત્રે મોકલ્યું અને મારા ચિતડા આડેનો માયાનો પડદો ખસી ગયો. મેં વહેલે પરોઢીએ ધરતીની માદક સુવાસની મોજ માણી. પેલી બગીચાવાળી વાસ કરતાં તો કંઈ હજાર દરજ્જે મધુર એવી ધરતીની સુવાસ. આપણે એ જ સુવાસ લઈશું હેતી, બેઉ સાથે. તું હમણાં જતી નહિ. હું મારું ઘર સમેટી લઉં. સાંજે આપણે બધાંય સાથે...'

'ઊઠો, હવે. આમ પગ આગળ જ બેઠા રહીને વાતું કરશો ? હમણાં મોટાભાઈ દિશાએથી પાછા ફરશે. તમને જોઈ જશે તો તમે તો ને પણ હું લાજી મરીશ. જાઓ હવે છાનામાના સમેટી લો તમારું ઘર અને મને સોંપી દો.'

ભાઈ દિશાએથી પાછા વળે તે પહેલાં તો વાલજી બારણામાં ઊભેલી હેતીને કંઈક અડપલું કરીને બારણામાંથી જ ચાલ્યો ગયો.

☆

'મધુરમ્'

## વણગાયેલું ગીત

મારું વણગાયેલું ગીત
આવું આવું કરતું જાણે ચહેરા પરનું સ્મિત.

જીવનજમુનાતટપે ફરકે વણમ્હોરેલી પ્રીત
સંધ્યાટાણે મનમાં જાણે સુંદરતા કો મિત
ધવલ દૂધના દરિયા ભીતર કો ફોરંતુ નવનીત
મારું વણગાયેલું ગીત.

મનમહેરામણનું એ મોતી પાકે ના નિતનિત
જીવનજંગે અહોનિશ તો હોયે ના કંઈ છત
તપના તટ પે તરતી સિદ્ધિ સહેલી નહિ એ રીત
મારું વણગાયેલું ગીત.

નયનનીરમાં નીતરે નીંદર કો હળુહળુ હરખીભીત
ચારુ ચંદ્રના ચમકારે કો લીન ચકોરી ચિત્ત
શમણાં–ફૂલમાં ફળતું જાણે મનમંથનનું મિત
મારું વણગાયેલું ગીત.

☆

એન. મોરોઝોવા

# અપંગ બાળકોનો વિકાસ

શારીરિક ખોડખાંપણવાળાં બાળકોનો પ્રશ્ન દરેક દેશ માટેનો છે. રશિયામાં અપંગ બાળકોનો વિકાસ કેવી રીતે થઈ રહ્યો છે તે વિષે ત્યાંની માનવી ખોડખાંપણો વિષે અભ્યાસ કરતી સંસ્થાનાં વૈજ્ઞાનિક કાર્યકર-બહેને આ લેખમાં સમજાવ્યું છે......

માંદગીને લીધે શારીરિક તેમજ માનસિક ખોડખાંપણોનો ભોગ બનતાં બાળકોની સ્થિતિ કેટલી દયનીય હોય છે? બીજાં બાળકો નિશાળે ભણવા જાય પણ પોતાની ન્યૂનતાને કારણે એ શાળામાં તેઓ ભણી શકે નહીં. તેમની સારવાર કરવામાં આવે છતાં કેટલીકવાર ખોડ રહી જાય છે. તેમને ખાસ પ્રકારના શિક્ષણની, વિશિષ્ટ પ્રકારના ઉછેરની આવશ્યક્તા હોય છે. કામ કરવાની તથા સર્વસાધારણ રીતે જીવવા માટેની તેમને તાલીમ આપવાની જરૂર રહે છે. તેમનામાં રહેલી ન્યૂનતાને સુધારે, એનું સાટું વાળી દે એવી રીતની સહાય તેમને કરવી પડે છે.

આવાં બાળકોનો દાક્તરો, શિક્ષકો, માનસશાસ્ત્રીઓ વગેરે વિશેષજ્ઞો ખાસ અભ્યાસ કરે છે જેના આધારે પ્રત્યેક બાળકની વિલક્ષણતાઓ નક્કી કરી તેને કઈ જાતની શાળામાં ભણવા મૂકવું તેનો નિર્ણય કરવામાં આવે છે.

બાળકોમાં વિધવિધ પ્રકારની ખોડ જોવામાં આવે છે. કોઈક બહેરાં હોય છે તો કો'ક ઓછું સાંભળે છે, અમુક બાળક સાવ અંધ હોય છે જ્યારે કેટલાંકની નજર જોઈએ તેવી સાબુત હોતી નથી. કેટલાંક બાળકોની વાચા ક્ષતિભરેલી હોય છે જ્યારે કેટલાંક બાળલકવાનો ભોગ બની અપંગ બની જાય છે. અમુક બાળકોના મગજને લકવો લાગી જાય છે અને અમુક માનસિક રીતે બહુ જ અલ્પવિકસિત હોય છે. કેટલાક કિસ્સામાં તો બાળકને અનેક ક્ષતિઓ લાગુ પડેલી હોય છે જેમકે, બાળક આંધળું તેમજ મૂંગું પણ હોય વગેરે. આવા વિધવિધ વ્યાધિઓના ભોગ બનેલાં બાળકોને અનુકૂળ આવે એવા પ્રકારની ખાસ શાળાઓ સોવિયેત સંઘમાં ખોલવામાં આવેલી છે. ઉક્ત શાળાઓ માટે ખાસ પ્રકારનો અભ્યાસક્રમ તૈયાર કરવામાં આવેલો હોય છે. ઉપરાંત બાળકની ખોડ સુધારવાની તેમજ એ ખોડને પહોંચી વળાય તેવી રીતની પદ્ધતિઓ, શિક્ષણની તેમજ ઉછેરની રીતો તથા વ્યવસાયિક તાલીમ સુદ્ધાં યોજવામાં આવેલી છે. શાળાઓ માટે ચોક્કસ પ્રકારનાં પાઠ્ય-પુસ્તકો રચવામાં આવેલાં છે. આ શિવાય આવાં બાળકોને અભ્યાસમાં સહાયભૂત થાય તેવાં સાધનો તથા સિનેમા જેવા દ્રુગ સાધનો—વીઝ્યુઅલ એડ્ઈઝ-રચવામાં આવેલાં છે. વળી ખોડવાળાં બાળકોના પ્રત્યેક જૂથના વિકાસની ખૂબી કેવા પ્રકારની છે તેનો પણ અભ્યાસ કરવામાં આવે છે.

આ ઉપરાંત શહેરોથી દૂર–સુદૂર સેનેટોરિયમ–શાળાઓ તેમજ વન–શાળાઓ ખોલવામાં આવેલી છે જેમાં જ્ઞાનતંતુના રોગથી પીડાતાં, અંગ ખરાબ થઈ જતાં અટકી બેઠેલાં બાળકોને રાખવામાં આવે છે. સરકારના શિક્ષણખાતાની દેખરેખ હેઠળ ચાલતી આ શાળાઓમાં ખોડવાળાં બાળકોની તબીબી સારવાર થાય છે અને સાથે સાથે તેમને ભણાવવામાં પણ આવે છે.

પરંતુ કેટલાંક બાળકો સાવ અપંગ હોય છે. પરિણામે કોઈ પણ વ્યવસાયિક તાલીમ લેવા તેમજ સામાન્ય અભ્યાસ કરવાનું પણ તેમનાથી બનતું નથી. આવાં બાળકો માટે દેશમાં અમુક સંસ્થાઓ અસ્તિત્વ ધરાવે છે જેમાં ૧૭ વર્ષની વયે પહોંચે ત્યાંસુધી બાળકોને રાજ્યના ખર્ચે રહેવા દેવામાં આવે છે. એ પછી તેમને પુખ્ત વયના માણસો માટેની ખાસ કલ્યાણ-સંસ્થાઓમાં પાઠવવામાં આવે છે અથવા તેમને તેમનાં કુટુંબીજનો ભેળા કરવામાં આવે છે અને તેમને અપંગ લોકોને આપવામાં આવતું પેન્શન મળે છે.



જે બાળકો નિશાળે જઈ શકે એમ ન હોય અને તેમનાં માબાપ તેમને કલ્યાણ-કેન્દ્રોમાં મૂકવા માગતાં ન હોય તેઓ ઘેર ભણે છે. તેમને માટે વૈયક્તિક અભ્યાસક્રમ ઘડવામાં આવે છે અને સરકારી શિક્ષકો તેમને ઘેર જઈને ભણાવે છે.

સામાન્ય શાળાના શિક્ષકો કરતાં આવી વિશિષ્ટ શાળાના શિક્ષકોને પગાર તથા નિવૃત્તિવેતન ૨૫ ટકા વધારે મળે છે. ખાસ પ્રકારના આ શિક્ષણનો બધો ખર્ચ સરકાર ઉઠાવે છે. લગભગ બધી જ સ્પેશ્યલ શાળાઓમાં બાળકોને શિક્ષણ, ખાવાપીવાનું, કપડાંલતાં, અભ્યાસમાં સહાયભૂત થાય તેવી સાધનસામગ્રી અને જોડા સુદ્ધાં મફત મળે તેવો પ્રબંધ કરવામાં આવેલો હોય છે.

ઉચ્ચતર આવક ધરાવતા વર્ગમાં જેમને મૂકી શકાય તેવાં માબાપ, વિશિષ્ટ શાળામાં તેમનાં બાળકોને રાખવા પાછળ થતાં નિભાવખર્ચનો થોડોક ભાગ ચૂકવે છે.

સ્પેશ્યલ શાળામાં ભણી લીધા બાદ, ખોડવાળી વ્યક્તિને તેણે જે ધંધાની તાલીમ લીધી હોય તેને બંધબેસતા આવે તેવા ઉદ્યોગમાં સરકારી એજન્સીઓ તરફથી ગોઠવવામાં આવે છે.

આંધળા તથા બહેરા વિદ્યાર્થીઓ શાળાનો અભ્યાસ પૂરો કર્યા બાદ, અંધજનોની કે બધીરોની સોસાયટી દ્વારા સંચાલિત શિક્ષણિક-ઉદ્યોગાલયોમાં ૧થી ૩ વર્ષ સુધીની અમુક વ્યવસાયિક તાલીમ લે છે કે જેથી પોતાના ધંધામાં તેઓ વિશેષ પ્રાવીણ્ય પ્રાપ્ત કરી શકે.

આંધળા તેમજ બહેરાઓની ઉક્ત સોસાયટીઓ વિદ્યાર્થીઓને નોકરી મેળવી આપવામાં તો સહાય કરે જ છે પણ તે ઉપરાંત તેમને જરૂરી ટેકનીકલ સાધનો જેવાં કે, સાંભળવા માટેનાં ખાસ સાધનો, ટાઈપરાઈટરો, ટેપરેકૉર્ડરો ઈત્યાદી મફત પૂરાં પાડે છે. વળી અંધજનોને મદદ કરવા માટે સેક્રેટરીઓ તથા તેમને વાંચી સંભળાવનારાઓ પણ પૂરા પાડવામાં આવે છે. બહેરાઓ કામ કરતા હોય ત્યારે અથવા અભ્યાસ જારી રાખવામાં તેમને મદદરૂપ થઈ શકે એ માટે તેમની તહેનાતમાં એવી વ્યક્તિઓ મૂકવામાં આવે છે જે સાંભળેલી બાબત બધીરજનોને સંજ્ઞાથી સમજાવી શકે.

વિશિષ્ટ શાળામાં ભણી લીધા બાદ, વિદ્યાર્થી કમાઈ શકે એવો થઈ જાય છે. આવા વિદ્યાર્થીઓમાંથી જેઓ શારીરિક ખોડખાંપણ ધરાવતા હોય પણ જેઓ નોરમલ માનસિક શક્તિ ધરાવતા હોય તેઓ કાં તો ધંધે ચઢી જાય છે, અથવા ઈચ્છે તો આગળ અભ્યાસ કરે છે. આવો અભ્યાસ તેઓ ફુલટાઈમ વિદ્યાર્થી તરીકે અથવા પત્રવ્યવહાર દ્વારા કરી શકે છે. પત્રવ્યવહાર દ્વારા શિક્ષણ લેતા વિદ્યાર્થીઓને સ્ટાયપેન્ડ-મુસારો-આપવામાં આવે છે.



## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**આપમેળે વહોરાતાં અકસ્માત:** પાનાં ૩૬, શિશુ વિહાર, કૃષ્ણનગર. ભાવનગર **અણુયુગ ઊઘડ્યો:** ચંદ્રભાઈ કા૦ ભટ્ટ. પાનાં ૨૦૮. રૂ. ૫/-. પ્રગતિ પ્રકાશન ગૃહ, જવાહરનગર, અમદાવાદ ૭. **બહેરાં-મૂંગાંની સમસ્યા:** બંસીધર ગાંધી. પાનાં ૩૨. પૈસા ૫૦. **ગ્રામોદ્યોગથી શો ફાયદો?:** ઉછરંગરાય ઢેબર. પાનાં ૩૨. પૈસા ૫૦. **પરદેશી મદદ શા માટે?:** જે. ડી. સુન્દરમ. પાનાં ૩૨. પૈસા ૫૦. **શેક્સ્પિયર:** ઉમાશંકર જોશી. પાનાં ૩૨. પૈસા ૫૦.—ચારેયના પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, મુંબઈ ૧. **ગાંધીજીની જીવનદૃષ્ટિ:** મોરારજી દેસાઈ પાનાં ૫૮. પૈસા ૭૫. **હિન્દી બાળપોથી:** સંપા૦ ગિરિરાજકિશોર: પુરુષોત્તમ અં. પટેલ. પાનાં ૫૨. પૈસા ૭૦.—બન્નેના પ્રકા૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૧૪. **એક અસામાન્ય સ્ત્રીની વાત:** દ્વારકાપ્રસાદ. અનુ. ઓમપ્રકાશ ખન્ના. પાનાં ૧૭૨. રૂ. ૪/-. મમતા પ્રકાશન ગૃહ, અમદાવાદ. **શુભ દિન આયો:** હરિન મહેતા. પાનાં ૩૦૦. રૂ. ૬/૫૦. **નજરું લાગી:** સંપા૦ સુરેશ દલાલ: ભાલ મલજી પાનાં ૨૨૨. રૂ. ૬/૫૦.—બન્નેના પ્રકા૦ સ્વાતિ પ્રકાશન, મુંબઈ ?



શાય ઈડન

# પ્રયોગવીર અને શહેરી ચર્ચિલ

વિશ્વના એક મહાન રાજકારણી મુત્સદ્દીનું ૨૪મી જાન્યુઆરીએ અવસાન થયું. લંડનના જાણીતા રાજકીય સંવાદદાતાએ એ પ્રતિભાના બે પાસાં રજૂ કર્યાં છે જેની બહુ ઓછાને જાણ હોય......

વિન્સ્ટન ચર્ચિલ સ. ૧૯૦૬માં માત્ર ૩૧ વર્ષની નાની વયે સરકાર પક્ષના સભ્ય બન્યા હોવાથી ઘણાં યુવકયુવતીઓ તેમણે જીવનનો ઘણો મોટો ભાગ પ્રધાન તરીકે ગાળ્યો હોવાની માન્યતા ધરાવતાં. પરંતુ તેમણે વચ્ચે વચ્ચે ઘણા લાંબા સમય સુધી કોઈપણ જાહેર પદ શોભાવ્યું નહોતું. તે દૃષ્ટિએ સ. ૧૯૨૯થી ૧૯૩૯ સુધીનો ગાળો ખૂબ જ નોંધપાત્ર છે. તે ગાળામાં તેમને વિરોધપક્ષોની સાથે તો ઠીક પરંતુ પોતાના (રુઢિચુસ્ત) પક્ષ સાથે પણ ન ફાવતું.

બીજા વિશ્વયુદ્ધના થોડા સમય પહેલાં તેમની નાણાંકીય સ્થિતિ એટલી બધી નબળી બની ગઈ હતી કે તેમણે કેન્ટ પરગણામાં વેસ્ટરહેમ નજીક ચાર્ટવેલ ખાતેનું પોતાનું પ્રિય ગ્રામનિવાસસ્થાન વેચી દેવાનો વિચાર કર્યો હતો તે વાતની બહુ ઓછા લોકોને ખબર છે. પરંતુ એટલામાં ચર્ચિલને તેમનાં લખાણોમાંથી પુષ્કળ કમાણી થવા લાગતાં તે મકાન વેચવાની જરૂર પડી નહોતી. આજે તો તે સુંદર ગ્રામનિવાસસ્થાન બ્રિટનની મુલાકાતે આવતાં હજારો લોકોનું યાત્રાધામ બની ગયું છે. શરૂઆતમાં તો ચર્ચિલ વર્તમાનપત્રો, સામયિકો તથા પોતાનાં પુસ્તકો માટેનાં લખાણો હાથથી જ લખતા. તેમના હસ્તાક્ષર મોતીના દાણા જેવા સુંદર, સ્વચ્છ અને ખૂબ સરસ પાકા હતા. પરંતુ તેમનાં લખાણો માટેની માગ વધવા માંડતાં તેમણે તે પોતાના મંત્રીને લખાવવાનું શરૂ કર્યું હતું. તેમને 'બોલ્યું લખી લેતું' યંત્ર કદી જ ન ગમતું.

સર વિન્સ્ટનને તેમનાં લખાણોમાંથી પુષ્કળ કમાણી થતી તો પણ તેઓ કદી જ પગ વાળીને નિરાંતે બેસીને આરામ ન કરતા. કંઈક ને કંઈક કર્યા જ કરતા અને તેમની સંખ્યાબંધ શોખપ્રવૃત્તિઓ ખૂબ જાણીતી છે. ઉદા૦ તેમણે ચાર્ટવેલ ખાતેના પોતાના મકાનના બાગની દીવાલનું જાતે જ ચણતર કર્યું હતું. તે દીવાલો આજે પણ બાગને શોભા અર્પતી અડીખમ ઊભી છે. કેટલીક વાર તેઓ તેમને આવડતું તે કરતાં તે વિષે ઘણો જ વધારે ઉત્સાહ પ્રદર્શિત કરતા. પરંતુ તેઓ હાથમાં લીધેલું કામ પાર પાડીને જ જંપતા. તેમની ચીવટપૂર્વક મંડયા રહેવાની આ વૃત્તિએ તેમનાં પાછલાં વર્ષોમાં ઈતિહાસ સર્જ્યો હતો.

ચર્ચિલ જાણે કે સનાતન પ્રયોગવીર હતા—શું રાજકારણના, શું સાહિત્યના, શું વક્તૃત્વ કલાના કે શું દીવાલોના બાંધકામના ક્ષેત્રના. આ બધાં જ ક્ષેત્રોમાં કેટલીકવાર તેમના પ્રયોગો ખૂબ સફળ નીવડતા તો કેટલીકવાર ન પણ નીવડતા. પરંતુ તેમ છતાં તેઓ પ્રત્યેક પ્રયોગમાંથી કશુંક પણ નવું શીખતા એ નક્કી. એકવાર તેમણે એક ખૂબ જ પ્રિય ફૂલક્યારાની આજુબાજુ ઈંટની દીવાલ ચણી હતી નિષ્ણાતોની સલાહ અવગણીને પોતાની શોધ મુજબ ઈંટોની નવી જ જાતની ગોઠવણી કરી હતી. પરંતુ થોડા સમય પછી વરસાદના તોફાન પછી તે સ્થળની મુલાકાત લીધી ત્યારે ત્યાં ખૂબ કરુણ દૃશ્ય નજરે પડયું હતું. દીવાલ તૂટી પડી હતી અને ફૂલક્યારો નાશ પામ્યો હતો. આ પ્રયોગ સફળ નહોતો નીવડયો. ઈતિહાસકારોને તેમની રાજકીય કારકીર્દિમાં પણ ખૂબ મહત્વનાં આવા સંખ્યાબંધ નિષ્ફળ તેમ જ તેટલા જ ખૂબ સફળ પ્રયોગો નજરે પડશે.

પરંતુ મેં ચર્ચિલને એવો દાવો કરતાં સાંભળ્યા હતા—અને મને ખાતરી છે કે તે સાચો છે—કે તેઓ પ્રત્યેક નિષ્ફળતામાંથી જરૂર કશુંક પણ નવું તો શીખતા જ અને એક પ્રયોગની નિષ્ફળતા તે પછીના પ્રયોગને ખાતરીપૂર્વક સફળ બનાવતી. ઈતિહાસ

જરૂર એવી નોંધ કરશે કે તેમના રાજકીય જીવનની બાબતમાં પણ તે એટલું જ સાચું હતું.

ઉચ્ચ સ્થાન શોભાવતા મારા એક મિત્ર એકવાર સર વિન્સ્ટનની ઓચિંતી મુલાકાતે ગયા હતા. ત્યાં પહોંચતાં તેમણે ગંદાં કપડાં પહેરેલા એક માણસને એક સરોવરમાં કમરપૂર પાણીમાં ઊભા રહીને નકામા છોડવા તથા તળીએ ઊગતું ઘાસ સાફ કરતા અને એક માણસને કિનારા પર બેસીને કંટાળાથી બગાસાં ખાતા નિહાળ્યા હતા. નજીક પહોંચતાં જ તેમને એમ જણાયું હતું કે સરોવરમાં ઊતરીને સાફસફી કરતી વ્યક્તિ બીજી કોઈ જ નહિ પરંતુ સર વિન્સ્ટન ચર્ચિલ હતા અને કિનારા પર બેઠેલી વ્યક્તિ સ્કોટલેંડ યાર્ડના તેમના જાસુસ અંગરક્ષક હતા. સર વિન્સ્ટન ભૂતપૂર્વ પ્રધાન હોવાથી તેમની સલામતી અર્થે સ્કોટલેંડ યાર્ડે નિયમ મુજબ તેમને અંગરક્ષક પૂરા પાડ્યા હતા.

સર વિન્સ્ટનની ચિત્રકલા પણ પ્રાયોગિક સ્વરૂપની હતી. તેમને પોતાની કૃતિ પસંદ ન પડે તો તેઓ તેનો અચૂક નાશ કરતા. અને મને તે પ્રમાણે નાશ પામેલી કૃતિઓની સંખ્યા ખૂબ મોટી હોવાનું જણાયું છે. આમ તેમણે શું ઘોડદોડ, શું ખેતી, શું શિકાર, શું ઘરનાં રંગરોગાન, શું સુથારકામ, વગેરે સંખ્યાબંધ શોખપ્રવૃત્તિઓ પર લાંબો કે થોડો સમય પણ જરૂર હાથ અજમાવ્યો હતો. આ બધી જ પ્રવૃત્તિઓ પ્રયોગ પ્રવૃત્તિઓ હતી, નવીનતાની ખોજની પ્રવૃત્તિઓ હતી.

આ બાબતમાં પણ ઇતિહાસ જરૂર નોંધશે કે તેમની આ વૃત્તિએ યુદ્ધ દરમિયાન વિશ્વની ખૂબ સરસ સેવા બજાવી હતી. ઉદા૦ નોર્મન્ડી ખાતે મિત્રરાજ્યોનાં દળોને ઉતરાણની સગવડ પૂરી પાડનાર તરતાં 'મલબેરી બારાં'ની શોધ વેળા ચર્ચિલે એવો અગંત આદેશ આપ્યો હતો કે તે બારાં સમુદ્રનાં મોજાંની સાથે જ આગળ પાછળ તરતાં રહેવાં જોઈએ. લંગરના પ્રશ્નનો નિશ્ચિત ઉકેલ શોધી કાઢવો જ જોઈશે. તેમને તે બધું શક્ય હોવાની બરાબર ખબર હતી.

પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન પણ તેમણે ખૂબ જ મજબૂત બખ્તરવાળા વાહનની આકૃતિ વિચારીને તૈયાર કરી આપી હતી. નિષ્ણાતોનું એમ માનવું છે કે તે વાહન બીજા વિશ્વયુદ્ધમાં ખૂબ જ નિર્ણાયક ભાગ ભજવનાર રણગાડીનું સીધું પૂર્વજ હતું.

સર વિન્સ્ટનના બીજા પણ સંખ્યાબંધ પ્રયોગોનાં શાં પરિણામ નિપજત તે કોણ કહી શકે?

*

સર વિન્સ્ટન ચર્ચિલ પોતાના વિખ્યાત પૂર્વજ ડ્યુક ઓફ માર્લબરોના બ્લેનહેમ પેલેસ તરીકે ઓળખાતા ઐતિહાસિક ગ્રામનિવાસસ્થાનમાં જન્મ્યા હોવા છતાં તેમણે કદી જ 'ગ્રામવિસ્તારના ગૃહસ્થ' તરીકેના જીવનનો આસ્વાદ લીધો નથી. તે કાળે તેમના જેવા સામાજિક વર્ગ તથા પશ્ચાદ્ભૂમિકાવાળા લોકો હમેશાં જ 'ગ્રામવિસ્તારની પ્રવૃત્તિઓ'માં રસ લેવાનો કંઈ નહિ તો દેખાવ તો કરતા જ—તેવી પરિસ્થિતિમાં ચર્ચિલને લગતી આ હકીકત વિચિત્ર જણાય છે.

ચર્ચિલે તેમનાં માતાપિતા તથા સગાંસંબંધીઓ શ્રીયુત અને શ્રીમતી સદાપૂર્ણનો ભાગ ભજવીને પોતાના ગરીબ ખેડૂતસાથીઓની સારી સ્થિતિમાં તેમજ માંદગીને પ્રસંગે બરાબર સારસંભાળ લેવાય તેવી કાળજીપૂર્વક વ્યવસ્થા કરતાં તે હકીકતની નોંધ લીધી છે. તેમને એ વાતની ખબર હતી કે તેમના કુટુંબનાં સભ્યો આપોઆપ જ સંખ્યાબંધ સ્થાનિક મંડળો તથા સંસ્થાઓના પ્રમુખ કે આશ્રયદાતા બની જતાં અને પુષ્કળ માનના લગભગ જાગીરદારી વાતાવરણમાં જીવન ગાળતા.

સર વિન્સ્ટન પ્રણાલિકાના પૂજક અને જાહેર પ્રશંસાના ચાહક હોવા છતાં તેમને ઉપરની બાબતો બિલકુલ ન ગમતી. તેઓ વાસ્તવમાં ગ્રામવાસી કરતાં નગરવાસી જ હતા. અલબત્ત આ વિધાનનો અર્થ એવો નથી થતો કે તેઓ ગ્રામવાસીઓનું દૃષ્ટિબિંદુ સમજવામાં નિષ્ફળ નીવડતા. પાર્લામેન્ટના સભ્ય તરીકેની સુદીર્ઘ કારકીર્દિ દરમિયાન પણ તેમણે ગ્રામવિસ્તારને અંગે

શહેરવિસ્તારનું જ પ્રતિનિધિત્વ રજૂ કર્યું હતું.
સર વિન્સ્ટનને સુન્દર બાગબગીચાનો ઘણો શોખ હતો અને વેસ્ટરહેમના નાનકડા છતાં ઐતિહાસિક શહેર નજીક આવેલા ચાર્ટવેલ ખાતેના તેમના ગ્રામનિવાસસ્થાનનો બગીચો ખરે જ સુન્દર છે. પરંતુ તેમ છતાં તેઓ રોપાંઓ તથા છોડવાંઓના પ્રત્યક્ષ ઉછેરમાં ભાગ્યે જ કશો રસ લેતા. અલબત્ત તેઓ ક્યારાઓ તથા પોતાના નિવાસસ્થાનની આજુબાજુના ભૂમિપ્રદેશને સુન્દરતા અર્પવા માટેની યોજનાઓ સ્વયં ઘડી આપતા.
સર વિન્સ્ટન વેસ્ટરહેમના સ્થાનિક બનાવોમાં કદી જ રસ નહોતા લેતા અને સ્થાનિક ધર્માદા પ્રવૃત્તિઓને પણ કશો જ ટેકો ન આપતા. વેસ્ટરહેમ કેનેડામાં ક્વીબેકની વિજયી લડાઈમાં માર્યા ગયેલા જનરલ જેમ્સ વુલ્ફ (સ. ૧૭૨૭-૫૯)ની પણ જન્મભૂમિ હોવાથી અને તે લડાઈને લીધે કેનેડા રાષ્ટ્રસમૂહ સાથે સંકળાએલું હોવાથી ત્યાં જનરલ વુલ્ફનાં બાવલાં તથા સ્મારકો ઠેરઠેર નજરે પડે છે. પરંતુ સર વિન્સ્ટન ચર્ચિલની સ્મૃતિ જાળવી રાખતું એક પણ સ્થળ શોધ્યું જડતું નથી.
વેસ્ટરહેમના ગ્રામજનો સર વિન્સ્ટન ચર્ચિલને કાળી મોટરમાં ઝડપથી હંકારાઈ જતા નિહાળીને સંતોષ માનતા. કેટલીકવાર સ્થાનિક પ્રતિનિધિ મંડળો કંઈક કામ પ્રસંગે 'હવેલી'ની મુલાકાત લેતાં ત્યારે તેમનો આદરસત્કાર તો કરવામાં આવતો પરંતુ તેમને ખાલી હાથે જ પાછાં મોકલી આપવામાં આવતાં.

એક સમયે સર વિન્સ્ટન ખેતીવાડીના પ્રયોગો કરતા હતા. પરંતુ તેમને તે અંગેની સમગ્ર પ્રવૃત્તિ ખૂબ જ કંટાળાજનક જણાતી હતી. જો કે તેમને પોતાનાં ભાષણોમાં ખેતીવાડીના ક્ષેત્રની પરિભાષાના પ્રયોગોને સ્થાન આપવાનું ગમતું. તેમને પાક તથા પરિણામો નિહાળવાનો તથા તેનો ઉપયોગ કરવાનો ખૂબ શોખ હતો. પરંતુ તેઓ ધીરજ ન રાખી શકતા અને કુદરતને પણ ઉતાવળ કરાવવા ઇચ્છતા.
તેમણે પોતાનાં ખેતરોનો વહીવટ પોતાના ગ્રામવાસી જમાઈ ક્રિસ્ટોફર સોમ્સને સોંપી દીધો હતો અને અંતે સોમ્સે તે તમામ જમીન તેની નજીકમાં આવેલી પોતાની જમીન સાથે ભેળવી દીધી હતી.
સર વિન્સ્ટન તથા લેડી ચર્ચિલ કેટલીકવાર કોઈ ધર્માદા પ્રવૃત્તિને પ્રોત્સાહન આપવા પોતાના વિશાળ બાગનો ઉપયોગ કરવા દેતા. ચર્ચિલ શરૂઆતમાં તો દૂર રહ્યે રહ્યે લોકોનાં ટોળાંને નિહાળતા અને પછી આગળની અગાસીમાં આવીને જમણો હાથ ઊંચો કરીને પહેલી બે આંગળીઓ વડે વિજયની અંગ્રેજી 'વી'ની નિશાની કરતા. પરંતુ સરાસરી સાચા ગ્રામજનને ફળફૂલ, શાકભાજી, દાણા વગેરેમાં જે રસ પડે છે તેવો તેમને ક્યારેય ન પડતો કે નથી તેમણે ક્યારેય જમીનની મોટા પ્રમાણમાં માલિકી ધરાવી.
સર વિન્સ્ટન ચર્ચિલે એકવાર તદ્દન નિખાલસ રીતે કહ્યું હતું કે 'કોણ જાણે કેમ પણ મને કીડાઓ અને ખાતરના ઢગલાઓ પ્રત્યે કદી જ સાચો ઉષ્માભર્યો ભાવ ઉત્પન્ન થતો નથી.'



બ્રિટનમાં ક્રિકેટ માટે રબરની નવી કૃત્રિમ પીચ બનાવવામાં આવી રહી છે. ખાસ કરીને ગરમ દેશોમાં ખૂબ જ ઉપયોગમાં આવે તેવી આ પીચે રમતગમત ક્ષેત્રના સત્તાવાળાઓ અને વિદ્યાર્થીઓમાં ખૂબ રસ જગાવ્યો છે. લાકડાની, કોંક્રીટની અથવા બીજી કોઈ સપાટી ઉપર તે પાથરવામાં આવે તો તે કાળજીપૂર્વક તૈયાર કરવામાં આવેલ ટર્ફની ગરજ સારે છે. આ કૃત્રિમ પીચ રબરમાંથી બનાવવામાં આવે છે તેમાં લીલું શણ ભેળવવાથી ઘાસના જેવું તે કામ આપે છે. ૯ ફૂટ × ૫ ફૂટ ૫ ઈંચના કદના ટુકડાઓ નાઈલોનથી સાંધવામાં આવે છે અને તેની જાડાઇ ૧/૪ ઇંચ રાખવામાં આવે છે. વજનમાં હલકી હોવાથી તે સહેલાઇથી વીંટી શકાય છે અને હેરવીફેરવી શકાય છે.

સમયનાં ક્ષીર-નીર—૫૦૧ પાનાથી ચાલુ

### આંતરિક પ્રવાહોનાં લાભહાનિ

ભારતે ચોથી યોજનામાં કાપકૂપ કરવાની ના પાડી ભારે હિંમત દાખવી છે. જ્યાં લાખો માણસો બેકાર હોય ત્યાં યોજનાનું કદ નાનું કરવા જતાં મંદી પેસી જાત, ભાવોની સાથે ઉદ્યોગો બેસી જાત, બધા હતાશ બની જાત, અને શાસન ઉથલી પડત.

આ દેશમાં અત્યારે નેતાગીરીમાં નવીનતા કે પ્રતાપ નથી રહ્યાં તો પણ એમાં ટકી રહેવાની શક્તિ તો દેખાઈ છે. શાસ્ત્રી ધીરા કે બીજાથી દોરવાય એવા ખરા પરંતુ કોન્ગ્રેસની ખેંચતાણમાં એ સ્થિરતા રાખી શકશે તોયે ઓછું નથી. શાસનમાં સાતત્ય જળવાય એની કિંમત આપણે કદાચ ભૂલી જઈએ, પરંતુ પડોશનાં રાજ્યોનો અનુભવ જોઈશું તો એ વાત જરૂર યાદ રહેશે.

દેશમાં ભંગાણ પાડે એવા તારાસિંઘ ને ગોલવલકર ને ગોપાલન ઠંડા પડ્યા છે, શેખ અબ્દુલ્લા હજના બહાને પરદેશ જાય છે, અનેક ખટપટો કરે એવા મેનન-મોરારજીના હાથ હેઠા પડ્યા છે, નાણાંની ઉચાપત કરનારા કૈરોન કોરાણે મુકાય છે અને બિજુ પટનાયક-મિત્રની જોડીને વિદાય અપાઈ રહી છે. આ નિશાનીઓ દેશમાં સ્થિરતા સૂચવે છે.

બીજી તરફ દ્રાવીડ પક્ષ બંધારણ કે રાષ્ટ્રધ્વજ બાળવા સુધીની હિંમત કરે છે. ગોવા-નાગભૂમિને આત્મ-નિર્ણયના હક આપવાની વાત ચાલે છે. નદીઓનાં પાણીનાં ઝઘડા ઉકલતા નથી, બીજાપુર રાખવા-લેવાનો અંત પણ આવતો નથી. નિર્ણયો લેવામાં હિંમત નથી દેખાતી ને પાર વગરની ઢીલ થાય છે. દેશમાં અનાજની, તેલની, ખાંડની, સિમેન્ટની તંગીઓ ઠેર ઠેર દેખા દે છે. અને છતાં જેની પાસે વગવસીલો હોય એને બધું મળી રહે છે એટલે લોકો મૂંઝાય છે. અછત વેઠી લેવાય, મોંઘવારી સહી લેવાય પણ લાગ-વગનું જોર બહુ કઠે છે. એની આગળ લોકો લાચાર બનીને કકળે છે, ને એને લીધે શાસનનું તેજ ઝંખવાય છે.

### ખેડૂતને કમાવા દો

અનાજના ભાવ વધે તેનો લાભ ખેડૂતોને મળતો હોય તો ભલે ભાવ વધે આ જ ખરી તક છે કે ખેડૂતોના ઘરમાં પાંચ પૈસા આવે. દૂધ, ઘી, અનાજ, શાકભાજી, કપાસ, તેલ, ખાંડ—એવી ખેતીની પેદાશમાં ખેડૂત નહીં કમાય ત્યાં લગી દેશની ગરીબી ટળવાની નથી, ને બેકારી પણ જવાની નથી.

ખેતીની પેદાશનું ઉત્પાદન વધારવું હોય તો એનો સારો ભાવ મળે અને રોકડા નાણાં ચૂકવાય તે જરૂરનું છે. એ માલ ઉઘરાવે, ગોદામો ભરે, બજારોમાં મોકલે, જાળવે, સાફ કરે, એમાંથી બીજી ચીજો બનાવે, એવું કામ સરકાર ઉપાડી લે તો એનો કચવાટ કરવા જેવો નથી. શરત એક જ હોય કે એમાં સરકારી દબાણ ના જોઈએ અને સરકારી ઈજારા ના જોઈએ. મુક્ત બજારની હરીફાઈમાં સરકાર રહેશે તો લોકોની વેપારની રીત સુધરશે, સરકાર બગાડ કે નુકશાન કરતાં અટકશે, અને ખેડૂતોને માલનો ક્યાં નિકાલ કરવો, સારો ભાવ કેમ મેળવવો એવી ચિંતા નહીં રહે ઉત્પાદન વધશે અને દેશની ૭૦ ટકા વસતી સુખી થશે. એ વસતીને કાજે આયોજન કરવું ઘટે છે. ભાવ વધે એની ચિંતા નથી, ગેરવ્યવસ્થા અને અંધા-ધૂંધી ચાલે એ જ ખોટું છે. લાંબા ગાળાની યોજના ભલે ચાલે, એની સાથે દેશના મોટા વર્ગની અને જરૂરીયાતની ચીજો ઉત્પન્ન કરનારા લોકોની ખાસ કાળજી લેવી જોઈશે.

### નિરાશાની હવા ના જોઈએ

હમણાં નાનું સરખું સંકટ આવે તોયે ઘણો ઘણો ગભરાટ થાય છે, શાસનની ભૂલો ચીંધવામાં આવે છે, ભાવિમાં વિશ્વાસ ડગી જાય છે. ઠીક છે, ભૂલો થતી જાય ને અનુભવ મળતો જાય, સંકટો આવે ને સૂઝીએ પણ ખરા. પ્રજાએ હારી લેવાની ઉતાવળ કરવી ઠીક નથી.

દેશમાં જે લોકો ઉહાપોહ કરી રહ્યા છે એમાંનો એક

વર્ગ તો સમજુ છે. એમને જે સ્થિતિ ચાલે છે એમાં સુધારો કરવો છે. એ રીતે ઉપયોગી સૂચનો થાય તે આવકારવાં જોઈએ. અને જે લોકો નિરાશાની હવા ફેલાવે છે તેમને રોકવા જોઈએ.

જયપ્રકાશ મોટા વિચારક છે. પ્રાધ્યાપકને શોભે એવી એમની છણાવટ ને રજૂઆત હોય છે. પરંતુ એમણે દેશના દબાઈ ગયેલા મિજાજને ઢીલો પોચો કરવાની પ્રવૃત્તિ શાથી માંડી હશે? પાકિસ્તાનને કાશ્મીરની બક્ષિશ કરવાથી પાકિસ્તાન જોડેના સંબંધો સુધરવાના નથી, કાશ્મીરના પ્રશ્નો બગડવાના છે, અને ભારત-ભરના મુસલમાનો તરફ રોષ ફેલાવાનો છે. જય-પ્રકાશ માને કે ના માને પરંતુ કાશ્મીર ગયું તે પછી ભારતમાં મુસલમાનો ઘણા અકારા લાગશે, ટકી નહીં શકે. બધાં જ રાજ્યોને દાખલો મળશે કે મુસ્લીમ માત્ર પાકિસ્તાની છે. એ ઉપરાંત દેશમાં જે નિરાશા છવાઈ જશે, તેને દૂર કરવા માટે સમર્થ હોય એવો આજે કોઈ નેતા નથી.

આમ તો ભારતે ઘણી ધીરજ રાખી છે. સત્તર વર્ષ લગી કાશ્મીરની સરસ માવજત કરી છે. પાકિસ્તાન સાથે એની વાતચીત કરવા તૈયારી બતાવી છે. પરંતુ પાકિસ્તાનમાં કોઈ એવા નેતા જ નથી કે એમના દેશ વતી નિર્ણય કરી શકે. ત્યાંની બધી જ મુશીબતો માટે એકલા ભારતને દોષ દેવાનું સૂઝે છે. ને જયપ્રકાશ જેવા એ માથે ઓઢી લેવા તૈયાર થઈ જાય છે, નિરાશાની હવા ફેલાવે છે.

### ઉત્તર સરહદે લોકોને વસાવો

સંભવ છે કે પાકિસ્તાન અને ચીન મળી જઈને ભારતને કનડશે, ભારતને માથે સંકટ લાવશે. એમની મુરાદ મેલી હશે તો આપણે વેઠવું પડશે. ને સંકટનો સામનો કરવા નીકળવું પડશે.

ઈશ્વરનો ઉપકાર માનીએ કે દેશનું ખમીર ઉછળે એવો કોઈ પ્રસંગ આવે. ક્ષત્રિયો સામે જઈને યુદ્ધ માગતા, આપણે છેક એવું તો નહીં, પરંતુ યુદ્ધનો સંભવ છે એની કલ્પનાથી પણ ડરતા રહીએ એવું કોણ ઇચ્છશે? સમાધાન સારાં છે, પણ ઘર્ષણના ભયને લીધે થાય તે ઠીક નથી. એ રીતે કોઈ ઘર્ષણ ટાળી શકાતું નથી આટલું જયપ્રકાશે સમજવું જોઈએ.

ચીન-પાકિસ્તાનની ચાલ સામે ભારત યુદ્ધની તૈયારી કરે, એમ આખી ઉત્તર સરહદે નવી વસતીને વસાવવા ખાસ પ્રયાસ કરવો જોઈએ. નેફા વિસ્તારમાં, સીક્કીમ ને ભુતાનમાં, કાશ્મીરમાં—એમ ઠેર ઠેર ભારતની પ્રજાને વસવાની છૂટ આપવી જોઈએ, એવી સગવડો પણ કરી આપવી જોઈએ. એ પ્રદેશની વસતી પાંખી છે, ભૂમિ ને ઋતુ સારાં છે, પછી શા માટે ત્યાં નવાં નગરો ના વસાવવાં જોઈએ? ચીનનું કે પાકિસ્તાનનું આક્રમણનું થતાં થશે, હમણાં તો ભારતે પોતાની પ્રજા મોકલીને આ સરહદો દૃઢ કરવી જોઈએ.

### આંતરરાષ્ટ્રીય ફિલ્મ ઉત્સવ

ફિલ્મ એ લોકસંસ્કારનું સરસ સાધન છે, પરંતુ આપણે ત્યાં એ વગોવાયું છે. સારી ફિલ્મો મળે એ માટે આપણે ત્યાં ખાસ તજવીજ નથી થઈ. ઈનામોથી જે યશ કે ઉત્તેજન મળે તે ફિલ્મના ખરચ આગળ લેખે લાગતું નથી. સેન્સરો ફિલ્મનાં દૂષણો ટાળી શકતા નથી, અને ફિલ્મ એક રોગ બનીને રાષ્ટ્રને વળગી છે, એનાથી ઘણું અહિત થઈ રહ્યું છે.

હમણાં આંતરરાષ્ટ્રીય ફિલ્મ મહોત્સવ ઉજવાય છે. એથી અહીંની ફિલ્મનું સુધરી શકશે? આપણી ફિલ્મને નવી દિશા કે નવા હેતુ મળી શકશે? એવી કોઈ આશા પડતી નથી. કસબ શીખવો હશે એને માટે થોડી તક જરૂર મળે, પરંતુ ધંધો કરવો છે એ લોકો તો ફિલ્મનો સટ્ટો લઈ બેઠા છે. એ સટ્ટા ઉપર અંકુશ નાખી શકાયા નથી.

ભારતનો ભવ્ય ભૂતકાળ છે, ધર્મનો કે રાજ્યનો લાંબો ઈતિહાસ છે. અહીં પ્રજામાં પુષ્કળ વિવિધતા છે, કુદરતી સૌન્દર્ય ઠેરઠેર મહાલી રહ્યું છે. સ્થાપત્ય ને પોષાક, સંગીત ને નૃત્ય, રિવાજ ને માન્યતા—એવું





વૈવિધ્ય અહીં છે એવું ક્યાંય નથી. એ બધાંમાં તેજ પૂરે એવી અહીંની સંસ્કૃતિ છે. આપણી ફિલ્મો ધ્યેયનિષ્ઠા રાખે, માનવીનું મન તાકાતવાળું અને સ્વચ્છ બનાવે તો કેવું સારું !

આજે આપણે ફિલ્મ ઉત્સવ કરીને જગતના પ્રવાહો તરફ દૃષ્ટિ વાળીએ છીએ; થવું તો એમ જોઈએ કે જગત આખું એ દૃષ્ટિ આપણા ભણી વાળે. પણ ઓહ, ક્યારે?

### તહેવારોની રાષ્ટ્રીયતા

પ્રાંતોમાં એક નિયમ એવો થવો જોઈએ કે રાષ્ટ્રીય આગેવાનોના મુકરર તહેવારો ઉજવાય. એ દિવસે રજા પાડવાની જરૂર નથી. એની ઉજવણી એકલાં ભાષણો દ્વારા પણ ના થાય. એ દિવસે અમુક ખાસ કાર્યક્રમનો પ્રારંભ કરવો જોઈએ. માનો કે એ દિવસને શુભ દિવસ ગણવો જોઈએ.

અત્યારે પ્રાંતના આગેવાનો માટે રજા પડે છે તે વાજબી નથી. એમ કરવા જતાં રાષ્ટ્રીય એકતા જોખમાય છે. મુંબાઈમાં આંબેડકર અને કલકત્તામાં સુભાષ બોઝ માટે તહેવાર રાખવા પડે એ કેવું ?

ખરું છે કે તહેવારો માટે રજાની માગણી વધતી જાય છે. એ ભૂલ છે. પરંતુ રાષ્ટ્રીય તહેવારોમાં દિવાળી હિંદુ થઈ જાય એ ઠીક નથી. દિવાળીને માટે સાત દિવસની રજા વધારે ના ગણાય. ઉનાળાની રજાઓ કાપીને પણ દિવાળીની રજા વધારવી જોઈએ, રાષ્ટ્રીય તહેવાર મનાવો જોઈએ.

રસ્તા ઉપરનાં નામથી અમરતા આપવી એ ઠીક નથી, એમ તહેવારો માટે પ્રાંતની વ્યક્તિઓને પસંદ કરવી તે પણ વાજબી નથી. વ્યક્તિઓની વીરપૂજા માટે બીજા માર્ગ ખોળવા જોઈએ.



કાંડા ઘડિયાળો હવે ભારતમાં બનવા લાગ્યાં છે. બેંગ્લોરની હિંદુસ્તાન મશીન ટૂલ્સ ફેક્ટરીમાં વરસે સાડા ચાર કરોડ ઘડિયાળો બને છે. આ ઘડિયાળોમાં વપરાતી સામગ્રીના પચાસ ટકા હવે ભારતમાં જ બને છે. ત્રણ-ચાર વર્ષમાં તો ઘડિયાળના બધા ભાગો અહીં જ બનશે. ઉપરની તસ્વીરમાં આ ફેક્ટરીમાં ઘડિયાળોની ચકાસણી થઈ રહી છે.

ફુલ્ટન ઑસ્લર

# વિમાની સ્વપ્નદૃષ્ટા

જાણીતા અંગ્રેજી લેખકની એક વધુ બોધકથાનો આ અનુવાદ **શ્રી. છોટાલાલ માનાસંગ કામદાર** ઊર્મિનાં વાચકો માટે અહીં રજૂ કરે છે. આત્મશ્રદ્ધાના અનોખા પાઠ પઢાવતી આ બોધકથા સહુને સરખી પ્રિય થઈ પડશે......

આઠસોથી વધારે વર્ષો પહેલાં સેંટ બર્નાર્ડે કહ્યું છે કે 'મને મારી પોતાની જાત શિવાય કોઈપણ નુકસાન કરી શકતું નથી. મારા પોતાના જ દોષો વડે મારે ખરેખર સહન કરવું પડે છે.'

ઘણીવાર આપણી વિચારશ્રેણીમાં જ દોષ રહેલો છે. આપણે ગુસ્સા અને ભયના ખાનગી જગતમાં રહીએ છીએ. આપણે બે ચોરો—ગઈકાલ માટે શોક અને આવતીકાલ માટે ભય—વચ્ચે આપણી જાતને ફાંસીએ ચઢાવીએ છીએ.

પણ પોતે ક્યાં જવા માગે છે તેની જે માણસને ખબર હોય છે તેને શોક અને ભય માટે સમય હોતો નથી. તેને એક સાધ્ય હોય છે અને તેને તે વફાદારીથી અનુસરે છે. તે જાણે છે કે જીવન અંકુશમાં રહેવા માટે વધારે પડતું જલદ છે તેને દોરવણીની જરૂર છે. જો આપણે આપણા રસ્તાનું આલેખન ન કરીએ તો આપણે નિરંકુશ ભરતીની દયા ઉપર રહેશું. તે આપણને ખડક ઉપર ફેંકી દેશે.

આપણા સાધ્યની પસંદગી કરવા માત્ર શ્રીમંત થવા અગર પ્રસિદ્ધિ મેળવવાના રસ્તા કરતાં કંઈક વધારે આપણા મનમાં હોવું જોઈએ. આપણે ઉપયોગીપણાની વિવિધ રીત જોવી જોઈએ. નહિતર આપણા આત્મામાં કંઈક ભૂખે મરશે. કાયદાનો વિદ્યાર્થી અનાથ તથા ખોટી રીતે આરોપ મૂકવામાં આવ્યો હોય તેનો બચાવ કરવાની ઇચ્છા કરશે. ડાકટરી લાઈનનો વિદ્યાર્થી દ દને દૂર કરવાની ઇચ્છા ધરાવશે. ડાર્વિને એક વખત કહ્યું હતું કે મનુષ્યોના ઉત્સાહ અને દૃઢ નિશ્ચયો કરતાં માનસિક શક્તિઓમાં ઘણો ઓછો તફાવત હોય છે. પૂરેપૂરો ઉત્તેજિત થયેલ સામાન્ય મનુષ્ય અસાધારણ વિજય મેળવી શકે છે. હેતુથી મુગ્ધ થયેલાને કોઈ નિરુત્સાહિત કરી શકતું નથી.

મેં તાજેતરમાં રિચર્ડ ઈ. બિર્ડનું નાના અમેરિકામાં પ્રત્યાગમનનું વાંચ્યું ત્યારે મને યાદ આવ્યું કે કોઈકે મને કહ્યું હતું કે નાનપણથી જ તેની મહત્ત્વાકાંક્ષા દૂર દૂરનાં સ્થળોની શોધખોળ કરવાની હતી. પણ કૉલેજના અભ્યાસ દરમિયાન તેના પગનું હાડકું ભાંગ્યું અને તેની ઘુંટણ ચગદાઈ. જો કે તેને દરિયાઈ લશ્કરમાં નોકરી મળી પરંતુ શારીરિક ગેરલાયકાત અંગે તેને અઠ્ઠાવીસ વર્ષની ઉંમરે નિવૃત્ત થવું પડ્યું કારણ કે લંગડાપણું ફરીથી ચાલુ થયું હતું.

કંઈ પણ જીવનધ્યેય વિના બિર્ડ નિરાશ થઈ ગયો હોત, પરંતુ જીવનનું ધ્યેય હોવાથી તેણે નિર્ણય કર્યો કે તે પોતે હવાઈ વિમાની તરીકે દાખલ થઈ દરિયાઈ ફરજ સક્રિયપણે બજાવશે. પરંતુ કમનસીબ હજુ ચાલુ હતું. તે 'શેનન્ડોઆ'માં દૂર ઉત્તરમાં ઊડવાની યોજના કરી રહ્યો હતો ત્યાં તે વિમાન પહેલા ઉડ્ડયનમાં જ તૂટી પડ્યું. આર્કટિકના બરફ ઉપર ઊડવાને આમુંડસેન જે વિમાનમાં જવાનો હતો તેના વિમાની તરીકે જવાની તેની માગણીનો અસ્વીકાર કરવામાં આવ્યો. હજુ કંઈ બાકી હોય તેમ તેને પગની તકલીફને અંગે નૌકાદળમાંથી બીજી વખત નિવૃત્ત કરવામાં આવ્યો.

પછી બિર્ડે બિનસરકારી ઉડ્ડયન માટે ખાનગી મૂડી ભેગી કરી બધાં વિઘ્નો છતાં તેણે આટલાંટિક પર ઉડ્ડયન કર્યું. પછી તેણે ઉત્તર ધ્રુવમાં ધ્વજ ફરકાવ્યો અને પછી પાછા ફરીને દક્ષિણમાં બીજો ધ્વજ ફરકાવ્યો. છેવટે યુનાઇટેડ સ્ટેટ્સના નૌકાદળે જેને એ વખત નિવૃત્ત કર્યો હતો તેને 'ઍડમિરલ'નો ખિતાબ આપ્યો.





માર્સેલા સેચોવા

# મોહનિદ્રા

આપણે અત્યાર સુધી જે વિદ્યાને તંત્ર કે મંત્રથી સાધ્ય થઈ શકે છે એમ માનતા આવ્યા છીએ એ ખરેખર માનસશાસ્ત્રની એક પ્રક્રિયા જ છે. જાણીતાં મનોવિજ્ઞાની લેખિકા અહીં એ પ્રક્રિયાને સુંદર રીતે છણે છે—આપણા કેટલાય ભ્રમ આ વાંચીને દૂર થઈ જાય તેવી સચોટ રીતે......

આને તેના પર 'ભૂરકી' છાંટી. જાદુગરે 'મૂઠ' મારી. પેલા બાવાએ 'ત્રાટક' કર્યું. આવા જુદા જુદા નામે આપણે જેને ઓળખીએ છીએ તે વાસ્તવમાં 'મોહનિદ્રા' છે. અંગ્રેજીમાં તેને 'હિપ્નોસીસ' કહેવામાં આવે છે. ભારતના કેટલાંક મોટા શહેરોમાં કેટલાક 'હિપ્નોટિસ્ટ'નાં પાટિયાં લગાવીને બેસી ગયેલા અને ભોળા લોકોને ભરમાવીને, તેમની લાચારીનો લાભ ઉઠાવીને ઘણાં શ્રીમંત બની ગયેલા. એ જમાનામાં છાપાંઓ પણ આ ધુતારાઓની જાહેરાત છાપતા. ભારત સરકારે તેવી જાહેરાતો બંધ કરાવી, પરિણામે આ કહેવાતા પ્રોફેસરો અને 'હિપ્નોટિસ્ટો'નો ધંધો પડી ભાંગ્યો.

પોતાના અંગત સ્વાર્થ ખાતર, અન્યની લાચારી કે મનોમૂંઝવણનો નીચ ગેરલાભ લેવા માટે 'મૂઠ,' 'ભૂરકી' કે 'ત્રાટક'નો ઉપયોગ કરનારાઓ ખરેખર નિંદ્ય છે. ઘણીવાર આ અનાડીઓ, ભોળી સ્ત્રીઓને અને પ્રેમપાગલ પુરુષોને 'વશીકરણ વિદ્યા' શીખડાવવાના બહાને ખૂબ પૈસા પડાવે છે. 'મોહનિદ્રા'નો આ ભયંકર અને અક્ષમ્ય દુરુપયોગ છે.

જ્યારે વિજ્ઞાનના હાથમાં 'મોહનિદ્રા' એ એક અદ્દભુત ઉપચાર છે અને તેનો સુયોગ્ય ઉપયોગ અકસીર દવાની ગરજ સારે છે.

'મોહનિદ્રા' લગભગ માણસજાત જેટલી જ જૂની છે. પ્રાચીન ઈજીપ્શીયનો, ગ્રીકો અને ભારતના ઋષિમુનિઓ આ વિદ્યામાં પારંગત હતા. અનુભવે તેમને શીખવ્યું કે જો તમે એક વ્યક્તિની સાથે એક જ જાતના અવાજથી લાંબા કાળ સુધી વાતચીત કર્યા કરો તો એ વ્યક્તિ પર તરત જ 'મોહનિદ્રા'ની અસર થવા માંડશે. એવી જ રીતે કોઈપણ એક વસ્તુ પર લાંબા વખત સુધી કોઈ વ્યક્તિ લક્ષ કેન્દ્રિત કરે તો પણ મોહનિદ્રાની અસર નીચે આવવા માંડશે.

અલબત્ત, આ મોહનિદ્રા – એ માણસને રાત્રે આવતી કુદરતી ઊંઘ જેવી, સ્વાભાવિક ઊંઘ નથી. રાતની ઊંઘમાં તો માણસના મગજને સંપૂર્ણ આરામ મળે છે, જ્યારે મોહનિદ્રામાં, મગજના અમુક ભાગને જ આરામ મળે છે અને બાકીના ભાગ જાગતા રહે છે. એને કારણે જ બીજી વ્યક્તિ પર 'મોહનિદ્રા'નો પ્રયોગ કરનાર, તેની સાથે વાતચીત કરી શકે છે. 'મોહનિદ્રા' પામેલી વ્યક્તિ, તેથી એ માનસિક સ્થિતિમાં મૂકનાર વ્યક્તિની સૂચના મુજબ જ વશ વર્તે છે.

આપણે ત્યાં એવી માન્યતા પ્રચલિત હતી કે, 'મૂઠ' મારનાર કે 'ત્રાટક' કરનાર કે 'ભૂરકી' છાંટનાર

---

આપણે બધા કોઈ ભવ્ય અને પ્રબળ મહત્વાકાંક્ષાને અનુસરી શકીએ નહિ પરંતુ આપણે બધા ધ્યેય તો રાખી શકીએ.

આપણા સામાન્ય જીવનમાં આપણે કોઈ ધ્યેયને અનુસરીને તેનાં સ્વપ્નોમાં આપણી જાતને ડૂબાડી દઈએ. એક વખત આપણને જે ગમતું હોય તેમાં આપણે લીન થઈએ, પછી આપણને ખબર ન પડે તેમ આંતરિક શક્તિનો ધોધ વહેવા માંડશે. હિમ મનુષ્યને બનાવતા બાળક તરફ દૃષ્ટિ કરો! તેની આંગળીઓ ઠંડીથી ઠરી ગઈ છે! કલાકોની મહેનતને અંતે તેનું શરીર કળે છે. છતાં તેની આંખોમાં એવો હર્ષોન્માદ છે કે જેની કદર માત્ર સંત અને કલાકાર જ કરી શકે છે. કારણ કે તેના કામમાં તે પોતાનું હૃદય ઠાલવી રહ્યો છે. મોટાઓ માટે પણ આ જ ગુપ્ત ચાવી છે.





વ્યક્તિ, કોઈ ખાસ સાધના દ્વારા અથવા મંત્રબળે આ વિદ્યા પામેલ છે.

પરંતુ એ કથન અતિશયોક્તિભર્યું છે. મોહનિદ્રા એ માનવ અવયવોની એક સ્વાભાવિક અભિવ્યક્તિ છે. 'મોહનિદ્રા' પમાડનાર માણસ કોઈ 'દૈવી' કે 'અલૌકિક' શક્તિ ધરાવે છે તે તદ્દન ખોટું છે. કોઈપણ સાધારણ માણસ પણ ધારે તો બીજાને 'મોહનિદ્રા'માં મૂકી શકે છે.

પ્રાણીઓમાં, પક્ષીઓમાં અને જંતુઓમાં મોહનિદ્રા એ સ્વ-બચાવ અથવા આત્મરક્ષણનો સ્વાભાવિક માનસિક પ્રત્યાઘાત છે. માંકડનો જ દાખલો લઈએ. માંકડને પકડીને તમે તમારી હથેળીમાં રાખશો તો તે થોડો વખત હાલશે ચાલશે નહીં – અને જાણે તે મરી ગયો છે તેવો ઢોંગ કરશે. વાસ્તવમાં તે આત્મ-રક્ષણ માટે મોહનિદ્રામાં પડી ગયો હોય છે. પક્ષીકુળમાં, મરઘીને મોહનિદ્રામાં નાખવાનું ઘણું સહેલું છે. તમે તેને મજબૂત પકડીને મેજ પર ઊભી રાખો – અને તેની ચાંચથી ચાક વડે સીધી લીટી દોરો. થોડી વારમાં જ મરઘી 'મોહનિદ્રા'માં પડશે અને પછી તે કશો બચાવ નહીં કરે.

વૈજ્ઞાનિકો હવે દરદીઓને સારા કરવા માટે, મોહનિદ્રાનો ઉપચાર માટે ઉપયોગ કરે છે. ચેકોસ્લોવાકિયાના પાટનગર પ્રાહામાં, ડૉ. ઈવાન હોર્વાલ અને તેના અન્ય સાથી તબીબો, 'મોહનિદ્રા'ની સારવાર આપે છે. તબીબો 'મોહનિદ્રા' દ્વારા કેવાં કેવાં દરદોને મટાડે છે તે આપણે તપાસીએ.

સોવિયેત વૈજ્ઞાનિક અને પ્રખર વિદ્વાન અકાદમેશિયન આઈ. પી. પાવલોવે 'મોહનિદ્રા'ના વૈજ્ઞાનિક અભ્યાસમાં મહાન ફાળો આપ્યો હતો. 'મોહનિદ્રા'ની મનોવૈજ્ઞાનિક ભૂમિકા તેમણે જ પહેલી વાર વૈજ્ઞાનિક દૃષ્ટિકોણથી સમજાવી હતી.

ધુમ્રપાન અને મદ્યપાનની કુટેવ છોડાવવામાં, 'મોહનિદ્રા' અકસીર પૂરવાર થઈ છે, પરંતુ તમને જાણીને નવાઈ લાગશે કે ચામડીનાં કેટલાંક દરદો મટાડવામાં પણ ચેકોસ્લોવાક તબીબો તેનો ઉપયોગ કરે છે. અન્ય પ્રકારના રોગથી પીડાતા દરદી માટે 'મોહનિદ્રા'ની સારવાર શ્રેષ્ઠ અને અસરકારક ઈલાજ છે.

'અનિદ્રા'ના રોગીઓ ઊંઘવા માટે જાત જાતની દવાઓ અને ગોળીઓ ખાય છે. કેટલાંક રસાયણિક દ્રવ્યો, જ્ઞાનતંતુઓ પર માઠી અસર કરે છે અને તેથી શરીરમાં એક પ્રકારનું ઝેર ઉત્પન્ન થાય છે. આને બદલે જો 'મોહનિદ્રા'નો ઉપયોગ કરવામાં આવે તો તેનાથી સ્વાભાવિક ઊંઘ આવે છે અને શરીર પર તેની પાછળથી કશી વિઘાતક અસર થતી નથી.

રખે કોઈ એમ માની બેસે કે, 'મોહનિદ્રા'થી તમામ રોગો મટે છે. કયા રોગી માટે 'મોહનિદ્રા'નો ઉપચાર તરીકે ઉપયોગ કરવો તેનો નિર્ણય કેવળ તબીબો જ કરે.

માનસિક રીતે મજબૂત લોકોને 'મોહનિદ્રા'માં મૂકવાનું જરાય મુશ્કેલ નથી, પરંતુ ગંભીર માનસિક ક્ષતિવાળી વ્યક્તિઓને 'મોહનિદ્રા'ની ભાગ્યે જ અસર થાય છે, કારણ કે તેઓ લક્ષ્ય કેંદ્રિત કરી શકતા નથી. દરદીના સ્વભાવ પર પણ તેનો ઘણો આધાર છે. કેટલાંક દરદીઓ, ચોક્કસ શબ્દોના સતત પુનરોચ્ચારથી જ 'મોહનિદ્રા'માં પડે છે. બીજા દરદીઓ તબીબોની સૂચના મુજબ કોઈપણ એક વસ્તુ પર નજર કેંદ્રિત કરીને મોહનિદ્રામાં પડે છે. તબીબોએ ધ્વનિમુદ્રણ પટ્ટી અંકિત કરેલા એક જ પ્રકારના શબ્દોચ્ચાર દ્વારા, દરદીઓને 'મોહનિદ્રા'માં મૂક્યા હોવાના દાખલાઓ મોજૂદ છે. આ ઉપરથી સમજી શકાય છે કે કોઈ પણ વ્યક્તિને મોહનિદ્રામાં મૂકવા માટે જાદુઈ શક્તિ કે મંત્રબળની જરૂર નથી.

અત્યાર સુધી જેને 'દૈવી,' 'આસુરી' કે 'પારલૌકિક' શક્તિ તરીકે ઓળખવામાં આવતી હતી તે વિદ્યા, તબીબ વિજ્ઞાનના હાથમાં, માણસ જાતના લાભ માટે રોગોના ઈલાજનું અસરકારક હથિયાર સાબિત થઈ છે.






વ્યક્તિ માત્રને સગાં, સંબંધી, પડોશીની પણ ક્યારેક જરૂર પડે છે. મનમાં એવું અભિમાન રાખીને રહેવું કે અમુક સગાંની કે વ્યક્તિની જરૂર પડવાની જ નથી એ ક્યારેક દુઃખ દેનારું નીવડે છે. કુટુંબ બહોળું હોય, પૈસે ટકે સુખી હોય, મિત્રો સ્વજન જેવાં હોય ત્યારે પણ એક જાતના અભિમાનમાં જ રાચતાં હોઈએ છીએ. ક્યારેક પૈસાનો મદ, ક્યારેક સામાજિક સંબંધોને કારણે જરૂરી બધું જ મળી રહેવાનું છે, કોઈપણ જાતની અગવડ પડવાની નથી, પૈસાથી દરેક કામ કઢાવી શકાય છે એ માન્યતા એવી ઘર ઘાલી બેઠી હોય છે કે પછી બીજાની પરવા પણ નથી રહેતી.

સમાજનો એક થર આવું વિચારતો હોય છે—વર્તતો હોય છે. ફરજ સમજીને કાર્ય કરનારની કદર તેનાથી થતી નથી અને ઉપરથી તેને નવાજે છે કે મારે તો બીજાં ઘણાં છે, ચિંતા શી? વ્યક્તિના માનસ ઉપર કેટલો બધો આધાર રહેલો છે...! દરેક વ્યક્તિ કોઈની પણ કદર કરી શકે તેવી માનસિક રીતે સજ્જ નથી હોતી, અને જે કદર કરી શકે છે તેમાં ભેદ પણ જોવા મળે છે. એને મનગમતી વ્યક્તિ થોડું કરશે અને ઘણું દેખાશે તો તેની કદર ખૂબ કરશે. અને વધુ વૈતરુ કરનારની કોઈ ગણના જ નહિ થાય. કારણ એને એનું કામ નથી દેખાતું, મીઠું બોલનારનું કામ દેખાય છે. આ પણ વ્યક્તિનું માનસ જ કામ કરે છે.

આવી વ્યક્તિને ખુશામત ખૂબ પ્યારી હોય છે. વાચાળતા અને ખુશામતથી તે પીગળી જાય છે અને તેને વખાણવામાંથી ઊંચાં નથી આવતાં. સામાજિક, રાજકીય અને ધંધાકીય ક્ષેત્રે આ જાતની ખુશામત વરેલી જ છે અને તેમાંથી કેટલું બધું નુકશાન થઈ રહ્યું છે તે છતી આંખે દેખાતું પણ નથી. કીર્તિનો કળશ ઊંચે ચઢાવવાના આ બધા રંગો છે. કોના દ્વારા સત્તાનું સ્થાન મેળવી શકાય છે, તે તરફ જ દૃષ્ટિ ફરતી હોય છે. આ કીર્તિની ખુશામત વ્યક્તિના માનસમાં કેવું પરિવર્તન જમાવી બેસે છે તે તો બીજાંને કેમ સમજાય! આ પણ એક માનસિક પરવશતા જ છે ને!

સર્વની તરફ સમાન દૃષ્ટિએ જોવાની, કોઈપણ જાતના ગરજ વગર જો સાચી પરખશક્તિ થઈ શકે તો વ્યક્તિના શ્રેયમાં અને કોઈપણ કાર્યમાં મોટો સાથ-સહકાર આપી શકે. પ્રશસ્તિની જરૂર દરેકને હોય છે. પ્રશંસા બેવડું કામ આપે છે. માનવીની પાંચ આંગળીઓ સરખી નથી હોતી તો દરેક માનવીનું મન ક્યાંથી સરખું હોય! પરંતુ આપણે એ ન ભૂલવું જોઈએ કે માનવી માત્ર સરખી કોટિના છે, દરેક માનવીને આ દુનિયા પર જીવવાનું છે. જીવનને ટકાવવા માટે જરૂરિયાતોને પોષવી પડે છે, ભૂખને સંતોષવા માટે ખોરાકની જરૂર પડે છે, ટાઢ તડકાથી રક્ષણ મેળવવા કપડાં ને એમ જીવનની જરૂરિયાતો—જે રોજિંદા જીવનને માટે જરૂરી છે તેના વગર કોઈ વ્યક્તિને ચાલતું નથી. એ મેળવવા માટે તેણે મહેનત કરવી પડે છે. એની મહેનતની કદર થાય છે અને પૈસા મેળવે છે અને જરૂરિયાતોને પોષે છે.

નવરચના

આર્થિક રીતે, સ્વતંત્રતા મેળવ્યા પછી હજુ પણ આપણે ત્યાં શોષણ થાય છે, અને જ્ઞાતિભેદના વાડા ભૂંસવાને બહાને ઊંચનીચના નવા વર્ગો વધી રહ્યા છે.-તેને નાબૂદ કરવા સ્વતંત્ર ભારતની દરેક વ્યક્તિ કમર નહિ કસે અને માનવી માત્રના હક્કનો ખ્યાલ નહિ કરે તો લોકશાહી માત્ર કહેવાની જ લોકશાહી બની રહેશે. મૂડીવાદીએ તો આમાં અગત્યનો ભાગ ભજવવો જરૂરી છે.—ત્યારે જ એની મૂડીનો ઉપયોગ લેખે લાગ્યો એમ કહેવાય.

## પૈસાની આડશે ...

સંયુક્ત કુટુંબ અને વિભક્ત કુટુંબના લાભાલાભ વારંવાર ચર્ચવામાં આવે છે. અત્યારના સંજોગોને માન આપીને વિભક્ત કુટુંબને પસંદગી વધુ આપવામાં આવે છે. જેથી દરેક વ્યક્તિ પોતાની રીતે રહી શકે. છતાં આજે સંયુક્ત કુટુંબો પણ ઘણાં જોવા મળે છે. સંયુક્ત કુટુંબના લાભ તો ઘણા જ છે પણ તેમાં જો મનભેદ હોય તો ત્યાં અસુખ જ ઉપજે છે એવા એક સંયુક્ત કુટુંબનો આ પ્રસંગ છે.

ચાર ભાઈઓ અને બે બહેનોનું કુટુંબ માતા પિતાના આશરે સુખી જીવન ગાળતું હતું. ધીમે ધીમે વારાફરતી બહેનોને પરણાવી, સાસરે મોકલી અને મોટા ભાઈઓનાં પણ લગ્ન થઈ ગયાં. ઘરમાં પુત્રવધૂઓ આવી, સંખ્યા વધી. ઘર ભર્યુંભર્યું લાગી રહ્યું. દીકરીઓ તો મહિયર અવારનવાર નાના મોટા પ્રસંગે આવે જ. માતાના હાથમાં સુકાન હતું એટલે ચૂં કે ચાં કોઈથી થઈ શકતું નહિ, એમ કરવાનો વખત પણ નહોતો આવતો. કામની વહેંચણી એવી રીતે કરી હતી કે ઝઘડવાનો કોઈ પ્રશ્ન જ નહોતો ઊભો થતો. એવું સુંદર સહકારથી કામ થતું એટલે સામાન્યરીતે બીજે આ કુટુંબનો દાખલો અપાતો. સુકાની સુકાન સંભાળવામાં નમે તેમ નહોતાં. સુકાનનો દોર બરોબર તેના હાથમાં હતો. દીકરી ઉપર માના ચાર હાથ હતા જરૂર પણ તેથી તે વહુને ઓછું નહોતાં આવવા દેતાં. વહુઓને પક્ષપાત જરૂર દેખાઈ આવતો. પણ નણંદ ભોજાઈનો તફાવત તે જરૂર સમજવા પ્રયત્ન કરતાં.

જાજરમાન સાસુમા દીકરા ને વહુને સ્વતંત્ર રીતે હરવા ફરવા પણ જવા દેતાં. તેવે સમયે કામની વહેંચણી પણ બરોબર રહેતી જેથી વહુઓને અદેખાઈ કરવા જેવું રહેતું નહિ.

મૂળ ધંધો કાપડનો; કાપડની મોટી પેઢી એટલે બહારગામ સાથે વધુ કામ રહેતું. બે દીકરાને બહાર કુટુંબ સહિત મોકલવાનું નક્કી કર્યું. મોટા નરોત્તમભાઈ મુંબઈ અને ગૌતમભાઈ કલકત્તા.

સમયને પસાર થતાં વાર લાગતી નથી. પિતાએ પેઢીનો ભાર ઉંમરને કારણે છોડી દીધો હતો. તે સ્વર્ગે સીધાવ્યા ને થોડા જ સમયમાં માતા પણ ટૂંકી માંદગી ભોગવી વિદાય થયાં. સુકાની ચાલ્યા ગયાં.

નરોત્તમભાઈ અને નાનાભાઈનું બચરવાળ કુટુંબ હતું. જ્યારે ગૌતમભાઈને ઘેર ઘોડિયું બંધાયું જ નહોતું. જુદાં જુદાં રસોડાં બહારગામ રહેવાને કારણે ચાલતાં હતાં પરંતુ પેઢી તો સહિયારી જ ચાલતી હતી એમાંથી સૌ સૌનો હિસ્સો ઉપાડતાં. બાકીનું પેઢીનો ધંધો વિકસાવવામાં જ વપરાતું. સૌથી ઓછો ખર્ચ ગૌતમભાઈનો હતો. એમનો હિસ્સો એમને ખાતે જમા થતો.

મોટાભાઈનાં દીકરા–દીકરી પરણ્યાં. બધું જ ખર્ચ સહિયારી મિલ્કતમાંથી કર્યું. આમ તો ભાઈઓ પોતાનું જ છે સમજીને વાપરતા. વધારે બાળકો અને મોટાં બાળકોવાળા મિલ્કતનો વધુ લાભ લઈ લેશે અને બીજાં રહી જશે એવો ભાવ ખાસ વર્તાતો નહિ. કચ.રેય કંકાસ, કજીયો થયા નહોતાં એટલે સંપ રહેશે અને આરામથી જીવાશે એમ સૌને લાગતું.

વખત વખતનું કામ કર્યા કરે છે. ગૌતમભાઈનો હિસ્સો પેઢીમાં જળવાઈ રહ્યો હતો. ક્યારેય જુદો પાડવાની તેમને ઇચ્છા નહોતી થઈ. હમણાં હમણાં

તેમની તબિયત નરમ રહેવા માંડેલી. મનમાં કંઈક બીતી પેઠી, રખેને કંઈ થઈ જાય તો......! પત્ની રમાબહેન એકલાં. ન કરે નારાયણ ને સારું હોવા છતાં બુદ્ધિ બગડે ને રમાને હેરાન પરેશાન કરે તો તેનું કોણ ! કલકત્તાથી બહાનું કાઢીને રમાબહેનને નામે મિલ્કત મૂકવા જ આવ્યા. અહીં આવીને હજુ વાત કરે તે પહેલાં તો ગૌતમભાઈને હૃદયની બિમારી આવી, પથારીવશ થઈ ગયા. સાજા થઈ જાઓ પછી બધું જ થઈ રહેશે એમ કહીને કોઈ જ જાતનું વીલ કે બીજું લખાણ થઈ શક્યું નહિ.

બિમારી જીવલેણ નીકળી. પથારીમાંથી બેઠા થવા જ ન દીધા. ભાઈઓ પર શ્રદ્ધા રાખીને પત્નીને પણ કંઈ કહી ન શક્યા.

રમાબહેન ભોળાં હતાં, આટલા વખતના અનુભવે દિયર જેઠ ઉપર શ્રદ્ધા હતી. પોતાને સુખેથી રહેવા દેશે. બીજું તો એમને શું જોઈએ ! મૃત્યુકર ભરાઈ ગયો, વીમાના અને બીજા પૈસા લેવા માટે રમાબહેનની સહીઓ પણ તુરત જ લેવાઈ ગઈ. પણ કોઈ પૈસા રમાબહેન પાસે ન આવ્યા એટલે તે ગભરાયાં. હાએ હા કરાવીને સહી લઈ ગયા. હવે એમની પાસે તો કોઈ આધાર પણ રહ્યો નહિ. કરવું શું ?

માંડ માંડ રસોડા ખર્ચ આપવો શરૂ કર્યો અને સાથે જ હિસાબ લેવા માંડ્યો. રમાબહેનને પરવશતા ન ગમી. સારી મિલ્કત ગુમાવી અને પાછી ગુલામી કરવી આ તે સંપનો કયો કાયદો ? પૈસો જોઈને દાનત બગડ્યા જેવું થયું. વિધવા સ્ત્રીને જેમ દબડાવવી હોય તેમ દબડાવાય, હેરાન કરાય, અને રખાય મુઠ્ઠીમાં. રમાબહેન હવે માત્ર સહી લે તેવાં જ નહોતાં. જે કંઈ રકમ થોડી ઘણી મળતી તેનો પણ હિસાબ માગવામાં આવતો.

ભાઈના ગયા પછી ભાભીને ઓથ આપવાને બદલે આ રીતે પૈસાના લોભે રંજાડવાનું શરૂ કર્યું. પૈસે ટકે સુખી વિધવાની આ દશા થઈ રહી છે તો આર્થિક ભીંસમાં ભીંસાતાં હોય તેની તો શું દશા હશે ! કુટુંબની આટલાં વર્ષની આબરૂ ઉપર ભાઈઓએ પાણી ફેરવી વાળ્યું વિધવા સ્ત્રીને બીજા કાર્યમાં ઓતપ્રોત કરવાને બદલે, કુટુંબમાં જ સમાવી દેવાને બદલે જો આ રીતે પજવણી થતી હોય તો તેનું સમાજમાં સ્થાન શું......! આ એક ખૂબ વિચારવા જેવો પ્રશ્ન છે.

## વધુ પડતી અપેક્ષાઓ

'પણ બહેન, તમારાથી આ કાર્યમાં ના નહિ જ પડાય. તમારે કરવું જ પડશે.'

'પણ મનુભાઈ, મારાથી એ નહિ બને. હું જાણું છું એ બાબતમાં કોઈને અંધારામાં રાખવા નથી ઈચ્છતી. તમે હઠાગ્રહી ન બનો તે જ ઈચ્છું.'

'ભલે એ ના પાડે, હું એમ માનીને જ આવ્યો છું કે એ ના પાડશે પણ બન્નેને એક વચન મેળવી તો આપો જ. આમાં સંતોષનો મોટો આધાર રહેલો છે. મને નહિ પણ મારાં વડીલોને એથી ખૂબ સંતોષ થશે. તમે એમની પરિસ્થિતિ નહિ સમજી શકો.'

'હું સમજુ છું મનુભાઈ, કે એક પિતા કન્યા મોટી થવા માંડે ત્યારથી કેટલી ચિંતામાં ઘેરાયેલા રહે છે. આપણે વ્યક્તિ તો જોવી જોઈએ. આપણી દીકરી લાખ દરજ્જે સારી હોય એટલે આપણે સામી વ્યક્તિનો વિચાર જ નહિ કરવાનો !'

'કેમ અમારી પુનીમાં તમને કંઈ વાંધો લાગ્યો ? શું આજના જમાનાને અનુકૂળ તેવી 'મોડર્ન' તે નથી ? જરૂર છે, જમાના સાથે બરોબર રંગાયેલી અમારી પુની છે.'

'તમે મનુભાઈ, હજુ તમારા કુંડાળામાં જ ઘૂમો છો. તમારી દૃષ્ટિએ જરૂર એ 'મોડર્ન' છે. બીજા કોઈને માટેની આ વાત હોત તો હું જરૂર હા પાડત. પણ આ તો બિરેન, કે જે અલ્ટ્રા મોડર્ન જમાનાનો રસિયો છે, જેના ખ્યાલાત ઘણા ઊંચા છે અને પોતે પણ એવો દેખાવડો, હોશિયાર અને જ્ઞાતિવાડાથી પર છે તેની ઉપર તમે તમારા બાંધેલા

'ના'માંથી પરાણે લાદવા ઇચ્છશો તો પણ તે સામું જુએ તેમ નથી. એને માટે હું કેવી રીતે વચ્ચે પડું? તમે નાહક અમને મૂંઝવણમાં મૂકો છો. પુનીની કેટલીક ત્રુટિઓ તો જોતાંવેંત જણાઈ આવે છે, હું તો તમને ના જ કહું છું.'

'તમારી અને મારી દૃષ્ટિમાં ઘણો ફેર છે, અમે પણ ભરયુવાનીમાં આવા જ ખ્યાલો સેવતાં હતાં. છેવટે સામાન્ય મિલન બાદ અમે એકબીજાને પીછાન્યાં અને 'ના'માંથી હા થઈ ગઈ. એટલે મારો તમને આગ્રહ છે કે એકવાર તો એમને મેળવો જ.'

મનુભાઈના અતિ આગ્રહ આગળ મારે નમતું જોખવું પડ્યું. અને મારાથી બનતી કોશિષ કરવા કહ્યું.

બિરેન મારા મિત્રનો ભાઈ હતો. અમારી વચ્ચે સારા સંબંધ હતા. અમે મશ્કરીમાં ઘણું કહી શકતાં. છતાં તેના જીવનના અણમોલા પ્રશ્નમાં મને ક્યારેય માથું મારવું ગમ્યું નથી. તે મારાથી ઘણો નાનો હતો, લાંબા ગાળાનું પરદેશનું જીવન ગાળ્યું હતું, એ નવી દુનિયામાં જીવી રહ્યો હતો – પરદેશના રંગે રંગાયેલો યુવાન હતો. એની સાથે એના બધા જ કાર્યમાં અનુરૂપ થઈ રહે તેવી સહચરીની શોધમાં હતો. તેને માટે જરાપણ ઉતાવળ નહોતી. અને છતાં ઉછાંછળો નહોતો. મારે બિરેનને કેવી રીતે વાત કરવી તે જ હવે તો વિચારવાનું હતું. અચાનક મારે ત્યાં બેઉને ભેગાં કરવાં અને તેને જણાવવું નહિ. તે તો મને ઠીક ન લાગ્યું. સંપૂર્ણ માહિતી આપી વાકેફ તો કરવો જ એવું છેવટે મેં નક્કી કર્યું. છુપાવવાનું પરિણામ તેને છેતરવા જેવું થાય અને કદાચ અમારા સંબંધને તે બાધારૂપ નીવડે.

અંતે મેં બિરેનને વાત કરી. એની ચોખ્ખી ના જ હતી. તે કોઈ રીતે મળવા તૈયાર નહોતો જ. છેવટે મારી મૂંઝવણ મે વર્ણવી અને એક મુલાકાત વધુ ગોઠવવા કહ્યું. તેણે મુલાકાતની તો ના જ પાડી. માત્ર મારે ઘેર આવવા જ હા પાડી.

પુની અને બિરેનને મારે ઘેર ભેગાં કર્યાં. મળ્યાં તો નહિ જ. કહેવાની જરૂર નથી કે બિરેને મને ના પાડી દીધી.

પુની ગઈ, ખબર નથી એને કેવો આઘાત લાગ્યો હશે. એને એવો ખ્યાલ ન આવે એવા મારા પ્રયત્નો હતા. પરંતુ મનુભાઈએ તેને પહેલેથી જ ચેતવી હતી. આમ નકાર સાંભળીને શું તે રીઢી થઈ ગઈ હશે! ના, એવું નથી. એને જરૂર અસર થાય છે અને માનસિક વિકૃતિનો ભોગ બની ચૂકી છે. એના સ્વભાવમાં, માનસમાં, વર્તનમાં ઘણો ફરક પડ્યો છે. યુવાવસ્થાનું લોહી ઉકળી રહ્યું છે, તે સાથીની ઝંખનામાં અંતરથી શેકાયા કરે છે.

પુનીનો આખોય પ્રશ્ન જો સહજતાથી લેવાતો હોત તો મને લાગે છે કે આ પરિસ્થિતિ ન ઉદ્ભવત. મને નથી સમજાતું કે તેનામાં છે તેના કરતાં વધુ ઉચ્ચ પ્રકારની અપેક્ષા પુની સેવી રહી છે કે એનાં વડીલો...? વધુ પડતી અપેક્ષાઓ સેવી હા, ના કરવામાં વ્યક્તિએ ઊર્મિઓને દબાવવી પડે છે. પરિણામ માનસિક અસંતોષ તરફ ખેંચી જાય છે.

## બાળઉછેર અને માતા

'તું જા તારે ઘેર જતો રહે, મારે ઘેર તારે નથી આવવાનું. જા, જા. નથી જતો તો ચાલ મીના, આપણે દરવાજો બંધ કરીને અંદર જતાં રહીએ.'

બહાર ચાલતો વાર્તાલાપ અમારાં બાળકો વચ્ચેનો હતો, ઘરમાં રહી રહી હું સાંભળતી હતી. મને સમજાયું નહિ, કોઈ દિવસ નહિ ને આજે શૈલેષ ના કેમ પાડે છે. કારણ એ તો બાળકોનો ભૂખ્યો હતો. પણ ત્યાં તો ફરી સાંભળ્યું :

'જાય છે કે નહિ, અમારે તારી સાથે નથી રમવું.' અને હું બહાર પહોંચી: 'શૈલુ, શું છે? તું કેમ એને ના પાડે છે? બધાં રમો ને.'

'અરે, મમ્મી, અમે અંબરીશ સાથે નહિ રમીએ. તને દેખાય છે એવો સરસ એ નથી. એ તો બધાને મારે છે; બહુ ખરાબ છે. તે દિવસે નીલુ સાથે ઝઘડ્યો અને એવો પથ્થર માર્યો કે તેના માથામાંથી

કેટલું બધું લોહી નીકળ્યું. અને ઉપરથી એની મમ્મીએ એનું ઉપરાણું લીધું. મમ્મી, એ તો બધાંની સાથે ઝઘડે છે.'

શૈલેષે બીજા પણ દાખલા આપ્યા. મને અંબરીશના આ પ્રકારના વર્તનથી ખૂબ દુઃખ થયું. અંબરીશ તો નીચુ મોં રાખી મનમાં ગુસ્સા સાથે ચાલ્યો ગયો. હું વિચારમાં પડી. બિચારા અંબરીશનો જ એકલાનો વાંક નહોતો. તેના આ વર્તન માટે તેના ઘરનું વાતાવરણ, તેનાં માબાપ અને ખાસ કરીને મા જવાબદાર હતી. એ જ એને આવાં ખરાબ કાર્યો તરફ ઉશ્કેરતી હતી.

આવા બાળકના દોષ બધી જ માતાઓ જુએ છે અને છોકરો ખરાબ થઈ ગયો છે, ખોટે રસ્તે ચઢી ગયો છે એમ કહેશે. પરંતુ તેના ઉછેરમાં જ ખામી છે તે તરફ જોવાની કે વિચારવાની તસ્દી નથી લેતાં. બચપણથી જ બાળકમાં નમ્રતા અને ભલાઈના ગુણો દાખલ કરવા માટે માતાનું બીજા સાથેનું વર્તન એટલું સરળ અને નમ્ર હોવું જરૂરી છે. બાળકની વર્તણુકનો ઘણો આધાર વાતાવરણની છાંય ઉપર રચાયેલો છે. બાળકને નાનપણથી જ સારી ટેવો ગ્રહણ કરી શકે તેવું વર્તન માતાનું હોવું જરૂરી છે. અંબરીશનું વર્તન ક્રૂર હતું એમ તો કેમ કહી શકાય! એ બાળકો ઝઘડ્યાં હોય અને અંબરીશે માર્યું હોય એવું પણ બને. પણ પેલા બાળકને આટલી ઈજા થયા પછી પણ નજરે જોયા પછી એની માતાનું જે વર્તન હતું તે યોગ્ય તો નહોતું જ. ઈજા પામેલ બાળક તરફ સહાનુભૂતિ બતાવવાને બદલે અંબરીશને ઉશ્કેરવામાં તે સામીલ થયા. 'સારું થયું', એ જ દાવનો છે' એવું એમનું વર્તન. બાળક પોતાની ભૂલ જોઈ શકે, પસ્તાવો કરે. પણ ઉશ્કેરણી થતાં પોતે ખોટું કે ખરાબ કર્યું છે તેય ન લાગવા દે.

આવે સમયે માતાએ બાળકના ઉછેર પ્રત્યે પોતાની જવાબદારી સાભાનપણે દાખવવી જરૂરી છે. તેમાં બાળકનું શ્રેય રહેલું છે તે પણ ખ્યાલમાં હોવું જરૂરી છે.





વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦ વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ : રૂ. ૪૯/૫૦ વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

## ઊર્મિ-નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ • ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ • ગાંધીરોડ • અમદાવાદ. ૧

—: આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ લવાજમ ભરી શકાય છે :—

૧. એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨. આર. આર. શેઠની કંપની. કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩. એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪. આરોગ્યધામ, અરુણ મેન્શન, વિન્સેન્ટ રોડ, માટુંગા, મુંબઈ, ૨.
૫. વિજય સ્ટોર્સ, ૩૮૧/એ, કાલબાદેવી રોડ, ત્રીજે માળે, નરોતમવાડી, મુંબઈ, ૨.
૬. ઇન્ટરનેશનલ બુક હાઉસ, ૯ એશ લેન, મ. ગાંધીરોડ, મુંબઈ, ૧.
૭. નિર્મલ એજન્સીઝ, ૧૦૮ શેખ મેમણ સ્ટ્રીટ, બીજે માળે, મુંબઈ, ૨.
૮. લોક મિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર, ૧.
૯. સાહિત્ય ભંડાર, ૧૪, અમરત્તલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૦. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, ગેન્ડીગેટ, વડોદરા.
૧૧. ગુજરાત પુસ્તકાલય સ. સ મંડળ, પ્રેસ ભવન, રાજમહેલ રોડ, મહેસાણા.
૧૨. ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલા, સુરત.
૧૩. બાબુભાઇ પ્રેમશંકર ત્રિવેદી, ગંજ બજાર, પાટણ.
૧૪. વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ, આણંદ.
૧૫. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૬. સાહિત્ય મિલાપ, ડૉ. યાજ્ઞિક રસ્તો, રાજકોટ. ૧.
૧૭. પોપ્યુલર બુક સપ્લાય, પો. ઓ. નં ૭૬૯, કંપાલા. ( યુગાન્ડા-પૂ. આફ્રિકા )
૧૮. જનરલ બુક સેલર્સ, પો. બો. નં. ૧૨૭૮, દારે સલામ ( ટી. ટી.-પૂ. આફ્રિકા )
૧૯. યુનાઇટેડ જનરલ સ્ટોર્સ લિ. પો. બો. ૮૦૮, કિસુમુ ( કેન્યા-પૂ. આફ્રિકા )
૨૦. કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. બો. નં. ૨૪૬, જિન્જા ( યુગાન્ડા પૂ. આફ્રિકા)
૨૧. મુલ્લા સલમાનજી મુલ્લા હેપતુલ્લાભાઈ, પો. બો. નં. ૧૩૭૭, મોંબાસા (કેન્યા-પૂ. ,,)
૨૨. નીલકંઠ પી. સ્વામી, પો. બો. નં. ૩૯૧, મોંબાસા (કેન્યા પૂ. આફ્રિકા)

મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

# નાની બચતમાં આબાદીનું મૂળ છે




આપની નજીકની ટપાલ કચેરીનો અથવા નાની બચતના એજન્ટનો અથવા જિલ્લામાં જિલ્લા કલેક્ટર કચેરીનો સંપર્ક સાધો.

વધુ માહિતી માટે લખો:—

નાની બચત અધિકારી, નાણાખાતું, સચિવાલય. અમદાવાદ-૧૫

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત.

અંક ૧૨ : માર્ચ '૬૫
સળંગ અંક ૪૨૦
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૫
'નવરચના' : વર્ષ ૨૯
સાહિત્ય પ્રેરતું સામયિક

૧૪૨૯૬

## ક્રમ



★

## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે લવાજમ પૂરું થવાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતાં વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

'ઊર્મિ–નવરચના'

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧


પ્રકાશક ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો. દવે અને સંપાદક : જયન્ત પરમાર.



## સાચા સાહિત્ય–સાધક
# સ્વ. શ્રી ધૂમકેતુ

'આ રામગાહે જવાની મારી પળ આવી પહોંચી એ ઠીક થયું. મને હવે શાંતિની ખેવના જાગી હતી. રાત અને દિવસ મેં મારા જીવને કામના વૈતરામાં એવો જોડી દીધો હતો કે એ રોજ કહેતો : હવે બે ઘડી આરામ લઈએ ! બે ઘડી આરામ લઈએ ! તમારે તે મને આરામ લેવા દેવો નથી કે શું ?'—સત્તર વરસ પહેલાં આ જ માસિકને ઊઘડતે પાને શ્રી. ધૂમકેતુએ 'મૃત્યુનું ગાન' નામના લેખમાં લખેલું ઉપરનું વાક્ય આજે ફરી ટાંકવાનું મન થાય છે : બોંતેર વર્ષની પાકટ વયે સાહિત્યના આ સાચા સાધકે ૧૧મી માર્ચે આખરી વિદાય લીધી છે, અડધી સદીની તેમની સાહિત્ય–સાધના પૂરી થઈ છે.

ગુજરાતી સાહિત્યનો વારસો દીપાવવામાં શ્રી. ધૂમકેતુ આગલી હરોળમાં સ્થાન મેળવી શકે છે તેનું કારણ આ અવિરત સાધના છે. જ્યાં સુધી ગુજરાતી સાહિત્ય અસ્તીત્વ ધરાવશે ત્યાં સુધી શ્રી. ધૂમકેતુ પણ મૃત્યુથી પર છે—તેમનું આ અસ્તીત્વ અમરતાની યાદ દેવડાવ્યે જ જશે.



ધૂમકેતુ

જન્મ
૨૮ ડિસેંબર
૧૮૯૨

અવસાન
૧૧ માર્ચ
૧૯૬૫

સન ૧૯૪૭ના એ દિવસો આજેય યાદ આવે છે. શ્રી. ધૂમકેતુ ટૂંકી માંદગીને બિછાને પડ્યા પડ્યા નોંધપોથીઓ ફંફોળી રહ્યા હતા ને શ્રી. ઝવેરચંદ મેઘાણી એમની ખબર કાઢવા જઈ પહોંચ્યા. વાતવાતમાં નોંધપોથીઓ પણ ઉલ્લેખાઈ. મેઘાણીભાઈએ એ બધી નોંધોનો વેળાસર ઉપયોગ કરવા આગ્રહ કર્યો. એમાંથી શ્રી. ધૂમકેતુએ 'જીવન પંથ'ના હપતા ઊર્મિમાં દર માસે આપવા શરૂ કર્યા.

એ જ વર્ષના માર્ચ મહિનામાં મેઘાણીભાઈએ આ ફાની દુનિયાની વિદાય લીધી અને ઊર્મિમાં લેખ-વૈવિધ્ય જાળવવા જુદા ~~જુદાં ઉપનામેથી~~—શ્રી. ધૂમકેતુએ : સામગ્રી

પીરસવા માંડી : 'જીવન પંથ', 'ગીતાંજલિ', 'જિબ્રાનની વાણી', 'પ્રસંગ કથાઓ', 'બોધ-કથાઓ', 'ઉપનિષદ કથાઓ', પાનગોષ્ઠિ જેવાં ટીકાત્મક લખાણો અને સાત આઠ માસ સુધી તો માસિક નોંધ પણ તેમણે જ લખેલી.

સત્તરેક વરસ પહેલાં આજના જેટલાં ગુજરાતી સામયિકો નહોતાં. સન '૪૮ની વાત છે. ભારતી સાહિત્ય સંઘમાં શ્રી. ધૂમકેતુ બેઠા હતા ને એક નવા જ શરૂ થયેલા માસિકના જુવાન સંપાદક તેમને મળવા આવ્યા. પોતાના માસિકનો ખ્યાલ આપ્યો. લેખની માગણી કરી. ત્યાં સુધી તો શ્રી ધૂમકેતુએ એ ભાઈને નિરાશ ન કર્યા. પણ ગુજરાતી ભાષામાં શરૂ કરેલા એ માસિકના સંપાદકે શ્રી. ઝવેરચંદ મેઘાણીનું સરનામું માગવાની ધૃષ્ટતા કરી ત્યાં એ સર્જક વીફરી બેઠા. જે માણસને મેઘાણી-ભાઈના વરસેક પહેલાં જ થયેલા અવસાનની પણ ખબર નથી એ કઈ લાયકાતે ગુજરાતીમાં સાહિત્યનું માસિક ચલાવવા નીકળી પડ્યા છે! એ ભાઈને તરત વિદાય કર્યા, પણ સાહિત્યનું આવું હાડોહાડ અપમાન તે ન ગળી શક્યા. એ જ મહિને ઊર્મિની માસિક નોંધમાં આવા અધકચરા સંપાદકને એવો તો ઊધડો લઈ લીધો હતો!

આ પ્રસંગ મને આજે એવો ને એવો યાદ તો એટલા માટે રહી ગયો છે કે હું પણ સંપાદનક્ષેત્રે એ વખતે પા-પા પગલી માંડી રહ્યો હતો. મેઘાણીભાઈ અને ધૂમકેતુભાઈ જેવા પીઢ સાહિત્યકારો પાસેથી આ ક્ષેત્રનાં મારાં એ શરૂનાં વરસોમાં મને ઘણું બધું શીખવા અને જાણવા મળ્યું છે. અને તેમાંય મારા વડીલ સ્વજન જેવા ધૂમકેતુભાઈ તો છેલ્લાં સત્તર વરસથી, મળે ત્યારે 'કાં ભાઈ?'થી વાતની શરૂઆત કરીને કેટલીય વાતો કહી દેતા. એવો આત્મીયતાનો અવાજ હવે ફરી સાંભળવા નહિ મળે એનો રંજ જેવો તેવો નથી.

નાના મોટા બસો ઉપરાંત ગ્રંથોના એ સર્જક સર્જન સાથે કેવા ઓતપ્રોત થતા એનો આ એક જ નમૂનો બસ થઈ પડશે : 'જૂનાં ખંડેરોમાં કોઈ વખત એકલા જાજો. આખી સૃષ્ટિ જાણે જાગતી હોય એવું લાગશે. ઘણાને ન પણ લાગે. મને લાગે છે. આ ઐતિહાસિક પાત્રોની ભૂતાવળ પણ એવી જ ભયંકર છે. એક વખત એ પાછળ પડી પછી એ પોતે સૂશે નહિ ને તમને પણ સૂવા દેશે નહિ.' ઐતિહાસિક નવલકથાઓની હારમાળાના રચયિતાના આ અનુભવબોલ છે. એ વિના આટલે ઊંડેથી ઇતિહાસને કોણ ઉલેચી શકત?

શ્રી. ધૂમકેતુને સાચી અંજલિ તો એમના આ શબ્દો જ આપે છે : 'તમે મને ચાહતા હો તો આટલું સમજજો કે યુગનો ધર્મ પૂરો થાય છે ત્યારે વ્યક્તિએ નવું રૂપ લેવું પડે છે. હું નવું રૂપ લેવા ગયો છું.' (મૃત્યુનું ગાન—ઊર્મિ, માર્ચ '૪૮).

(signature)





'રાજહંસ'

# સમયનાં ક્ષીર-નીર

### રાજકારણનું રાજસુખ

દેશનું શાસન ત્રિવિધ રીતે ચાલવું જોઈએ; રાજકીય, આર્થિક, અને સંસ્કૃતિનું ત્રણેયનું ચણતર એક થવું જોઈએ. એક જ પાસા ઉપર વધારે વજન મુકાઈ જાય તે ઠીક નથી. પછી કોઈ પાસાની ઉપેક્ષા તો થઈ શકે જ કેમ ?

દેશના શાસનમાં આજે રાજકારણ મોખરે આવી ગયું છે. પરદેશની સરકારો રાજકારણ સાચવી લેવા માટે ભારતના સંબંધ જાળવે છે, સાધનો કે નાણાં આપી છૂટે છે. અને અહીંની સરકાર એનો ઉપયોગ રાજકીય હેતુ માટે કરે છે. દરેક પગલાંની પાછળ સીધી ને આડકતરી રીતે રાજકીય અસર કામ કરતી હોય છે.

આથી દેશનું અર્થતંત્ર ગૂંચવાયું છે, એનો ભાર વધતો જાય છે. એ જો તળિયે બેસી જશે તો રાજકીય અને સાંસ્કૃતિક ચણતર તૂટતાં વાર નહીં લાગે. એની ચિરાડો તો દેખાવા માંડી છે. હમણાં તો ગાબડાં પડે તેને પૂરતા જવામાં સરકાર રોકાઈ છે, પરંતુ સ્થિતિ એવી આવી છે કે એક સાંધે ત્યાં તેર તૂટે છે.

### વિશ્વાસ ઘટતો જાય છે

આપણે સમાજવાદની એક પદ્ધતિ સ્થાપી છે; એનું મુખ્ય લક્ષણ તે સરકારી કંપનીઓ (પબ્લીક સેક્ટર) છે. દેશમાં જે સાધનો વડે આયોજનનું કામ આગળ ધપાવવાનો વિચાર ચાલે તેનો સિંહભાગ આ સરકારી કંપનીઓ ઉઠાવી જાય છે. એનું વળતર આજ મળશે-કાલ મળશે એવા આશ્વાસનનાં વચનો આપણે ઘણી વાર સાંભળીએ છીએ પરંતુ એ માખણ છાછ ઉપર તરી આવતું હોય એમ જણાતું નથી. અને આ નવાં રજવાડાંને નિભાવવાનો ભાર ખાનગી વેપારધંધા ઉપર અસહ્ય બનતો જાય છે. એકંદરે તો બધો જ ભાર પ્રજાની પીઠ ઉપર લદાય છે.

સરકારી કંપનીઓનો વહીવટ ક્યારે સુધરશે તે કોઈ કહી શકતું નથી. લોકોનો ભય છે કે સમાજવાદી પદ્ધતિમાં કોઈ સરકારી કારખાનું રળીને આપે એ વાત માનવા જેવી નથી. હા, કરવેરા વધારીને રેલ્વે કે ટપાલખાતાની આવક વધારી શકાય, અથવા તો ઇજારાની પદ્ધતિ રાખી ચીજવસ્તુના ભાવ કાયદાના જોરે વધારી પ્રજાને માથે વધારે બોજો મૂકી શકાય. બાકી પોતાની કુશળતાને લીધે સરકારી કંપનીઓ રળી શકશે એવી આશા કોઈ રાખી શકતું નથી. એને લીધે તો બોજા વધવાના જ છે, ને પ્રજાના ભાગમાં રાહત આવવાની નથી.

દેશના શાસનકર્તાઓ વારંવાર 'ગંભીર' પરિસ્થિતિની વાતો કહેતા થયા છે. 'કટોકટી'ના મામલા ઉથલા ખાતા રહે છે. એમાંથી ઉગારો દેખાતો નથી. લાગે છે કે સરકાર હવે અંદરખાનેથી હતાશ થઈ ગઈ છે. એમને કોઈ ઉપાયે ગાડું ગબડતું રાખ્યા સિવાય છૂટકો નથી, પછી ભલે એમાં ઘણાં સંકટો આવે ને બોજો અત્યંત વધી જાય.

આ સ્થિતિ પ્રજા ઓળખતી થઈ છે, અને સરકારમાં હવે વિશ્વાસ ઘટતો જાય છે. એટલે આગેવાનો કહેવા લાગ્યા છે કે પ્રજામાં એક નવી કટોકટી આવી છે—આત્મવિશ્વાસની. પરન્તુ, હકીકતમાં સરકાર ઉપરથી વિશ્વાસ ઊઠતો જાય છે.

જે સરકારને વારંવાર પ્રજાની વ્યક્તિઓના જ નહીં

પરંતુ મોટા માર્ગોનાય દોષ કાઢવા પડે, બીજાને અપરાધી બનાવીને પોતાનો બચાવ કરવો પડે એની નૈતિક શક્તિ જીર્ણ થઈ ગયેલી જાણવી.

સરકાર ભલે વેપારીઓને ગુનેગાર ઠેરવવા મથે, કાળાં નાણાં કઢાવવા ઓચિંતા દરોડા પાડે, કોમવાદી કહીને હિન્દુ આગેવાનોને વગોવે, નફાખોર કહીને ધંધાદારીઓને ઉતારી પાડે—એમ દોષની વહેંચણી કરવાના ધમપછાડા કરતા રહીને પણ એ પોતાના પક્ષના માણસોને બચાવી શકે એમ નથી. તમામ લોકો હવે સમજી ગયા છે કે દેશમાં 'ધોળા ઠગ' લોકોની વસતી વધતી જાય છે. ને એમને લીધે જ દેશની ડોકી મરડાઈ રહી છે.

### કારોબારના કારમા ઢંગ

આપણે વારંવાર અછતોની બૂમો સાંભળતા આવ્યા છીએ. જેની તેની કચુ લાગે છે. કેટલીય વાર ચલાવી લેવું પડે છે. ઘણી જગ્યાએ સરકારી નિયમ કે પ્રતિબંધ કે અંકુશનો ફતવો વાંચી પગ પાછા કરવા પડે છે.

પરંતુ આપણું કામ રખડી પડ્યું એની વેદના પ્રજાને થાય તેથી અનેકગણી વેદના તો બીજી રીતની હોય છે. જેની પાસે વેરવાના પૈસા હોય કે જેની પાસે વગવસીલો હોય તેનું કામ ક્યાંય અટકતું નથી. એ લોકોને બધું મળે છે, ડાબા હાથનો ખેલ હોય એવું સરળ છે. એવું જોઈને લોકોમાં જે હતાશા ફેલાય છે તેની વેદના તીવ્ર હોય છે.

ને સત્તાપક્ષની જાહોજલાલીનો પાર નથી. લાખની જરૂર હોય કે ના હોય–કરોડનો ધુમાડો કરી નાખતા એ શ્રીમાનો અચકાતા નથી. કામને માટે માણસો રોકાય એ ઠીક પરંતુ આ ઉપાધ્યાયો પારકો આટો ઉધરાવી લેવા નવાં નવાં કામ ઊભાં કરતા જાય છે, ને એથી પ્રજાનાં છોકરાંને તો ઘરની ઘંટીઓ ચાટવા જેવું કરી મૂક્યું છે.

એટલેથી પતતું હોત તો ધૂળ નાખી, એમનાં હોજરાં ભરતા રહેત. પરંતુ, એમણે ફેલફિતુર પણ ઘણા કર્યાં છે. આર્થિક કટોકટી લાવવાની અક્ષમ્ય ભૂલો ઢાંકવા, સરહદો સાચવવાની નિષ્ફળતા છૂપાવવા, સહકારી કંપનીઓના આવડત વગરના કારોબાર હાંકયે રાખવા એમણે જાણીબૂઝીને અવનવાં તોફાનો કરાવ્યાં છે—એમ કે લોકો ભલે બીજી બાબતોમાં ગૂંચવાતા રહે. 'અંગ્રેજીનું શું?', 'તેલ નથી', 'દરોડો આવ્યો', 'હડતાલ પડી', 'દવામાં ભેળસેળ', 'ખાંડ ખલાસ', 'પીવાના પાણીમાં જંતુ', 'વસતી વધારો'—આવા પોકારો ચાલતા જ રહે છે, એનો નિકાલ કરતા નથી. લોકો ભલે ને એની ચિંતા કરે. બીજી તરફ લૂંટના માલની વહેંચણીનું કામ આપસમાં શાનદાર રીતે ચાલતું હોય છે.

### દાનત નથી, ગજું નથી

આમ તો પ્રધાનોને પણ એમના પદ ઉપરથી ખસેડવામાં આવ્યા છે, એમની જાહેર નિંદા થઈ છે, લાંચીઆ અમલદારોને રૂખસદ આપી છે. કેટલીક વધારાની કમિટીઓ બરખાસ્ત પણ કરી છે. એમ છતાં લોકોનું મન માનતું નથી.

લોકો તો જાણી ગયા છે કે રાજીનામું આપી છૂટા થયેલા માણસો પોતાનો અને પોતાના પરિવારનો આખો ભવ સુધારીને ખસ્યા છે. કાલે બીજા દરવાજેથી પાછા પેસવાના છે, દોરીસંચાર કરનારા તરીકે એમનું સ્થાન કાયમ છે. ટૂંકમાં એમનો વાળ વાંકો કરે એવું કોઈ નથી.

જાતજાતનાં વચન આપ્યા પછી એમાંનું કૈં ના બને ત્યારે એમાંના કોઈ જવાબદાર લેખાતા નથી. એમના વચનભંગ ને વિશ્વાસભંગ માટે કોઈ અદાલતો નથી.

સરકારી કંપનીઓની બિનઆવડત ને ગેરવહીવટ ખુલો થઈ ગયા પછીયે નવાં રાષ્ટ્રીયકરણની ધમકીઓ શી રીતે અપાતી હશે? શી રીતે અનાજ જેવી જરૂરીઆતની વસ્તુનો વેપાર હાથમાં લઈ લેવાનું સરકાર વિચારતી હશે? કાયદાના જોરે પડાવી લેવાનું સહેલ છે, પ્રજા પોતાનું સંભાળે છે એથી વધારે સારી રીતે કરી દેખાડે એવું ગજું આ સરકારે



બતાવ્યું નથી.

### વાહિયાત ખુમારી ને અડિયલ જીદ

ગુજરાત પ્રાંતિક સમિતિએ વાડીલાલ મહેતાને બહાર કાઢીને પોતાની હાંસી ઉડાવી છે. એ ભલે માને કે શિસ્તભંગ માટે પગલાં ભરવાં જોઈએ. પરંતુ એ ભૂલે છે કે આવી પરિસ્થિતિ ઊભી કરવાની જવાબદારી પણ એમની જ છે, સર્વોચ્ચપણાની વાહિયાત ખુમારી અને ભાંગેલી હોડીને સહારે પડી રહેનારા પ્યાદાંની જીદ આ બે કારણોને લીધે પ્રાંતિક સમિતિ જ આખી ગારામાં ફસાતી જાય છે.

કહેવું જોઈએ કે વાડીલાલ મહેતાએ નીડર વાણીથી પ્રાંતિક સમિતિનો કૃત્રિમ બંધ તોડ્યો છે, ઘણાને નિર્ભય રીતે વિચારવાની પ્રેરણા આપી છે. વાડીલાલ મહેતાએ નૈતિક હિંમત દાખવી સ્પષ્ટ વલણ ના લીધું હોત તો દક્ષિણ ભારતમાં જ્યાં એવાં તોફાનો ગુજરાતમાં પણ થાત. એમણે પ્રજાનો અસંતોષ ઓળખ્યો ને એને ન્યાય આપવા દૃઢતા દાખવી છે. એ પછીયે ત્રિભુવનદાસ પટેલ પ્રમુખ તરીકે રહે એ યોગ્ય નથી. ગુજરાતની સરકારે ભાષા પ્રશ્ન તપાસવા પંચ નીમવાનું કબૂલ કર્યું તે જ વખતે એમનું રાજીનામું આવવું જોઈએ, ને વાડીલાલને પ્રમુખપદ સોંપવું જોઈએ.

### ગુજરાત મોરારજી મુક્ત બને

ગુજરાતની કોન્ગ્રેસે લાંબા સમય સુધી મોરારજીનું ઘણું માની લીધું એ એની ભૂલ થઈ છે. હવે એનો અંત આવવો જોઈએ.

અમદાવાદના ગોળીબારો પછી મોરારજીનું સ્થાન ડગેલું જ છે. એ સમયે ભૂદાન પ્રવૃત્તિની ઓથે એ પાછા જાહેર મંચ ઉપર આવ્યા હતા. હવે મહારાજ કે વિનોબા એમને ફરીથી ઉપર ખેંચી શકે એમ જણાતું નથી. સર્વોદય સંઘમાં મીંઢા, સંદિગ્ધ, ને ફારેગ થઈ ચૂકેલા માણસો ના ભરાય તો સારું. તક મળતાં એવા લોકોનો હૂંકાર પાછો ચાલશે એટલો ડર રાખવા જેવો છે.

મોરારજીથી ગુજરાત વગોવાયું છે, બદનામ થયું છે. ગુજરાતીઓ અને ખાદીધારીઓને એમનાથી શરમાવું પડે છે. એમણે ઘણા સન્નિષ્ઠ પુરુષોનો તેજદ્વેષ કર્યો છે, ખસેડ્યા છે, સામી હરોળમાં ધકેલ્યા છે. હાથે હજામત કરે અને ખાંડ ના ખાય એવાં વ્રતનો છેડો પરિવારનાં હિત સાચવવામાં જણાય એ જોઈને ગુજરાતની ગદરન ઝૂકી ગઈ છે. અને પ્રાંતિક સમિતિનું હીર ઝંખવાયું છે.

આવતી ચૂંટણી માટે ગુજરાતની કોન્ગ્રેસે હવે મોરારજી મુક્ત થઈને નવેસરથી તૈયારી કરવી જોઈએ. કોને ટિકિટ આપવી એ કામ તો એમના હાથમાંથી અવશ્ય છીનવી લેવું જોઈએ. એટલી હિંમત નહીં બતાવે તો ગુજરાતની કોન્ગ્રેસને નહાઈ નાખવાનો દિવસ દૂર નથી દેખાતો.

### ભાષાને શું વળગે ભૂત ?

દક્ષિણ ભારતમાં હિંદી ભાષાને રાજભાષા બનાવવા સામે વિરોધ છે. આમ છતાં કેરળ, કર્ણાટક, કે આંધ્રમાં તોફાનો નથી થયાં, મદ્રાસના પ્રદેશમાં થયાં છે. બંગાળમાં એકલા કલકત્તામાં રાજકર્મચારીઓમાં અને હિંદી ફિલ્મો સામે વિરોધ જણાયો છે. આ તોફાનો પછી કામરાજ–અતુલ્યની જોડીએ હિંદી ભાષા સામે બંધારણીય ફેરફાર માગ્યો છે. આ શું સૂચવે છે ?

અંગ્રેજી ૧૫૦ વર્ષ સુધી રાજભાષા રહી. ધારાસભા ને કોર્ટકચેરીઓનો કારોબાર અંગ્રેજીમાં ચાલ્યો. એ વાતને ૧૫ વર્ષમાં ભૂંસી નહીં શકાય. એ પહેલાં ઉર્દુમાં રાજકારોબાર ચાલતો. પરંતુ એનો જમાનો ફરી આવે એમ જ નથી. આજે હિંદી ભાષા બોલનારા લોકો પછાત પ્રજા તરીકે ખપે છે. એમની બોલીનું માન પડતું નથી.

એ હિંદીનો હઠાગ્રહ થશે તો દક્ષિણ ને પૂર્વ ભારત જુદાં પડશે. મહારાષ્ટ્ર એવી તકની રાહ જોઈ રહ્યું છે—કેમકે પેશ્વાઈ એના લોહીમાં છે. એવે વખતે શીખો બેસી નહીં રહે. હિંદીથી રાષ્ટ્રીય એકતા નહીં પરંતુ

ભેદ વધે એવું સ્પષ્ટ જણાયા પછી એની જીદ જવી જોઈએ. બીજાં પંદરવીસ વર્ષે જે સરકાર હશે તે સમજીને નવું પગલું ભરશે.

અંગ્રેજી શબ્દોનું હિન્દીકરણ કઢંગું લાગે છે, એની પાછળ ખરચેલા કરોડ રૂપીઆ આજે તો વેડફાઈ ગયા જ ગણાય. આ દેશમાં રાજાશાહી નથી ચાલતી, લોકશાહી ચાલે છે. લોકોમાં હિન્દી ભાષાનો પ્રેમ વધે, મહાવરો વધે, એ પછી જ એને કામકાજની સામાન્ય ભાષા બનાવી શકાય.

કાયદાના જોરે ફેરફારો કરી નાખવાની ઉતાવળમાં જોખમ રહ્યું છે એ શું હજીયે આપણે નથી સમજી શકતા ?

### વિદ્યાર્થી વગોવાય છે

વિદ્યાર્થીનું કોઈ પણ આંદોલન તરત જ તોફાનમાં—હુલ્લડમાં ધસી જાય છે એમાં પણ ભેદ છે. વિદ્યાર્થીઓમાં સામ્યવાદ માટે ખાસ પ્રીતિ નથી, પરંતુ સામ્યવાદીઓમાં વિદ્યાર્થીઓનો ગેરલાભ લેવાની ઘણી ધગશ છે. એ લોકો ટાપીને બેઠા હોય છે. કોઈ ઠેકાણે અસંતોષ જણાયો ને એમાંથી જો આંદોલન ચાલુ થાય તો એને ગોળીબાર સુધી પહોંચાડે છે.

વિદ્યાર્થીઓના અસંતોષ તરફ આપણી નજર વહેલી વળવી જોઈએ. એમની શક્તિઓને વાળી શકે, એમને પ્રેરી શકે એવી હવા અને કાર્યક્રમ દેશમાં ક્યાં છે ? ગાંધીજીએ દેશમાં આદર્શની ભૂખ જગાડી છે. એને સંતોષે એવું કોન્ગ્રેસ પાસે હવે કૈં જ નથી રહ્યું, ને ગાંધી સંઘ પાસે પણ નથી રહ્યું.

વિદ્યાર્થીઓને કોઈ ઝૂંબેશમાં રોકવા જોઈએ. એમને લાગવું જોઈએ કે અમારો ઉપયોગ દેશમાં થવો જરૂરી છે, એવી અમારી લાયકાત પણ છે. એમને ક્રાંતિની દિશા દેખાડવી ને એ તરફ દોરી જવા એ કેમ કોઈને સૂઝતું જ નથી ?

### આદર્શોનો વ્યભિચાર ના ચાલે

ખાદીમાં, દારૂનિષેધમાં, રાષ્ટ્ર ભાષામાં—બધે આપણે મતલબ સાધનારા માણસો ભેગા કર્યા છે. મુસ્લિમોના મન જરા થાબડીને પડાવી લઈએ છીએ ને એમને રીઝવવા માટે ગોલવલકરના સંઘને કે હિન્દુ મહાસભાને આડી અવળી ચોપડી દેતાં શરમાતા નથી. ભૂદાન કે રચનાત્મક કાર્યક્રમ એ અમુક જણની ખાનગી મહેચ્છા હોવાથી નભે છે, તોતીંગ કારખાનાં સાથે એમનો મેળ ખાતો નથી.

સૌથી કનિષ્ઠ પગલું મોરારજી–કૈરોન–પટનાયક–મિત્ર જેવા રાજપુરુષોએ ભર્યું છે. એમના પરિવાર રાષ્ટ્ર ભક્તિની આડે બંધ બનીને ઊભા રહ્યા, એમાં ગાંધી-તેજ ઝંખવાયું. એવા વ્યભિચારે દેશની નૈતિક ભાવના ઉપર કલંક ઢોળ્યું. એમ છતાં કોઈએ એની સામે ઉપવાસ આદર્યાં નથી, ધમકી પણ આપી નથી. એક જ કાંતિભાઈ મોરારજીને મુક્ત કરી શકયા હોત તો ગુજરાતમાં પ્રભાવ પડત, ને દેશમાં પણ પડત.

નિરુપદ્રવી માણસો તરીકે શાંતિ સૈનિકોની છાપ સારી છે. એમના મનમાં શાંતિની ઇચ્છા પણ ખરી. બાકી શાંતિ માટે એ લોકો ઝંપલાવે ને વ્યક્તિગત અહિંસાનો પ્રયોગ કરે એ આશા વધારે પડતી છે.

ગામમાં, જિલ્લામાં, કે દેશમાં શાંતિ જળવાય એવો એમનો વ્યૂહ નથી, અને નથી અશાંતિ કે હિંસા સામે લડી લેવાની વ્યાકૂળતા. એમને સૈનિક નામ શાથી આપ્યું હશે એ જ સમજાતું નથી. જે સૈન્યમાં શિસ્ત નથી. કોઈ અધિપતિ નથી, આક્રમણનો કયારેય વિચાર નથી એમાં શોભા પણ શી હોય ! એમ તો કબૂતર પણ શાંતિનાં પંખીનું નામ પામ્યાં છે (યુદ્ધના જ મોરચેથી સંદેશ લઈ જાય છે તો પણ) પરંતુ એથી શું વળે !

દેશમાં ઘણી વાર તોફાનો ફાટી નીકળે છે. મજૂરો તોફાને ચઢે છે ને વિદ્યાર્થીઓ પણ ઘણી ભાંગફોડ કરે છે. એમને શાંત પાડવા પોલિસ વધારે તોફાન કરે છે. એવા બધા પ્રસંગે તો શાંતિ સૈનિકો કયાંથી પહોંચી વળે, પરંતુ એમના ભાગ્યમાં કોઈ એવા

[અનુસંધાન માટે જુઓ પાનું ૫૮૬]





શ્રીપ્રકાશ

# વિદેશીની નજરે આપણે

આપણામાં રહેલી ત્રુટિઓ કે દોષો આપણે જોઈ શકતાં નથી, જોઈએ તો નિવારતાં નથી. આપણા એક અભ્યાસુ રાજકારણીના લેખનો આ અનુવાદ આપણને આવી 'આતમખોજ' કરવા પ્રેરે તો આપણી પ્રજા વિશ્વની સાથે કદમ મિલાવી શકે...

'મો સમ કૌન કુટિલ ખલ કામી' કબીરના એ કથન પ્રમાણે આપણી જાતને બરોબર આપણે પારખી લઈએ તો જગતની મોટા ભાગની બુરાઈઓ સહેલાઈથી દૂર થઈ જાય. પરંતુ ખાટલે મોટી ખોટ એ છે કે આપણે આપણી જાતને ઓળખતા જ હોતા નથી, એટલું જ નહીં પણ એનો પ્રયત્નેય કરતા નથી. 'આપ ભલા તો જગ ભલા' એમ ગણીને આપણે વિચારીએ છીએ કે કોઈને આપણે છેતરતા નથી એટલે કોઈ આપણને શા માટે છેતરે? પણ આ નરી આત્મવંચના હોય છે, આપણે છેતરાતા રહીએ છીએ, અને બીજાને છેતરવાનું પણ ચલાવતા હોઈએ છીએ. આપણે આપણી જાતને અનેક રીતે છેતરતા હોઈએ છીએ. છતાંય બીજાઓ પર આપણી છાપ ખરેખર એમના દિલના ઊંડાણમાં કેવી પડેલી છે તે જાણવાનો આપણો પ્રયત્ન પણ સાચે જ આનંદજનક નીવડે છે.

કરાચીમાં ભારતના હાઈ કમિશનર તરીકે હું હતો ત્યારે બીજા દેશોના એલચીખાતાના માણસોના પરિચયમાં મારે ઘણી વખત આવવાનું બનતું. એક રીતે કહીએ તો મારા ચોવીસે કલાક એમના સંસર્ગમાં પસાર થતા. દરેક જણને હળતામળતા રહેવું, મીઠા સંબંધો જાળવવા અને સૌ સાથે નમ્રતાપૂર્વક વર્તવું એ કોઈપણ એલચીની મહત્ત્વની કામગીરી હોય છે. તેણે પળભર પણ વિસરવું ન જોઈએ કે પોતે પોતાના દેશના પ્રતીક સમાન છે, પોતાની માતૃભૂમિનો માનમરતબો પરદેશમાં જળવાઈ રહે એ તેના હાથમાં છે. છતાં સારી રીતભાતની મૂલવણી આપણે ઘણી વખત નથી કરી શકતા. શિષ્ટાચાર, સભ્યતાભર્યું વર્તન વગેરે સંસ્કારી લક્ષણોને આપણામાંના કેટલાક ખુશામતખોરીમાં ખપાવે છે અને તોછડાઈભરી વર્તણૂકને સ્વતંત્ર તથા સ્વાભિમાની સ્વભાવ તરીકે જુએ છે. આપણે ભારતીઓ અન્ય પ્રજામાં અને દેશોમાં આપણા વિષે સારી છાપ આજે પણ ઊભી નથી કરી શક્યા તેનું મુખ્ય કારણ આપણી સમજણની આવી ઊણપમાં રહેલું છે. આપણાં ઘણાં એલચીખાતાંઓ વિરુદ્ધ આ પ્રકારની ફરિયાદ મારા સાંભળવામાં આવી છે.

એ જ રીતે હું રાજ્યપાલપદે હતો ત્યારે પણ વિદેશની મહત્ત્વની વ્યક્તિઓના યજમાન બનવાના અનેક અવસર મને મળેલા. પરદેશી રાજવીઓ અને રાષ્ટ્રપ્રમુખો સાથે એ દેશોમાંના આપણા એલચીઓ પણ અહીં આવે એવો આંતરરાષ્ટ્રીય શિરસ્તો છે અને એ એલચીઓ સાથે તેમની કચેરીમાં કામ કરતા યુવાન કર્મચારીઓ પણ, એ બહાને સ્વદેશની મુલાકાત લેવાશે એમ ધારીને, આવતા હોય છે. આવા યુવાન અને ઊગતા આપણા મુત્સદ્દીઓની મેં રાજ્યપાલ તરીકે જે પરોણાગત કરેલી છે તે પરથી મને લાગ્યું છે કે, પરદેશમાં જે જે પ્રજાઓ વચ્ચે તેમને રહેવાનું છે તેમાં ભારત વિષે સારી છાપ પાડી શકે એવા વર્તનની ઊણપ એમનામાં હતી.

બીજા દેશોના એલચીખાતાના કર્મચારીઓની વાત કરું તો—તેમની રીતભાતથી હું અનેક વખત પ્રભાવિત થયો છું—એમના શિષ્ટાચારનું ધોરણ જોતાં મને લાગે છે કે અન્ય વ્યક્તિઓ સાથે કેવો વર્તાવ કરવો એ આપણને શીખતાં હજી ઘણી વાર લાગશે. પ્રજાના જીવનના અત્યંત મહત્ત્વના આ પાસા પ્રત્યે આપણા સત્તાધારીઓ અને શિક્ષકો દુર્લક્ષ સેવે છે એ પણ ખરેખર દયાજનક છે.

હું કરાચીમાં હતો ત્યારે મેં જોયેલું કે બીજા દેશોના એલચીખાતાના માણસો મારી સાથે ખૂબ જ વિવેક

અને નમ્રતાપૂર્વક વર્તતા હતા છતાં ભારત અને પાકિસ્તાન વચ્ચેના મતભેદોની વાત આવતી ત્યારે તેઓ હમેશાં પાકિસ્તાનને સાચું માનતા અને ભારતને ખોટું માનતા. તેમના આવા વલણનું કારણ તેમની પાસેથી જાણવા જ્યારે જ્યારે હું આગ્રહ કરતો ત્યારે એ મુદ્દાને ઉડાવી દેવા તેઓ પ્રયત્ન કરતા.

એ લોકોની ઉપરછલ્લી લાગણી કરતાં આંતરિક લાગણી કેવી છે એ જાણવા માટે હું બહુ ઈંતેજાર રહેતો. અમુક પ્રશ્ન વિષે આપણો કેવો દૃષ્ટિકોણ છે તે સમજાવવા અને આપણા વિષેની અણગમતી લાગણીઓ દૂર કરવા તેમની સાથે દિલ ખોલીને વાતો કરવા હું હમેશાં તત્પર રહેતો.

આપણે એ કદી ન ભૂલવું જોઈએ કે પાકિસ્તાનનો જન્મ થયા પછી દુનિયાભરના લોકો ભારતને હિંદુ રાજ્ય અને પાકિસ્તાનને મુસ્લિમ રાજ્ય તરીકે જ ઓળખે છે. ઈરાનમાં આપણા એલચી તરીકે સૈયદ અલી ઝાહીર હતા તેમને પોતે મુસ્લિમ છે એવું ઈરાનના લોકોને સમજાવતાં નાકે દમ આવી ગયો હતો. પરદેશમાં મોટા ભાગે લોકો એમ જ માને છે કે બધા પાકિસ્તાનીઓ મુસ્લિમ છે અને બધા ભારતીઓ હિંદુ છે. આ માન્યતા કેટલી ખોટી છે તે આપણે જાણીએ છીએ, પરંતુ ભારતના ભાગલા કોમવાદી ધોરણે પડ્યા એટલે બહારના લોકો એમ માને એમાં એમનો દોષ પણ નથી.

અંતે મેં વિચાર્યું કે, કરાચીમાંના એલચીઓમાંથી એક જણ સાથે મુક્ત મને વાતચીત કરી જોવી. અમારી મિત્રાચારી ઘણી સારી હતી. તેમનો અનુભવ બહોળો હતો અને જ્ઞાન વિશાળ હતું. મેં તેમને કહ્યું કે મારે તેમની સાથે કેટલીક ખુલ્લા દિલની વાતચીત કરવી છે. તેમને વિનંતી કરી કે બધી ઔપચારિકતા અને ડોળદમામ દૂર કરીને પોતાને નિખાલસ મત એમણે આપવો. મેં તેમને વચન આપ્યું કે તેઓ જે કંઈ કહેશે એથી મને જરાય માઠું નહીં લાગે. મેં તેમને એ પણ કહ્યું કે હું છું આખાબોલો અને ભારત વિષે ખરેખર તેઓ શું માને છે એ સમજવા હું ખૂબ જ આતુર છું.

મેં તેમને પૂછ્યું : 'પાકિસ્તાન અને ભારત વચ્ચેના કમનસીબ ઝઘડામાં હમેશાં અમે જ ખોટા હોઈએ છીએ એવી મનમાં ગાંઠ વાળીને તમે કેમ વર્તો છો? દર વખતે તમે પાકિસ્તાનની જ તરફેણ કરો છો. અમારે શું કહેવું છે એ સાંભળવા તમે લોકો ક્યારેય તૈયાર કેમ નથી હોતા?'

તેમનો જવાબ આ પ્રમાણે હતો : 'હું નથી રાજકીય વ્યક્તિ કે નથી મારે રાજકારણ સાથે કંઈ લાગતુંવળગતું. હું એક એલચી છું, અને મારા દેશનું અહીં પ્રતિનિધિત્વ કરું છું. આ દેશમાં રહેતા મારા દેશબાંધવોની હું સારસંભાળ રાખું છું. આ દેશ અને મારા દેશ વચ્ચે સારા સંબંધો જળવાઈ રહે એવો પ્રયત્ન કરવાનું મારું કર્તવ્ય છે. તમારી બે જણની લડાઈમાં મને જરાય રસ નથી.'

મેં કહ્યું : 'એનો અર્થ મારે એટલો જ કરવાનો કે તમારી ભાવના અમારી વિરુદ્ધ છે. એટલે મારે થોડુંક મારી જાત વિષે તમને કહેવું જોઈએ.'

મને આગળ બોલવા દીધા વિના જ તેમણે નિખાલસતાપૂર્વક જવાબ આપ્યો, 'ચોખ્ખી અને ચટ વાત એ છે કે હું મુસ્લિમોની ભાષા સમજી શકું છું. જ્યારે તમારી નથી સમજી શકતો. હું જે સમજી ન શકતો હોઉં એને હું પસંદ કેમ કરી શકું? હું જે સમજી શકતો હોઉં એની પ્રત્યે મને ચોક્કસ પ્રેમભાવ રહે.'

તેમના કહેવાનો ભાવાર્થ વધુ વિગતથી જાણવાની મારી ઇચ્છા હતી. તેમણે કહ્યું : 'જુઓ, હું કોઈની સાથે મિત્રતા બાંધું તો હું તેમને મારે ત્યાં જમવાં માટે બોલાવું; એ જ રીતે એ પણ મને એમને ત્યાં જમવાં બોલાવે. હું એમને ત્યાં જઉં એ મારે ત્યાં આવે અને જમી પરવારીને ગપ્પાં હાંકીએ. હવે આપણે બે મિત્ર હોઈએ અને હું તમને મારે ત્યાં આવવાનું આમંત્રણ આપું છતાં તમે નહીં આવો અને હું જો

તમારે ત્યાં આવું તો તમે મારી જોડે બેસીને નહીં જમો!'

તેમના આ શબ્દો મને અંગત રીતે ઉદ્દેશીને નહોતા કહેવાયા, કેમકે હું મારા મિત્રોને ત્યાં જતો અને અમે સાથે ખાણું પણ લેતા. હા, શાકાહારી હોવાથી ખોરાકની બાબતમાં મારે થોડીક મર્યાદા જાળવવી પડતી એટલે તેમનું કથન એકંદરે હિંદુઓને ઉદ્દેશીને જ થયેલું—જો કે મોટા ભાગના હિંદુઓ બિનશાકાહારી છે છતાં. આજેય જો કે એવા હિંદુઓ છે કે જેઓ અમુક જ વ્યક્તિના હાથનું ખાય છે. બીજાઓ અડ્યા હોય એવા અમુક અમુક પદાર્થોને તો એ અડતા પણ નથી!

પરદેશના એલચીઓ આવી બાબતમાં જબરા વિચક્ષણ હોય છે. મેં જેમની સાથે વાત કરેલી એ એલચી આપણા આહારની ખાસિયતો વિષે થોડુંઘણું જાણતા હોવા જોઈએ. શું ખાવું અને શું ન ખાવું એ વિષે હું પણ થોડાક કડક નિયમો પાળું છું. મારા એ નિયમો પણ પરદેશીઓને બહુ હાસ્યજનક લાગતા. એમાંય જ્યારે તેમને ખબર પડતી કે હું એ નિયમો સ્વાસ્થ્ય કે તબીબી કારણસર નહીં પરંતુ ધાર્મિક અને નૈતિક કારણસર પાળું છું ત્યારે તો તેઓ આભા જ બની જતા.

મારા એલચી-મિત્રનું કહેવાનું એ હતું કે, મિત્રતાની લાગણી દર્શાવવા યુરોપિયનો મિત્રોને ભોજન માટે આમંત્રે છે તેમ મુસ્લિમો પણ આમંત્રે છે. એથી તેઓ એકબીજાને સારી રીતે ઓળખે છે. પરંતુ જમવાની બાબતના પાર વગરના પૂર્વગ્રહો અને વિચિત્ર માન્યતાઓ ધરાવતા હિંદુઓથી તો તેઓ તોબા પોકારી જાય છે.

વળી તેમણે એમ પણ કહ્યું કે લગ્નની બાબતમાં પણ હિંદુઓ એવા જ નિયમો પાળે છે. પરદેશીઓમાં તો કોઈ પણ યુવાન-યુવતી પરસ્પરને પસંદ કરે તો સહેલાઈથી પરણી શકે છે જ્યારે હિંદુઓમાં એવું નથી. હિંદુઓ તો અસંખ્ય રીતરિવાજો અને જ્ઞાતિ-ગોળમાં અટવાયેલા છે. એમ તો જો કે મુસ્લિમોમાં પણ હિંદુઓની માફક લગ્ન માતાપિતાની સંમતિથી થાય છે છતાંય સામાન્ય રીતે મુસ્લિમો કોને અને ક્યાંના રહેવાસીને પરણવું એના ઝીણા ઝીણા નિયમો નથી પાળતા.

આ કારણે જ યુરોપિયનો અને મુસ્લિમો—એટલે કે પાકિસ્તાનીઓ એકબીજાને સમજે છે, એમને પરસ્પર માન છે, પ્રેમ છે અને અંદરોઅંદર મદદ કરવા તૈયાર હોય છે. તેઓ ફક્ત હિંદુઓને જ નથી સમજી શકતા—જેમ આપણે તેમને નથી સમજી શકતા, આપણા તરફની તેમની ઉપેક્ષાનું આ મુખ્ય કારણ છે.

તેમની આવી લાગણી જોઈને હું સહેજ ઝંખવાણો પડી ગયો. આપણા વડવાઓએ મિત્રતા વિષે 'ભુનક્તે ભોજયતે' (જમવા માટે આમંત્રણ આપો અને જમવા માટે જાવ) અને 'યત્ર પ્રીતિ તત્ર ન નીતિ' (સ્નેહને કશી વાડાબંધી ન હોય) વગેરે જે કહ્યું છે તે હું જાણતો હતો. મને એ પણ ખ્યાલ છે કે યોગ્ય પાત્ર જણાય તેની સાથે વ્યક્તિ પરણી શકે છે એમ આપણા શાસ્ત્રમાં કહેવાયું છે. એમ છતાં એ એલચીએ મને જે કહ્યું તે પણ સોળેસોળ આના સાચું હતું.

એક જ ભાણે બેસી જમનારા કટ્ટા શત્રુ બની શકે છે અને જુદી જુદી જ્ઞાતિના હિંદુઓ તેમજ હિંદુ અને મુસ્લિમ વચ્ચે પરંપરાગત મિત્રતા ટકી શકે છે એ હું જાણતો હતો. એકબીજા સાથે જમતા ન હોવા છતાં હિંદુ અને મુસ્લિમ વચ્ચે હીરની ગાંઠ જેવી મિત્રતા જળવાતી અને તેમની વચ્ચે ઉષ્માભરી મિત્રતાનો પ્રવાહ વણથંભ્યો વહ્યે જતો એવા આપણા દેશના ભૂતકાળથી હું પરિચિત હતો. પરંતુ આજે એ ભૂતકાળ ભૂંસાઈ ગયો છે અને મારા એલચી-મિત્રે જે કડવી વાત કહી એને સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. આપણી જાતનું આવું કદરૂપું પ્રતિબિંબ જોઈને મને દુઃખ થયું છતાં અમારી વાતચીત મેં અટકાવી નહીં. મેં તેમને પૂછ્યું કે, અમારામાં એ સિવાય બીજી કંઈ ખોડ હોય તો કહો.

એ પછી તેમણે જે કહ્યું એ સાંભળીને હું તો દિગ્મૂઢ થઈ ગયો. તેમણે કહ્યું: 'હિંદુઓ બહુ દંભી હોય છે. તમે કહો છો કે નજરે દેખાતી આ દુનિયા એ તો એક પ્રપંચજાળ છે. તમે, હું એ બધું માયા છે; જીવન ક્ષણભંગૂર છે, એટલે માનવીએ દુનિયાદારી અને આસક્તિથી પર રહેવું જોઈએ. પરંતુ મેં જોયું છે કે અમે યુરોપિયનો કે મુસ્લિમોને દુનિયામાં જેટલી આસક્તિ, જેટલો મોહ નથી હોતાં એટલાં તેમને એ વળગેલાં હોય છે. પૈસા પાછળ અમે જેટલા નથી દોડતા એટલા તમે ગાંડાતુર થઈને દોડો છો. અમે આ દુનિયાને દુનિયા તરીકે જ સ્વીકારીએ છીએ. જિંદગીમાં અમે મોજ માણવાની ઇચ્છા રાખીએ છીએ. અમે પૈસા કમાઈએ છીએ પણ તેને સારા કામ પાછળ ખર્ચી પણ જાણીએ છીએ. તમે વાતો મોટી મોટી કરો છો પરંતુ તમારી કરણી તેનાથી ઊલટી જ હોય છે.'

મેં વાતનો ત્યાં જ બંધ વાળ્યો. હું શું જવાબ આપું? કેમકે એમણે જે કહ્યું એમાં મને ઊંડે ઊંડે સત્યનો રણકો પરખાતો હતો. મારા દેશબાંધવો પણ પોતાના દેશને અને પોતાની જાતને આ પરદેશી એલચીની આંખે બધું નીહાળે એવી મેં હૃદયમાં પ્રાર્થના કરી.

મારા એ પરદેશી હિતેચ્છુએ જે કહ્યું એ જ રીતે આપણને દુનિયામાં જોવામાં આવે છે. આપણને એ વાતની ખબર હોતી નથી. આપણે હજી કુંભકર્ણની નિદ્રામાં પોઢેલા છીએ. આપણે આપણી જાતને મહાન માનીને છાતી કાઢીને ફરીએ છીએ, તત્ત્વજ્ઞાનનાં બણગાં ફૂંકવામાંથી ઊંચા આવતા નથી, આદર્શોની મોટી મોટી વાતો કરીને આપણે સંતોષ માનીએ છીએ પણ એ વાતોને જીવનમાં ઉતારવાની આપણને ઇચ્છા થતી નથી. આ પરિસ્થિતિમાંથી બહાર આવીએ અને બીજાઓ આપણા વિષે જે ધારીને બેઠા છે એ દૂર કરવાનો પ્રયત્ન કરીએ એ આપણું પહેલું કર્તવ્ય મને લાગે છે.

પેલા એલચી–મિત્રે જે કંઈ કહેલું એ બધું અચકાતાં અચકાતાં કહેલુ અને મારા સખત આગ્રહના દબાણથી કહેલું એ બદલ હું તેમનો આભાર માનું છું. તેમણે આપણા હિંદુ સમાજને મારી સમક્ષ જે રીતે રજૂ કર્યો એ રીતે મેં એને હજી કદી જોયો ન હતો.

આ વાંચનાર ઉપર આ હકીકતના શું પ્રત્યાઘાતો પડશે એ હું નથી કહી શકતો. કોઈ ગુસ્સે થશે, તો કોઈ આપણી પ્રણાલિકાઓનો બચાવ કરશે. મારે તેમને એટલી વિનંતી કરવાની છે કે તેઓ પોતાનું મગજ ન ગુમાવે અને નિરર્થક વિતંડાવાદમાં ઊતરી ન પડે. બીજાઓ આપણા વિષે કેવી છાપ ધરાવે છે, તેઓ આપણી મદદે કેમ નથી આવતા વગેરેનાં કારણો એમાં જોવા મળે છે એનો એ ખ્યાલ રાખે. એ જ રીતે આ વાંચનારા એકદમ દોડી જઈને બીજાઓ સાથે ભાણું માંડીને બેસી જાય કે લગ્નના સઘળાં બંધનો તોડી નાખે એમ પણ હું નથી ઇચ્છતો. એમ કરવાથી કંઈ દુનિયા આપણી મિત્ર નથી બનવાની. આ જગત માયા છે એવી આપણા પૂર્વજોની શીખ ફગાવી દઈને 'દુનિયામાં જીવો અને દુનિયાને માણો' એવાં સૂત્રો ઉચ્ચારવાની પણ કંઈ જરૂર નથી. છતાં પરદેશીઓ આપણા વિષે જે માને છે તેનો શાંત મગજે વિચાર કરીને આપણા જીવનમાં જે કંઈ ફેરફાર કરવાની જરૂર લાગે તે બેશક આપણે કરવો ઇષ્ટ છે એમ હું માનું છું.

★

વીજળી ચાંપ દાબતામાં માત્ર દસ સેકન્ડમાં ચા–કોફી તૈયાર થઈ જાય એવું અનુપમ યંત્ર સ્કોટલેન્ડની એક પેઢીએ બનાવ્યું છે. ઓછાવત્તા ગળપણની દૂધ વિના કે દૂધ સાથે તે બનાવી શકાય છે. વિશિષ્ટતા એ છે કે દર વખતે બનતી ચા–કૉફી તદ્દન તાજી અને સાફ થયેલ ભાગોમાં તૈયાર થાય છે. ચા–કોફી બનાવતા બધા ભાગો ચા–કૉફી બનાવ્યા પછી આપોઆપ સાફ કરવાની જરૂરત રહેતી નથી. આ યંત્રનું નામ છે. "ઓટોસ્કૉટ".





વા. મો. શાહ

# સ્વતંત્રતા અને શ્રીમંતાઈ

જાણીતા ફિલસૂફ-ચિંતક સ્વ૦ વા૦ મો૦ શાહની આ અપ્રગટ તત્ત્વકથા તેમના સાહિત્ય સન્નિષ્ઠ સંપાદક શ્રી. ત્રિભુવન વીરજીભાઈ હેમાણીએ સંપાદિત કરીને ઊર્મિનાં વાચકો માટે રજૂ કરી છે...

પ્રકૃતિથી જ 'ગુલામ' એવા 'લોકો' અને 'લોકનાયકો' પણ 'સ્વાતંત્ર્ય' અથવા 'મહત્તા'ને માટે તલસે છે, પણ એમની મહત્તા એટલે એમની જાતિમાં—એમના વર્ગમાં એમના જ 'ગુણ'વાળા તેમ જ 'વ્યવહાર'વાળા લોકોના સમૂહમાં પોતે શિરોમણિ કે અદ્વિતીય ગણાવું. એમની મહત્તા લોકોના સ્વીકાર પર અવલંબેલી હોય છે, અને લોકોએ કરેલો એમની મહત્તાનો સ્વીકાર અર્થાત્ બહારથી એમના ઉપર ફેંકાયેલો મહત્તારૂપી કીર્તિનો પ્રકાશ, એ જ એમને પોતાને પણ મનાવરાવે છે કે 'હું મહાન છું, સ્વતંત્ર છું, અદ્વિતીય છું.'

સ્વાતંત્ર્ય કે મહત્તાથી તદાકારપણું નહિ, પણ સ્વતંત્રતા કે મહત્તાનો ભ્રમ એ જ ગુલામો અને ગુલામનાયકોનું 'અદ્વિતીયપણું'. સ્વભાવથી તેઓ પૈકી કોઈ 'સ્વતંત્ર' કે 'અદ્વિતીય' નથી, એટલું જ નહિ પણ એમના સ્વભાવમાં તો એટલી ડીગ્રીની પણ 'તાકાત' નથી કે જે તાકાત વડે તેઓ પોતા કરતાં વધુ શક્તિવાળાને ઓળખી શકે અને પોતાને તેના તંત્રમાં મૂકી શકે. સમર્થના,—સ્વતંત્રાત્માના,—અદ્વિતીય પુરુષના તંત્રમાં પોતે પોતાને મૂકવામાં આંતરિક શક્તિ—સાચી અગ્નિ—ની અપેક્ષા રહે છે; કારણ કે ગમે તેવું શારીરિક કે માનસિક કષ્ટ 'સહન કરવાની શક્તિ' હોય તે જ મનુષ્ય પોતાને સ્વતંત્ર કે અદ્વિતીય પુરુષના તંત્રમાં મૂકી શકે. કારણ કે અદ્વિતીય પુરુષની 'મસ્તી' પણ અદ્વિતીય જ હોય, જે પોતાને તેમ જ આસપાસનાને પણ અસાધારણ કષ્ટ પણ ઉપજાવનાર થઈ પડે. એકમાં દમ રોકીને અને હોઠ દાબીને કષ્ટ સહન કરી લેવાનો સ્વભાવ પ્રગટ્યો હોય, અને બીજાનાં કષ્ટને આનંદરૂપે અનુભવવા જેટલી હદની મસ્તી પ્રકટી હોય ત્યારે જ તેઓ એકબીજાને 'પિછાની' શકે અને સંગ કરી શકે. એવા સંગનું પરિણામ એ થાય કે પહેલો સ્વભાવ બીજામાં 'ધલાઈ જાય' અર્થાત્ 'તિતિક્ષા'નું 'આનન્દ'માં ઉચ્ચીકરણ થાય. આમ, બીજાના તંત્રમાં પોતાને મૂકવામાંય 'તાકાત'ની જરૂર પડે છે. સાચી સ્વતંત્રતાનો અંશ પણ પાયારૂપે હોવાની અપેક્ષા રહે છે. 'પોતા'ને કષ્ટમાં દોરવી જવાની અર્થાત્ વ્યક્તિભાનને કે અહંકારને દાબી રાખવાની શક્તિની અપેક્ષા રહે છે. અને તે તો પ્રકૃતિથી જ ગુલામ એવા 'લોકો' અને 'લોકનાયકો'માં મૂળે જ હોતી નથી. 'ખાટલે મોટી ખોટ કે પાયો જ ન મળે'! ભીતરમાં શક્તિ મુદ્દલ ન મળે અને તે છતાં અસાધારણ શક્તિવાળા અદ્વિતીય પુરુષ તરીકે મનાવવાની લોલુપતા હોય, એ જ 'પરતંત્ર' પુરુષનું લક્ષણ.

પ્રકૃતિથી 'સ્વતંત્ર' પુરુષ, બીજો એવો પુરુષ જોવામાં આવતાં, અંતરથી પ્રસન્ન થાય છે, કેમ જાણે પોતાનું સ્વરૂપ જોવાનો આયનો ન મળ્યો હોય! ત્યાં ઈર્ષા, અને ઈર્ષાજન્ય ક્લેશનો અભાવ જ હોય; ત્યાં તો સ્વરૂપદર્શન અને તજ્જન્ય આનંદ કે તદાકારપણું જ હોય. એવી બે વ્યક્તિઓનાં ભેટવામાં તેમ જ લડવામાં, દેખીતી હારમાં તેમ જ જીતમાં, તે બંનેને જય અને આનંદ જ ભાસે છે. એથી ઊલટું—

પ્રકૃતિથી 'ગુલામ' હોવા છતાં લોકોમાં પોતાને સ્વતંત્ર અથવા 'અદ્વિતીય' મનાવવા ઇચ્છતો મનુષ્ય કોઈની પણ મોટાઈ કે કીર્તિ જોઈ શકતો નથી; અને બીજાની મોટાઈમાં પોતાની મોટાઈનું 'નુકસાન' દેખાય છે. અને નુકસાન એ તો 'નહિ જોઈતી ચીજ' હોઈ અસહ્ય જ થઈ પડે. તેથી સ્વભાવતઃ જ એ ગુલામો કે બે ગુલામ નાટકોનું 'ભેટવું' તેમ જ



'લડવું' બંનેને કલેશરૂપ જ થઈ પડે.

પૈસાથી 'મોટાઈ' કે 'સ્વાતંત્ર્ય' કે 'અદ્વિતીયપણું' માનનાર મનુષ્ય બીજા બધાને 'છોટા' બનેલા જોવા જ ઇચ્છે અને તેનું ચાલે તો પોતા સમાન કે પોતાથી વધુ શ્રીમંતને ખુવાર કરવાના પ્રપંચ ખેલવામાં જ પોતાની સહીસલામતી જુએ.

પાંડિત્યથી 'મોટાઈ' માનનાર મનુષ્ય બીજાંઓને મૂર્ખ રહેલા જ જોવા ઇચ્છે અને પોતાનું ચાલે ત્યાં સુધી પોતા સમાન કે પોતાથી ચડિયાતા 'પંડિત'ને ખોટાં આળથી હલકા પાડવા કે ખોટાં તર્કશાસ્ત્રથી જૂઠા સાબિત કરવાના પ્રપંચમાં જ પોતાની સહીસલામતી જુએ.

આમ જ્યાં 'મોટાઈ' બહારના પદાર્થોથી માપવાનો સ્વભાવ હોય છે, જ્યાં ધન, પાંડિત્ય, કીર્તિ, રાજ્ય-સત્તા, રૂપ, નીતિ આદિ સ્થૂલ કે સૂક્ષ્મ પરન્તુ બાહ્ય પદાર્થો પર અવલંબેલી મોટાઈ હોય છે, ત્યાં અવશ્ય 'પરતંત્રતા' છે—તેથી જ ત્યાં તેટલે દરજ્જે 'અશક્તિ' છે અને એથી જ અશક્તિનું સંતાન 'ઈર્ષા' પણ ત્યાં છે જ. અને તેથી જ દુનિયાને મોટામાં મોટો ભય ગુલામો, ગુલામનાયકો તરફનો જ હોઈ શકે.

ખરેખર 'સ્વતંત્ર' એવો પુરુષ પોતાનું અદ્વિતીયપણું પોતાને જ ફળ્યું હોય અને તે છતાં તે જાહેર થઈ જતું પણ જેનાથી સહન ન થતું હોય, એટલું જ નહિ પણ પોતાના અદ્વિતીયપણા ઉપર જ એક વધુ ને વધુ બુરખો નાખવાની જ પ્રકૃતિવાળો હોય. (અને તે પણ શરમાળપણાના કે નમ્રતાના કહેવાતા સદ્-ગુણથી પ્રેરાઈને નહિ પણ પોતાના ગુપ્ત આનંદની **રક્ષાની આવશ્યકતાને** લીધે જ) એવો પુરુષ તો, એવો મસ્ત તો, મોટામાં મોટા જુલમગાર હોવા છતાં તે જ વખતે દુનિયાનો મોટામાં મોટો **મિત્ર** છે; લોકોની ગંધથી બચતો રહેવાની પ્રકૃતિવાળો દેખાવા છતાં લોકોનાં કેન્દ્ર સમાન, લોકોની શક્તિનાં મૂળ સમાન વર્તે છે; મોટામાં મોટા અભિમાનમાં જ એનું નિરભિમાન રહેલું હોય છે; ભયંકરમાં ભયંકર એવા એના ક્રોધમાં કે સંહારોમાં જ એનો લોક પ્રત્યેનો નિરપેક્ષ 'પ્રેમ' ખેલી રહ્યો હોય છે, અને જેની સાથે કે જેની સામે તેનું ખેલવું ચાલે છે તેવા દરેક મનુષ્યને અને ભાવને એ ખેલવાના પ્રસંગ દ્વારા શક્તિની જ પ્રાપ્તિ થાય છે. મિત્રભાવે કે શત્રુભાવે જે કોઈ એનાથી ભેટયો કે એનાથી અથડાયો એની અશક્તિ, ગુલામી, (જેટલા જોરથી ભેટવા કે અથ-ડાવાની ક્રિયા કરી હોય કે થવા દીધી હોય તેટલા પ્રમાણમાં) ટળી જાય છે, શક્તિનો સૂર્ય પ્રકાશ તેનાં અંતરને રંગી નાખે છે. આમ વાસ્તવિક 'અદ્વિતીયપણું' ધરાવનાર, નિરપેક્ષ અહંકારી તો દુનિયાનો સ્વીકાર જ નહિ કરવા છતાં તે જ વખતે દુનિયાનો મોટામાં મોટો ઉપકારી થઈ પડે છે.

સ્વતંત્રતા અને શ્રીમંતાઈની ચિકિત્સા વાસ્તવિક પ્રકૃતિનું અવલોકન કરી જે સિદ્ધાંત શોધ્યો તે જ સિદ્ધાંતની પુષ્ટિ માટે એક કથા કહીશ.

**અકબર** બાદશાહના વખતમાં દિલ્હી શહેરની બહાર એક ફકીર વિશ્વયાત્રા કરતો કરતો આવી પહોંચ્યો. એક લંગોટ સિવાય—કે જે લંગોટ પણ લોકોની **શરમ** ખાતર નહિ પણ લોકોની **દયા** ખાતર જ રાખ્યો હતો—બીજી કોઈ ચીજનો ભાર વહન કરવો આ ફકીરને પાલવતો નહિ. કારણ કે તે પોતે જ કહેતો કે તે કોઈ ભારવાહક ખર નહોતો કે ઠંડી અને ધૂપ રૂપે વિલસતી કુદરત સાથે તેને કાંઈ વૈર પણ નહોતું. તેથી જ તો કુદરતનાં અનેકાનેક નામ રૂપ અનેક મનુષ્યો તેના વગર આમંત્રણે પણ આક-ર્ષાઈ આવતા અને મધ્યાહ્ને તેમ જ મધ્યરાત્રિએ ધૂપ તેમ જ ઠંડીની દરકાર વગર લોકોનાં ટોળાં તેને ઘેરો ઘાલીને બેઠેલાં જ નજરે પડતાં. એક વખત એક મુમુક્ષુને ઇચ્છા થઈ કે લોકોનું ધૂપથી રક્ષણ થાય એટલા માટે એક છાપરું પાંચેક સો રૂપિયાનો ખરડો કરીને બનાવ્યું હોય તો ઠીક થાય. એ ઇચ્છા તેણે બીજાઓને જાહેર કરી ખરડો શરૂ કર્યો. પરન્તુ ફકીરને ખબર પડતાં જ તેણે તેમને કહ્યું:

'થોભો, ગરીબોના શિર પર બોજો ન કરો. તમને જો છાપરું જોઈતું જ હશે તો તેટલા પૂરતી રકમ હું કોઈ મોટામાં મોટા શ્રીમંત પાસેથી જ મેળવી આપીશ.'

એટલું કહી તે ફકીર ઊઠ્યો અને એકઠા મળેલા લોકોના સમૂહને ઉદ્દેશીને બોલ્યો : 'મોટામાં મોટો શ્રીમંત, તમારી જાણ પ્રમાણે, કોણ છે ભલા ?'

એક વયોવૃદ્ધ શ્રોતા બોલ્યો : 'બાદશાહ અકબર, કે જેનો ખજાનો પાંચસો સોનારથી ચાર માસ થયાં નિરંતર કામ કરવા છતાં પૂરો તોળાઈ રહ્યો નહોતો, જેથી તે અખૂટ ભંડારનું માપ કાઢવાનો પ્રયત્ન પણ બાદશાહે છોડી દેવો પડ્યો હતો.'

તે સાંભળી ફકીર ખડખડાટ હસ્યો અને બાદશાહના મહેલ તરફ ચાલી નીકળ્યો. પોતાને ઈનસાફપ્રેમી, નિરભિમાની અને ભક્તિપરાયણ પુરુષ તરીકે 'ઓળખાવવા' અને એ રીતે ધર્મપરાયણ હિંદીઓનાં હૃદય પર કાબૂ મેળવવા ઇચ્છતા અકબરે પોતાની નીતિ જાહેર કરી હતી કે કોઈ પણ ધર્મનો સાધુ કે ફકીર તેને મળવા માગતો હોય તો કોઈ પણ વખતે અને કોઈ પણ સ્થળે કશી પણ રોકટોક વગર તેને મળી શકશે. તેથી પેલા ફકીરને રોકટોક ન કરતાં તુરત જ બાદશાહ પાસે રજૂ કરવામાં આવ્યો. બાદશાહ તે વખતે નમાજ પઢતો હતો. તેને ખબર નહોતી કે તે જે ખુદાની બંદગી કરતો હતો તે જ ખુદાનો લાલ તે જ વખતે તેની પાછળ ઊભો ઊભો તમાસો જોઈ રહ્યો હતો !

અકબરે પોતાના બંને હાથ પોતાના ચહેરા અને દાઢી પર ફેરવીને આકાશ તરફ ઊંચા કર્યા અને પ્રાર્થના ચલાવી. તેના નોકરો અને યાચકો જેમ તેની શક્તિ તેમ જ ગુણોની તારીફ કરતા હતા તે જ પ્રમાણે તેણે પણ તેના ખુદાની શક્તિ અને ઉદારતાની ખૂબ તારીફ કરી. પછી, તે 'શક્તિ' પોતાના હિત માટે ખરચવાની 'ઉદારતા' દાખવવા ખુદાને અરજ કરી. હજુ વધુ દ્રવ્ય, હજી વધુ મુલક, હજી વધુ યશ, હજી વધુ બલ તેણે ખુદા પાસે માગ્યું, તેને મન ખુદાને કોઈ ચીજ અશક્ય નહોતી અને ખુદાની દયા અને ઉદારતા અમર્યાદ હતી, અને વળી કદાચ તેને મન ખુદાને તેની અરજ સાંભળવા અને તેના પર સઘળી આશિષો વર્ષાવવા સિવાય બીજું કાંઈ કામ પણ નહોતું !

પ્રાર્થના હજી પૂરી પણ થઈ નહોતી એટલામાં તો ફકીર ચુપચાપ ચાલવા લાગ્યો. તેણે થોડાં પગલાં ભર્યાં એટલામાં અકબરની નમાજ પૂરી થઈ અને ચાલ્યો જતો ફકીર તેની નજરે પડ્યો. તેને પાછો બોલાવી તેની અરજ સાંભળવાના ઈરાદાથી ફરી ફરી હાંક મારી, પણ ફકીરે પાછા ફરીને જોવા સરખીયે દરકાર કરી નહિ. અકબરનું કુતૂહલ વધ્યું, ફકીરની પાછળ દોડીને તેને પકડી પાડી પ્રણામ કરી બોલ્યો : 'હું નથી ધારતો, સાંઈ, કે મારા તરફથી આપને ગુસ્સે થવાનું કાંઈ કારણ મળ્યું હોય. આપની અરજ સાંભળતાં વિલંબ થયો હોય તો તે કાંઈ બેદરકારી કે બેઅદબીને લીધે નહિ, પરંતુ હું ખુદાની બંદગી કરતો હતો તેથી જ આપની હાજરીનું મને ભાન નહોતું.'

ફકીર ખડખડ હસી પડ્યો અને બોલ્યો : 'ખુદાનું નામ, અય ખુદીપરસ્ત ફોગટ ઉચ્ચાર નહિ; અને નિર્લજ ભીખને ભક્તિનું ખોટું નામ આપી ખુદાના લાલને ઠગવાની હિંમત કર નહિ. મારી હાજરીનું ભાન તને ન હોવાનું ખરું કારણ તું મારાથી છુપાવી શકશે નહિ, કારણ કે હું બરાબર જાણું છું કે તું પોતા માટે વધુ ને વધુ ચીજો યાદ કરવામાં અને તે તે ચીજોની ભીખ માગવામાં એટલો તો લીન થઈ ગયો હતો કે ખુદ ખુદા પણ તારી સામે આવીને ઊભો રહે તો તેનું પણ ભાન ન જ હોય. તું કીચડમાં આળોટી રહ્યો હતો, ત્યાં ફકીરની ગુલાબી સુવાસ તને તે વખતે કેવી રીતે સ્પર્શી શકે ? ખુદામાં નહિ, ખુદીમાં તું ગરકાવ થયો હતો,—ખુદાના લાલનાં પગલાંનું ભાન તને કેમ સંભવે !... અય ભિક્ષુક-



'શિરોમણિ ! તું કાયમનો અરજદાર મને તારો અરજદાર બનાવવા માગે છે? ગુલામોના ગુલામ પાસે 'શાહોના શાહ' જો અરજદાર થઈ શકતો હોય તો, ભલે સાંભળ મારી અરજ !—મારી ઇચ્છા અને અરજ એ છે કે તું તારા ગરીબખાનામાં પાછો જઈ ભીખ માગવાનું તારું કામ કર્યા કર અને મને મારા દોલતખાના તરફ જતો અટકાવ નહિ !'

અકબર અક્લમંદ તો હતો જ. તે સમજી ગયો કે તેની બંદગી ફકીરને ગંદકી લાગતી હતી; કારણ કે તેનું લક્ષ્ય ખુદા નહિ પણ ખુદા પાસેથી મેળવવાની દુન્યવી ચીજો હતું. જે ચીજો બીજા તમામ મનુષ્યોના પ્રમાણમાં તેને વધુ મળવા છતાં તેને તૃપ્તિ થઈ શકી નહોતી, અર્થાત્ જે ચીજો હજમ ન થતાં ગંદકીરૂપ થઈ હતી તે જ ચીજોની હજી વધુ ને વધુ ભૂખ તેને લાગ્યા કરતી હતી અને વધુ ને વધુ ભીખ મગાવી રહી હતી. ખુદાને એવી ગંદકીના દાતા તરીકે કલ્પવો અને એ તરીકે યાદ કરવો તે તો ખુદાનું મોટામાં મોટું અપમાન હતું. વ્યક્તિ ખાતર ખુદાને સ્મરવો એનો અર્થ જ એ કે ખુદા ઉપર વ્યક્તિને સ્થાન આપવું. ખુદાની ભક્તિના નામે એ તો ખુદાની ફજેતી થતી હતી. પરન્તુ **વસ્તુતઃ** કોઈ મનુષ્ય ખુદાને ફજેતી કરી **શકતો** જ નથી; પોતાને જ ફજેત કરનારા સંજોગો ઘડી રહ્યો હોય છે.

એટલાં મનન પછી અકબર બોલ્યો : 'આપનું માર્મિક વચન સાંભળ્યા **પછી** જો હું ભિક્ષુક કાયમ રહ્યો હોત તો ખચિત આપની અરજ મેં સ્વીકારી હોત ! પણ હવે તો, ઓ દોલતખાનાના માલેક ! તેં જ મને જેમ 'અરજ કરનાર' નથી રહેવા દીધો તેમ 'અરજ સાંભળનાર' પણ નહિ જ ! જે ક્ષણે હું ભિક્ષુક મટયો તે જ ક્ષણે 'દાતા' પણ મટયો ! એટલે પછી તને તારા દોલતખાના તરફ જવા દેવાની તારી પ્રાર્થના જો તે પ્રાર્થના હોય તો સ્વીકારનાર બાદશાહ પણ હવે કયાં છે? હવે તો આ અકબર તારી સાથે તારા દોલતખાનાનો મહાલનાર થશે. હવે તો ગંદા ગરીબખાનાને અને તેની અંદરની ગંદકીને પોતાના અંતઃકરણમાં સ્થાન આપી શકે જ નહિ. હવે આ અકબર તું સાંઇને પોતાનું ધન, પોતાનો ખજાનો, પોતાનો ખુદા, પોતાનું સર્વસ્વ, પોતાનો આનંદ, પોતાનું નૂર માને છે. હવે તો, ઓ મારા નૂર, જો તારી મંજૂરી હોય તો, જે ખજાનાએ મને આટલો વખત ખુદાથી દૂર રાખ્યો અને શાહ છતાં ભિખારી તરીકે નમાવ્યો તે ખજાનાને, તે જાજરૂને, દીવાસળી લગાવવા હું ઇન્તેજાર થઈ રહ્યો છું.'

તેને પોતાની છાતી સાથે દાબી રાખી ફકીર બોલ્યો : 'તું 'મરદ' છે, અકબર ! અને તારી મરદાઈને હરકોઈ ખજાનો પથ્ય છે, હલાલ છે. ખજાનો કે ચીજ પોતે 'ગંદકી' નથી. એને રાખી મૂકવાની અને વધારવાની લોલુપતા એ જ ગંદકી છે.'

ઈશ્વરકૃત જગતમાં કોઈ ચીજ 'ખરાબ' નથી; મનુષ્ય જ તેને 'ખરાબ' **બનાવે છે;** એટલે કે મનુષ્યની માનસિક સૃષ્ટિ જ ખરાબ કે ગંદકીરૂપ છે. વ્યક્તિત્વના અભિમાન વગર '**પુરુષાર્થ**' કર્યા કરવો એ તો 'ખુદાઈ ખેલ' છે, અને એવા પુરુષાર્થથી રાજ્ય કે ધન જે કાંઈ આવી મળે તેના દાસ કે ચોકીદાર ન બનતાં તેમાંથી શક્તિ મેળવી સ્થૂળને પોતાની પાસેથી સરી જવા દેવું એ જ 'ખુદાના લાલ'નો 'વિલાસ' છે, પેટમાં નાખેલું અન્ન વિષ્ટારૂપે થોડા કલાકમાં જો આપોઆપ બહાર ન આવે તો વૈદ કહે છે કે મનુષ્ય તંદુરસ્ત નથી, એને જુલાબ આપીને 'કચરો' જોરથી કાઢવો પડશે. તેમ જ પેટીમાં કે તિજોરીમાં કે ભંડારમાં નાખેલું ધન મનુષ્યને શક્તિ આપી તેની પાસેથી ચાલ્યું ન જાય તો ધર્મગુરુરૂપી વૈદ તેને 'દાનશિક્ષા' રૂપી જુલાબની ગોળી આપે છે. જુલાબની જરૂર જેમ બિમાર દશા સૂચવે છે, તેમ દાનની જરૂર પણ આત્મિક બિમારી જ સાબિત કરે છે. તંદુરસ્ત મનુષ્ય તો સ્વભાવતઃ જ અન્ન મેળવવાનો, ખાવાનો પુરુષાર્થ ખેલે છે, સંકલ્પ કર્યાની જરૂરિયાત વગર જ, અર્થાત્ આપોઆપ જ તે

પેટમાં ગયેલા અન્નમાંથી વીર્ય બની કચરો બહાર નીકળે છે; તેમજ ખુદાઈ જીવન જીવનાર મનુષ્ય પુરુષાર્થનો વિલાસ ખેલતાં જે કોઈ ચીજ કે લાગણી કે વિચાર પામે છે તેમાંથી 'શક્તિ' મેળવી તે ચીજ લાગણી વિચાર ને વિષ્ટા તરીકે, વગર પ્રયત્ને, વગર સંકલ્પે, બહાર ધકેલે છે, દૂર કરે છે. આ તેની 'તંદુરસ્તી'ની સ્વાભાવિક ક્રિયા હોય છે. લોકો જેને 'દાન' કે 'ત્યાગ' કે 'કૃપા' કે 'પરોપકાર' કહે છે તે બધું તો સંકલ્પ દ્વારા જ સિદ્ધ થઈ શકે, આપોઆપ નહિ; જ્યારે તંદુરસ્ત માણસનું કુદરતી હાજતે જવું અને ખુદાઈ જીવન જીવનારનું ઉડાવવું કે વર્પવું એ તો સંકલ્પ **વગર** આપોઆપ થતી ક્રિયા છે. શરીરના સંચાને જરૂરનું હોય એટલું લોહી ઉપજાવી પેટમાંનું તમામ અન્ન બહાર નીકળી જાય એ જ તંદુરસ્તીની અચૂક નિશાની છે, તેમ જીવનની તાત્કાલિક જરૂરિયાત પૂરીને શક્તિ વધારી, સ્થૂલ અને સૂક્ષ્મ સર્વ પ્રાપ્તિઓ (ધન, કુટુંબ, વિચાર, લાગણી એ સર્વ) પોતાની મેળે અદૃશ્ય થાય, વહી જાય, પોતે પોતાનો વાટુલો કરે તેનું જ નામ **જીવન**, ખુદાઈ જીવન, કુદરતી જીવન, વહેતો ઝરો; એનું જ નામ **ખુદ–આ અથવા ખુદા**; બાકીના એવા 'ખુદા'ના **બંદા અથવા ગુલામ !**

ગુલામો હમેશાં 'બિમાર' હોય છે. કચરો એકઠો કરી રાખી 'બિમાર' પડવાની જ તેમની **પ્રકૃતિ** હોય છે, 'કુદરતી હાજતે જતાં' અને 'ઓકતાં' એમને દુઃખ થાય છે, તેથી એમને નિરન્તર કુદરતી હાજતે મોકલનાર અને ઓકાવનાર 'વૈદ'ની અપેક્ષા રહે છે. તેથી જ તો 'દાન'નો ઉપદેશ કરનાર ધર્મગુરુઓ અને કુટુંબી કે મિત્ર તરીકે દિલમાં સ્થાન કરી લઈ પછી લૂટવાની તાલીમ પામેલા લૂટારા ખુદાએ બિમારોની દયા ખાતર જ ઉત્પન્ન કરી રાખ્યા છે.

'ખુદાઈ જીવન' અને ગુલામી જીવનવાળાઓને જન્મસિદ્ધ વિરોધ હોય; એક પોતાની 'તંદુરસ્તી'નો આશક હોઈ બિમાર એવા ગુલામોના ચેપથી બચતો રહે છે; ત્યારે બીજો પોતાની 'બિમારી'નો આશક હોઈ તંદુરસ્ત 'ખુદા'ની સ્વાભાવિક ક્રિયાથી **ભય** પામી તેનાથી પોતાને દૂર જ રાખે છે. હા, કોઈ કોઈ વખત 'અપવાદ' તરીકે એ બે વિરુદ્ધ પ્રકૃતિઓનો સમાગમ થોડા વખત માટે થાય છે પણ ખરો. પણ તેને પરિણામે થાય છે શું ? 'ગુલામ'માં છૂપી રહેલી ઈર્ષા 'ખુદા'ને પણ ગુલામ બનાવવા પ્રયત્ન કરે છે. પોતે કાંઈ બીજા ગુલામો જેવો ગુલામ નથી, પણ 'ખુદા'નો સંગી છે એવું બતાવવા 'ખુદા' પાસે તુચ્છ ભેટો રજૂ કરી પોતાની શ્રીમંતાઈ અને તે સાથે ઔદાર્ય અને ભક્તિનું પ્રદર્શન કરે છે અને પ્રસંગોપાત થતી એવી ભેટોથી ખુદાને ખરીદી લેવા ઇચ્છે છે. અને ખરેખર; બનાવટી 'ખુદા'ઓ તો જરૂર એ પરોપકારી શિયાળો અને લોંકડીઓના ફંદમાં ફસાઈ પડે છે કારણ કે 'ઠગનાર' પોતે જ ઠગાય છે. પરન્તુ જે ઠગનો નથી તેવો 'ખુદા' લાખો લોંકડીઓથી પણ ઠગાતો નથી. તે પેલા ગુલામ શિરોમણિને સ્વચ્છંદે ખેલવા દે છે અને કોઈ વખત એના ભાવ પર તો જોરથી ફટકો લગાવી દે છે. તેને ફટકાથી દુઃખ, દુઃખથી મનન અને મનનથી 'ખુદા' મળી જાય છે. ખુદા જેને નીચે પટકે છે તે જ ખુદાને પામે છે. **ખુદા જેને ખાઈ જાય છે તે જ 'ખુદા' બને છે.**



ઈશ્વર પેટલીકર

# દાંપત્યમાં સખ્ય ભાવના

પ્રેમલગ્ન હોય કે વડીલોએ કરાવેલાં લગ્નો હોય, પણ જે સખ્ય ભાવનાની સાચી જરૂર હોય છે તે જો ન હોય તો બન્ને પ્રકારનાં લગ્નો નિષ્ફળ નીવડે છે. આવી સખ્યભાવના આ લેખના બે કિસ્સા સમજાવે છે...

પ્રેમલગ્નમાં પ્રેમ મુખ્ય ભાગ ભજવે છે અને રૂઢિલગ્નમાં જે પાસાંને લક્ષમાં લેવાય છે તેની એમાં અવગણના થાય છે. એ તરફ એમનું ધ્યાન ખેંચવામાં આવે છે છતાં લક્ષ આપવામાં આવતું નથી. એક જ જ્ઞાતિનાં યુવકયુવતી પ્રેમલગ્નથી પરણે તો એ સામે સમાજને વાંધો હોય છે. વળી જે આંતરજ્ઞાતીય લગ્નને આવકારે છે તે પણ સંસ્કાર રુચિ અને બીજી સમાનતાને આવશ્યક ગણે છે. એવી સમાનતા જેમાં હોતી નથી તેવા લગ્નને એ ટેકો આપતા નથી અને ઉતાવળિયું પગલું ન ભરવા સલાહ આપે છે.

એક યુવક મેડિકલ કોલેજમાં ભણતો હતો ત્યારે એ જ કોલેજમાં નર્સિંગનું ભણતી છોકરીના પરિચયમાં આવ્યો અને પ્રેમમાં પડતાં લગ્ન કરવા તૈયાર થયો. એનાં માબાપને એ લગ્ન સામે વિરોધ હતો તે જ્ઞાતિભિન્નતાનો ન હતો. એ પોતે સુધારક હતાં અને દીકરો બીજી જ્ઞાતિમાં પરણે તેને આવકારે તેમ હતાં; પરંતુ એ દીકરાની પસંદગી એમને કોઈ રીતે યોગ્ય લાગતી ન હતી. છોકરી પછાત જ્ઞાતિની હતી એટલું જ નહિ પણ તેનું કુટુંબ શિક્ષિત ન હતું. આર્થિક રીતે પણ સુખી ન હતું કે અમુક સમાજ વચ્ચેના વસવાટથી જીવન દ્વારા શિક્ષણ મળતાં એ અસમાનતા દૂર થઈ હોય. છોકરી સુંદર ન હતી કે યુવક એથી આકર્ષાયો છે તેમ કહી શકાય. બંનેનું શિક્ષણ સરખું ન હતું, કે જેથી બૌદ્ધિક કક્ષા સરખી કહી શકાય. આમ શિક્ષણ સંસ્કાર અને રુચિ કોઈમાં સમાનતા ન હતી એટલે માનતાં હતાં કે, આ લગ્નને સફળ થવાના સંજોગો નહોતા. એ એમ માનતાં કે આમાં પ્રેમ નથી પરંતુ જાતીય આકર્ષણ છે. દીકરો એક વખત માંદો પડ્યો અને હોસ્પિટલમાં દાખલ થયો ત્યારે એ છોકરી ફરજ (ડ્યુટી) તરીકે સારવારમાં હતી. જાતીય આકર્ષણનો બિનઅનુભવી દીકરો પ્રથમ પરિચયથી છોકરીના આકર્ષણનો ભોગ બન્યો હતો. આથી માબાપે એ લગ્નની કોઈ સંજોગોમાં સંમતિ આપવાની ના પાડી દીધી. માબાપની વિરુદ્ધ જઈને એ યુવક પરણ્યો. શરૂઆતમાં માબાપે તેની સાથે સંબંધ ન રાખ્યો. પરંતુ એમણે અને એમના જેવા સ્નેહીઓએ માન્યું હતું કે આ લગ્ન સફળ નહિ થાય તે ગણતરી ખોટી પડી હતી. એ લગ્નને આજે દસ-બાર વર્ષ થયાં છે અને લગ્નના વિરોધનો પ્રસંગ ભૂતકાળ બની ગયો છે. માબાપ સાથેનો મીઠો સંબંધ પૂર્વવત્ બની ગયો છે.

આ યુવક તો યુવાન હતો અને તે પૂરતો વિચાર ન કરી શકે અને ખેંચાઈ જાય તેમ બને, પરંતુ એક ચાલીસ વર્ષના જાહેર જીવનમાં કારકિર્દી કાઢેલા પુરુષનું પણ મોહમાં ખેંચાઈ જવાનું બન્યું હતું તેમ માબાપ માનતાં હતાં અને તેને સમજાવવા પ્રયત્ન કર્યો હતો, પરંતુ વ્યર્થ નીવડ્યો હતો. એ પુરુષનાં માબાપ પણ શિક્ષિત અને આગળ પડતાં હતાં. ત્રીસ વર્ષની ઉંમરે વિધૂર થયા પછી બે બાળકો હોવાથી એણે ફરી પરણવાનું માંડી વાળ્યું હતું. તે વખતે એના અને કુટુંબના મોભાને લીધે શિક્ષિત અને સારા કુટુંબની કન્યાનાં માગાં આવ્યાં હતાં. એ પોતે પણ જાહેર જીવનને લીધે અમુક સ્ત્રીઓના પરિચયમાં હતો તેથી કોઈ એક સાથે પ્રેમલગ્ન કરી લેશે તેમ વાતો થતી હતી. પરંતુ ખાસ્સો દસકો થઈ ગયો પણ એ કોઈની સાથે એ પરણી ગયો ન હતો.

આઝાદી પ્રાપ્ત થતાં એક ડેપ્યુટેશનમાં એને યુરોપ જવાનું થયું, તેમાં એક એંગ્લો ઈન્ડિયન સ્ત્રી પણ હતી. એની ઉંમર પણ લગભગ ચાલીસ જેટલી હતી. એક મહિનાના પ્રવાસમાં બંને પરિચયમાં આવ્યાં અને પ્રેમનાં બી પણ રોપાયાં. જો એવું ન બન્યું હોત તો એ પરિચય દેશમાં આવ્યા પછી વધતો રહ્યો ન હોત. બંને વચ્ચે પત્રવ્યવહાર થતો એટલું જ નહિ પણ એ પુરુષનું એ વરસમાં દિલ્હી જવાનું વધી ગયું. બે ત્રણ વખત એ વિના કારણ ગયો હતો તેમ માબાપને લાગ્યું હતું. પ્રવાસમાં એમની મૈત્રી થઈ હતી તે વાત માબાપને એણે કહી હતી. એના મોહને લીધે એ દિલ્હી જતો હતો તેમ માબાપે કલ્પના કરી ન હતી. સ્ત્રીમિત્રો એને તે અગાઉ પણ ચાલુ હતાં, એમાં પરણી શકાય તેવી કુંવારી બે છોકરીઓ હતી, જે અંગે લોકો વાત ઉડાડી ચૂક્યા હતા, પરંતુ કંઈ બન્યું ન હતું એટલે પેલી એન્ગ્લો ઈન્ડિયન સ્ત્રી સાથે લગ્નપ્રેમ વિકસે તેમ માબાપ શી રીતે કલ્પે? એ સ્ત્રી એની મૈત્રીને વશ થઈ કેવળ મળવા ફરવા મદ્રાસ આવી ત્યારે માબાપને શંકા જન્મી હતી; પરંતુ એ સાથે જ એ આથમી ગઈ હતી એવી શંકા લાવવી તે જ અસ્થાને છે. પશ્ચિમની સંસ્કૃતિએ પૂરેપૂરી રંગાયેલી એ સ્ત્રી એને પરણવાનો વિચાર સરખો જ ન કરે અને એ કરે તો પણ પોતાનો દીકરો એવી ભૂલ કોઈ હિસાબે કરે નહીં. છોકરી ગમે તેટલી સારી હોય પણ બંનેના સંસ્કાર એટલા ભિન્ન હતા કે ખારા જળનું મીન મીઠા જળમાં આવી પડ્યા જેવી સ્થિતિ થાય. મદ્રાસ એ કોઈ વખત નહોતી આવેલી એટલે એ સંબંધને લીધે ફરવા આવી હશે અને દીકરાએ વિવેકને ખાતર આમંત્રણ આપ્યું હશે તેમ માબાપે મન મનાવ્યું. જો જુવાન દીકરો હોત તો એને ચેતવવા માબાપે પ્રયત્ન કર્યો હોત, પરંતુ એને એવું કંઈ કહેવું તે અપમાન કર્યા બરાબર ગણાય માની એ ચૂપ રહ્યાં હતાં.

બંનેને પરિચયમાં આવ્યાં એક વર્ષ પૂરું થયું ત્યાં એ પુરુષ તરફથી માબાપ સમક્ષ એની સાથેના લગ્નનો પ્રસ્તાવ આવીને ઊભો રહ્યો! માબાપની આંખ ફૂટયા જેવી સ્થિતિ થઈ પડી. એમને નાત કે ધર્મના ભેદનો પ્રશ્ન ખાસ ન હતો, પરંતુ બંને વચ્ચે સંસ્કારની જે અસમાનતા હતી તે કોઈ રીતે પુરાય તેવી ન હતી. યુવકના કુટુંબની આર્થિક સ્થિતિ સદ્ધર હતી, પરંતુ એ સ્થિતિ પ્રમાણે એમણે રહેણીકરણી ખર્ચાળ બનાવી ન હતી. સાદું જીવન અને ઉચ્ચ વિચાર એ એમનો જીવનમંત્ર હતો. આથી કમાણીની રકમ પોતાના વૈભવમાં ખર્ચી ન નાખતાં આઝાદી યજ્ઞમાં એમણે હોમી હતી.

માબાપના આ સંસ્કાર ઝીલીને એમના ચાર પુત્રો જીવતા હતા. બધા પરિણીત હતા અને સંયુક્ત કુટુંબમાં રહેતા હતા. આ નવી સ્ત્રી એના સંસ્કાર પ્રમાણે કુટુંબ ભેગી ન રહી શકે તેનો પણ કોઈને અફસોસ ન હતો. એ જુદી રહે તો પણ એ જે રીતે જીવે, પોતાના જ સુખ ખાતર ધન ખર્ચે તે પતિ તરીકે પોતાના પુત્રને શી રીતે આનંદ આપશે? અને એવું વૈભવી જીવન જીવવામાં પતિ સહકાર ન આપે તો પત્નીને એવો પતિ શી રીતે ગમે?

ઘરનું વાતાવરણ માબાપ અને દીકરાઓ વચ્ચે મૈત્રીભર્યું હતું એટલે આ બધી સંસ્કારભેદની અને રુચિભેદની ચર્ચાઓ નિખાલસ રીતે થઈ અને પુત્રે એનો ખોટો બચાવ પણ ન કર્યો. એ બધું એ સમજતો હોવા છતાં એ પરણ્યા વિના રહી શકશે નહિ તેમ એણે પોતાનો નિર્ણય પકડી રાખ્યો. માબાપ, ભાઈઓ અને ભાભીઓના દુઃખનો પાર ન રહ્યો. એની પરવશતાની દયા આવતી હોય તેમ એને શરમાવવાથી વિશેષ કાંઈ પરિણામ નહિ આવે માની કોઈની દલીલ કરવાની હિંમત ચાલતી ન હતી. એ જાણીને ધોળે દિવસે દીવો લઈને કૂવામાં પડતો હોય અને એને બચાવી શકાતો ન હોય તેમ કુટુંબીઓ પણ એક પ્રકારની હતાશા અનુભવતાં

હતાં. છેવટ બધાંએ અંતરની અનિચ્છા હોવા છતાં ફરજ તરીકે એ લગ્નમાં સંમતિ આપી અને હાજરી આપી.

એ લગ્ન પહેલાં બંને સ્વતંત્ર રીતે જુદાં રહી શકે માટે એમના ઘરથી દૂર અને પશ્ચિમની રહેણીકરણીના દરિયા વિસ્તારમાં એક નાનો સ્વતંત્ર બંગલો ભાડે રાખવામાં આવ્યો હતો. એનાં એ બાળકોએ—એક દીકરો અને એક દીકરીએ—પપ્પા સાથે રહેવા જવાની તૈયારી બતાવી ન હતી. એમને મન એમના પપ્પા કુટુંબનું એક અંગ જ હતા. એ અંગથી પપ્પા છૂટા પડે તો ભલે, એ પડવા માગતાં ન હતાં. કુટુંબીઓ પણ એ લગ્ન સફળ થાય તેવું વાતાવરણ પોતાના પક્ષેથી આપવા તત્પર હતાં. બાળકોએ પપ્પા સાથે જવાની તૈયારી બતાવી હોત તો એ સ્ત્રીની ઇચ્છા ન હોત તો એ મોકલવાની ના પાડત. આમ જે કુટુંબીઓ એ લગ્ન ઇચ્છતાં ન હતાં, તે પણ તેની વાસ્તવિકતાને સ્વીકારી એ સફળ કેમ થાય અને બંને સુખી થાય તે રીતે વર્તવાની તૈયારી બતાવી હતી.

આજે આ લગ્ન થયાં પંદર વર્ષ થયાં છે. બંને છૂટાં નથી પડ્યાં અને સાથે રહે છે તે રીતે એ લગ્નને સફળ કહેવુ હોય તો કહી શકાય. પરંતુ બીજી રીતે જોઈએ તો એ પુરુષને તે લગ્ન નિભાવવા આખું જીવનવહેણ બદલી નાખવું પડ્યું છે તેમ કહી શકાય. મદ્રાસમાં એ સ્ત્રીને રહેવું પસંદ પડ્યું નહિ. એને એ શહેર કહેતી ન હતી. જે શહેરમાં પચરંગી પ્રજા સવિશેષ પ્રમાણમાં ન હોય તે લાખોની વસ્તી હોય પણ મોટું ગામડું જ ગણાય. એમાં વિવિધ જીવનસરણીને સ્થાન ન હોય અને એને ન્યાય પણ ન મળે. પુરુષના કુટુંબે સતત સહકાર આપ્યા કર્યો છતાં એ સ્ત્રીને લાગ્યા જ કર્યું કે એ પોતાના સંસ્કારનાં—જીવનરીતિની કદર કરી શકતાં નથી, સજ્જનતાને વશ થઈ દયાભાવ બતાવે છે એટલું જ. પુરુષનાં કુટુંબીઓ જ નહિ પણ સ્નેહીમંડળ સૌ માનતાં હતાં કે એણે લગ્ન કરવામાં ભૂલ કરી છે. સ્ત્રી આ સમજતી હતી એટલે એ મનથી ઇચ્છે તો પણ સૌનાં સ્નેહીજન બનવામાં એને આડો પડદો હોય તેવો અનુભવ થયા કરતો હતો. જાણે એની સામે સૌની નિંદાપાત્ર નજર મંડાયેલી રહેતી હોય તેય એને માનસિક સતામણી લાગ્યા કરતી હતી. આથી છેવટ એણે મદ્રાસ છોડી દિલ્હી જવાની દરખાસ્ત મૂકી અને પુરુષે તે સ્વીકારી લીધી.

એ પુરુષને કેવળ મદ્રાસ છોડવું પડ્યું એટલું જ નહીં પણ પુનર્જન્મ લેવો પડ્યો હતો એમ કહેવું યથાર્થ થશે. સાદા જીવનને સ્થાને ખર્ચાળ જીવન આવ્યું છે. સંયુક્ત કુટુંબ જીવનની ભાવનાને સ્થાને વિભક્ત કુટુંબ ભાવના એટલે સુધી સ્વીકારવી પડી કે એના ભાઈ દિલ્હી આવ્યા હોય તો એ પોતાને ઘેર મહેમાન તરીકે રહેવા સુદ્ધાંનો વિવેક કરી શકતો નથી. ભાઈ બીજા સગાંને ત્યાં ઊતરે તો પોતાના ભાઈનું સારું ન દેખાય તે માટે હોટલમાં ઊતરે છે પશ્ચિમની પદ્ધતિ પ્રમાણે ભાઈને એ ચા-પાણી કે જમવા માટે આમંત્રણ આપે છે. એ પુરુષને મદ્રાસમાં બાપના સ્વતંત્ર ધંધામાં કામ કરવાનું હતું તેને બદલે દિલ્હીમાં નોકરી કરવી પડે છે. આ બધું કરવામાં પુરુષને કેવા કડવા ઘૂંટડા ગળવા પડ્યા હશે તે તો એ જ જાણે. પરંતુ એ અંગે એણે કોઈની સમક્ષ દુઃખ રડ્યું નથી. પ્રેમ કર્યો તો નિભાવી જાણવો તે સૂત્ર સ્વીકારીને એણે એ નિભાવી જાણ્યો છે. બાકી એની જગાએ બીજો કોઈ પુરુષ હોત તો એ લગ્ન છૂટાછેડામાં ન પરિણમ્યું હોત તો પણ બંને અલગ થઈ ગયા વિના રહ્યાં ન હોત. એમને કોઈ બાળક નથી એટલે સમાન લાગણીથી બાંધી રાખતું એ બળ પણ મોજુદ નથી આ પ્રેમલગ્નનો દાખલો અહીં એટલા માટે વિસ્તારથી ટાંક્યો છે કે રૂઢિલગ્નોમાં એકબીજાને નિભાવી લેવાનું બેહદનું વલણ છે, તે આ પ્રેમલગ્નમાં પણ જોવા મળે છે.

સુમન જેવી છોકરી મોહને વશ થઈ પરણી ગઈ એટલે એ લગ્ન સફળ નહીં થાય તેમ એકપક્ષી ભવિષ્ય ભાખવાની જરૂર નથી. અહીં ટાંકેલા એ દાખલામાં પહેલો પ્રસંગ બધી રીતે અસમાન હતો છતાં એ લગ્ન નિભાવવાની કક્ષાથી ઊંચું નીવડયું છે. બીજા લગ્નમાં જે કરુણતા જોવા મળે છે તે પહેલામાં નથી. એ મોહથી પરણ્યાં હશે તો પણ એ મોહ પ્રેમમાં રૂપાંતર પામતો ગયો છે. બીજા લગ્નમાં જે અથડામણ જોવા મળે છે તે સંસ્કારની છે. આ ભિન્નતા પહેલી નજરે સમજાય તેવી છે, પરંતુ માણસ પ્રેમમાં પડે છે ત્યારે એ એને ગણકારતો નથી. સુમન જેવી યુવાન છોકરી જ નહીં પણ ૪૦ વર્ષનાં સ્ત્રી-પુરુષ પણ એવો જ ઉતાવળિયો નિર્ણય કરે છે. પરિણામે આ અવગુણ જુવાન ઉંમરને આભારી છે એવું માનવાને બદલે પ્રેમનો એ અવગુણ છે. અને ગમે તે ઉંમરે માણસ પ્રેમમાં પડે એનો એને ઓછો કે વત્તો ભોગ થવું પડે છે. પ્રેમ એ આંધળો છે તેમ કહેવાય છે તે આ અર્થમાં. ૪૦ વર્ષનાં જો આંધળાં બનતાં હોય તો ૨૦ વર્ષની સુમનનું શું ગજું ?

આથી પોતે સંવનનને સ્વપ્ન કહ્યું છે અને લગ્નને જાગૃતિ. લગ્નની સફળતાનો આધાર એ કેટલી જાગૃતિ બતાવે છે તે ઉપર છે. આપણે એમ માનીને ચાલીએ છીએ કે મોહથી પરણેલાં લગ્નમાં જાગૃતિ બતાવે તેવાં હોત તો મોહમાં પડત નહીં. આ દલીલ પ્રથમ નજરે ગળે ઊતરી જાય તેવી છે, વળી પશ્ચિમમાં જ્યાં પ્રેમલગ્નની રૂઢિ પડી છે ત્યાં પહેલાંનો આજીવન અતૂટ સંબંધ ઓછો થયો છે. પરંતુ જાગૃતિ જેમ વાસ્તવિકતા છે તેમ સ્વપ્ન પણ વાસ્તવિકતા છે. કોણ સ્વપ્નમાં હોય છે ત્યારે એ સાચું છે તેમ માનતું નથી ? પરંતુ સ્વપ્ન પૂરું થતાં એની વાસ્તવિકતા પણ સૌ સ્વીકારે છે. એ જ રીતે સંવનન એ સ્વપ્ન છે તેમ લગ્ન પછી દંપતીને સમજાયા વિના રહેતું નથી. સંવનનમાં એમણે એકબીજાને જે રંગીન રૂપે જોયાં હતાં તે રંગ મોટે ભાગે ચાલ્યો જાય છે. લગ્નની વાસ્તવિકતાને તે પછી સ્વીકારીને ચાલે તો ઉપર બે દાખલા ટાંકયા છે તેમ સહજ રીતે પહેલા પ્રસંગમાં બન્યું છે તેમ લગ્ન સફળ થાય છે, કે બીજા લગ્નમાં કરુણતા સર્જાતી હોય છતાં તે નિભાવી લેવામાં આવે છે તેમ એ લગ્ન અતૂટ રહે છે. સુમન જો આ જાગૃતિ બતાવે તો એનું લગ્ન સફળ બને, અગર અતૂટ રહે. એ મોહથી પરણી છે માટે આવી જાગૃતિ નહીં બતાવે તેમ માનીને ચાલવું બરાબર નથી. પરંતુ એ વસ્તુ પણ સાથે સાથે સ્વીકારીને ચાલવું જોઈશે કે ભાવિ દંપતીઓ ગમે તેટલી જાગૃતિ બતાવશે અને નિભાવી લેવાની વૃત્તિ રાખશે તો પણ રૂઢિલગ્નોમાં જે સાર્વત્રિક આજીવન અતૂટ લગ્નસંબંધ રહ્યો હતો તે સ્થિતિ ચાલુ રહેવાની નથી. એમાં પ્રેમલગ્નો ભાગ ભજવે છે તેમ ઉપલક રીતે ભલે લાગતું હોય પણ એના મૂળમાં લગ્નની ભાવનામાં આવેલો પલટો છે. લગ્નનો હેતુ સંતાનેચ્છા, કામેચ્છાથી આગળ વધી સખ્ય ભાવના સુધી લંબાયો છે. આજે આપણે ત્યાં પ્રેમલગ્નો અપવાદરૂપ થાય છે, રૂઢિ પ્રમાણે લગ્નો યોજાય છે, છતાં યુવકયુવતીમાં સખ્ય ભાવનાની વૃત્તિ જાગી છે એટલે અગાઉ મા-બાપ પાસે જ પસંદગીનો દોર હતો તેમાં એમણે ભાગ પડાવ્યો છે. એમની સંમતિ અનિવાર્ય બની છે. એને કારણે વેવિશાળનો અને લગ્નનો પ્રશ્ન ગઈ કાલ કરતાં જટિલ બન્યો છે. રૂઢિથી જ્ઞાતિમાં પરણેલાં દંપતી પણ મનમેળ ન થતાં કરુણતા સર્જાય તો જુદાં પડવાની વૃત્તિ સેવે છે. આના મૂળમાં લગ્નમાં સખ્ય ભાવનાનો પ્રબળ બનેલો હેતુ છે. એને જો પીછાણીશું તો અતૂટ લગ્નસંબંધમાં છૂટાછેડાનું તત્ત્વ પ્રવેશતું જોવા મળે છે તેનો દોષ એકપક્ષી પ્રેમલગ્ન ઉપર ઢોળીશું નહીં.



ભૂપત વડોદરિયા

# અર્ધાંગના

નારી વિના નર નહીં એ કહેતીને સાચી ઠરાવતી આ વાર્તા નારી તરફ સાવ બેદરકાર રહેતા પતિદેવોને નવી જ શીખ આપે તેવી બોધદાયક છે. પણ એવી ચાનક તો અંદરથી જ ઊગી નીકળે ત્યારે જ સ્ત્રી તરફની બેપરવાઈ ઓછી થઈ શકે ને! આ વાર્તા એવી સચોટતા મૂકી જાય છે...

'ઊઠો.'

'ઉં હું હું હું.'

'ઊઠો, પાછું તમારે મોડું થશે.'

'હું હું હું.'

'જુઓ સાત તો થઈ ગયા છે.'

અને નરેન્દ્ર આંખો ચોળતો પથારીમાંથી બેઠો થયો. બહાર ઓટલા પર ગાદી બીછાવેલી હતી અને બાજુમાં પાણીનો લોટો અને લીલું દાતણ. નિયમ પ્રમાણે નરેન્દ્ર ગાદી પર બેસીને દાતણ કરવા લાગ્યો. મીનાક્ષી રસોડામાં ગઈ.

દાતણ પતાવીને મોં ધોઈને નરેન્દ્ર અંદર આવ્યો. નિયમ પ્રમાણે પત્ની હાથમાં નેપકીન લઈને ઊભી હતી. મોં લૂછીને એ સોફા પર બેઠો તો ચારેક મિનિટમાં પત્ની ચા લઈ આવી. મીનાક્ષી ચા સરસ બનાવતી. એટલી સરસ કે નરેન્દ્રને ક્યારેય બહારની ચા ફાવતી નહીં. ન છૂટકે એ બહારની ચા પીતો પણ ત્યારે એને મીનાક્ષીના હાથની ચા યાદ આવ્યા વિના રહેતી નહીં. ચા પી લીધી અને મીનાક્ષીએ હાજર કરેલી પાનની પેટીમાંથી એણે પાન તૈયાર કર્યું.

શૌચાદિ પતાવીને નરેન્દ્ર હીંડોળા પર બેઠો.

'પાણી તૈયાર છે, કપડાં કાઢો.' મીનાક્ષીએ કહ્યું.

કપડાં કાઢી નરેન્દ્ર બાથરૂમમાં ગયો. સ્વચ્છ ગડીદાર સંકેલેલો ટુવાલ તૈયાર પડ્યો છે, સાબુ પડ્યો છે, ઠંડા અને ઊના પાણીની બાલદી ગોઠવાયેલી છે—બધું જ તૈયાર હતું. નરેન્દ્ર નાહીને બહાર નીકળ્યો. પેન્ટ, શર્ટ, કોટ અને બોડીસ, રૂમાલ બધું જ કાઢી રાખેલું હતું. ખમીસના કફના અને ગળાના બટન પરોવેલા જ હતા—પહેરે એટલી જ વાર. કપડાં પહેર્યાં—માથામાં તેલ નાખવાનું બાકી હતું પણ ટેબલ પર જોયું તો બ્રીલિયનટાઈન પડ્યું હતું. નરેન્દ્ર ઑફિસે જવા માટે તૈયાર થઈ ગયો. મોજાં અને બૂટ પણ તૈયાર! જ્યારે જુઓ ત્યારે કાળા પહાણી ચમકારા મારતા જ નજરે પડે!

નરેન્દ્ર સવારે નવ વાગ્યે ઑફિસે જતો. બાર વાગ્યે જમવા માટે પાછો ફરતો. જમીને દોઢ બે કલાક આરામ કરતો અને બપોરની ચા પીને પાછો કચેરીએ જાય તે સાંજે સાત વાગ્યે આવે. જમીને ઘડીક હીંચકીને બહાર નીકળી પડે અને પછી એનો ધડો નહિ. મિત્રો સાથે બેઠક જામી હોય તો બે પણ વાગી જાય. ક્યારેક દોઢ થાય. ક્યારેક એક વાગ્યે પાછો આવે પણ વહેલામાં વહેલા બાર સમજવા.

રાત્રે નરેન્દ્ર મોડો આવતો અને એ સામે મીનાક્ષીને અસંતોષ રહ્યા કરતો. ક્યારેક એ ટકોર કરી પણ લેતી. છતાં નરેન્દ્રનું વર્તન બદલાતું નહીં અને નરેન્દ્ર પોતાની મોડા આવવાની ટ્રેવ ભૂલશે નહીં એની ખાતરી થતાં જ મીનાક્ષીએ નરેન્દ્રને એ અંગે ટકોર કરવાનું પણ માંડી વાળેલું.

આમ તો નરેન્દ્ર અને મીનાક્ષીનો સંસાર સુખી હતો. નરેન્દ્ર એક વેપારી પેઢીમાં આસીસ્ટન્ટ મેનેજર હતો. મહિને ત્રણસો રૂપિયા કમાતો હતો, કારણ કે બી. કૉમ. પાસ હતો અને એ લાઈનનો પાંચેક વર્ષનો અનુભવી પણ ખરો. ત્રીસેક વર્ષના નરેન્દ્રને આઠ વર્ષના પોતાના ઘરસંસારમાં ક્યારેય અસુખ થયું નહોતું. મીનાક્ષી છ અંગ્રેજી જેટલું ભણેલી; વિશેષ તે ગણેલી અને વહેવારિક અને દેખાવડી હતી. એકવડા બાંધાની મધ્યમ ઊંચાઈની મીનાક્ષી નાકે મોંએ નમણી હતી અને એ જ કારણે વધુ ભણેલી વહુ લાવવાનો મોહ જતો કરીને નરેન્દ્ર મીનાક્ષીને પરણ્યો હતો મીનાક્ષીની ઉંમર હતી છવ્વીસેકની પણ લાગે બાવીસેક વર્ષની જ. એવું

કારણ હતું. મીનાક્ષી શરીરે તંદુરસ્ત હતી અને એકે સુવાવડ આવી ન હતી. બહારથી જોનારાઓને એમ લાગે કે આવું રૂપાળું જોડું પણ કંઈ સંતાન ન મળે ! સંતાન વિનાના સંસારમાં એમને શું સુખ હશે? સામાન્ય રીતે ગમે એટલું સુખ હોય, એવાં પતિ-પત્ની સામસામાં વડચકાં ભરતાં નજરે પડે છે, એમના ઘરમાં કંકાસ સામાન્ય થઈ જાય છે. પણ નરેન્દ્ર અને મીનાક્ષી બેમાંથી એકેને સંતાનની ખોટ સાલતી હોય તેવું દેખાતું નહીં.

મીનાક્ષીને નરેન્દ્ર સામે કોઈ ફરિયાદ નહોતી—સિવાય કે રાત્રે મોડા આવવાની. નરેંદ્રની ટેવ એને ગમતી નહોતી પતિની સોબત માટે ઝંખતી મીનાક્ષી નરેન્દ્રની ઝાઝી સોબત મેળવી જ શકતી નહીં. કારણ કે નરેન્દ્ર દિવસના લગભગ દશ કલાક કચેરીએ હોય. રાત્રે જ્યારે એ આવે ત્યારે મીનાક્ષીની એકાદ ઊંઘ પૂરી થઈ હોય છતાં હસમુખા સ્વભાવની મીનાક્ષી મનમાં ને મનમાં ક્યારેય બળતી નહીં તેમ પતિ પાસે એ અસંતોષ વ્યક્ત કર્યા કરતી નહીં. પતિને શક્ય તેટલી સહાય કરવી એવું સમજતી મીનાક્ષી પતિના માર્ગમાં મુદ્દલ ન આવતી. સહચારને એ ઝંખતી હોવા છતાં પોતાની જાતને પતિ પર લાદવાનો પ્રયત્ન કરે એ ક્યારેય ન કરતી. મોડી રાત સુધી મિત્રને ત્યાં મિત્ર અને મિત્રપત્ની સાથે ગપ્પા હાંકતા પતિને એ ક્યારેય પૂછતી નહિ.

મીનાક્ષીની વ્યવસ્થાશક્તિ ગજબની હતી. ઓછામાં ઓછા ખર્ચે સારી વસ્તુ લાવવાની એનામાં આવડત હતી. મીનાક્ષીએ પોતાનું ઘર એક સુંદર બગીચા સમું બનાવ્યું હતું—રાચરચીલું બહુ ઝાઝું નહોતું પણ એની કલાત્મક ગોઠવણી દરેકની પર છાપ પાડતી. મીનાક્ષીએ કામવાળી રાખી હતી પણ કામવાળી કપડાં ધોવા અને વાસણ માંજવાનું કામ કરતી. એ જ કામવાળી બીજા ઘણાના ઘરનું કામ કરતી હતી છતાં મીનાક્ષીનાં કપડાં જુઓ તો સફેદ બાસતા જેવાં અને વાસણ જુઓ તો આભલા જેવાં. મીનાક્ષીને કામ લેતા આવડતું હતું અને એય કામવાળી સાથે કામ કરવા બેસી જતી. દશ રૂપિયાની કામવાળીની શેઠાણી બનવાની શેખી મીનાક્ષીને ગમતી નહીં. કામવાળીને એ મદદ કરતી અને સારી રીતે સાચવતી.

નરેન્દ્ર નોકરી કરવા ઉપરાંત ઘરનું કશું ધ્યાન રાખતો ન હતો. શાક પણ મીનાક્ષી જાતે જ સાંજે ખરીદી આવતી. ઘરની બધી ચીજ વસ્તુઓ લાવવાનું મીનાક્ષીએ સ્વીકારી લીધું હતું ઘરના વહીવટ અંગે નરેન્દ્રને કશી ખબર નહોતી. મીનાક્ષી કરકસરથી ઘર ચલાવતી અને થોડાક પૈસા તેમાંથી બચાવતી. જે જાતનુ ખાવાનું પીવાનું નરેન્દ્રને મળતું એ ઉપર નરેન્દ્ર ઘણીવાર કહેતો: મીના, તું કઈ રીતે ઘર ચલાવે છે એ જ મને ખબર પડતી નથી. હું તો માનું છું કે આટલી આવકમાં આપણે આ રીતે કદી જીવી ન જ શકીએ,' મીનાક્ષી ત્યારે નિરુત્તર રહીને મંદમંદ હસતી. એ વાક્ય જ્યારે જ્યારે એની પાસે નરેન્દ્રના મોંમાંથી નીકળતું તે દિવસે મીનાક્ષીને રોમેરોમ હર્ષ થતો. અંતરના અગોચર ખૂણે ક્યાંક પતિ વિષે થોડોક અસંતોષ ઊગુ ઊગુ થતો હોય એ ઊડી જતો.

સામાન્ય રીતે મીના પિયર બહુ થોડું રહેતી. આઠ વર્ષના લગ્નજીવનમાં એ માંડ પાંચ વાર પિયર ગઈ હતી. એમાંથી ત્રણ વાર તો નરેન્દ્ર પણ સાથે હતો અને બે વાર નરેન્દ્ર પોતાના કોઈ સંબંધીને ત્યાં રહેતો હતો ત્યારે મીનાક્ષી પિયર થોડા રોજ રહી આવેલી.

રવિવારની રજા હતી પણ એ આખો દિવસ મીનાક્ષીને માટે તો બહાર ગયેલા પતિની રાહ જોવામાં જ ગયેલો. સવારે બહાર નીકળી ગયેલા પતિની જમવા માટે મોડે સુધી રાહ જોઈને થાકેલી મીનાક્ષી ઊંઘી ગઈ. નરેન્દ્ર દોઢ વાગ્યે આવ્યો. મીનાક્ષી કશું બોલ્યા વિના ભાણા પીરસવા રસોડામાં જતી હતી ત્યાં નરેન્દ્રે કહ્યું: 'તું હજુ જમી નથી?'

મીનાક્ષીએ કહ્યું : 'તમે આવ્યા વિના ક્યાંથી જમું ? આજે તો બહુ મોડું કર્યું. ચાલો જમી લઈએ.'

નરેન્દ્ર : 'હું તો મુનશીભાઈને ત્યાં જમીને આવ્યો. તું જમી લે.'

એ સાંભળીને મીનાક્ષીની ભૂખ મરી ગઈ. ઘડીક તો ઝઘડો કરવાની મીનાક્ષીને ઇચ્છા થઈ ગઈ પણ એણે ઉશ્કેરાતા મનને કાબૂમાં લઈ લીધું. કશું બોલ્યા વિના જે ભાવ્યું તે ખાઈને એઠવાડ પતાવી દીધો.

ચા પીને નરેન્દ્ર બહાર નીકળ્યો. નરેન્દ્રને લાગ્યું કે મીનાક્ષી ખીજાશે. કહેશે કે આજે રવિવારે તો ઘડીક ઘેર રહો—ક્યાંક મનેય સાથે લઈ જાઓ ને, ચાલો ને ક્યાંક ફરવા જઈએ. એટલે નરેન્દ્ર પાણી આડે પાળ બાંધતા કહે 'મીના, હું હમણાં આવું છું. પાંચના શોમાં આજે તો 'રત્નદીપ' જોઈ આવીએ.'

મીનાક્ષીએ કહ્યું : 'ભલે હું તૈયાર રહીશ.'

મીનાક્ષી તૈયાર થઈને રાહ જોતી બેઠી પણ નરેન્દ્રનો પત્તો ન મળે ! રાત્રે નવ વાગે એ આવ્યો—હસતાં હસતાં ખાસિયાણા મોંએ ખુલાસો કર્યો 'એક જગાએ રોકાણ થઈ ગયું. નીકળાયું જ નહીં. મને તો ઘણુંય થયું કે મીના રાહ જોઈ જોઈને થાકી હશે પણ.—'

મીનાક્ષી કંઈ ન બોલી, એને ખૂબ લાગી આવ્યું પણ એ નિરુત્તર જ રહી. નરેન્દ્રના વર્તન અંગે એ ક્યારેય વહેમ આણતી નહીં. નરેન્દ્ર ખોટું બોલે છે અથવા એ બેદરકાર છે એવુંયે ધારતી નહીં. મીનાના લેવાઈ ગયેલા નિર્દોષ મોં સામે નરેન્દ્રની નજર ગઈ. નરેન્દ્રે કહ્યું : 'જમીને ત્રીજા શોમાં જઈએ' મીના કશું બોલી નહીં પણ ત્યાં તો બારણે ટકોરા પડ્યા. જુએ છે તો તારવાળો. કુતૂહલથી નરેન્દ્રે તાર ફોડ્યો, તારમાં લખ્યું હતું : 'બા બિમાર છે. મીનાક્ષીને તુરત મોકલો.'

તાર મીનાક્ષીના ભાઈ તુષારે કર્યો હતો. નરેન્દ્ર મીનાક્ષીને રાતની દશની ગાડીમાં અમદાવાદ જવા માટે સ્ટેશને મૂકી આવ્યો. બાને કેમ છે તેના ખબર તુરત લખવાની અને વહેલાં વહેલાં પાછા ફરવાની નરેન્દ્રે ભલામણ કરી. કંઈક માતાની નાદુરસ્ત તબિયતની ખબરથી અને કંઈક નરેન્દ્રને મૂકીને જવું પડતું હોવાથી મીનાક્ષી રડી પડી, પણ તરત જ સ્વસ્થ થતાં એ બોલી : 'સાચવીને રહેજો, થોડા દિવસ કાઢી નાખજો.'

નરેન્દ્ર ઘેર જઈને સૂઈ ગયો. સવારે જાગ્યો ત્યારે તડકો ખૂબ ચડી ગયો હતો. સવાઆઠ થયા હતા ! ઑફિસે ટાઇમસર નહીં પહોંચાય તેવી બીકે એ સફાળો બેઠો થઈ ગયો. દાતણ ખોળતાં ખાસ્સી પાંચ મિનિટ થઈ. પાણીનો લોટો ભરીને એ બહાર દાતણ કરવા બેઠો. ઝડપથી દાતણ પતાવીને એ સોફા પર બેઠો. ચાનું શું ? મીનાક્ષી આજે નહોતી ! હાથે ચા બનાવી લેવાના વિચારથી એ રસોડામાં ઘૂસ્યો. પ્રાયમસ લીધો, માંડમાંડ પેટાવ્યો. ચા ખાંડ અને કપરકાબી એકઠાં કરતાં કરતાં તો એને નાકે દમ આવી ગયો. ચા તૈયાર થઈ. એક ઘૂંટડો પીધો ને એને થયું કે નક્કી ઊલટી થશે ! કડવી ઝેર જેવી ચા પડતી મૂકી કપરકાબી અને ચાના વાસણ જેમતેમ પાણિયારા નીચે મૂકીને એ નહાવા માટે બાથરૂમ ભણી દોડ્યો. પોણા નવ તો થઈ ગયા હતા ! બાથરૂમમાં ખાલી બાલદી ઊંધી વાળેલી પડી હતી ! નરેન્દ્રે ટંકીમાંથી પાણી કાઢ્યું, ટુવાલ શોધ્યો અને નહાવા બેઠો. નહાઈને એણે કપડાં કાઢવા માટે કબાટ ખોલ્યો—નરેન્દ્રનાં કપડાં હમેશાં મીનાક્ષી કાઢીને તૈયાર રાખતી. આજે તો મીનાક્ષી નહોતી એટલે કયાં કપડાં પહેરું તે નક્કી કરતાં એ બેચેન બની ગયો. એને સૂઝ પડી નહીં. રૂમાલ જડ્યો નહીં-ગંજીફરાક કાઢતાં દશ મિનિટ થઈ. જેમ તેમ કપડાં પહેરી એ સેન્ડલ પહેરવા લાગ્યો. સેન્ડલ ધૂળ ભરેલા હતા. સાફ કરનાર કોઈ નહોતું !

નરેન્દ્ર બેચેન બની ઑફિસે પોણાદશ વાગ્યે પહોંચ્યો. ચા પીવાઈ નહોતી. માથું ભારે ભારે થઈ ગયું. દુનિયામાં જબરો ગોટાળો થઈ ગયો હોય એવું એને

લાગ્યું. રોજ એ ઓફિસમાં સૌથી વધુ સુઘડ અને પ્રસન્ન લાગતો—આજે એણે ઇસ્ત્રીબંધ અને એનાં એ જ કપડાં પહેર્યા હતાં છતાં એ જાણે ગામમાંથી રેડીમેઈડ કપડાં ખરીદીને સીધાં પહેરીને અહીં ચાલ્યો આવતો હોય એવો લાગતો હતો! એનું મન કામમાં ચોંટ્યું નહીં--બાર વાગ્યે ઘેર જવું ફોગટ હતું. મીનાક્ષી તો હતી નહીં! પેટમાં આગ લાગી હતી. નરેન્દ્ર એના મિત્ર સુમતિચંદને ત્યાં ગયો. મીનાક્ષીને અચાનક જવું પડ્યું વગેરે વાત કરી અને હસતાં હસતાં અહીં જમવું છે તેમ જણાવ્યું.

જમવા બેઠો પણ નરેન્દ્ર કાંઈ ખાઈ શક્યો નહીં. એ રસોઈ એને લોજમાંથી ખરીદેલી હોય તેવી જ લાગી. એના સ્વાદ કે રુચિને પોષે તેવું એમાં કશું નહોતું. એણે ભાવ્યું નહીં. રોટલીના દિદાર જોઈને એને ગુસ્સો ચઢ્યો. શાકમાં પણ કાંઈ ઠેકાણું નહોતું. દાળમાં તો દાળ અને પાણી છૂટાં પડી જતાં હતાં! એકે અથાણામાં દમ નહોતો!!

રાત્રે નરેન્દ્ર ઘેર આવ્યો—હોટલમાં જે તે ખાઈ ને અને ચા પીને. ઘર ખોલ્યું અને અંદર જોયું તો એને લાગ્યું કે જાણે ઘરનો દિદાર જ ફરી ગયો હતો—રોજે રોજ જે નવી સજાવટ એને જોવા મળતી એ નહોતી! સ્વચ્છતા નહોતી, વ્યવસ્થા નહોતી. એ હીંડોળા પર બેઠો—માથે હાથ દઈને. એને સમજાયું કે આ ઘરનો આત્મા ચાલ્યો ગયો છે અને એ આત્મા બીજું કોઈ નહીં પણ મીનાક્ષી જ હતી.

પોતાના જીવનમાં જે પ્રસન્નતા એ અનુભવતો હતો તેનું ખરું કારણ મીનાક્ષી જ હતી એ એને સમજાયું. ઘરની જે ઝંખના જાગતી હતી એનું કારણ મીનાક્ષીની માવજત હતી. એ એના મનમાં ઊગી નીકળ્યું. ચાર દિવસના અનુભવે નરેન્દ્રને બરાબર સમજાઈ ગયું કે મીનાક્ષી વિના પોતે રખડી રવડીને જ મરી જાય. મીનાક્ષી વિના જીવન બેસ્વાદ જ બની જાય. ઘર ઘર જેવું રહે જ નહીં. મીનાક્ષી એકલે પંડે જે કરતી હતી એ દશ નોકરો રાખવા છતાં ન થાય. મીનાક્ષી જે કરતી હતી તે બીજું કોઈ ન કરે. જીવનની કલા એટલે શું એ એને પહેલી વાર સમજાયું.

ઉજડેલાં બાગ જેવું લાગતું હતું—ફક્ત ચાર જ દિવસમાં! મીનાક્ષીના ભાઈએ એની માતાની તબિયત વિષે પત્ર લખ્યો હતો—પણ તરત જ મીનાક્ષી પાછી ફરશે તેવું એમાં દેખાતુ નહોતું!

નરેન્દ્ર વિચારી રહ્યો: હું યે કેવો માણસ છું! જે સ્ત્રી મને આટ આટલું આપે છે એને હું અત્યાર સુધી અવગણતો જ રહ્યો છું! જે સ્ત્રીએ મારા જીવનમાં હંમેશાં મીઠાશ પૂર્યા કરી છે તેને મેં ક્યારેય સુખ આપવાની દરકાર કરી નથી! મારી નાનામાં નાની જરૂરિયાતનો વિચાર કરનારી એ સ્ત્રીની એકે લાગણીનો મને ક્યારેય વિચાર થતો નથી! હું શું ઓછો કૃતઘ્ન છું! એ સુસ્તની સેવાઓને જ આભારી મારું ફુલફટાકિયાપણું છે અને હું ફુલફટાકિયો થઈને મિત્રોમાં ફરું છું, મિત્રપત્નીઓ સાથે ગપાટા હાંકું છું પણ એ સ્ત્રીને સોબત આપવાનું મને સૂઝ્યું નથી! હું રખડું છું કારણ કે મારી નાનામાં નાની જરૂરિયાતનો ખ્યાલ કરીને મારી બધી અનિયમિતઓને નિભાવીને એ અનિયમિતતા છતાં મને અડચણ ન પડે તેનો વિચાર કરનારી એ ઘરમાં છે, એને પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ છે, જીવન છે તેની મને જાણે કલ્પના જ નથી!

નરેન્દ્રના હૈયામાં કણસ પેદા થઈ, એની આંખોમાં એની જાણ બહાર આંસુ આવી ગયાં. એ મીનાક્ષીની તસ્વીર સામે આંસુભરી આંખે જોઈ રહ્યો. એ પછી ત્રીજે દિવસે બપોરના મેઈલમાં મીનાક્ષી આવી પહોંચી. મીનાક્ષીને જોતાં જ એનું મોં હસી ઊઠ્યું પણ હૈયું ભરાઈ આવ્યું. મીનાક્ષીને છાતી સરસી એણે ચાંપી લીધી. 'અરે અરે, આ શું કરો છો!'

નરેન્દ્રની આંખમાં આંસુ જોઈને મીનાક્ષી ગભરાઈ ગઈ: 'પણ તમને શું થયું? કેમ આમ થઈ ગયા?'

નરેન્દ્ર: 'મીના, મને માફ કર. હું કૃતઘ્ની છું. મેં

ઈશ્વરભાઈ પટેલ

# કૃષિકાવ્ય

ચાર કિશોરવયના અમેરિકન ભાઈઓની ધગશ, હિંમત અને કુનેહની આ પ્રેરક ગાથામાંથી આપણાં કિશોરો પણ થોડીકેય પ્રેરણા મેળવી શકે તો ? અંગ્રેજી ઉપરથી તૈયાર કરવામાં આવેલી આ કથાનો ઉત્તરાર્ધ આવતા અંકે આવશે—જે વાંચવાની ઈંતેજારી આ પૂર્વાર્ધ જરૂર જગાવશે......

યુ. એસ. એ. નું ગોકુળિયું ગણાતા વિસ્કોન્સીન રાજ્યના એક ખેતરમાં આ સદીના પ્રારંભીય વર્ષે ચાર ખેડૂત દીકરા સાંજ પડ્યે, ભોજન પશ્ચાત્, પોતાના રસવિષયનું—હન્ટર, ટ્રેડર, ટ્રેપર નામનું માસિક વાંચતા હતા. ચાર ભાઈઓમાંનો સૌથી મોટો માંડ તેર વરસનો હતો અને નાનો સાતનો. એમના ખેતરનો સીમાડો એક વિશાળ વનમાં સીમિત થતો હતો એટલે આટલી નાની વયે આ ચારેય ખેડૂબાળ નિષ્ણાત શિકારીબાળ બન્યા હતા અને જંગલમાં પ્રાણીફાંસો ઊભો કરી આવશ્યક વન્યપશુ એ પ્રાપ્ત કરતા દિવસ સમગ્રના રોજિંદા ખેતવ્યવહાર બાદ એમનો રસ રાત્રે કૃષિ–વિકાસનાં સામયિકો તરફ ઢળતો. આ ચારેય બાળકો એક જ ટુકડીમાં હંમેશ ફરતા અને કાર્ય કરતા. એટલે એમનું નામ એમણે પોતે ને સૌએ વરૂ–ટુકડી રાખેલું.

માસિક પઢતાં પઢતાં અગીઆર વરસના એડવર્ડે સઉશ્કેરાટ જણાવ્યું, 'આ જો તો ખરો, અહીં આવી છે પેલા રજત–શિયાળચાબ્રની છબી જેના તાજેતરની લંડનની હરરાજીમાં ૧૨૦૦ ડોલર ઉપજ્યા !'

'આવું એક શિયાળ તારા હાથમાં આવે તો કેવું !' સૌથી મોટા વૉલ્ટરે વચ્ચે સૂર પૂરતાં ઉમેર્યું, 'આપણે તો આપણા રાતાના ચાર ડોલર ઉપજે તો ય સદ્ભાગ્ય લેખવાનું !'

આખી સમીસાંજ આ બાળકોનો વાર્તાવિષય રહ્યો 'રજત શિયાળ.' એમને લાગ્યું કે આ પ્રાણીઓ ઉત્કૃષ્ટ સૌંદર્ય ધરાવતાં હોવાં જોઈએ. એમનો મનવળાંક એવો રહ્યો કે કોઈક દિવસ જીવનમાં આવાં શિયાળ ઉછેરવાં અને વેચવાં.

ત્યાં સુધીમાં તો ઓછાબોલા નવ વરસના જૉનની ઉત્સુકતા સચેત બની હતી એટલે એણે કુતૂહલવશ પૃચ્છા કરી: 'આ શિયાળ કયાં જંગલોમાં પકડી શકાતું હશે ?'

'કદાચ ઉતરતમ કેનેડામાં,' એડવર્ડે ઉત્તર વાળ્યો, 'આપણે અહીં તો કોઈનાય હાથમાં આ રજતદેહી શિયાળ આવ્યું નથી, પણ એકાદ તો ક્યાંક હોવું જોઈએ.' આ પ્રસંગે એની નજરમાં જાણે ભાવિ દૃષ્ટિગોચર થતું હોય તેમ લાગતું હતું.

એના પાછલા વાક્યનો મર્મધ્વનિ સૌ પકડી શક્યા કારણ તાજેતરમાં જ એમના વાંચવામાં આવ્યું હતું કે રતુંડિયાં શિયાળ માબાપને પેટે રજતવર્ણું બચ્ચું અવતરી શકે. એક લાબ્રાડોર નિવાસીને હાથ આવેલી શિયાળ શિશુ જમાતમાં એક હતું રજતવર્ણું તો એક લાલાંગી અને બે હતાં મિશ્રરંગી. વિવિધવર્ણી નરમાદાના સંયોગથી જન્મેલી મિશ્રવર્ણી શિયાળ શિશુ મંડળીના સાક્ષી તો ઘણા બધા શિકારીઓ હતા. આ બાળકોના મનમાં આ રજતવર્ણી ને આપ્તવર્ણી

---

તને ઘણો અન્યાય કર્યો છે. તારા વિના મારું શું થાય તારા જવાથી મને સમજાયું. તું મારા માટે રોજ કેટકેટલું કરે છે, શું શું સહન કરે છે અને છતાં કશીયે અપેક્ષા કદર કરવી તો દૂર રહી. હું તો તને અવગણતો જ રહ્યો છું !'

નરેન્દ્રની વાત સાંભળીને મીના હસી પડી. એના મોં પર સ્નેહ નીતરતો હતો અને હૈયામાં ઉમટ્યું હતું આનંદનું પૂર.

'હવે રાખો હવે. ચાલો પહેલાં ચા કરી દઉં. પછી તમે ઑફિસે જઈ શકો.'





શિયાળપ્રાપ્તિનો કીડો એવો તો સળવળતો રહ્યો કે ખેતરમાં નીંદવાનું, ગોડવાનું કે જંગલમાં શિયાળ-પકડીનું કામ કરતા હોય તોય એમનો વાતવિષય ફરતી દુનિયાનું સર્વોત્તમ ઈનામફળ રજતદેહી શિયાળ રહેતું. આ પ્રાણીના મનમોહક મૂલ્ય વિષયે એમનાં કુમળાં મનનો એવો કબજો લઈ લીધો કે એ ચાર કિશોરબાળો માટે એ સ્વપ્નસિદ્ધિનો વિષય બન્યો.

હરઘડીએ ફુરસદના સમયે, આ ઉત્તેજક વાત સાંભળી સાંભળી એમનો પિતા ફ્રેડરિક થાકી ગયો. એને લાગ્યું કે આ છોકરાં કંઈક અવળે ચાળે ચઢી જશે ને જિંદગીભરની ઝીણવટભરી મહેનતને કારણે જે ખેતસૃષ્ટિ પોતે ઊભી કરી છે તે રોળાઈ જશે. એ અને એની પત્ની આલ્વીનાએ શ્રમપૂર્વક એક જંગલના ચતુર્થાંશ ચોરસ માઈલ જેવા વિસ્તારને સાફ સુથરો કરી આ કૃષિક્ષેત્ર જન્માવ્યું હતું. પરિણામે શિયાળચસકે પોતાના પુત્રો ચઢી જાય તો એક પેઢીની મહેનત ધૂળધાણી થઈ જાય એ એને સતાવતી ભીતિ હતી. તેમાં વળી આ કૃષિપ્રવૃત્તિનું ચક્ર વરસ આખું ચાલ્યા કરતું. ઉનાળામાં ઘાસ કાપવાનું, ઘઉં ને જવની લણણી કરવાનું કાર્ય ચાલતું. પાનખરમાં ચારોળી એકત્રિત કરવાનું રહેતું, અને વસંતમાં સેરવા માટે રસ એકત્રિત કરવાનો હતો. અને વન પાસેની ક્ષેત્રમાપણીનું કાર્ય તો અહોનિશ રહેતું જ. વધતી જતી કુટુંબ–વસ્તી એ અનિવાર્ય બનાવતી. પરિણામે ફ્રેડરિકને થયા કરતું કે આ વર્ષભર ચાલતા કાર્યમાં રજતશિયાળનો શોખ ને શોધ બાધારૂપ નીવડશે.

છોકરાઓ પર પિતાની આ શંકાકુશંકાની કશી અસર પડી નહીં. પણ એમને ઝપાટાબંધ ખાત્રી થઈ ગઈ કે રજતદેહવાળી શિયાળ ધરાવતી કોઈ શૃગાલ શિશુ મંડળી હાથ લાગી જાય તેવી સંભાવના નથી. એડવર્ડે પ્રસ્તાવ મૂક્યો, 'એક જ રીતે આપણે પ્રારંભ કરી શકીએ અને તે એક શિયાળ જુગલ ખરીદવાના પૈસા એકત્રિત કરીને; આટલા પૈસા પ્રાણીફાંસા ગોઠવવામાં ભાગ્યે જ બચે !'

સને ૧૯૦૪ના એક રવિવારે નમતા પહોરે પિતાપુત્રની મંડળી વનના નિરીક્ષણે ઊપડી. આ વખતે ચારોળી પાક કેવો ઊતરશે તેનો અંદાજ એ કાઢતા હતા ત્યાં એક વૃક્ષ નીચે પગના ટેરવાને ઈશારે ફ્રેડરિકે પોતાના પુત્રોને એક છોડ બતાવ્યો ને જણાવ્યું, 'આ છોડ પર આપણો પાડોશી રેનોલ્ડ ડીશ પૈસાદાર થવાનો છે.'

એડવર્ડે વાંકા વળી છોડને નીરખી લીધો અને ઉચ્ચાર્યું, 'આ છોડ તો અમે જંગલના સૌ હિસ્સાઓમાં ભાળ્યો છે. એનું નામ શું ?'

'એનું નામ છે ગીનસેંગ. ડીશ કહે છે કે આ છોડ માટે ચીનાઓ મરી પડે છે. એક એકરે ૨૦૦૦૦ ડોલરના પાકની એની ધારણા છે. અરે ! એના ઉછેર ને સંવર્ધન અર્થે એણે તો એક છોડઘર પણ બાંધ્યું છે. ઉપરાંત પાંચ વરસે તૈયાર થતો આ પાક બીજાય ઘણા પૈસા માગી લે.'

ફ્રેડરિકનો ખ્યાલ આ છોડ ખેતી માટે ન હોય તોય છોકરાઓનું ધ્યાન એમાં ઉપટી ગયું. આ છોડમૂળના ભાવ તેમણે એમના માનીતા માસિકમાં વાંચ્યા હતા. સૈકાઓથી આ છોડનાં મૂળને ચીનાઓ મૂલ્યવાન લેખતા આવ્યા છે. માત્ર માંદગીમાં જ નહીં પણ શક્તિસંવર્ધન માટેય એનો ઉપયોગ થતો. જ્ઞાનતંતુ સંબંધિત રોગો અને વૃદ્ધાવસ્થાજન્ય અશક્તિઓ માટે એ રામબાણ ઈલાજ લેખતાં. ચીનમાં એ હવે પૂરતા પ્રમાણમાં ઊગતો નહોતો એટલે ચીનાઓ એની મનમાની કિંમત આપવા તૈયાર થતા.

તત્કાલ તો છોકરાઓને મનમાં એટલું વસ્યું કે આ છોડની ખેતી કરવા જેવી. અને ડીશ કરી શકે તો આપણે કેમ નહીં ! પરિણામે ફ્રેડરિક ઘેર ગયો ત્યારે છોકરા ગયા નહીં. બાળમંડળી તો બેઠી છોડ તપાસવા. એનું ઝીણવટથી નિરીક્ષણ કરી લઈ એમણે ઠરાવ્યું કે ડીશને ત્યાં જઈ આવવું, એના ક્યારા જોઈ આવવા ને જંગલ આખું ખૂંદી વળી આ

છોડ, જ્યાંથી મળે ત્યાંથી મેળવી લેવા. રજતવર્ણી શિયાળધણ ઊભું કરવાનો આ એક રાજમાર્ગ એમને જડયો અને એ એની પાછળ લાગી ગયા.

માઈલો સુધી જંગલ ખૂંદી એમણે જે સર્વ પ્રથમ છોડક્યારી જન્માવી તેમાં હતા ૧૫૦ છોડ અને એનો વિચાર હતો ૮૦ ચો. ફૂટ. એનાં લાલ બીજ ફળ પરિપક્વતાએ પહોંચ્યાં ત્યારે એમણે બીજાં ત્રણસો બીજ પ્રાપ્ત કરી, બીજી ક્યારી ઊભી કરી. છોકરાંની આ છોડઉછેરની લગનીથી ફ્રેડરિક કંટાળી ગયો, કારણ જ્યારે જ્યારે પોતાના કાર્યમાં મદદ અર્થે એણે એકાદ છોકરાની ભાળ કાઢી ત્યારે ત્યારે એને એ આ નવતર ઉછેરની એક યા બીજી કામગીરીમાં એણે પ્રવૃત્ત ભાળ્યો, એમને આ ધમાલમાંથી પાછા વાળવાના હિસાબે ફ્રેડરિકે જણાવ્યું કે 'મૂલ્યવાન વસ્તુ સાફસૂથરી થયેલી જમીન છે' ત્યારે આ ઉછેરના સંચાલક બનેલા વૉલ્ટેરે ત્વરિત ઉત્તર વાળ્યો, 'એવા જ મૂલ્યવાન છે ગીનસેંગ અને શિયાળ.'

'એને તે કંઈ ફાર્મ કહેવાતું હશે?' સવિરોધ ફ્રેડરિકે ચિંતા વ્યક્ત કરી.

અલ્પ વર્ષોમાં ફ્રેડરિકને ખાત્રી થઈ કે શૃગાલઉછેર અને ઔષધિછોડ વૃદ્ધિ પર નિર્ભર રહી સમૃદ્ધ ફાર્મ ઊભું કરી શકાય છે!

પેલા ઔષધિછોડમૂળના વેચાણમાંથી પ્રાપ્ત થયેલા ચોવીસ ડોલર વતી આ શ્રેમમંડળીએ પડોશના એક ખેડૂત પાસેથી એક શિયાળવૃંદ ખરીદ્યું. એમને લગતું હતું કે પ્રયોગ દ્વારા લાલ શિયાળધણમાંથી રજતવર્ણી શૃગાલો જન્માવવાનો અભ્યાસ કરવો ઘટે. જે દિવસે આ કિશોરો છ નર ને એક માદાનું બનેલું સર્વ પ્રથમ શૃગાલધન ઘેર લઈ આવ્યા તે દિવસે ફ્રેડરિક પરગામ ગયેલો હતો. એણે દરવાજામાં પ્રવેશ કર્યો ત્યારે મા ને બાળકો આ શિયાળ જૂથના દેહવર્ણની પ્રસંશા કરતાં હતાં. આ શિયાળને જોઈ એ ધખધખી ઊઠયો ને એને થયું કે આ મૂર્ખાઈ હવે અટકાવી દેવી જોઈએ. આ હેતુસર એણે આજ્ઞાધારિત સ્વારે ઉચ્ચારણ કર્યું, 'મારી ભૂમિ પર આ પીડાને પાળી શકાશે નહીં'

પેલા છોડઉછેરથી માંડી આજ દિન સુધીની પિતા પુત્રોની તકરારમાં માતાએ અળગાપણું જાળવ્યું હતું. આજે એ કૂદી પડી, 'છોકરાઓ, એને મારી ભૂમિ પર પાળો.'

જીવનમાં સર્વ પ્રથમ વખત આલ્વીનાએ ભૂમિના માલિકીપણાનો નિર્દેશ કર્યો. આ ભૂમિ એના પિતા તરફથી એને લગ્ન–બક્ષિસ તરીકે મળેલી.

આ શૃગાલધણનો રખેવાળ બન્યો હેન્રી. પંદર વરસના એક કિશોર માટે શિયાળ જેવા અશ્રધ્ધેય પાલકધણના રખેવાળ બનવું તે નાનીસૂની વાત નહોતી. પણ એ એના દિલનો વિષય બની ગયો. શિયાળઘર એમના મકાન નજદીક બનાવ્યા હતાં અને મેડા પરના એક ખૂણેથી હેન્રી હરહંમેશ એમના પર નજર રાખતો. એને એમ લાગતું હતું કે ઉત્તમ રખેવાળ બનવા માટે શિયાળ વિચારે છે તેમ વિચારતા થવું જોઈએ. અને શિયાળનું સ્વાભાવિક વર્તન, એને કોઈ જોતું નથી એવો એને ભાસ રહે ત્યારે જ શકય બને છે.

હેન્રીના સર્વ પ્રથમ શૃગાલીય વિચારે ઉપાધિ સર્જી. સ્વાભાવિક એવી પશુવૃતિથી ઉતેજિત થઈ આ શિયાળો જાળીએ કૂદકા ભરી વળગતી. હેન્રીને લાગ્યું કે આ લોકોને પાર વિનાની ફૂરસદ છે એટલે આ કેદ વિરોધમાં કૂદાકૂદ કરે છે. એના ફળદ્રુપ ભેજામાં તુક્કો જન્મ્યો—આ જાળીએ ઊંચું માંસ લટકાવવું જેથી કૂદકા ભરી ભરી ખાવું પડે અને એમ કૂદકા ભરતાં ભરતાં એ થાકી જાય ને પછી નિરાંતે બેસે, વળતી સવારે એ જ તારમાં ભરવાઈ લટકી પડેલું એક શિયાળ હેન્રીએ ભાળ્યું. માંસ લટકાવેલ આંકડામાં જ એનું શિર ભરાઈ ગયું ને એનો ફાંસો રચાયો. કમનસીબીની વાત એ રહી કે આમ રામશરણ થનાર વૃંદની એકની એક માદા હતી!

હેન્રીને હવે સમજાવા લાગ્યું કે શિયાળ–ઉછેર ખેડૂતોને કેમ ફળદાયી નીવડતો નહોતો. પણ એ હતોત્સાહ ન થયો. ચારેય ભાઈઓ ત્રણ નવી શિયાળણો જંગલમાંથી પકડી લાવ્યા અને કામ પાટા પર ચઢાવ્યું. હવે હેન્રીને લાગ્યું કે શિયાળઉછેર પરનું સાહિત્ય પઢી લેવું જોઈએ. એણે ફર–ઉછેર પરનું સરકારી ચોપાનિયું મેળવ્યું અને એમાં આપેલ સૂચનાઓનું ચુસ્ત પાલન આદર્યું. પરિણામે એનાં શિયાળશિશુ તંદુરત ને બહુસંખ્ય રહેવા લાગ્યાં, પણ સૌ શિશુ રતુમડાં જ રહ્યાં, એમને રજતવર્ણી સ્પર્શ અર્પનાર વારસાતત્વ સાંપડ્યું નહીં. આમ છતાં હેન્રી હોશિયાર શૃગાળપાલક બન્યો.

થોડા જ વખતમાં ઉત્તેજક સમાચાર સાંપડ્યા કે રજત શિયાળો હવે પાલતૂ બન્યાં છે, અને પ્રિન્સ એડવર્ડ ટાપુ પરના એક કેનેડિયન ફાર્મ પર ઉછરેલાં શ્યામછાંટ ધરાવતાં રજતદેહી શિયાળોનાં પચ્ચીસ ચામ્રના ચોત્રીસ હજાર ડોલર લંડનની હરરાજીમાં ઉપજ્યા છે ! આજ સુધી માત્ર જંગલને ખોળે જ ઉછરનાર આ બહુમૂલ્ય ચામ્રદાતા શિયાળને ઘેર ઉછેરી શકાય એ હકીકત માટે આ શિયાળચામ્રના વાણિજ્યને નવો જ વળાંક અર્પ્યો.

રજતશિયાળના ઉછેરમાં આનુશંગિક જે ઉછાળો વરતાયો તેણે ઉછેરધણની કિંમત અનેકગણી વધારી દીધી. રજત શિશુ જોડીના છ છ હજાર ડોલર ઉપજવા લાગ્યા. પેલા ઔષધિ છોડ ઉછેરમાંથી આટલી મોટી રકમ પ્રાપ્ત થતાં ક્રોમ બાળોને વરસો લાગશે એમ જણાતું હતું.

નિરાશાની આ સ્વાભાવિક મનસ્થિતિમાં હેન્રીએ માસિકમાંની જાહેરખબર પરથી, રજત શિયાળ વેપારી જેમ્સ કાનેને પત્ર લખ્યો. પોતાની ભ્રાતૃમંડળીનો એણે ઉલ્લેખ કર્યો નહોતો પણ આવાં શિયાળ ઉછેરવાની પોતાની વર્ષોની ઉત્કંઠા અને આજ લગી પ્રાપ્ત થયેલ નૈરાશ્યનો એણે સવિસ્તાર ઈશારો કર્યો, અને સાધનહીન એક છોકરા માટે શિયાળ વંશ–વર્ધન અર્થે આવશ્યક શિયાળજોડી મેળવવાનો કોઈ માર્ગ છે કે કેમ તે પૂછાવ્યું.

જેમ્સે ત્વરિત ઉત્તર પાઠવ્યો. હેન્રીનો ઉત્સાહચેપ એને સ્પર્શ્યો. એણે આ વિષયમાં પાયાનાં પગરણ માંડનારના પ્રયોગ, અનુભવો ને નિર્ણયોનો સાર પેશ કરતાં જણાવ્યું કે રજતદેહી માબાપનું એક બચ્ચું, રજત અંશ વારસાગત મેળવે, એનો સંબંધ એક રજતવર્ણી માદા સાથે કરાવીએ તો એ સંબંધ દ્વારા રજતવર્ણી વા અર્ધ રજતવર્ણી શિશુસમૂહ પ્રાપ્ત થાય. રજતવંશી લોહીઅંશ ધરાવનાર આ રાતાંગીને ધંધાર્થીઓ 'નાતબહાર'ના નામથી ઓળખે છે. આ 'નાત બહાર'ને વંશવર્ધન અર્થે પશુપાલકો પાંચસો ડોલર આપી ઉપાડી જાય છે. હેન્રીને આ પાંચસો ડોલરવાળી 'નાતબહાર'ની જોડી જોઈતી હોય તો જેમ્સ અવશ્ય પ્રયત્ન કરશે.

આ ટુકડીનો એક મોટો ભાઈ શિક્ષક તરીકે કામ કરતો હતો. તેની મદદથી છોકરાઓએ ૫૫૦ ડોલર મેળવ્યા અને જેમ્સ પાસેથી એક શિયાળ જોડી મેળવી. બચ્ચાંના જન્મ પછી એક માસ સુધી તો શું ધન પ્રાપ્ત થયું છે તે જોવાની મંડળીની હિંમત ચાલી નહીં. કારણ શિયાળ માતા પ્રસૂતિકાળ દરમિયાન, જરા સરખોય છંછેડાટ થાય તો બાવરી બની એ પોતાનાં બચ્ચાંને જ ભરખી જાય.

એક માસની કસોટીપૂર્ણ ધીરજને અંતે એમણે શિશુ સમૂહ પર દૃષ્ટિ ડાલી તો ત્રણે ત્રણ રાતાંગી ! જેમ્સ કાનેનેય ભારે આશ્ચર્ય થયું, એણે હેન્રીને આખી રકમ પાછી આપવા દરખાસ્ત મૂકી પણ હેન્રીએ સવિનય ના પાડી.

પછી તો એક પછી એક એવી ઘટનામાળ ચાલી જેનો ફલિતાર્થ એટલો જ નીકળે કે આ કિશોરમંડળીની કમનસીબીનો કોઈ આરો નહોતો. એમની માદા આ સંતાનદેહની ક્ષતિમાં કારણભૂત હશે એમ માની, એમણે એમના નરનો સંબંધ એક પડોશીની રજતવર્ણી શિયાળરાતા સાથે ભાગીદારીના ધોરણે

બાંધ્યો. આ વખતે તો ઉભયપક્ષની આશાના મીનારા ઠીક ઊંચા રચાયા હતા. પણ જ્યારે પરિણામ બહાર પડ્યું ત્યારે એમની આશાઓ ધૂળમાં મળી ગઈ. બે બચ્ચાં સાવ રાતાં ને બે મિશ્ર નીકળ્યાં. માદાનો માલિક આવી માદાને, વિના ટીકાટીપ્પણી લઈ ગયો અને અવતરેલી પેઢીનો હિસ્સો લેવાય તેણે ના પાડી. એણે તો જિંદગીભર ગાંઠ વાળી કે ફરી કદી આ શિયાળઉછેરમાં સપડાવું નહીં.

ક્રોમટુકડી હતાશ બની નહી પણ ભારે મૂંઝવણમાં પડી. એમના કમનસીબે જનનશાસ્ત્ર જ્યારે વિકસિત દશામાં નહોતું ત્યારે રજતવર્ણી શિયાળના જનનનો પ્રશ્ન એમનો જીવનકોયડો બન્યો. વર્ષો પછી પ્રજનન વૈજ્ઞાનિકોએ આ જનનરહસ્યને ઉકેલ્યું. ત્યારે ખબર પડી કે ક્રોમની શિયાળ દ્વિમિશ્રિત હોવાને કારણે પ્રજનનમાં મૂળ વર્ણ—રાતો જ—આવ્યો.

શિયાળ વંશવર્ધનનાં અન્ય રહસ્યો અને ઊણપોય છતાં થયાં નહોતાં. એનો અનુભવ આ ક્રોમટુકડીને એક આશ્ચર્યકારક ઘટનામાંથી થયો. ક્રોમ ફ્રેડરિક જે આ સૌનો વિરોધ કરતો તે કદાચ બાળકોના આગ્રહ ને ધીરજને કારણે પીગળ્યો. એટલે એક દિવસ સૌને આશ્ચર્યમાં ગરકાવ કરતો પ્રસ્તાવ એણે પેશ કર્યો કે એક રજતવર્ણી શિયાળમાદા ખરીદવા પોતે બાળકોને ત્રણ હજાર ડોલર ઉછીના આપશે. આ શિયાળ સાઠ માઈલ દૂર વસતા એક ખેડૂતને ત્યાં હતી. બાપદીકરાની મંડળી પિતાની ગાડીમાં સવાર થઈ શિયાળખરીદી માટે ઊપડી. ખેતરે પહોંચી એમણે ખરીદધન જોયું તો શિયાળ એવી માંદલી ભાસી કે ફ્રેડરિકે એને ત્રણ હજારને યોગ્ય ગણી નહી. એક પણ હરફ ઉચ્ચાર્યા સિવાય એ તો ઝડપી પગલે ગાડીમાં સવાર થઈ ગયો. પાછળ પાછળ આવી કિશોરમંડળી. ગાડી ઘર ભણી પાછી ફરી. સાઠ માઈલને રસ્તે બાપદીકરો કોઈ એકેય અક્ષર બોલ્યા નહીં. બાળકો પિતાની વર્તણૂકથી જરા ગૂંચવાયા તો ખરા પણ પાછળથી એમને ખબર પડી કે જે થયું તે સારું થયું. પિતાની અશ્રદ્ધાએ એમને ઉગારી લીધા. બાકી બે ત્રણ હજારના ખાડામાં ઊતરી ગયા હોત કારણ એ શિયાળનો વંશ તો વાળહીન—ફરહીન નીવડ્યો.

ઉપરાઉપરી સાંપડેલ નિષ્ફળતા ને આનુશંગિક મનચિંતાને કારણે શિયાળપાલક હેન્રી માંદગીમાં પટકાઈ પડ્યો. અને હવાફેર માટે એને દરિયા પરના આરોગ્યધામમાં ખસેડવો પડ્યો. સાજાતાજા થઈ પાછા ફરતાં કામપ્રસંગે શિકાગો પહોંચ્યો ત્યારે એક મોટા સ્ટોરમાં એણે ફરતા ગળાઢાંકણની તપાસ કરી. ઓગણીસ વરસના એના જીવનમાં ફરતા આ મૂલ્યવાન આભૂષણાત્મક ઢાંકણનું આ પ્રથમ દર્શન. એને ઉપરતળે નીરખી, એણે વેચાણપ્રવૃત્ત બહેનને એ પાછો આપ્યો ત્યારે પેલી બહેન આશ્ચર્યઅવાક્ બની બેઠી. એને સમજ ન પડી કે આ જુવાને આ ફરકકડો નીરખ્યો શું કામ?

હેન્રીએ હવે દ્વિમિશ્રિત શિયાળઅખતરો ત્યજી દીધો. એ જોડી વેચી એમાંથી જેમ્સ દ્વારા એણે પેલી 'નાતબહાર' જોડી ૪૫૦ ડૉલરે ખરીદી. આ જોડ આવ્યા પછી બીજા દિવસે મંડળી શિયાળરહેઠાણ જોવા ગઈ તો નર તો ખાસ્સો આનંદમસ્ત હતો પણ માદાનો તો એક અવશેષમાત્ર—એની પૂંછડી જ ત્યાં હતી. ૨૨૫ ડૉલર એ નરના ગળા નીચે ઊતરી ગયા હતા. કાર્યને ચીટકી રહેનારી મંડળીએ નવી માદા ખરીદી. આનું શું થશે તેના વિશે એમને પાકી શંકા હતી. એ એનો કોળિયો થશે કે એના પેઢીસંવર્ધનની હિસ્સેદાર તે જોવાનું હતું. સદ્ભાગ્યે સંવનનકાળ સુધીમાં બન્નેનું ગાડું ઠીક ગોઠી ગયું.

પછીનાં ચંદ સપ્તાહ આ ટુકડી માટે ભારે ચિંતા ને ઇંતેજારીનાં નીવડ્યાં. એમનું ભાવિ પ્રસૂતિપળ પર મંડાયું હતું. સામાન્ય રીતે શિયાળમાતા બચ્ચાંને મહિના લગી એના કાષ્ઠમાળામાં રાખે છે એટલે ત્યાં સુધી તો કંઈ જાણવા મળ્યું નહી. એક

ખુશનુમા એ સવારે હૅન્રી હંમેશ મુજબ એમનો નાસ્તો પીરસવા આવ્યો. નાસ્તો લઈ મા પાછી ફરી પણ વળતાં એણે એક વિચિત્ર હુંકાર ભર્યો અને એક પછી એક બચ્ચાં—હૅન્રીની મૂડી—બહાર આવ્યાં. હરેક ક્ષણ એના નસીબની દાબડી ઉઘાડી રહી હતી અને એનું મન સમસ્ત ઉશ્કેરાટ અને આતુરતા પૂર્ણ હતું. પહેલું આવ્યું તે તો રાતું નીકળ્યું ! હૅન્રીનો દેહ અકડાઈ ગયો, ગીગ્ગી બંધ થઈ ગઈ, હૃદયના ધબકારા વધી ગયા. બીજું આવ્યું તેય રાતું ને એમ જ ત્રીજું ને ચોથું ! બધીય મહેનત ને સઘળી મૂડી માટીમાં મળી કે શું ! છેલ્લું સરકી આવ્યું એ જ કદનું પણ શ્યામવર્ણી છાંટવાળા ચળકતા દેહનું ! કેટલે વરસે મનમાન્યો દેહઅવતાર એ માણી શક્યો !

હૅન્રીનું મોં ખૂલી ગયું. ભારે મોટા અવાજે આ રજતવર્ણી શિશુનું આગમન એણે સૌને પોકાર્યું ને આખી ફ્રોમમંડળીમાં આનંદ આનંદ વ્યાપી ગયો. એમના જીવનનો આ ધન્ય દિવસ હતો !

આનંદનો ઉમળકો ઓસર્યો એટલે મંડળી પરિસ્થિતિની સમાલોચના કરવા બેઠી. દસ વરસના આયોજન અને પાંચ વરસની પ્રત્યક્ષ જહેમતે એક શૃગાલશિશુ મળ્યું. આમ જ ચાલે તો તો ભાવિ અંધકારમય રહે. એક એક બચ્ચે દહાડો વળે નહી. સામટી છ આઠ જોડ હોય તો ઘણું ઊભું થાય ને કંઈક રકમ હાથમાં આવે. પણ આ બધા માટેના પૈસા ક્યાંથી લાવવા ? એમણે તલાશ આદરી તો એક સ્થાનેથી ત્રણ રજતવર્ણી જોડાં ૧૮૦૦ ડૉલરમાં મળે તેમ હતાં. મંડળીમાં ભારે સવાલ થયો. હાલ કે પછી કદીય નહીં. પૈસા તો હતા નહીં, ઉછીના લાવવાનો જોગ નહોતો. અર્ધા ઍકરની વનસ્પતિનો પાક પછીને વરસે ઊતરે તેમ હતો. અસ્તિત્વના આ કટોકટીમય સમયે વળી પાછી એમની માતા એમની વહારે ધાઈ.

આલ્વીનાનાં ખેતર કદી ગીરો મૂકાયાં નહોતાં. આવશ્યક કરકસર દ્વારા એ પોતાનું ગાડું ગબડાવતાં. પોતાનાં બાળકોમાં એને અપાર શ્રદ્ધા હતી એટલે એણે જણાવ્યું, 'જીવનના કોઈ નવા ક્ષેત્રમાં ઝંપલાવતી વખતે આ બધી મિલકત ઉપયોગમાં ન આવે તો એનો અર્થ પણ શું ?' ફ્રેડરિક તે દિવસે બહારગામ ગયો હતો એટલે સરળતા થઈ ગઈ. માતા ને દીકરાઓ પહોંચ્યા બેંક પર ને ખેતર ગીરો મૂકી ૬૦૦ ડૉલર લઈ આવ્યા. બેંકરને એટલી શ્રદ્ધા શિયાળ-ઉછેરમાં નહોતી જેટલી પેલા ગીનસેંગના પાકમાં.

ફ્રેડરિક સાંજે ઘેર આવ્યો ત્યારે આલ્વીનાએ પોતાના પરાક્રમની વાત કહી. હકીકત બનેલી વાત પર આંસુ સારવાં નિરર્થક છે એમ માની એણે હરફેય ઉચ્ચાર્યો નહીં પણ મહામહેનતે તૈયાર કરેલાં ખેતરો, શિયાળ-વૃદ્ધિ અને પેલા ઔષધિછોડપાકને ચરણે ધરવાં પડે એનું દુઃખ તેનું દિલ વિસારી શક્યું નહીં.

બીજી ઋતુ પ્રસંગે તો મંડળી ભાગ્યે જ પોતાનું સદ્ભાગ્ય માની શકી. આગલા વરસના એક જ રજતવર્ણી બચ્ચાને સ્થાને હવે હતાં ચૌદ ! પણ શિયાળ એકલાં ગીરો મૂકી પાછી વળી શકે નહીં એટલે ગીનસેંગવૃદ્ધીય આવશ્યક હતી.

હવે તો પાડોશીનાં છોકરા છોકરીઓની સહાયનો આશરો એમને લેવો પડ્યો. પેલા ઔષધિછોડના ક્યારા કરવા, એમાં નવાં બી રોપવાં, એમની માવજત કરવી, ખાતરઅર્થે જંગલમાંથી પાનમેળવણ લાવી ક્યારામાં નાખવું—આ બધાં કાર્યોમાં પાડોશીઓની સહકારયુક્ત સહાય એમણે મેળવી.

આમ છતાં એનું નાણાંકીય વળતર અનુત્સાહક રહ્યું. સને ૧૯૦૯માં આ પાક એમણે વાવ્યો ત્યારે દસ હજારની ફસલની એ વાત કરતા હતા. ૧૯૧૫ની સાલ વીતતી હતી. આ છ વરસ દરમિયાન છોડને રોગ લાગ્યા, મૂળ કહોવાયાં, વૃદ્ધિ કુંઠિત થઈ—આમ અનેક કારણોસર કુલ ફસલ ૩૫૦૦ ડૉલરની થઈ ! ખર્ચખૂંટણ કાઢ્યા પછી માંડ ગીરો રકમનું વ્યાજ ને ચપટીક મૂડી અંશ પાછો વાળી શકાયો.

ફ્રોમ છોકરાઓએ પહેલેથી ખૂલતા રજતવર્ણ માટે

પ્રયાસ આદર્યો. તે જમાનામાં શ્યામવર્ણી રજતછાંટણાં સહિતનું ફળ આમ, અતિ સુંદર અને નોંધપાત્ર લેખાતું. પણ ફ્રોમભાઈઓને ખૂલતો રંગ જ પસંદ આવ્યો. એમાં એમને ચેતનઅંશ સવિશેષ ભાસતો એટલે એ એને વળગી રહ્યા. સમગ્ર ફેશનવલણ પોતાના રંગ પ્રતિ વળાંક લેશે એમ માની લેવું જરા વધારે પડતું હતું. આમ છતાં સવિશેષ રજતવર્ણનો એમનો આગ્રહ આ કંપનીને તથા સમગ્ર ધંધાને ઉપકારક નીવડ્યો.

ક્રમે ક્રમે ચારેય ભાઈઓએ પોતપોતાને અનુરૂપ કાર્યક્ષેત્રો પસંદ કરી લીધાં. હેન્રી શિયાળઉછેરમાં લાગ્યો; જૉન નૂતનવર્ણી બચ્ચાંપ્રાપ્તિ અર્થે શિયાળ જોડીની પસંદગી કરતો. હેન્રીના હાથે જેમ તંદુરસ્ત શિયાળવૃદ્ધિ થતી તેમ જૉનની યુગલપસંદગી નવી દેહછાંટ જન્માવતી. વૉલ્ટર પેલા ઔષધિછોડના સંવર્ધનમાં પડ્યો ને એડવર્ડ આ બધાની આર્થિક ને વહીવટી બાજુ સંભાળતો. હરેકના દિલમાં તમન્ના હતી મંડળી આખીના કલ્યાણની. એ તમન્ના હરકને નીતનવા તુસકા અખતરા ને તરકીબનું શોધ જ્ઞાન અર્પતી.

સન ૧૯૧૭માં કંપનીએ ઠરાવ્યું કે પોતાના નવા રજતવર્ણી ફરચામડાંને બજારમાં મૂકવાં. સેંટલુઈસ સારે એક અગત્યનું ફરબજાર બન્યું હતું. દુનિયાભરમાંથી ફરચામડાં ત્યાં હરરાજી અર્થે આવતાં. ફ્રોમભાઈઓ પણ ત્યાં પહોંચી ગયા.

એમનાં શ્યામવર્ણી ફરના એક એક નંગના ૯૧૦ ડૉલર ઉપજ્યા પણ એમના સવિશેષ રજતવર્ણી ખાસ ફરના ઉપજ્યા નંગે માત્ર ૧૬૦ ડૉલર. ફાવે તેવા આપમતવાદીએ રૂકાવટ અનુભવી હોત અને એ વિચારવા સહેજ ખમચાયો હોત પણ આ યુવાનોએ પુનર્વિચારણાય યોગ્ય માની નહીં. એ તો એ શ્રદ્ધા સાથે આગળ વધતા હતા કે એમને ગમતો ફરરંગ પ્રાપ્ત કરતાં વરસો લાગશે અને એવા ખૂલતા રંગની માંગ ઊભી કરતાં બીજાં એટલાં જ વરસ લાગશે. ગીનસેંગને ઉગાડતાંય વરસો વીત્યાં હતાં ને! વરસોની વાતને છોકરા ટેવાઈ ગયા હતા.

એ ઉનાળામાં કંપનીનું રજતવર્ણી શૃગાલધણ પાંસઠનું હતું ને રાતાં વગેરે સૌને ગણીએ તો કુલ શિયાળવસતી ૧૫૦ની હતી. એમનું એક પણ શિયાળ માંદગીનો ભોગ બન્યું નહોતું. એટલે એક દિવસ જ્યારે એણે શિયાળને અમળાઈ અમળાઈ નિશ્ચેતન બનતાં જોયાં ત્યારે એના જીવે કશું કર્યું નહીં. તે દિવસે બે રજત ને એક રાતું મર્યાં. પણ વળતે દિવસે સવારે તો એને ખાત્રી થઈ કે મરકી ફાટી નીકળી છે: ચાર શિયાળ તો એનાં જોતાજોતાંમાં પ્રાણહીન બની ગયાં. હવે હેન્રીને સમજાયું કે શિયાળરોગ વિશે પોતે કશું જાણતો નહોતો. એણે એ મૃતદેહને ચીરી એનાં પેટ તપાસ્યાં તો ખબર પડી કે મરકી જંતુ સૌમાં પ્રવેશી ચૂક્યા હતા.

જંતુનાશક ગોળી તાત્કાલિક મંગાવવામાં આવી પણ આ ઉપાયની અજમાયશ થાય તે પહેલાં તો એનું અર્ધું ધણ—અર્ધું ધન સાફ થઈ ગયું. એ ગુમાવેલા ધનનો સરવાળો કરતાં એમને એક બીજી ખાત્રી થઈ કે કદી સલામતીની ભાવના સેવવી નહીં.

તે વરસે પેલા ઔષધિપાકમાંય મુશીબત ઊતરી. તે વરસનો પાક અણધાર્યો ઊતર્યો. આટલા મોટા જથ્થામાં એ પાકમૂળને સૂકાવાનાં સાધન એમની પાસે નહોતાં. એક નવું મકાન એને ખાતે બાંધ્યું ને ઘોડાના ઘોડા આ સુકવણી અર્થે ગોઠવ્યા. પણ માલ એટલો આવતો રહ્યો કે વારે વારે ફેરવી પેલાં મૂળને જલદી સૂકવવા જતાં કાચાં, કચ્છરાં ને પાકાં મૂળ સાથે આવતાં સઘળાં મૂળને શ્યામ ડાઘ પડી ગયા. દસ હજાર ડૉલરનો ઘાટો એ વરસના પાકમાં પડ્યો ને સૌથી મોટી ફસલની એમની ધારણા બર આવી નહીં.

[ ક્રમશ: ]

ડાહ્યાભાઈ પટેલ

# હમદર્દીના અભાવે

માણસ જાત કેટલી સ્વાર્થાંધ છે, કેટલી હદ સુધી બીજાને રહેંસવા તૈયાર થાય છે એ તો આપણે આદિકાળથી જોતા આવ્યા છીએ. એવી જ એક બેરહમ વ્યક્તિને આ વાર્તાનું મુખ્ય પાત્ર ગણી શકાય ખરી. પણ એ પાત્રમાં અણીની ઘડીએ પણ રહેમનો છાંટોય ન આવી શક્યો એનું કારણ......

ઉનાળાની સખત ગરમી હતી. સૂર્યનાં ચણ્ડ કિરણ જાણે ધરતીને પ્રજાળી નાખવા ઉત્સુક ના હોય તેમ લાગે. પ્રાણી માત્ર આકુળ વ્યાકુળ બની ગયાં.

જ્યારે સાંજ પડી ત્યારે પણ ગરમ પવન ફૂંકાતો હતો. ગરમીથી ધાખી ઊઠેલા વિશ્વને શાન્તિ આપવા હસતો હસતો પૂર્વમાં ચન્દ્ર ઊગ્યો ત્યારે સર્વને શાન્તિની આશામાં આનંદ થયો.

'કાશીભાઈ લ્યો હૂકો લેશો.'

'શિવાભાઈ, મેં હમણાં જ પીધો. આ ગરમીમાં હૂકોય પીવાની મઝા નથી આવતી. શી ગરમી પડે છે ! અર્ધી રાત સુધી તો ઊંઘ જ નથી આવતી.'

'કાશીભાઈ, હુંય પાછલી રાતની સહેજ આંખ મીચું છું. બાકી ગરમીની તો વાત જ છોડી દો. હું તો શેરીને ઝાંપે ખાટલો નાખી બહાર ખુલ્લામાં સૂઈ જાઉં છું.'

'શિવાભાઈ, હુંય આજથી બહાર જ સૂઈ જવાનો છું. પરસાળમાં સૂઈ જતો પણ ત્યાં બરાબર પવન આવતો નથી.'

'કાશીભાઈ, ત્રીજે માળે અગાસીમાં બરાબર પવન આવતો હશે.'

'હા, પણ ત્યાં કનુ અને તેનાં વહુ સૂઈ જાય એટલે ઉપર જવાની વાત જ ના રહી.'

'અરે મોહન, આવ આવ કાંઈ ગામની નવાજૂની.' શિવાભાઈએ ગામના યુવાન કાર્યકર મોહનને બોલાવ્યો.

'અરે આ સરપંચ લલ્લુભાઈને કહ્યું કે ગામમાં ગંદકી કરતા બધા લોકોને દંડ કરો. તે સિવાય કોઈ માને તેમ નથી. પણ મારી સૂચનાને હસી કાઢતાં કહે: મોહન, ગામડામાં લોકોનાં મન સંકુચિત. દંડ કરીએ તો ઝઘડા ઝઘડી થાય અને વિખવાદ ઊભો થાય.'

'જો કે લલ્લુભાઈનું કહેવું ખરું છે, સમજાવીને કામ લેવું જોઈએ.' શિવાભાઈએ કહ્યું.

મોહને કાશીભાઈ તરફ સૂચિત દૃષ્ટિપાત કરતાં કહ્યું: 'શિવાકાકા, આ ગામના લોકો એમ ભાઈ–બાપા કહે કાંઈ માને તેમ નથી. તેમની તરફ કદીક કદીક કડક વલણ લેવાની જરૂર છે.'

'તમે જુવાનો એમ અધીરા થઈ જાવ તેથી શો દહાડો વળે.' કાશીભાઈ બોલ્યા, 'ધીરજથી કામ લેવામાં મઝા છે.'

'ધીરજથી કામ લેવામાં આપણા લોકો ક્યાં સમજે તેવા છે ? તે દિવસે પરશોત્તમકાકાના તમે ગિરો રાખેલા મકાન બારામાં મેં તો કહ્યું 'તું કે તમારે પુરુષોત્તમકાકાનું ઘર પાછું આપવું જોઈએ. પણ બધાએ ધીરજથી કામ લેવાનું કહ્યું. પરિણામ શું આવ્યું ? તમે હજી ઘર પાછું આપવાની વાતેય કરો છો !'

'અલ્યા મોહન ! તું નાને મોંઢે બહુ મોટી વાત કરતાં શીખ્યો છે. બે ચોપડી અંગ્રેજી ભણ્યો તેમાં તો જાણે ગામનો સરપંચ ના થઈ ગયો હોય !' કાશીભાઈ ગુસ્સે થઈ બોલ્યા.

'અલ્યા મારા પૈસા વળતસર ના આવ્યા એટલે ઘર તો મારું જ ને ? શું હસો છો શિવાભાઈ !'

'હા વાત તો સાચી જ છે.' શિવાભાઈએ કાશીભાઈને ટેકો આપતાં કહ્યું.

'શું વાત સાચી છે ? પૈસા પાછા મળી જાય છે પછી પાછું આપવું જ જોઈએ.' મોહન પણ જુસ્સાથી બોલ્યો.

'ઘર પાછું આપવું જ જોઈએ !' કાશીભાઈ મોહનના ચાળા પાડતાં બોલ્યા. 'અલ્યા એ પરસોત્તમ

અને તુંય જાવ કોરટમાં. હું જોઉં છું કે તમે કેવા ઘર પાછું લો છો?' કાશીભાઈ ગુસ્સે થઈ બોલ્યા. કાશીભાઈના ગુસ્સાભર્યા શબ્દો સાંભળી શેરીનાં માણસો ભેગાં થઈ ગયાં.

'અલ્યા રણછોડભાઈ, આ તમારો ભત્રીજો મારી સામું જેમ આવે તેમ બકે છે, બે ચોપડી અંગ્રેજી ભણ્યો અને આ ખાદીનાં કપડાં પહેરી ફર્યો તેમાં તો જાણે પોતે શુંય થઈ ગયો હોય તેમ અમને તો ભાજી મૂળા સમજે છે!'

'મોહન, તુંય શું આમ આખા ગામમાં ઝઘડા કરતો ફરે છે. તારી જ્યાં ને ત્યાં ફરિયાદ! તે દિવસે પેલા ભાઈલાલ મતાદારનાં દિવાળીડોશી સાથે ઝઘડી પડ્યો હતો.'

'પણ કાકા, એ ડોશી રસ્તામાં એટલો ગંદવાડો કરે છે કે એમને કહેવું તો જોઈએ જ ને.'

'અરે મરશે બધાં. તું શું કામ આ ભાર લઈ ફરે છે?' રણછોડભાઈએ કહ્યું. મોહન આ બધાંની વાતથી નિરાશ થઈ ત્યાંથી ચાલ્યો ગયો.

ચન્દ્ર આકાશમાંથી મીઠું મીઠું હસતો હતો. સૂર્યનાં ચણ્ડ કિરણોથી પ્રજ્વલિત જગત પાછલી રાતની મંદ મંદ વહેતી શીતલ પવનલહરીનો આનંદ માણતું સ્વપ્નિત બન્યું. પ્રાણી માત્ર શાન્તિ પામ્યું. એ અસહ્ય ઉકળાટ પછીની આહ્લાદક ઠંડકે સર્વને ગાઢ નિદ્રામાં પોઢાડી દીધાં.

તે સમયે એક આકૃતિ કાશીભાઈની શેરીમાં પ્રવેશી. ચકલુંય ફરકતું નહોતું. શેરીમાંનાં કૂતરાં પણ નિશ્ચિંત બની ગયાં હતાં. આથી શેરીમાં કોણ પેઠું તેની કોઈને ખબર નહોતી. ફક્ત ચન્દ્ર જ રસભરી નજરે તે વ્યક્તિ સામે કુતૂહલ બની જોઈ રહ્યો.

એ આકૃતિના અંતરમાં અનેકવિધ ઘમસાણો મચી રહ્યાં હતાં. અનેક દારુણ યાતનાઓ, પરિતાપો અને દુઃખોથી તેનું આખું જીવન આળું બની ગયું હતું. તે આખા જીવન ઉપર કાશીભાઈએ ધગધગતો અંગાર ચાંપ્યો હતો. ગામની પંચાયતે તેના જીવનમાં જ્વાળા સળગાવી હતી. તેના અંતરમાં સળગતી જ્વાળા શાન્ત કરવા એ રૂધિરની શોધ કરતી હતી.

તે આકૃતિએ શેરીમાંના ઢાળેલા ખાટલાઓમાં ઊંઘતાં જનોના ચહેરા ચન્દ્રના પ્રકાશમાં એક પછી એક જોયા. કાશીભાઈના ખાટલા નજીક આવી કાશીભાઈનો ચહેરો તપાસ્યો.

'અરે આ જ મારો દુશ્મન! જેણે મારા જીવનમાંનું સર્વસ્વ લૂંટી લીધું.' તે વ્યક્તિ મનમાં જ બબડી. તે વ્યક્તિની સામે સિનેમાના પડદા ઉપર જેવાં દશ્યો આવીને જાય તેવાં આવીને પસાર થયાં:—

'કાશીભાઈ! તમને પગે લાગું. મારું માનીને મને આ ઘર પાછું આપો.'

'પરશોત્તમ, તું ગમે તેમ કર પણ ઘર પાછું નહિ મળે. તું વખતસર ક્યાં પૈસા આપી ગયો?'

'ના, વખતસર ના આપી ગયો એ વાત સાચી છે, પણ કાશીભાઈ, તમને ખબર છે કે બે વરસ હિમ પડ્યું અને તમાકુ બળી ગઈ. એક વરસ વરસાદ ના પડ્યો અને અનાજ ના પાક્યું આ તો ઠીક છે કે હું અહીંથી ભાલ પ્રદેશમાં ગયો અને બે પૈસા કમાયો તો આ વ્યાજ સાથે તમારા પૈસા પાછા આપવા આવ્યો.'

'એ બધું ખરું. પણ પરસોત્તમ તું આજે પૈસા લાવ્યો તે શા કામના?' કાશીભાઈએ જવાબ આપ્યો. 'અરે તું શા માટે ચિંતા કરે છે? આ ઘર નહિ તો ગામમાં બીજાં ઘણુંય છે. એક ખરીદી લેવાનું.'

'કાશીભાઈ! ગામમાં ઘર તો ઘણાં છે પણ આ ઘરમાં હું જન્મ્યો છું. આ ઘર, આ શેરી, આ શેરીનાં માણસો મને પ્યારાં છે. મારા મગને તો મને કહ્યું છે 'બાપુજી, કાશીકાકાને સમજાવીને આપણું ઘર પાછું મેળવો. બિચારો ગામમાં ઘર નથી આથી અમદાવાદથી પાછો નથી આવતો.'

'જુઓ પરસોત્તમ, હું તમને ઘર પાછું આપતે પણ મેં મારા ગોરધનને આ મારું ઘર આપ્યું છે અને કનુને આ તમારું ઘર છે તે તોડીને ચાર માળનું મારા જેવું જ બનાવી આપવાનું નક્કી કર્યું છે. હવે તમે જ કહો હું આ સંજોગોમાં તમને તમારું ઘર શી રીતે પાછું આપું!'

'કાશીભાઈ તમારી પાસે પૈસા છે. બીજે ગમે ત્યાં તમને ઘર મળી રહેશે. મારા ગરીબ ભાયાત સામું જોઈ મને આ ઘર પાછું આપો.' પરસોત્તમ કાકલુદી કરતો બોલ્યો.

'તો પરસોત્તમ, તું જ બીજે લઈ લે ને. તું ગમેતેમ કર પણ હું હવે આ ઘર તને પાછું આપવાનો નથી.' કાશીભાઈના જવાબથી પરસોત્તમને ખાત્રી થઈ કે પંચાયત પાસે ગયા સિવાય કાશીભાઈ આમ માનશે નહિ.

પંચાયતમાં સરપંચ લલ્લુભાઈ છે જે ન્યાયપરાયણ અને સારા માણસ છે તો કાશીભાઈને દબાવશે. બીજે દિવસે પુરુષોત્તમ લલ્લુભાઈ પાસે અરજી લઈ ગયો. પંચના માણસો થોડા જ દિવસ પહેલાં કાશીભાઈની દીકરી વિમળાના લગ્નમાં ત્રણ ત્રણ દિવસ જમ્યા હતા. વળી કાશીભાઈ ગામનો પટેલીઓ માણસ ગણાતો, આવા માણસની વિરુદ્ધ મોહન સિવાય કોઈ બોલી શકયું નહિ. બધાંએ બહુ જાહેરમાં તો નહિ પણ ધીરેથી કહ્યું 'વખતસર પૈસા ના આપ્યા એટલે ઘર તો કાશીભાઈનું પણ પરસોત્તમ તું જ બીજે ઘર લઈ લે ને.'

પંચમાં આખાબોલો ગણાતો મોહન ફક્ત પરષોત્તમની તરફેણમાં બોલ્યો. અરે આ કાશીભાઈ પાસે એક ચાર માળની હવેલી તો છે. વળી પુરુષોત્તમકાકા તેમના કુટુમ્બી છે, ખઝીના છે. પૈસા લઈ ઘર પાછું આપશે તો શું બગડી જશે.'

'આ મોહનને નથી નહાવું ને નીચોવવું. એક તો વાંઝિયો અને આખરીના ઉછેદિયા ઉપર તાગડધિન્ના કરવા. અલ્યા તારા બાપગોતરમાં કોઈને હાથ પવિતર કરાવ્યો છે તે તું આમ અમારી ટીકા કરવા બેઠો છે. અમને એમ કે આ જુવાનીયો ભણ્યો ગણ્યો છે, ગામનું કાંઈક ઉકાળશે. અમે લોકોને કહ્યું કે ઉત્સાહી જુવાન છે તો તેનેય મત આપજો. ત્યારે આ તો અમને જ મ્યાઉં. આ ગામનાં પાંચ દસ સારાં ઘર છે તેનું કાપતો જ ફરે છે.

મોહન અને કાશીભાઈ બન્ને ઝઘડી પડ્યા. બન્નેએ અનેક પ્રકારની દલીલો કરી. પરંતુ તેથી પુરુષોત્તમનું ઘર પાછું ના મળ્યું. પુરુષોત્તમ નિરાશ થઈ ગયો. તેને જે ઘર પ્યારું હતું, જે ઘર પાછું મેળવવા તેણે ગામ છોડી ભાલ પ્રદેશમાં પડતર જમીન ખેડી તનતોડ મહેનત કરી પાંચ પૈસા ભેગા કર્યા, એ ઘર મેળવવાની આશાનું છેલ્લું કિરણ અસ્ત થતાં તેના જીવનમાં અંધકાર પ્રસરી ગયો.

જે ગામના પ્યારના સ્વપ્નમાં તે વિદેશમાં રાચતો હતો તે ગામમાંથી નિરાધાર સ્થિતિમાં નિરાશ ભગ્ન હૈયે તે ચાલ્યો. એ મંદિર, એ તળાવ, એ માતાવાળું ખેતર જ્યાં તેણે તેનું બાલ્યવય નિર્દોષ આનંદમાં ગાળ્યું હતું તે સૌ સ્થાનો જાણે તેને જાકારો ના દેતાં હોય તેમ ભાસ થયો. પેલા જાંબુડાના ઝાડ ઉપર ચઢી તેણે કેટલાં જાંબુડાં ખાધાં હતાં! તેના બાળભેરુઓ સંસારયંત્રનાં ચક્રોમાં ભ્રમણ કરતા તેને વિસ્મરી ગયા! તેણે ગામને-વતનને અશ્રુભરી નજરે છેલ્લા જુહાર કર્યા.

આ દૃશ્ય એક ક્ષણમાં તેની નજર સમક્ષ પસાર થયું કે તરત જ બીજું દૃશ્ય ખડું થયું:—

'મગન, શંકરભાઈ માસ્તર ઘોડાના મેળામાં આવ્યા હતા ત્યારે આપણે ત્યાં પણ આવ્યા હતા. કહે પરસોત્તમ, ગમે તેમ થાય પણ મારી કમળાના લગ્નમાં તમે મગન અને કાન્તાવહુ જરૂર આવજો.'

મગન તેના પિતાના કથન ઉપર જવાબ આપ્યા સિવાય બેસી રહ્યો. પુરુષોત્તમે આગળ બોલવાનું કર્યું: 'વસન્તપંચમીનું લગ્ન છે. માસ્તરે કહ્યું છે કે

મગનને મારા વતી ખાસ આગ્રહ કરજો. કહેજો મીલમાંથી બે ત્રણ દિવસ રજા લઈને પણ આ લગ્ન વખતે ગામમાં આવી જાય.'

'પણ બાપુજી, ગામમાં જવાનું મને મન જ નથી રહ્યું. જઈને કોઈને ત્યાં ઊતરવાનું મને પસંદ નથી પડતું.' મગનના જવાબથી પુરુષોત્તમના ચહેરા ઉપર નિરાશા વ્યાપી ગઈ.

'એ ખરું. પણ લગ્ન પ્રસંગ છે. આપણા પિત્રાઈ પ્રભુદાસને ત્યાં ઊતરવાનું.' પુરુષોત્તમના નિરાશ સૂરમાં એ વતનની આરઝૂ હતી. તૂટેલા પ્યારના તારને સાંધવાની કાકલુદી હતી.

'અરે આ ચા ઠંડો થઈ ગયો. તમે બન્ને તો શાય વિચારમાં પડ્યા છો.' રસોડામાંથી કાન્તાનો સહેજ કડક મધુરતાવિહીન અવાજ સંભળાયો.

'એ તો બાપુજી ગામમાં જવાનું કહેતા હતા. શંકરકાકાની દીકરી કમળાનું લગ્ન છે. શંકરકાકાએ ઘણો આગ્રહ કર્યો છે.'

'તે તમે બન્ને ઊપડો ત્યારે.' કાન્તાએ કડવી વાણીમાં જવાબ વાળ્યો.

'કાન્તાવહુ, કેમ આ પ્રમાણે બોલ્યાં?' પુરુષોત્તમે ધીરેથી મધુર શબ્દોમાં પૂછ્યું.

'મારે એ ગામમાં જવા જરાય ઇચ્છા નથી.'

'પણ કારણ શું?' પુરુષોત્તમે અધીરા બની પૂછ્યું.

'જાણે ખબર ના હોય તેમ કારણ પૂછવા મંડ્યા છે?' કાન્તાએ છરીની ધાર જેવા શબ્દોમાં પુરુષોત્તમના જીવનભરના જખ્મોને તેણે એક ક્ષણમાં રુઝાયલી ચામડીને વિદીર્ણ કરી રુધિર ઝરતા કરી દીધા. 'તમે ગામમાં નથી ઘર રાખ્યું કે સીમમાં નથી ખેતર રાખ્યું અને અમને કયા મોઢે ગામમાં જવાનું કહેવા આવ્યા છો?'

કાન્તાના છેલ્લા શબ્દોએ પુરુષોત્તમના સળગતા હૈયામાં ઘી હોમ્યું. કાન્તાનાં મહેણાંએ એના દલિત મનમાં પ્રકોપ સળગાવ્યો, તેની નજર સમક્ષ કાશીભાઈનો સ્વાર્થી ખંધીલો વ્યાજખાઉ ચહેરો ખડો થયો. તેના જીવનને કાશીભાઈએ વિના કારણ બરબાદ કરી નાખ્યું એમ તેને પ્રતીતિ થઈ.

આ દશ્ય નજર સમક્ષ ખડું થતાં જ કાન્તાવહુના મહેણાંએ પ્રજ્વલિત કરેલો વૈરાગ્નિ પુરુષોત્તમના અંતરમાં ફરીથી ભભૂક્યો. તેણે તેની કેડે ભરવેલી નાની કૂહાડી જમણા હાથે ખેંચી.

લાકડું કાપતાં પહેલાં નેમ લેવા માટે જેમ કૂહાડી લાકડાને અડાડી જુએ તેમ સહજ યંત્રવત્ પુરુષોત્તમે કાશીભાઈના ગળા ઉપર કૂહાડી સહેજ અડાડી. કાશીભાઈની આંખ ખૂલી ગઈ.

'અરે કોણ?' કાશીભાઈએ કુહાડી સાથે તેમની ઉપર ઝઝૂમી રહેલા માણસને જોઈ ભયભીત સૂરે પૂછ્યું.

'હું કાશીભાઈ! તમારો બાળભેરુ પરષોત્તમ'

'પરષોત્તમ, અત્યારે શું કામ હતું?'

'કામ! કામ તો કાંઈ નહિ. પણ આ ઘર પડાવી લેવાનું વેર વાળવા આવ્યો છું.'

કાશીભાઈએ ચન્દ્રના પ્રકાશમાં પુરુષોત્તમના ચહેરા ઉપર વેર વાળવાની મક્કમતા જોઈ, તેની આંખોમાં ચમકૃત જોયો. તે કારમી ચીસ પાડવા ગયો પરંતુ ચીસ ગળામાંથી બહાર આવે તે પહેલાં જ પુરુષોત્તમની કુહાડી કાશીભાઈના ગળા ઉપર જોરથી પડી. શેરીમાંનાં કૂતરાં કોઈ અજાણી વ્યક્તિને શેરીમાંથી બહાર જતી જોઈ ભસવા લાગ્યાં. પરંતુ કાંઈક દુઃખદ બનાવ બન્યો છે તેવી તેમને ખબર પડતાં તેમનું ભસવું રૂદનમાં બદલાયું.

*

'તમે લોકો ગમે તેમ દલીલો કરો પણ હું તો એમ જ માનું છું કે કાશીભાઈના ખૂનના જવાબદાર પુરુષોત્તમકાકા નહિ પણ આપણે બધા છીએ. એક વૃદ્ધ મનુષ્ય જેણે જીવનભર આ ખેતરોમાં રાત દિવસ મહેનત મજૂરી કરી તેના અંતરમાં ખૂન કરવાની અધમ વૃત્તિ જગાડનાર આપણે બધા છીએ. તેને આજે થયેલી જનમટીપની સજા આપણી જિંદગીમાં શૂળની માફક ખૂંચશે.' મોહન બોલતાં બોલતાં આવેશમાં આવી ગયો. તેની આંખો ભીની થઈ ગઈ.

# કેટલું જાણો છો ?

[ સામાન્ય જ્ઞાન ખૂબ વધી શકે, સારી રીતે વિકસી શકે એવાં સાધનો અને સગવડો આજના યુગમાં વિશેષ છે. છતાં કેટલીક વખત એ જ્ઞાનનો પણ આપણી નવી પેઢીમાં સારો એવો અભાવ હોય છે. અહીં આપેલા સત્તાવન સવાલો પણ સામાન્ય જ્ઞાનના જ છે. થોડોક વિચાર કરવાથી એનો જવાબ પણ મળી શકે. એ માટે એટલું વિશાળ વાંચન અને રસ હોવાં જોઈએ. એ સત્તાવનમાંથી આપના જવાબો કેટલા સાચા છે એની ચકાસણી માટે આ બધા સવાલો પૂરા થાય તે પછી ક્રમવાર જવાબો આપ્યા છે તે જુઓ. ]

સવાલો

૧. 'સફાયર' જાતના હીરાનો રંગ કેવો હોય છે ?

૨. રિઓ ડી જાનેરો એ યુનાઈટેડ સ્ટેટસ ઓફ બ્રાઝિલની પહેલાં રાજધાનીનું શહેર હતું. નવી રાજધાનીનું નામ જાણો છો ?

૩. શરૂઆત અને અંત બતાવવા માટે ઘણીવાર 'આલ્ફા અને ઓમેગા' શબ્દોનો ઉપયોગ કેમ કરવામાં આવે છે ?

૪. અંગ્રેજીમાં 'કોરોનર' કોને કહેવાય છે ? અને તેની શી ફરજ હોય છે ?

૫. 'ક્રેડિટ'નો અર્થ જાણો છો ?

૬. લોહી પ્લાઝમા શું છે ?

૭. દક્ષિણ અમેરિકાના કયા બે પ્રદેશો અનુક્રમે પ્લેટ નદીના મુખના ઉત્તર અને દક્ષિણ કાંઠે આવેલા છે ?

૮. ઈટલીનું સુપ્રસિદ્ધ 'ઢળતું ટાવર' પડી જવાની ભયજનક સ્થિતિમાં હોવાનું સને ૧૯૬૪ની શરૂઆતમાં જાહેર કરવામાં આવ્યું હતું. ઈટલીમાં આ 'ઢળતું ટાવર' કયાં આવેલું છે ?

૯. મામોઝેટ શું છે ?

૧૦. વી. એચ. એફ. રેડિયો પરિભાષાના આ અલ્પાક્ષરોનો અર્થ ?

૧ . હોંસ શું છે ?

૧૨. ટ્રેકેટોમી નામની ઓળખાતી શસ્ત્રક્રિયા માનવ શરીરના કયા ભાગમાં કરવામાં આવે છે ?

૧૩. માલદીવ ટાપુઓ કયાં આવેલા છે ?

૧૪. લિટરના પિન્ટ કેટલા ?

૧૫. પેરિસ કઈ નદી ઉપર આવેલું છે ?

૧૬. સર વિવિયન ફુકસ શાને માટે જાણીતા છે ?

૧૭. અંગ્રેજીમાં 'ઈન એ ડાયલેમા'નો શો અર્થ થાય છે ?

---

મોહનના શબ્દો સાંભળી સરપંચ લલ્લુભાઈ સ્વગત બબડયા : 'મેં થોડી માનવતા, થોડી સહાનુભૂતિ, થોડી હમદર્દી બતાવી હોત તો ? કાશીભાઈએ જરૂર પુરુષોત્તમને ઘર પાછું આપ્યું હોત. કાશીભાઈનું ખૂન અટકી જાત. અને આ બિચારો પુરુષોત્તમ જનમટીપમાંથી બચી જાત. મોહન સાચું જ કહે છે. માનવ માનવ પ્રત્યેની સહાનુભૂતિના અભાવે કેટલી દારૂણ યાતનાઓ ભોગવી રહ્યો છે !' સરપંચના આત્મામાંથી માનવજાતે સ્વયં સર્જેલાં દુઃખોની આહ નીસરી પડી.

*



૧૮. 'આર્માડિલો' શું છે?

૧૯. કાયદામાં 'પ્લેઈન્ટિફ' કોને કહે છે?

૨૦. ઈંગ્લેન્ડથી ઓસ્ટ્રેલિયાનો એકલાં પ્રવાસ કરનાર પ્રથમ મહિલા વિમાનીનું નામ જાણો છો?

૨૧. અંગ્રેજીમાં 'પેટેલ્લા' કયા ભાગને કહે છે.

૨૨. બધી બાજુએથી જમીનથી ઘેરાયેલ દેશના પડોશી દેશોમાં છે–પાકિસ્તાન, ઈરાન અને રશિયા એ દેશનું નામ કહી શકશો?

૨૩. અંગ્રેજીમાં મેટાલર્જિસ્ટ કોને કહેવાય છે?

૨૪. 'પિકોલો' કયા પ્રકારનું વાદ્ય છે?

૨૫. લંડનમાં 'સ્કોટલેન્ડ યાર્ડ' શું છે?

૨૬. 'કોર્નડેક' એટલે શું?

૨૭. પાકિસ્તાનની રાજધાનીનું શહેર જાણો છો?

૨૮. 'કૂક સ્ટેઈટ્સ' ક્યાં છે?

૨૯. યુકિલડ કોણ હતા?

૩૦. લાગોસ, પોર્ટ હારકોર્ટ અને કાનો એ ત્રણ શહેરો કયા આફ્રિકન દેશના છે?

૩૧. ભારત અને અમેરિકામાં બ્રિટનની આમની સભા જેવાં ગૃહોને કયા નામથી ઓળખવામાં આવે છે?

૩૨. બેન્જામિન બ્રિટ્ન શાને માટે પ્રખ્યાત છે?

૩૩. અમેરિકા અને રશિયા તેમના અવકાશ માનવીઓને અલગ નામોથી ઓળખે છે એ નામ જાણો છો?

૩૪. અવકાશયાનના પાયલોટ અવકાશમાંથી પાછા ફરવા માટે 'રીટો–રોકેટસ' ઉપર આધાર રાખે છે. 'રીટો'નો સામાન્ય અર્થ શો થાય છે?

૩૫. જહોન લાઉડોન મેકેડેમ શાને માટે જાણીતા છે?

૩૬ મોમ્બાસા બંદર ક્યાં આવેલું છે?

૩૭. દાક્તરો અંગ્રેજીમાં કરોડને તેમની પરિભાષામાં કયા શબ્દથી ઓળખે છે?

૩૮. અંગ્રેજીમાં 'ગ્રોટો'નો અર્થ જાણો છો?

૩૯. ઉત્તર આફ્રિકામાં જીબ્રાલ્ટરની સામુદ્રધુનીનો પૂર્વ અને પશ્ચિમમાં દરિયાઈ કિનારો ધરાવતા દેશનું નામ જાણો છો?

૪૦. અંગ્રેજીમાં 'એકવેડકટ'નો અર્થ જાણો છો?

૪૧. બ્રિટનમાં ઊંચામાં ઊંચું શિખર ધરાવતાં દેવળનું નામ કહી શકશો?

૪૨. મોટર રેસના વિશ્વ ચેમ્પિયનનું નામ જાણો છો?

૪૩. બંગાળના ઉપસમુદ્રમાં આવેલ આંદામાન ટાપુ કયા દેશના છે?

૪૪. ઇગ્લેન્ડ, આયર્લેન્ડ, સ્કોટલેન્ડ અને વેલ્સનાં રાષ્ટ્રીય પુષ્પ–પ્રતીકો જાણો છો?

૪૫. તુર્કીનો મોટા ભાગનો ઉત્તર કિનારો કયા સમુદ્ર ઉપર આવેલ છે?

૪૬ કેટલીક વખત વાંચીએ છીએ કે સમિતિ –અથવા અદાલત 'સાઈને ડાઈ' બંધ રહી. એમાં 'સાઈને ડાઈ'નો અર્થ જાણો છો?

૪૭. સન ૧૯૬૪ ની શરૂઆતમાં ફ્રાન્સ અને બ્રિટને બન્ને દેશોને સાંકળતો કયો મહત્વનો નિર્ણય લીધો હતો?

૪૮. મોટર રેસના વિશ્વ ચેમ્પિયનનું નામ જાણો છો?

૪૯. ફેઝાન, સીરેનાઈકા અને ટ્રિપોલિટાનિ-

યાના વિસ્તારો ઉત્તર આફ્રિકાના કયા દેશમાં આવેલા છે?

૫૦. અંગ્રેજીમાં 'આઈડોગ્રાફ' એટલે શું?

૫૧. અંગ્રેજી શબ્દ 'એમ્નેસ્ટી'નો શો અર્થ થાય છે?

૫૨. ૫૦૦૦ ક્યુબિક સેન્ટિમીટરમાં આશરે કેટલાક ક્યુબિક ઇંચ હોય છે?

૫૩. ઠંડાં પીણાં બનાવવામાં કયા વાયુનો ઉપયોગ થાય છે?

૫૪. 'પેપલ નન્સ્યો'નો અર્થ જાણો છો?

૫૫. કઝાખસ્તાન કયા દેશનો ભાગ છે?

૫૬. ઘણાં આંતરરાષ્ટ્રીય વિમાની મથકોએ આઈ. એલ. એસ. વ્યવસ્થા હોય છે. આઈ. એલ. એસ. નો અર્થ ખબર છે?

૫૭. ભારે વજન ઊંચકવાની વિશ્વ હરીફાઈમાં સન ૧૯૩૭ થી સન ૧૯૫૦ સુધી અજેય રહેનાર અમેરિકન વીરનું નામ જાણો છો?

જવાબો

૧. ભૂરો.

૨. બ્રાસિલિયા. એ રિઓની ૬૫૦ માઈલે વાયવ્યે આવેલ છે.

૩. એ શબ્દો ગ્રીક મૂળાક્ષરના પહેલા અને છેલ્લા અક્ષરો છે.

૪. હિંસા, અકુદરતી કે અણુજાણ કારણોસર થએલ મૃત્યુની તપાસ કરનાર અમલદારને એ નામથી ઓળખાય છે.

૫. ઘણા ઝેરી, પહાડી સાપને અંગ્રેજીમાં એ નામથી ઓળખવામાં આવે છે. એ નાના અને દેખાવમાં સુંદર હોય છે.

૬. લાલ અને સફેદ કણો વગરનું લોહી સૂકું લોહી પ્લાઝમા લાંબા સમય સુધી સંગ્રહી શકાય છે અને પછી પાણીમાં ઓગાળીને તેનું નવું રૂપ આપી શકાય છે. ઈજા યા આઘાતવાળા કેસોની સારવાર માટે લોહી આપવામાં તે ઉપયોગમાં લઈ શકાય છે.

૭. ઉરૂગ્વે અને આર્જેન્ટીના.

૮. ફ્લોરેન્સની પશ્ચિમે ૪૫ માઈલ દૂર આર્નો નદી પર પિસા નગરમાં.

૯. દક્ષિણ અમેરિકામાં મળી આવતા વાંદરાનું બચ્ચું.

૧૦. વેરી હાઈ ફ્રીકવન્સી.

૧૧. જવના દારૂની સોડમ માટે વપરાતો છોડ.

૧૨. ગળામાં.

૧૩. હિંદી મહાસાગરમાં સીલોનની નૈરૃત્યે ૪૦૦ માઈલ દૂર આવેલા ટાપુઓ.

૧૪. આશરે ૧⅞ પ્રિન્ટ્સ (૧.૭૬ પિન્ટસ).

૧૫. સીને

૧૬. તેઓ જાણીતા બ્રિટિશ સાહસવીર અને વિજ્ઞાની છે અને દક્ષિણ ધ્રુવ માટેની બ્રિટિશ તપાસ મંડળીના નિયામક છે. સન ૧૯૫૭ અને ૧૯૫૯ માં આટલાંટિક પાર રાષ્ટ્રસમૂહના સાહસવીરોની ટુકડી ગઈ હતી તેની નેતાગીરી માટે તેઓ જાણીતા છે.

૧૭. મુશ્કેલીભરી પરિસ્થિતિ બેમાંથી એક વસ્તુ પસંદ કરવાની હોય ત્યારે બન્નેમાંથી એકે તરફ ખરી રુચિ ન હોય તેવી સ્થિતિ.

૧૮. દક્ષિણ અમેરિકાનું એક પ્રાણી. એનું

શરીર હાડકાંના બખ્તરથી ઢંકાયેલ હોય છે.

૧૯. દિવાની કેસ કરનારને એ નામથી ઓળખાય છે. સામા પક્ષને અંગ્રેજીમાં 'ડીફેન્ડન્ટ' કહેવામાં આવે છે.

૨૦. એમી જોનસન. તેમણે સન ૧૯૩૦માં પ્રવાસ કર્યો હતો. તે એક જાણીતા વિમાની જે. એ. મોલીસનને પરણ્યાં હતાં અને બીજા વિશ્વયુદ્ધ દરમિયાન વિમાન ચલાવતાં જ તેમનું મૃત્યુ થયું હતું.

૨૧. પગની ઘૂંટીને.

૨૨. અફઘાનિસ્તાન.

૨૩. ધાતુઓના શાસ્ત્રમાં નિપુણતા ધરાવનારને. કાચી ધાતુઓમાંથી ખનીજો છૂટી કરી શકવાનું તેને શુદ્ધ કરવાનું, વિવિધ ધાતુઓને મિશ્ર કરવાનું વગેરે જ્ઞાન તે ધરાવતા હોય છે.

૨૪. એ નાના કદની વાંસળી જેવું વાદ્ય છે. પણ તેનો અવાજ વાંસળી કરતાં મોટો હોય છે. એ ઈટાલી શબ્દનો અર્થ 'નાની વાંસળી' થાય છે.

૨૫. લંડનના મેટ્રોપોલિટન પોલિસ દળનું મુખ્ય મથક છે. હવે તે 'ન્યુ સ્કોટલેન્ડ યાર્ડ' તરીકે ઓળખાય છે.

૨૬. ભૂખરા રંગનું કર્કશ અવાજવાળું એક પ્રકારનું પક્ષી. સામાન્ય રીતે સમશિતોષ્ણ કટિબંધમાં તે જોવા મળે છે.

૨૭. અત્યારની રાજધાની રાવલપિંડી ખાતે છે પરંતુ હવે તે ઈસ્લામાબાદ ખાતે ખસેડાશે.

૨૮. ન્યુઝીલેન્ડના ઉત્તર અને દક્ષિણ ટાપુઓને જોડતી સામુદ્રધુની જાણીતો બ્રિટિશ ખલાસી અને સાહસવીર કેપ્ટન જેમ્સ કૂકના નામ ઉપર તેનું નામ આપવામાં આવ્યું છે.

૨૯. જાણીતા ગ્રીક ગણિતશાસ્ત્રીનું એ નામ છે. ૨૨૦૦ વર્ષ પહેલાં એલેકઝાન્ડ્રિયામાં તેઓ થઈ ગયા. ગણિતશાસ્ત્ર અને ખાસ કરીને ભૂમિતિશાસ્ત્રના તેઓ આદ્ય સ્થાપક ગણાય છે.

૩૦. નાઈજીરિયા.

૩૧. ભારતમાં–લોકસભા (હાઉસ ઓફ પીપલ) અને અમેરિકામાં હાઉસ ઓફ રીપ્રેઝન્ટેટિવ્ઝ ( પ્રતિનિધિ સભા )

૩૨. તેઓ જાણીતા આધુનિ... 'પીટરગ્રીમ્સ', 'ગ્... યાના' વગેરે તેમ... નાટકો છે.

૩૩. અમેરિકા 'એસ્ટ્રો... અને રશિયા '... ખલાસી ) એ...

૩૪. આ લેટિન શ... ( જેમ રીટ્રો...

૩૫. તેઓ સ્કોટલે... ( સન ૧૭૫... બીજા સજી... યોગથી સર... બનાવવાની... જાય છે.

૩૬. પૂર્વ આ...

અંદર છે.

૩૭. વર્ટીંબ્રે.

૩૮. કુદરતી કે કૃત્રિમ ગુફાને એ નામથી ઓળખવામાં આવે છે. મૂળ ઈટાલિયન નામ 'ગ્રોટા' ઉપરથી એ આવેલ છે.

૩૯. મોરોક્કો.

૪૦. પાણી લઈ જવાના પુલને એ નામથી ઓળખાય છે (સામાન્ય રીતે ખીણોમાં). આધુનિક જમાનામાં લોખંડની નળીઓ વપરાય છે. નહેર માટે બાંધવામાં આવેલ પુલ પણ એ નામથી ઓળખાય છે.

૪૧. સેલિસબરી દેવળ. એના ગોથિક શિખરની ઊંચાઈ ૪૦૦ ફૂટ છે.

૪૨. જિમ ક્લાર્ક (બ્રિટન).

૪૩. ભારતના.

૪૪. અનુક્રમે ગુલાબ, શેમરોક, થિસલ અને ડેફોડિલ.

૪૫. કાળા સમુદ્ર ઉપર.

૪૬. તારીખ નક્કી કર્યા વગર મુલતવી રાખવું તે. આ લેટિન શબ્દોનો અર્થ થાય છે 'દિવસ વગર.'

૪૭. બન્ને દેશોની વ્યવહાર પદ્ધતિને સાંકળતી દરિયાઈ ભૂગર્ભ વ્યવસ્થા (ટનેલ બાંધવા)ની યોજનાને આગળ ધપાવવાનો.

૪૮. જિમ ક્લાર્ક, (બ્રિટન)

૪૯. યુનાઇટેડ કિંગ્ડમ ઓફ લિબીયા.

૫૦. ચિત્રોને મોટાં અથવા નાનાં બનાવવા માટેનું યંત્ર.

૫૧. રાજવી અથવા સરકારે કેદીઓને આપેલ સામાન્ય માફી.

૫૨. એકસઠ ક્યુબિક ઇંચ,

૫૩. કાર્બોનિક એસિડ ગેસ (કાર્બન ડાયોક્સાઈડ).

૫૪. પોપનો પરદેશ માટેનો દૂત, લેટિન શબ્દ 'નન્સ્યસ'નો અર્થ થાય છે 'દૂત'

૫૫. રશિયાનું એક અંગીભૂત પ્રજાસત્તાક

૫૬. ઈન્સ્ટ્રુમેન્ટ ઓફ લેન્ડિંગ સીસ્ટમ—આ વ્યવસ્થાની મદદથી વિમાન ગાઢ ધુમસમાં પણ વિમાનીના નિયંત્રણ વિના ઊતરી શકે છે.

૫૭. જો લુઈસ–'ધ બ્રાઉન બોમ્બર'

★

## 'ઊર્મિ-નવરચના'નાં ગ્રાહકોને

અનિવાર્ય સંજોગોને લીધે આ અંક બાવીસમી માર્ચે પ્રગટ થઈ શક્યો છે તેની ગ્રાહકો અને વાચકોને વ્યક્તિગત જાણ કરી શકાઈ નથી; અનેક ગ્રાહકોની અંક ન મળ્યાની ફરિયાદોનો પણ આ નિવેદનથી જવાબ મળી રહેશે.

વ્યવસ્થાપક : 'ઊર્મિ–નવરચના'

['સમયનાં ક્ષીર-નીર'-૫૫૨મા પાનાથી ચાલુ]

પ્રસંગે લખાયા જ નથી એવું શાથી? ભારતના શાંતિ સૈનિકોએ શહીદ થવું નહીં એવો નિયમ તો નથી ઘડ્યો ને!

નેહરુ જગતની શાંતિ જાળવવા મથ્યા ગોવામાં પણ એ ચૌદ વર્ષ પછી જ લશ્કર મોકલી શક્યા! એ જ નેહરુ ભારતના લશ્કરને સુદૃઢ કરવા તત્પર થયા. કાશ્મીરના મોરચે લડ્યા પણ ખરા, અને નેફાની લડાઈમાં પરાજયનું દુઃખ પણ કર્યું. આમ છતાં દેશની શાંતિ સેના નેહરુને શાંતિ માટે સંભારે એ કેવી નવાઈ છે? શાંતિ સૈનિકો દેશની દયા ખાઈ રહ્યા છે, ને લોકો એમની!

### ઉપવાસોનું લફરું

વિનોબાએ ભાષાનાં તોફાનોમાંથી માર્ગ કાઢવા ઉપવાસ આદર્યા, એ મોટી ભૂલ ગણાય. એમની વાટે સંતબાલ જેવાને પાણી ચઢવાનું. વિનોબા તો સમજુ માણસ કે નંદાએ માર્ગ કરી આપ્યો એટલે ઉપવાસ છોડી દીધા. બીજાને કોણ સમજાવશે? ઉપવાસોની નકલ કરીને સામ્યવાદીઓએ સાવ મામુલી કરી નાખ્યા છે. એને ફરી સજીવન કરવા જેવા નથી. એથી કોઈ પરિણામ આવ્યું હોય એમ માનવું તે ભ્રમ છે.

રાજકીય હેતુ સાધવા માટે ઉપવાસ ને આત્મહત્યાનાં પગલાં ના લેવાય તે જ ઠીક છે. એમાં પોતાના ઉપર હિંસા છે, ને દેશમાં તોફાનો થાય એવો ભય હોવાથી સાર્વત્રિક હિંસા પણ છે. કેરોસીન છાંટીને બળી મરે કે ભૂખે મરે—એમાં ભેદ નથી. બંને ઉગ્ર સાધનો છે ને એની ઘૃણા થવી જોઈએ.

વિનોબા અધ્યાત્મ તરફ વળ્યા હતા એ જ સારું હતું. એમનું કોઈ આંદોલન સફળ થયું નથી, એમની પાસે કોઈ ઈલાજ પણ નથી. ક્રાંતિને રોકી રાખે, આ સરકારનો માર્ગ (?) કૈંક સરળ કરી આપે, અને ધૂની માણસોની અવ્યવહારુ વાતો ગબડતી રાખે એવો સંઘ હવે ઉપવાસોનું લફરું પણ વળગાડશે કે શું?



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**શ્રમ છાવણીમાં એક દિવસ :** એલેક્ઝાન્ડર સોલ્ઝેનિત્સિન. અનુ૦ સુભદ્રા ગાંધી. પાનાં ૨૩૩. રૂ. ૫/૫૦.—વિશ્વ માનવ, રામજી મંદિર પોળ, વડોદરા. **પરિતોષ :** જ્યોત્સ્ના હ૦ બૂચ. પાનાં ૧૬૦. રૂ. ૨/૭૫. **બોધ કથાઓ ૧-૨ :** ધૂમકેતુ. પાના ૮૪ + ૮૪. બન્નેના રૂ. ૨/૫૦. **ચારિત્ર કથાઓ :** ધૂમકેતુ. પાનાં ૮૪. રૂ. ૧/૨૫—ત્રણેના પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ ૧. **ભવાઈના વેશની વાર્તાઓ :** ભરતરામ ભા૦ મહેતા પાનાં ૯૮. રૂ. ૨/૪૦. **શિક્ષણના સિદ્ધાન્તો :** જગમોહનદાસ જગજીવનદાસ મોદી. પાનાં ૪૩૫. રૂ. ૯/૫૦.—બન્નેના પ્રકા૦ પ્રાચ્ય વિદ્યા મન્દિર, મ૦ સ૦ વિશ્વવિદ્યાલય, વડોદરા. **પારસીઓનો ધર્મ :** ફિરોઝ સી. દાવર. પાના ૩૨. પૈસા ૫૦. **યુનિટ ટ્રસ્ટ શું છે? :** આર. એસ ભટ્ટ. પાનાં ૩૨. પૈસા ૫૦. —બન્નેના પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, મુંબઈ ૧. **શ્રી નારણદાસ ગાંધીને બાપુના પત્રો** (ભાગ બીજો): ગાંધીજી. પાનાં ૬૬૪. રૂ. ૪/—. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૪. **અન્નપૂર્ણા :** સગુણાબહેન મહેતા. પાનાં ૪૪૮. રૂ. ૧૦/—. **પાછલે બારણે** (સંક્ષિપ્ત): પન્નાલાલ પટેલ. પાનાં ૮૮. રૂ. ૧/૭૫ **મળેલા જીવ** (સંક્ષિપ્ત). પન્નાલાલ પટેલ. પાનાં ૧૧૪. રૂ. ૨/૨૫. **નવું લોહી** (સંક્ષિપ્ત): પન્નાલાલ પટેલ. પાનાં ૧૨૬. રૂ. ૨/૫૦. **ભીરુ સાથી** (સંક્ષિપ્ત): પન્નાલાલ પટેલ. પાનાં ૧૧૪. રૂ. ૨/—. **ફકીરો** (સંક્ષિપ્ત): પન્નાલાલ પટેલ. પાનાં ૮૬. રૂ. ૧/૭૫. **વળામણાં** (સંક્ષિપ્ત): પન્નાલાલ પટેલ. પાનાં ૭૧ રૂ. ૧/૨૫. **ના છૂટકે** (સંક્ષિપ્ત): પન્નાલાલ પટેલ. પાનાં ૧૧૫. રૂ. ૨/૨૫. —આઠેયના પ્રકા આર. આર શેઠની કંપની, મુંબઈ ૨. **બ્રિટન ૧૯૬૫ની હેન્ડબૂક :** (અંગ્રેજી). રૂ. ૧૨/૮૦. બ્રિટિશ ઈન્ફર્મેશન સર્વિસ, ચાણક્યપુરી, ન્યૂદિલ્હી ૨૧. **ગુ. સાહિત્યસભા કાર્યવાહી ૧૯૫૯ :** ડૉ. ઈશ્વરલાલ ૨૦ દવે. પાનાં ૨૨૨. રૂ. ૪/—. ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ ૧. **નાટ્યસ્વરૂપ :** હસમુખ રાવળ. પાનાં ૨૦૦. રૂ. ૫/—. પરાગ પ્રકાશન, રાજકોટ.



જયન્તિકા:જયન્ત



# ગૃહમંગલ

માનવી ઇચ્છે તે બધું જ મળી રહેતું હોત તો...! બધું જ મળે એવું તો નથી બનતું. પરંતુ ઇચ્છા કરવી અને તે મેળવવા પ્રયત્નો કરવા તે ખોટું તો નથી જ. ક્યારેક પુરુષાર્થ કરવાથી ઘણું બધું મળી પણ રહે છે અને ત્યારે જ માનવીની કિંમત–ગણના થાય છે. ચાર વ્યક્તિમાં તેની બોલબોલા થાય, વખાણ થાય, હોશિયારીના ગુણ ગવાય અને ત્યારે તે વ્યક્તિ પોતાની સફળતાને સાર્થક થયેલી સમજે છે. સમાજમાં દાખલો બેસાડે છે અને બીજાં પણ તેનું અનુકરણ કરે તેમ ઇચ્છે છે. સમાજના ઉત્થાનનું આ એક પગથિયું છે.

પુરુષાર્થ કરવા છતાં ઘણીવાર નિરાશ થવું પડે છે. ત્યારે નસીબ ઉપર જ છોડવાનું મન થાય છે. કહે છે કે વિધિના લખેલ લેખ કોઈ મિથ્યા નથી કરી શકતું. એટલે જ સુખ દુઃખ—સુખમાંથી દુઃખ અને દુઃખમાંથી સુખ ઉદ્‌ભવે છે. પણ આ બધું તો માનવીની માન્યતા ઉપર આધારિત છે. નસીબમાં માનનારા પણ છે અને માત્ર પુરુષાર્થના જોરે જ જીવવામાં માનનાર છે. એટલે એ બાબતની ચર્ચાને બહેલાવવાની જરૂર નથી.

ક્યારેક માત્ર નસીબ ઉપર જ જીવવામાં માનનારાં વિચિત્ર પરિસ્થિતિ ઉત્પન્ન કરી મૂકે છે. આપમેળે અચાનક અધ્ધરથી કંઈક આવી ચઢશે અને આપણી વાહવાહ થશે એમ માની શાંતિથી, આળસમાં બેસી રહેવાનું પસંદ કરે છે. એમને માટે પુરુષાર્થની વાત જ અણગમતી હોય છે. અને છેવટે નસીબને રડતાં રડતાં વેઠી જ લેવાનું પસંદ કરે છે.

પુરુષાર્થ કરનારા પણ ક્યારેક શરૂઆતમાં નિરાશાનાં વાદળાં જુએ છે. અને એમાં જો ધીરજ ગુમાવે છે તો પછી હારીને બેસી જાય છે. સાચી ટેકવાળા તો એમાંથી પણ લાભ જ ઉઠાવે છે, હિંમત હારતાં નથી. કાર્યરત જીવન હમેશાં સુખકર નીવડે છે. કલ્પનાના ઘોડા દોડાવવા અને આશાના મિનારા-રચવા એમાં ઘણો ફરક છે. આશા એક આદર્શરૂપ નીવડે છે. તેની પાછળ વ્યક્તિનું ધ્યેય સમાયેલું છે—જેને પૂર્ણ કરવા માનવી કમર કસે છે. જ્યારે કલ્પનામાં જ રાચતા માનવીની મહેલાતો સ્થિર નથી રહી શકતી. જો તે સ્થિર રહે તો આશાની માફક ધ્યેય–આદર્શ બને છે અને તે પ્રમાણે જીવનને ખેંચે છે.

આશાના મિનારા રચનારમાં નિરાશાની ખાઈનો સામનો કરવાની તાકાત હોવી જરૂરી છે. નહિ તો તે ત્યાં જ ભાંગી જશે. પાયો એટલો મજબૂત નાખવો જોઈએ કે તે અધવચ્ચે જ કડડભૂસ થઈ પડે નહિ. વચ્ચે કોઈ અંતરાય આવે તો નહિ ગભરાતાં હિંમતથી આગળ ડગ કેમ ભરાય તે જ જોવું જરૂરી છે.

આવું ઘડતર નાના બાળકથી જ ઘડાવું જોઈએ અને તો જ ભવિષ્યની પ્રજાએ આ નવા યુગમાં ઘણું બધું કરવાનું છે તે થઈ શકે, પણ તેને માટે માયકાંગલું માનસ નહિ ચાલે. ઘડતરનો પાયો મજબૂત હશે તો દેશનું ભાવિ ઉજ્જ્વળ છે. શારીરિક, માનસિક બધી જ રીતે સ્વસ્થતા કેળવવી જરૂરી છે.

# પેઢીએ પેઢીએ ફેર

જમાનાની તાસીર જુદી જ હોય છે. વૈકુંઠભાઈ આજે સાઠ વર્ષનાં તો હશે જ. એમના જમાનામાં દીકરાઓ જવલ્લે જ ભણતા ત્યાં દીકરીઓની તો વાત જ શી કરવી ! માંડ કોઈક ઘરમાં દીકરીને વાંચતાં લખતાં શીખવા મળતું. એ જમાનામાં નોકરી કરતાં પણ ભણવાનું ચાલુ રાખીને વૈકુંઠભાઈ વકીલ થયેલા. ઘરનું વાતાવરણ જ એવું કે બધાં કાર્યરત જ લાગે. નવરાં બેસવાનું ગમે પણ નહિ અને પાલવે પણ નહિ. વૈકુંઠભાઈ ખૂબ જ મહેનતુ, સ્વભાવે થોડા ગરમ પણ સાલસ ઘણા. જમાનાને અનુકૂળ માનસ. એ જમાનામાં તો પિતાને બે શબ્દો કહેવાની હિંમત પણ કોઈની ન મળે. એટલી બધી આમન્યામાં જીવેલા વૈકુંઠભાઈ ધંધે વળગ્યા ત્યારે બે બાળકોના પિતા પણ હતા. નાના ગામમાંથી ધીમે ધીમે શહેરમાં પ્રેક્ટીસ ઠીક ઠીક થઈ, અને સારા વકીલોમાં ગણના થવા લાગી. સારી નામના અને મુડી પ્રાપ્ત કરી. જાતમહેનતનું સુંદર પરિણામ તેમને સભર કરતું. પાંચ બાળકો—બે દીકરા અને ત્રણ દીકરીઓ—હવે મોટાં થઈ રહ્યા હતાં. બાળકોના પ્રશ્નો તો હોય જ. પણ એથીયે વધારે પિતાના ઉચ્ચ મનોરથો—બાપ કરતાં પણ ચઢિયાતા થાય અને વારસો દીપાવે. તેમણે પોતે તો સુખ જોયું, ઘણું ભેગું કર્યું. પણ પોતે તો જે મહેનતુ અને સાદું જીવન ગાળતા હતા તે જ પ્રમાણે જીવી રહ્યા હતા. હવે તો ઉમ્મીદ હતી બાળકોને ઠેકાણે પાડવાની. તેમનું એકાદ બાળક પણ ડૉક્ટર બને તેવી તેમની ઊંડી ઊંડી ઇચ્છા હતી અને એક તેમનો વકીલાતનો વારસો ચાલુ રાખે તેવું તે ઇચ્છતા હતા. સૌથી મોટી દીકરી હતી. તેને પણ ભણાવી અને ડૉક્ટર થાય તેવી તમન્ના સેવી. પણ અધવચ્ચે જ તેનું ગાડું ગબડયું. બન્ને દીકરાઓ નાના હતા પણ ધાર્યા પ્રમાણે તેમની ઇચ્છાને સંતોષી શકે તેવું લાગતું નહોતું.

નયન ઇન્ટર સાયન્સમાં પાસ થયો પણ સારો વર્ગ ન મેળવી શકયો એટલે ડૉકટરી પરીક્ષા માટે તેને પરવાનગી ન મળી. બન્યું એવું કે તરલા ખૂબ હોશિયાર હતી અને તેણે મેટ્રિકની પરીક્ષામાં પહેલો વર્ગ પ્રાપ્ત કર્યો. પરંતુ પહેલાં બન્નેને સાયન્સ લેવડાવેલું એટલે તરલાની ઇચ્છા છતાં તેની પાસે આર્ટસ લેવરાવ્યું. પરિણામે કોઈ ડૉકટર ન થઈ શકયું. હવે તો એમનો વારસો સાચવી શકે તેવો એક માત્ર નાનો દીકરો હતો. તેને વકીલ થવાની હોંશ પણ હતી પણ તે હજુ નાનો હતો. વકીલાતની પરીક્ષાનું એક વર્ષ અને બીજા ત્રણેક વર્ષ તો ધંધાનો અનુભવ લેતાં પસાર થઈ જવાનાં.

વૈકુંઠભાઈનું શરીર હવે બહુ સારું નહોતું રહેતું. તેમની હયાતીમાં નાનો નયન ઠેકાણે પડી જાય તો સારું એમ તે ઇચ્છતો. બીજાં બાળકો તરફથી સંતોષ નહોતો—એમની ઇચ્છાને વેગ મળ્યો નહોતો એટલે ખૂબ જ દુઃખી રહેતા હતા. છોકરીઓ મોટી થઈ, ભણાવી ગણાવી પણ એમની રીતે નહિ અને છેવટે તેમનાં સ્વતંત્ર વિચારો પ્રમાણે ચાલવાનું જ વધુ પસંદ કરતા. એમાં તેઓ વારંવાર નવા જમાનાનો દોષ જોતા. એમનું જૂનવાણી માનસ કેટલીયે જૂની રૂઢિઓને ખંખેરવા તૈયાર નહોતું પણ તેને વધુ પ્રોત્સાહન આપવામાં રસ ધરાવતા હતા. આમ જૂના નવા માનસ વચ્ચે ઘર્ષણ ચાલ્યા કરતું હતું.

પિતાનાં જ સ્વપ્નોમાં રાચતા રહેવા બદલ એકેયને લાભ ન થયો. પિતા બાળકની શક્તિનો કયાસ ન કાઢી શકયા. અને એમનો ચંચુપાત એમને જ ભારે પડી ગયો. આજે આખાય કુટુંબનો ભાર પિતાને માથે જ છે. પિતાના પૈસે તાગડધિન્ના કરવામાં તેમને વધુ રસ છે. અને વૈકુંઠભાઈ તેમને ના પાડીને મદદરૂપ થાય છે. છેવટે છોકરાં તો પિતાનાં ને ? એટલે પિતૃહૃદય પીગળે છે.

આજે વૈકુંઠભાઈ એમની અમુક રૂઢ માન્યતાઓને કારણે મનથી ખૂબ જ દુઃખી છે. સમાજમાં એક વકીલ તરીકે તેમની સારી પ્રતિષ્ઠા છે પરંતુ કૌટુંબિક

સુખ છતે પૈસે પણ તે ભોગવી શકતા નથી.

## સનાતન રંજાડ

જમાનો બદલાય છે, નવી તાસીર જોવા મળે છે. રહેણીકરણી બધું જ ફરી જાય છે, સ્ત્રી પુરુષ સૌ સૌ પોતપોતાની રીતે સ્વતંત્ર વિચરે છે. પરંતુ જૂની ઘરેડ જે ચાલતી આવી છે તેમાં ક્યાંય ફરક પડ્યો હોય તેવું લાગતું નથી. એટલે અંશે પરતંત્રતા દેખાય છે.

વીસેક વર્ષની શુકુનિને પરણ્યાને ચારેક વર્ષ થયાં હશે. બે વર્ષનો દીકરો પણ છે. પણ તેના જીવને પરણ્યાનું સુખ નથી કે જીવનમાં શાંતિ નથી લાગતી. ખૂબ મોટા નહિ પણ વડીલોથી ભરચક કુટુંબમાં તે રહે છે. સસરા અને પિતા બન્નેને બબ્બે પત્નીઓ હયાત છે. એક પત્નીત્વનો કાયદો આવ્યો તે પહેલાંની આ વાત છે. દિયર છે, નણંદ છે, શુકુનિ પરણીને ઘેર આવી છે ત્યારનો ઘરનો બધો જ વહીવટ -બોજા તેના માથે છે અને એ તેણે સહર્ષ સ્વીકારી લીધો છે.

શુકુનિનો પતિ ગુરુ સારું કમાતો હતો, પોતાની દુકાન હતી. દરજીકામ ધમધોકાર ચાલતું એટલે બીજા કારીગરો રાખી કામ લેવું પડતું. શુકુનિ પણ ઘરકામમાંથી પરવારીને મોડી રાત સુધી તેને મદદ કરતી હતી. ગુરુ તીખા સ્વભાવનો અને વાંક શોધનારો હતો. પત્ની ગમતી હતી છતાં એને વારંવાર ધમકાવતો. એ તો ઠીક પણ તેને ચાર વર્ષમાં ભાગ્યે જ મહિયર જવા દેતો.

બન્યું એવું કે શુકુનિને પાંચ બહેનો હતી એટલે લગ્ન વખતે તેના પિતાએ વ્યવહારિક રીતે જે અપાય તેનાથી વધુ કંઈ આપેલું નહિ. લગ્ન પછી પણ આપવાનું બન્યું નહિ. શુકુનિની બન્ને માને અણબનાવ થયો અને તેથી શુકુનિની મા એક ઓરડીમાં જુદી રહી. એની પાસે ઝાઝી સગવડ નહિ એટલે દીકરીને ખરે ટાણે ઘેર તેડી ન શકી. શુકુનિની સુવાવડ સાસરે કરવી પડી. સગી મા પૈસેટકે મદદરૂપ ન થઈ શકી એનું એને ખૂબ દુઃખ હતું. પણ પોતે નાઈલાજ હતી.

ગુરુ વાતવાતમાં તેને સંભળાવ્યા કરતો : 'તારા બાપે કંઈ આપ્યું નહિ ને ઉપરથી ખર્ચો અમને કરાવ્યો.' સહેજ આડકતરી રીતે પણ પૈસાની ઉઘરાણી કર્યા કરે. ઘરમાંથી બહાર જવા ન દે, પિતાને ઘેર તો જવાનું જ નહિ. એની બા ઘેર આવે તો પણ કોઈનું કોઈ હાજર જ હોય. રોજનો આ પરિતાપ શુકુનિ સહન કરીને રહેતી હતી. મનમાં ખૂબ હેરાન થતી ત્યારે આપઘાત કરવાનું તેને મન થતું. બને ત્યાં સુધી સામે ન બોલતી પણ એક બે વાર એણે કહેલું : 'મારા બાપને પાંચ દીકરીઓ છે, કોઈ એક દીકરીવાળાને પરણ્યા હોત તો ઘણું આપત.' પછી તો ખલાસ. 'તું છૂટાછેડા આપી દે. હું એવી છોકરીને પરણીને તને બતાવીશ.' ઝઘડાનું સ્વરૂપ વધ્યું અને કારણ મળ્યું.

હવે શુકુનિને તે પરાણે પિયર મોકલવા માંડ્યો, અને પછી પાછી બોલાવે જ નહિ. પણ ત્રણચાર દિવસથી વધુ શુકુનિ ત્યાં રહેતી નહિ. એની બા એને ઘેર મૂકી આવતી. એક બાળક સાથે, ઘર ભાંગીને ક્યાં રહેવું ? એટલે સહન કરીને તેણે રહેવા માંડ્યું.

શુકુનિની મા કહે : 'હું પણ પરતંત્ર છું એટલે ક્યાંથી લાવું. છતાંય મારાથી બનતું કરું છું. દીકરીનું દુઃખ જોવાતું નથી.'

પુરુષ સત્તાના જોરે આજે પણ સ્ત્રીને રંજાડી શકે છે એનો હિસાબ કોણ માગશે.. ...... !

## બોલે કંઈ ને કરે કંઈ

'હમણાં કંઈ બહુ દિવસે દેખાયાં ? બહારગામ હતાં કે શું ?'

'ના, ના, અમે હવે પેલા ઘેર રહેવા ગયાં; અહીંથી ખાલી કર્યું.'

'ખરેખર ! કેમ એમ; હજુ તો તમને માંડ ચારેક મહિના અહીં આવ્યાંને થયાં એટલામાં પાછાં જેમાં જતાં રહ્યાં ?'

'હા, શું કરીએ! મારી દેરાણીને પિયર તરફથી બંગલો બંધાવી આપ્યો એટલે તે બન્ને ત્યાં રહેવાં ગયાં. જો-કે બંગલો તો ક્યારનો બંધાઈ જવા આવ્યો હતો એટલે અમે અહીં રહેવા આવતાં પહેલાં જ પૂછ્યું હતું કે તમે જો ત્યાં જવાનાં હો તો અમે ના જઈએ. એ વખતે તો એટલા અભિમાનથી બોલેલાં કે જેને માબાપની પડી ન હોય તે જુદાં રહે, અમે તો નથી જ રહેવાનાં.'

'હવે ક્યાં ગયું એમનું એ અભિમાન! તમને તો થોડા સમય માટે નકામો ખરચો કરાવ્યો ને!'

'હાસ્તો, અને અમારી આ રીતે પાછા જવાની જરાય ઇચ્છા નહોતી પણ શું થાય! નાનાં ભાભી તાજાં જ પરણેલાં છે. એને માથે ઘરનો બધો ભાર કેવી રીતે નંખાય! અને તેમાંય મારી સાસુએ ખૂબ કહ્યું અને બીજા ભાઈઓની પણ એવી ઇચ્છા એટલે અમારે ના છૂટકે જવું પડ્યું.'

કૃષ્ણાબહેન ચારેક મહિના પહેલાં જ અમારી પડોશમાં રહેવા આવેલાં. મોટા ભર્યાભાદર્યા કુટુંબમાંથી વિભક્ત કુટુંબમાં આવેલાં એટલે કેટલાંય વર્ષો પછી થોડી સ્વતંત્રતા મળેલી. પોતાની રીતે ઘર અને બાળકોને ઉછેરી શકવાનો લાભ મળેલો અને મનમાં કંઈક શાતા પણ વળેલી. ભાડાનું મકાન હતું પણ નવું ઘર વસાવેલું એટલે રાચરચીલાથી માંડીને ઘરમાં નાની મોટી ઘણી વસ્તુઓ ખરીદાઈ હતી.

મોટું કુટુંબ હતું એટલે જગ્યાની તંગી લાગવા માંડી હતી. મજિયારામાં ધીમે ધીમે અલગ તો થવાનું જ છે ત્યારે સૌને સુગમ થઈ પડે એ માટે એકાદ ભાઈએ જુદું રહેવું એમ નક્કી કરેલું. એ વખતે કૃષ્ણાબહેનના દિયર માટે જ વિચારાયેલું પણ એમણે ચોખ્ખી ના પાડી દીધી. કોઈપણ જાતનો અણબનાવ પણ થયો નહોતો. બધાંની રાજીખુશીથી જ જુદા રહેવાનું નક્કી કરેલું. તેમને ત્યાં અવારનવાર તેમનાં સાસુ સસરા પણ રહેવા આવતાં. આ વહુ સાથે તેઓને વધુ ફાવતું પણ હતું. કુટુંબના વટવ્યવહારમાં પણ તે જતાં આવતાં હતાં.

તેઓ બન્નેને આ રીતે પાછા જવાનું બહુ ખરાબ લાગ્યું. નુકશાન પણ એટલું જ થયું. લોકો પણ નજરે દેખે તે જ કહે ને!

બન્યું એવું કે એમની દેરાણી પન્નાની બા રોજ આવે અને તેને પોતાને બંગલે રહેવા જવા કહે. એણે સાસુને કહેવાનું કહ્યું. એટલે સાસુએ પન્ના ઉપર ઢોળ્યું કે હું કંઈ ન જાણું, તમે જાણો ને તમારી દીકરી જાણે. પન્ના બોલે કેવી રીતે? પણ એ પતિ-પત્ની બન્નેએ અર્ધું ત્યાં ને અર્ધું અહીં એમ બે જગ્યાએ રહેવાનું શરૂ કર્યું. રાત ત્યાં રહે તો સવારે અહીં આવે. ઘરમાં બધાંને આ રીતે ન ગમ્યું અને તેમને એક ઘેર રહેવા આગ્રહ કર્યો. છેવટે હા, ના કરતાં પોતાને માટેના બંગલે તેઓ બન્ને રહેવા ગયાં.

પન્નાએ પહેલેથી જ સમજીને જ વધુ પડતું બોલ્યા વગર જુદા રહેવાનું કબૂલ્યું હોત તો એક-બીજાની વચ્ચે અંતર ન પડત અને ખોટા ખર્ચામાંથી મુક્તિ મળત.



'મધુરમ્'

## નથી હોતા

બધાયે દેશભક્તો, જોઈ લો, નેહરુ નથી હોતા,
અહિંસા વાત કરનારા બધા ગાંધી નથી હોતા,
પ્રણયની વાત કરનારા બધા મજનૂ નથી હોતા,
જગતમાં ઝેર પીનારા બધા શંકર નથી હોતા.







# રૂપ, રંગ અને રસભર્યાં નવાં પ્રદીપ પ્રકાશનો

| | | | | |
|---|---|---|---|---|
| * | ઊર્મિનાં ઈંધણ | વલ્લભદાસ દલસાણીયા | નવલકથા | રૂ. ૭-૦૦ |
| * | દરદ ન જાણે કોઈ ભાગ ૧-૨ | વિઠ્ઠલ પંડયા | નવલકથા | રૂ. ૧૫-૦૦ |
| * | પડતા ગઢના પડછાયા ભાગ ૧-૨ | હરિલાલ ઉપાધ્યાય | ,, | રૂ. ૨૪૦૦ |
| * | મઝધાર ભાગ ૧-૨ | જસવંત મહેતા | ,, | રૂ. ૧૫-૦૦ |
| * | મોહિની | રાજેન્દ્ર થડેસર | ,, | રૂ. ૭-૫૦ |
| * | અંતીમ વિદાય | તારકનાથ ગાંધી | ,, | રૂ. ૭-૭૫ |
| * | સૂનાં હૈયા સૂનાં મંદિરિયા | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ,, | રૂ. ૧૧-૭૫ |
| * | ચારુસિદ્ધા | ધીરજબહેન પારેખ | ,, | રૂ. ૫-૫૦ |
| * | દૂર ગગન કે તારે | પ્રાણ પરદેશી | ,, | રૂ. ૬-૦૦ |
| * | અણપ્રીછી પ્રીત | પદ્મા ફડિયા | ,, | રૂ. ૭-૫૦ |
| * | સ્વપ્નસેતુ | કોલક | ,, | રૂ. ૭-૫૦ |
| * | વસમીવેળા | દોલત ભટ્ટ | ,, | રૂ. ૧૦-૦૦ |
| * | રોહિણી | વિઠ્ઠલ પંડ્યા | નવલિકા સંગ્રહ | રૂ. ૭-૦૦ |
| * | સરિત સંગમ | સુરેશ ગાંધી | ,, | રૂ. ૫-૭૫ |
| * | ધરતી આભ મિનારા | જશવંત મહેતા | ,, | રૂ. ૭-૦૦ |
| * | જિંદગીનાં રૂપ | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ,, | રૂ. ૬-૦૦ |
| * | સંસારના રંગ | નટવર શાહ | ,, | રૂ. ૬-૫૦ |

## અન્ય પ્રકાશનો

**વિઠ્ઠલ પંડ્યા**

લાંછન ભાગ ૧-૨ ૧૪-૫૦
નજરબંધી ૧૨-૦૦
મન મોતી ને કાચ ૧૦-૨૫
મીઠા જળનાં મીન ૯-૭૫
ફાલ્ગુની ૬-૫૦
હારજીત ૭-૨૫
લજ્જામણી ૬-૫૦
રસિકપ્રિયા ૫-૫૦
ડંખ (છપાય છે)

**કોલક**

પંથભૂલેલા ૭-૦૦
ભગ્નહૃદય ૭-૨૫
દીવાસ્વપ્ન ૮-૭૫
પ્રેમ સંગમે ૧-૨ ૧૪-૫૦
રૂપલાલસા ૧-૨ ૧૫-૦૦

**જશવંત મહેતા**

પલ પલ ઝંખે પ્રાણ ૮-૨૫
સંધ્યાનું શમણું ૮-૫૦
માનવતા મહેંકી ઊઠી ૮-૦૦

**રસિક મહેતા**

સમર અને સુષમા ૭-૨૫
મધુ ગાયે ભંવરા ૧૦-૦૦

**'સુહાસી'**

શ્રીનિકેતન ૧૦-૦૦

**જયંત ગાંધી**

સુખનાં સુખડ જલે ૬-૫૦

**પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ**

ધરતીનું ફૂલ ૯-૦૦
માટીનાં માનવી ૧૧-૭૫
નવા પ્રયાણ ૭-૦૦
પારકી થાપણ (છપાય છે)

**પદ્મા ફડિયા**

ત્યાગ ને તપસ્યા ૬-૭૫

**ધીરજબહેન પારેખ**

શ્રદ્ધા ને સાધના ૫-૭૫
ઉરનાં અરમાન ૪-૫૦

**કુ. વ[illegible]નસેવી**

કમળનાં ફૂલ [illegible]-૭૫

**રજનીકાંત ગાંધી**

અંતરના અંતર ૬-૫૦

**ભદ્રકુમાર યાજ્ઞિક**

રંગભવન ૬-૫૦

**ગજેન્દ્રકુમાર મિત્ર**

અપરાજિતા ૬-૨૫

**મૂળચંદ મોદી**

વેરનાં વળામણાં ૬-૦૦

**નવનીત સેવક**

પ્રીત કિયે પછતાય ૮-૭૫

**મૂળરાજ રૂપારેલ**

આંસુનાં શિલ્પ ૬-૫૦

: પ્રકાશક :

**પ્રદીપ પ્રકાશન : ૯૩, નારાયણ ધ્રુવ સ્ટ્રીટ, મુંબઈ, ૩**

**Statement about ownership and other particulars about news paper 'Oormi-Navrachana'**

**FORM IV (See Rule 8)**

| | | |
|---|---|---|
| 1 | Place of Publication ... ... ... | 64 Fernadez Bridge, Ahmedabad, 1. |
| 2. | Periodicity of its publication ... ... | Monthly. |
| 3. | Printer's Name ... ... ... ... | Kantilal Dahyabhsi Patel. |
| | Nationality ... ... ... ... | Indian |
| | Address ... ... ... ... | Mangal Mudranalaya, Ratanpole, (Ahmedabad. |
| 4-5. | Publisher's & Editor's Name ... ... | Ishwarlal M. Dave |
| | Nationality ... ... ... ... | Indian |
| | Address ... ... ... ... | Bharati Sahitya Sangh Pvt. Ld., Gandhi Rd., 64, Fernandez Bridge, Ahmedabad, 1. |
| 6. | Names and addresses of individuals who own the newspaper and partners or shareholders holding more than one per cent of the total capital. | Bharati Sahitya Sangh Pvt. Ltd, Gandhi Rd., 64, Fernandez Bridge, Ahmedabad, 1. |

I, Ishwarlal M. Dave, hereby declare that particulars given above are true to the best of my knowledge and belief.

Dated 28-2-'65 Signature of publisher : I. M. Dave

વાર્ષિક લવાજમ : રૂ. ૬/૫૦ વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ : રૂ. ૩૬/૫૦ વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ.થી મોકલવાનું મુખ્ય સ્થળ :

## ઊર્મિ–નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ • ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ • ગાંધીરોડ • અમદાવાદ, ૧

—: આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ લવાજમ ભરી શકાય છે :—

૧. એન. એમ ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩. એન એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪. આરોગ્યધામ, અચુબ મેન્શન, વિન્સેન્ટ રોડ, માટુંગા, મુંબઈ, ૧૯.
૫. વિજય સ્ટોર્સ, ૩૮૧/એ, કાલબાદેવી રોડ, ૩જે માળે, નરોતમવાડી. મુંબઈ, ૨.
૬. ઈન્ટરનેશનલ બુક હાઉસ, ૯ એશ લેન, મ. ગાંધીરોડ, મુંબઈ, ૧.
૭. નિર્મલ એજન્સીઝ, ૧૦૮ શેખ મેમણ સ્ટ્રીટ, બીજે માળે, મુંબઈ, ૨.
૮. લોક મિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર, ૧.
૯. સાહિત્ય ભંડાર, ૧૪, અમરત્તલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૦. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, રાવપુરા, વડોદરા.
૧૧. ગુજરાત પુસ્તકાલય સ. સ મંડળ, કોંગ્રેસ ભવન, રાજમહેલ રોડ, મહેસાણા.
૧૨. ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલા, સૂરત.
૧૩. બાબુભાઇ પ્રેમશંકર ત્રિવેદી, ગંજ બજાર, પાટણ.
૧૪. વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ, આણંદ.
૧૫. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૬. સાહિત્ય મિલાપ, ડૉ. યાજ્ઞિક રસ્તો, રાજકોટ, ૧.
૧૭ પોપ્યુલર બુક સપ્લાય, પો. બો. નં. ૭૬૯, કંપાલા. ( યુગાન્ડા–પૂ. આફ્રિકા )
૧૮. જનરલ બુક સેલર્સ, પો. બો નં. ૧૨૭૮, દારે સલામ ( ટી. ટી.–પૃ આફ્રિકા )
૧૯. યુનાઈટેડ જનરલ સ્ટોર્સ લિ. પો. બો. ૮૦૮, કિસુમુ ( કેન્યા–પૂ. આફ્રિકા )
૨૦. કે સી. આચાર્ય એન્ડ સન્સ, પો. બો. નં. ૨૪૬, જિંજા ( યુગાન્ડા પૂ. આફ્રિકા)
૨૧. મુલ્લા સલમાનજી મુલ્લા હેબતુલ્લાભાઈ, પો. બો. નં. ૧૩૭૭, મોંબાસા (કેન્યા–પૂ ,,)
૨૨. નીલકંઠ પી. સ્વામી, પો. બો. નં. ૭૯૧, મોંબાસા ( કેન્યા પૂ. આફ્રિકા)

